णमोत्थु ण समणस्स भगवओ महावीरस्स

મહોપાધ્યાયશ્રી યશોવિજયજી

વિરચિતા

# द्वात्रिंशद्द्वात्रिंशिका

## ભાગ -૧

સ્વોપજ્ઞ તત્ત્વાર્થદીપિકાખ્યવૃત્તિસમલંકૃતા

ગુર્જરભાવાનુવાદ સહિતા ચ

— ભાવાનુવાદ —

શ્રી પ્રેમ-ભુવનભાનુ-ધર્મજિત-જયશેખરસૂરીશ્વર શિષ્ય

મુનિ અભયશેખરવિજય ગણી

પ્રકાશક

દિવ્યદર્શન ટ્રસ્ટ

૩૬, કલિકુંડ સોસાયટી, ધોળકા

જિ અમદાવાદ. ૩૮૭૮૧૦

પ્રથમ પ્રકાશન - વિ. સં ૨૦૫૧

મૂલ્ય = ૮૦ રૂપિયા

નોધ - આ પુસ્તક જ્ઞાનનિધિમાંથી પ્રકાશિત થયું છે. માટે ગૃહસ્થોએ એની માલિકી કરવી હોય તો પુસ્તકની કિંમત જ્ઞાનખાતે ચૂકવવી.

# પ્રકાશકીય.....

વિ. સ ૨૦૫૦ નુ, શ્રીસૂરિમન્ત્ર પંચપ્રસ્થાન આરાધક પૂજ્યપાદ આચાર્ય ભગવંત શ્રીમદ્ વિજય જયશેખરસૂરીશ્વરજી મ. સા. આદિ ઠાણા ૧૨ નું ચાતુર્માસ, મુંબઇ ગોરેગામ નિવાસી શા. જુહારમલજી મનરૂપજી સાકરિયા પરિવાર (રાજ ચરલી વાળા) તરફથી, સુશ્રાવક ચંદનમલજી વગેરેની વર્ષોની સાગ્રહ વિનતીને માન આપીને પાલીતાણા મુકામે શ્રી સાંડેરાવ જિનેન્દ્રભુવનમાં શ્રીશત્રુંજયતપ, વર્ધમાનતપ પાયા, પ્રતિદિન ગિરિરાજની સ્પર્શના વગેરે અનેક આરાધનાઓથી સભર થયું.

જુદા જુદા ૭૨ ગામોના લગભગ ૨૩૦ આરાધકોની વિવિધ આરાધનાઓના શિખર રૂપે ચાતુર્માસ આયોજક સઘવી પરિવાર તરફથી પ્રભુભક્તિનો ભવ્ય મહોત્સવ થયો - શ્રીસૂરિમન્ત્ર મહાપૂજન, શ્રી જયતળાટીના અઢાર અભિષેક વગેરે અનુષ્ઠાનો ભવ્ય થયાં.

આ ચાતુર્માસ દરમ્યાન પૂજ્યપાદ આચાર્ય ભગવંતે શ્રીસૂરિમન્ત્રની પંચપ્રસ્થાનની પાચમી વારની આરાધના નિર્વિઘ્નતયા સુદર રીતે પૂર્ણ કરી. એના પૂર્ણાહુતિ પ્રસંગે પાલીતાણામાં અન્યાન્ય સ્થળે બિરાજમાન અનેક આચાર્ય ભગવતો વગેરે મહાત્માઓની ઉપસ્થિતિમા, તેઓશ્રીના, "શ્રીસૂરિમન્ત્રના જે પટ્ટ પર પૂ. આ. મહારાજે પાચ વાર પાચ પાચ પીઠિકાની આરાધના કરી એ પટ્ટ હવે વિશિષ્ટ રીતે મન્ત્રમય-પ્રભાવક બની ગયો કહેવાય માટે એ પુન. ભક્તિભાવ પૂર્વક બોલી બોલીને વહોરાવવો જોઇએ" વગેરે સૂચનાનુસારે ચઢાવો થયો અને સૂરિમન્ત્ર આરાધક પૂજ્યપાદ આ. ભગવંતશ્રીના સંપર્કથી ધર્મ માર્ગે જોડાયેલા મુંબઇ - મુલુડ નિવાસી શ્રી કિશોર માલદે- શ્રી નવિનભાઇ મારુ એ સારી બોલી બોલી એ પટ્ટ પૂજ્યશ્રીને વહોરાવવાનો લાભ લીધો. જ્ઞાનદ્રવ્યની આ ઉપજ તેમજ ચાતુર્માસમાં અન્ય પણ થયેલી ઉપજનો શીઘ્ર સદુપયોગ થાય એ માટે શ્રી સાંડેરાવ જિનેન્દ્ર ભુવનના ટ્રસ્ટીઓએ પ્રસ્તુત પુસ્તકના ખર્ચનો લાભ લેવાનો નિર્ણય કર્યો તદનુસાર, આ ચાતુર્માસમાં થયેલ જ્ઞાનદ્રવ્યની ઉપજમાથી આ પુસ્તક પ્રકાશિત થઇ રહ્યુ છે.

આ સુદર ગ્રન્થના રચયિતા મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજ, ભાવાનુવાદ કર્તા - સંપાદક પૂજ્યપાદ મુનિરાજશ્રી અભયશેખરવિજય ગણિવરના ચરણોમા ભાવભરી વન્દના. આ પુસ્તકનું સુદર ટાઇપ સેટીગ કરી આપનાર શ્રી મહાવીર જૈન આરાધના કેન્દ્રના કોમ્પ્યુટર સેકશનના, કેતન શાહ વગેરેને ધન્યવાદ.

સ્વકીય જ્ઞાનનિધિનો આવો સુદર અનુમોદનીય લાભ લેવા બદલ શ્રી સાંડેરાવ જિનેન્દ્ર ભવન-ટ્રસ્ટ, પાલીતાણાને પણ ખૂબ-ખૂબ ધન્યવાદ..

મહોપાધ્યાય શ્રીયશોવિજયજી મહારાજના આ મહત્ત્વના ગ્રન્થના સ્વાધ્યાય દ્વારા સહુ કોઇ આત્મહિત સાધે એવી શુભેચ્છા.

નોંધ: સંસ્કૃતમાં વ્ર નું વચલુ પાખડુ બરાબર ન ઊઠવાથી વ્ર જેવુ વ ચાય છે. ત્યાં આગળ પાછળના સન્દર્ભથી વ્ર જાણી લેવો.

લિ. દિવ્યદર્શન ટ્રસ્ટ વતી
કુમારપાળ વિ. શાહ

# મહાજનો યેન ગતઃ સ પન્થાઃ

(પ્રસ્તાવના)

આ ન્યાયને મહામહોપાધ્યાયજીએ જેમા સાર્થક કર્યો છે તે ગ્રન્થ દ્વાત્રિશદ્ દ્વાત્રિંશિકા. તાર્કિક શ્રેષ્ઠ શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ મહારાજાએ બત્રીશ શ્લોકની બનેલી બત્રીશી રચી અષ્ટક, ષોડશક, વિંશિકા અને પંચાશક જેઓના હાલ પણ ઉપલબ્ધ છે તે ૧૪૪૪ ગ્રન્થોના પ્રણેતા શ્રી હરિભદ્રસૂરિ મહારાજાએ બત્રીશી પણ રચી હશે એવી કલ્પના અશક્ય નથી કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રસૂરિ મહારાજાએ પણ બત્રીશીઓ રચી છે. મહાજનોએ કંડારેલા આ માર્ગે ન્યાય વિશારદ ન્યાયાચાર્ય મહામહોપાધ્યાયજીએ પણ પદાર્પણ કરી એક નહીં, બે નહી, બત્રીશ-બત્રીશ બત્રીશીઓની હૃદયગમ રચના કરી છે. ગ્રન્થના નામ અનુસાર બત્રીશેય પ્રકરણોમાં બત્રીશ-બત્રીશ મૂળ શ્લોકો છે, ન ન્યૂન- ન અધિક. આમા વળી એક વિશેષતા એ છે કે દરેક બત્રીશીના અતિમ શ્લોકમા 'પરમાનન્દ' શબ્દ વણાયેલો છે આ થઇ મૂળગ્રન્થની વાત. એના પર ઉપાધ્યાયજી મહારાજે 'તત્ત્વાર્થદીપિકા' નામની સ્વોપજ્ઞ વૃત્તિ રચી છે સ્વોપજ્ઞ વૃત્તિનુ નામ તત્ત્વાર્થદીપિકા છે એ, પ્રશસ્તિના નીચેના શ્લોક પરથી જણાય છે–

यशोविजयनाम्ना तच्चरणाम्भोजसेविना। द्वात्रिंशिकाना विवृतिश्चक्रे तत्त्वार्थदीपिका ।।

કેટલાક મૂળ શ્લોકો પર વિસ્તૃત વૃત્તિ છે. તો કેટલાક પર સક્ષિપ્ત અવચૂરિ જેવી. કેટલાક શ્લોકની વૃત્તિમાં સાક્ષી પાઠો જ ટાકીને અભિપ્રેતાર્થ જણાવ્યો છે તો કેટલાક શ્લોકોની વૃત્તિમાં માત્ર દિક્પ્રદર્શન કરી વિસ્તાર માટે અન્ય ગ્રન્થોનો અતિદેશ કરી દીધો છે. આ અન્ય ગ્રંન્થો તરીકે બહુધા સ્વકીય જ ધર્મપરીક્ષા, સ્યાદ્વાદ કલ્પલતા, ઉપદેશ રહસ્ય વગેરે ગ્રન્થો છે. સંખ્યાબધ શ્લોકો પર તો 'સ્પષ્ટ' ઇત્યાદિ કહીને વૃત્તિ જ રચી નથી... યાવત્ બત્રીશમી બત્રીશીના તો એકે ય શ્લોક પર વૃત્તિ નથી વળી ૮૦ ટકા થીય વધુ શ્લોકોની અવતરણિકા કરી નથી. વૃત્તિ ગ્રન્થની આ બધી પ્રથમ નજરે આંખે ચઢતી વાતો કહી.

અધ્યાત્મસારમાં ઉપાધ્યાયજી મહારાજાએ કહ્યું છે કે–

शास्त्रात्परिचिता सम्यक् सम्प्रदायाच्च धीमताम्। ईहानुभवयोगाच्च प्रक्रिया कामपि ब्रुवे ।।७।।

આમા શાસ્ત્ર, પ્રાજ્ઞપુરુષોનો સપ્રદાય અને સ્વકીય ઈહા એ ત્રણ ગ્રન્થ ગ્રથનના જે Source બતાવ્યા છે તેનો સ્પષ્ટ વ્યાપાર પ્રસ્તુત ગ્રન્થમા જોવા મળે છે અષ્ટક પ્રકરણ, ષોડશક પ્રકરણ, યોગદૃષ્ટિ સમુચ્ચય, યોગબિન્દુ અને પાતજલયોગદર્શન મુખ્યતયા આ પાંચ ગ્રન્થોમાંથી જાણવા મળેલી વાતોનો, સંપ્રદાય અને સ્વકીય ઈહા અનુસારે પ્રસ્તુત ગ્રન્થમાં સંક્ષેપ યા વિસ્તાર કરવામા આવ્યો છે. એટલે કે તે તે મૂળ શાસ્ત્રમા જ જેનો વિસ્તાર સુસ્પષ્ટ છે તેનો અહી માત્ર સંક્ષેપથી જ ઉલ્લેખ કર્યો છે. જે જે વાતનો પોતાને વધુ સ્પષ્ટ વિસ્તાર કરવાનો સપ્રદાય અને સ્વકીય વિચારણા-સ્ફુરણાને અનુસારે અવસર મળ્યો તેનો તેનો અહી વિસ્તાર કરાયો છે. એટલે ઘડીકમા એમ લાગે છે કે અષ્ટક-ષોડશક વગેરેનો આ સમરીગ્રન્થ છે. તો ક્યારેક એમ લાગે કે જુદા જુદા શાસ્ત્રોમા કહેલા તે તે સદર્ભના પ્રતિપાદનોનો આ સંકલના ગ્રન્થ છે. દા. ત યોગબિન્દુના અમુક અધિકારથી બત્રીશીનો પ્રારભ થયો હોય, વચ્ચે પાછો એનો જ સમાન સંદર્ભવાળો અન્ય અધિકાર આવી જાય, પછી એના જ સદર્ભવાળો પાતજલ યોગદર્શનનો સદર્ભ આવે, પછી યોગદૃષ્ટિ સમુચ્ચયનો થોડો અધિકાર આવે, પાછો યોગબિન્દુનો મૂળ અધિકાર ચાલુ થઇ જાય. આવી આવી રીતે અષ્ટક-ષોડશક વગેરેના અધિકારો માટે પણ જાણવુ. એમાં વળી વચ્ચે વચ્ચે ક્યારેક આગમપાઠોના સદર્ભથી પણ પ્રસ્તુત અધિકારનુ સમર્થન હોય, અન્યાન્ય ગ્રન્થોના સમાન સંદર્ભવાળા અધિકારોનું આ સંકલન પદાર્થોની ધારણા કરી પૂર્વાપર અનુસંધાન કરવાની ઉપાધ્યાયજી મહારાજની કુશળ પ્રતિભાને જણાવનારુ માપક યંત્ર છે. વળી ક્યારેક તો એમ લાગે

કે આ કોઇ ટીપ્પણ ગ્રન્થ છે, એટલે કે જેમ આચાર્ય ભગવંત શ્રી મુનિચન્દ્રસૂરિ મહારાજાએ કમ્મપયડી ચૂર્ણિ પર વિષમપદ ટીપ્પણ કર્યું છે– ચૂર્ણિગત તે તે બાબતોનું હેતુ વગેરે બતાવવા દ્વારા સ્પષ્ટીકરણ કર્યું છે તેમ ઉપરોક્ત ગ્રન્થોના તે તે અધિકારોની અમુક અમુક બાબતો પર વિશેષ પ્રકાશ પાથરવા ટીપ્પણની રચના કરી ન હોય એવો આ ગ્રન્થ છે. ફેર એટલો છે કે અભિપ્રેત તે તે અધિકારોનો એક સળગ ગ્રન્થ જો હોત તો મને એમ લાગે છે કે તેઓએ એવી ટીપ્પણ જ રચી લીધી હોત, પણ એવો સળંગ ગ્રન્થ ન હોવાથી સ્વસંકલના અનુસારે એ એ ગ્રન્થાધિકારોને ગોઠવી આ નવો ગ્રન્થ રચ્યો છે અને વિશેષ બાબતો પર પ્રકાશ પાથર્યો છે.

૧૪૪૪ ગ્રન્થોના પ્રણેતા યાકિની મહત્તરાસૂનુ સૂરિ પુરંદર આચાર્યશ્રી હરિભદ્રસૂરિ મહારાજાએ ઉપલબ્ધ આગમાદિ શાસ્ત્રોમાં ન મળતી અથવા નિર્દેશમાત્ર રૂપે મળતી ઘણી બાબતો પર સ્વકીય માર્ગાનુસારી પ્રજ્ઞાના પ્રભાવે સુંદર પ્રકાશ પાડ્યો - શકા/સમાધાન દ્વારા ઘણી બાબતોનુ યથાર્થ નિર્ણયાત્મક પ્રરૂપણ કર્યું - કેટલીય આગમિક બાબતોને હેતુવાદની કસોટી પર ચઢાવી તર્કપૂર્ણ સિદ્ધ કરી, કેટલાંય મૌલિક નિરૂપણો અને નિષ્કર્ષોથી જિજ્ઞાસુઓની જિજ્ઞાસાને તૃપ્ત કરી છે એ જ રીતે ઉપાધ્યાયજી મહારાજે શાસ્ત્રીય બાબતો અંગે ઢગલાબધ નિષ્કર્ષો, મૌલિક સુસંવાદી પ્રરૂપણાઓ, આગમિક બાબતોનું સતર્ક પ્રરૂપણ - નિર્દોષ લક્ષણો - શાસ્ત્ર વચનોના તાત્પર્ય વગેરે પ્રરૂપવા દ્વારા જિજ્ઞાસુઓને સાનંદ આશ્ચર્યના અફાટ સમુદ્રમાં ગરકાવ કરી દીધા છે. આ બાબતની પ્રસ્તુત બત્રીશી ગ્રન્થમા ઠેર ઠેર પ્રતીતિ થયા વિના રહેતી નથી. એ જ રીતે હરિભદ્રસૂરિ મહારાજે મૂળ ગ્રન્થમા ટૂકમા પ્રરૂપેલી વાતોને ઉપાધ્યાયજી મહારાજે હેતુપ્રદર્શન વગેરે કરીને વધુ સુસ્પષ્ટ કરી છે. પૂર્વ વૃત્તિકારે વિભાગીકરણાદિ પૂર્વક એનુ વિશદ વિવેચન કદાચ ન કર્યું હોય તેવું વિભાગીકરણ પૂર્વક વિવેચન કરેલુ પણ આ ગ્રન્થમાં જોવા મળે છે જેમ કે ચોથી જિનમહત્ત્વ દ્વાત્રિંશિકામા પ્રભુના સવત્સરીદાન અંગે એક વાત આવે છે કે પ્રભુનો પ્રભાવ જ એવો હોય છે કે જીવો સંતોષ સુખવાળા બને છે આમા સંતોષસુખનું એવું પૃથક્કરણ કરી દેખાડ્યુ છે કે "ધન ગ્રહણ કરવાની ઇચ્છા ઉભી કરનાર કર્મ જેઓનુ સોપક્રમ હોય તેઓને અનિચ્છારૂપ સતોષ અને તે કર્મ જેઓનુ નિરુપક્રમ હોય તેઓને પરિમિત ઇચ્છારૂપ સતોષ થાય છે. આ વિભાગીકરણથી જ એ દાનનો સર્વથા અભાવ થઇ જવાની શંકાનું પણ નિરાકરણ કરી દીધુ છે. અને અસંખ્ય દાનની અસંભાવનાનુ પણ સમર્થન કરી દીધુ છે.

શ્રીહરિભદ્રસૂરિ મહારાજાની પ્રરૂપેલી વાતોનું, તેમના પછી ઉભા થયેલા પૂર્વપક્ષોનું કે અન્ય સંભવિત શંકાઓનુ નિરાકરણ કરીને સમર્થન કર્યું છે, તેમજ વધુ સ્પષ્ટીકરણ કર્યું છે.

સ્વમાન્ય પૂર્વપ્રાપ્તવાતોની ન્યૂનતા વિગેરેનો પરિહાર કરી પૂર્ણતા કરવાનુ પણ ઉપાધ્યાયજી મહારાજ ચૂકતા નથી જેમકે 'પરમાત્મા ધ્વસ્તદોષ હોય છે' એની સિદ્ધિ માટે શ્રી સમન્તભદ્રોક્ત અનુમાન કે જેનો આકાર આવો અપાયો છે – કો'ક આત્મામા દોષ અને આવરણની હાનિ સપૂર્ણ થાય છે, કેમ કે તારતમ્યવાળી હોય છે, જેમ કે સ્વર્ણમલક્ષય– આમાં પક્ષ વગેરેનો વિચાર કરતા બાધ અને અસિદ્ધિ દોષ આવે છે તેનું પ્રદર્શન કરી શકા સમાધાન કરવા દ્વારા નિષ્કર્ષ કાઢી આપ્યો છે કે "દોષત્વ અને આવરણત્વ નિઃશેષ ક્ષીણ થતા પદાર્થમાં રહેલ છે. કેમ કે અંશતઃ ક્ષીણ થતા પદાર્થમાં રહેલી જાતિરૂપ છે જેમ કે સ્વર્ણમલત્વ" આવો અનુમાન પ્રયોગ લેવાથી કોઇ દોષ રહેતો નથી.

યાકિની મહત્તરાસૂનુ શ્રીહરિભદ્રસૂરિ મહારાજે ઉપલબ્ધ આગમાદિમા જોવા ન મળતા જે પદાર્થોનું અન્યદર્શનના શાસ્ત્રમાથી જૈનશાસ્ત્રોમા સમતવાર રૂપે પ્રરૂપણ કર્યું છે. તે પદાર્થોનો ( જેમ કે શ્રુતજ્ઞાન, ચિન્તાજ્ઞાન, ભાવનાજ્ઞાન, પદાર્થ, વાક્યાર્થ, મહાવાક્યાર્થ, ઐદમ્પર્યાર્થ વગેરે. ) તેઓના તે તે ગ્રન્થના વૃત્તિકારોએ તેઓના જ ગ્રન્થોની વૃત્તિમા ઉપયોગ કર્યો દેખાય છે પણ તેઓએ કે અન્ય કોઇ ગ્રન્થકારે એ પદાર્થોનું સ્વકીય ગ્રન્થોમાં પ્રરૂપણ કરેલુ હોય કે સાક્ષી વગેરે તરીકે ઉલ્લેખ કરેલો હોય એવું પ્રાયઃ જોવા મળ્યું નથી. સિવાય કે ઉપાધ્યાયજી મહારાજના ગ્રન્થો. એટલે એમ કહી શકાય કે ઉપાધ્યાયજી મહારાજે શ્રીહરિભદ્રસૂરિ મ. ના એ પદાર્થોનુ વધુ સમર્થન અને વધુ પ્રચાર/પ્રસાર કર્યા છે. પ્રસ્તુત ગ્રન્થ તો એવા પદાર્થોનો

જ દરિયો છે. આ સ્પષ્ટ થાય એ માટે બત્રીશે બત્રીશીમા મુખ્યતયા કયા કયા ગ્રન્થાધિકારોનો અધિકાર છે તે જોઇએ-

**૧. દાન બત્રીશી :** અનેક ગ્રન્થગત દાનવિષયક પ્રરૂપણનુ મૌલિક સકલન.. દાન અગેની વ્યવસ્થા એક પ્રકરણમા આ રીતે અન્યત્ર ક્યાય પ્રાય જોવા મળતી નથી ૨૭ મું અષ્ટક

**૨. દેશના :** પ્રથમ ષોડશક, ૧૦ મુ પોડશક, ૨૧ મુ અષ્ટક, ૨ જુ ષોડશક

**૩. માર્ગ :** ધર્મરત્નપ્રકરણ, ઉપદેશમાલા, મૌલિક

**૪. જિન મહત્ત્વ :** અષ્ટક ૨૯ વગેરે

**૫. ભક્તિ :** ષોડશક ૬/૭/૮/૯

**૬.સાધુસામગ્ર્ય :** ૯ મું જ્ઞાનાષ્ટક, ૫ મું ભિક્ષાષ્ટક, ૬ ઠ્ઠુ સર્વસપત્કરી ભિક્ષાષ્ટક, ૧૦ મું વૈરાગ્યાષ્ટક, ૨૨ મું ભાવશુદ્ધિ વિચારાષ્ટક, ૨૩ મુ શાસનમાલિન્યનિષેધાષ્ટક-(અશતઃ)

**૭. ધર્મવ્યવસ્થા :** ૧૭ મું માસભક્ષણદૂષણાષ્ટક, ૧૮ મુ માંસભક્ષકમતદૂષણાષ્ટક, ૧૯ મુ મદ્યપાનદૂષણાષ્ટક, ૨૦ મુ મૈથુનદૂષણાષ્ટક, ૧૧ મું તપોડષ્ટક.

**૮. વાદ બત્રીશી :** ૧૨ વાદાષ્ટક, ૧૩ ધર્મવાદાષ્ટક, ૧૪ એકાન્તનિત્યપક્ષ ખડનાષ્ટક, ૧૫ એકાન્ત અનિત્યપક્ષ ખંડનાષ્ટક, ૧૬ નિત્યાનિત્યપક્ષ મડનાષ્ટક

**૯. કથાબત્રીશી :** ઠાણાગ ૪ કથાનો અધિકાર, દશવૈકાલિક નિર્યુક્તિ - ક્ષુલ્લિકાચારકથાધ્યયન

**૧૦. યોગલક્ષણ બત્રીશી :** યોગબિદુ ૮૬ થી ૯૧, ૩ જુ ષોડશક, યોગબિદુ ૯૨ થી ૯૬, યોગબિદુ ૩૪૯ થી ૩૫૧

**૧૧. પાતંજલ યોગલક્ષણ :** પાતજલ યોગદર્શન

**૧૨. પૂર્વસેવા :** યોગબિદુ ૧૦૯ થી ૧૩૯, ૧૬૪ થી ૧૭૦

**૧૩. મુક્ત્યદ્વેષપ્રાધાન્ય :** યોગબિદુ ૧૪૦ થી ૧૬૩, ૧૭૩ થી ૧૭૭

**૧૪. અપુનર્બન્ધક :** યોગબિદુ ૧૭૮ થી ૧૮૯, ૧૯૩ થી ૨૨૦, ૨૩૨ થી ૨૫૧

**૧૫. સમ્યગ્દૃષ્ટિ :** યોગબિદુ ૨૫૩ થી ૨૭૨, મૌલિક

**૧૬. ઈશાનુગ્રહ :** પાતજલ યોગદર્શન, યોગબિદુ ૩૦૦ થી ૩૧૬

**૧૭. દૈવપુરુષકાર :** યોગબિદુ ૩૧૮ થી ૩૫૬ માથી બહુભાગ

**૧૮. યોગભેદ :** યોગબિદુ ૩૫૮ થી ૩૬૭, ષોડશક ૧૩, ષોડશક ૧૪

**૧૯. યોગવિવેક :** યોગદૃષ્ટિ સમુચ્ચય ૨ થી ૧૦, યોગબિદુ ૩૬૯ થી ૩૭૮, યોગદૃષ્ટિ સમુચ્ચય ૨૦૯ થી ૨૨૧

**૨૦. યોગાવતાર :** પાતજલ યોગદર્શન, યોગબિદુ ૪૧૫ થી ૪૨૪, યોગદૃષ્ટિ સમુચ્ચય ૧૩ થી ૨૦

**૨૧. મિત્રા :** યોગદૃષ્ટિ સમુચ્ચય ૨૧ થી ૪૦, પાતજલ યોગદર્શન

**૨૨. તારાદિત્રય :** યોગદૃષ્ટિ સમુચ્ચય ૪૧ થી ૭૮, પાતંજલ યોગદર્શન

**૨૩. કુતર્કગ્રહનિવૃત્તિ :** યોગબિદુ ૬૬-૬૭, યોગદૃષ્ટિ સમુચ્ચય ૮૬ થી ૧૪૮

**૨૪. સદ્દૃષ્ટિ :** યોગદૃષ્ટિ સમુચ્ચય ૧૫૪ થી ૧૮૨

**૨૫. ક્લેશહાનોપાય :** પાતજલ યોગદર્શન, મૌલિક

**૨૬. યોગમાહાત્મ્ય :** પાતજલ યોગદર્શન

**૨૭. ભિક્ષુ :** મૌલિક - દશવૈકાલિક નિર્યુક્તિનો થોડો અધિકાર

**૨૮. દીક્ષા :** ષોડશક - ૧૨, ષોડશક ૧૦

**૨૯. વિનય :** શ્રીદશવૈકાલિકસૂત્ર, વિવિધ પ્રકરણો

**૩૦. કેવલિભુક્તિ વ્યવસ્થાપન :** શ્રી શાસ્ત્રવાર્તા સમુચ્ચય, શ્રી સ્યાદ્વાદ રત્નાકરાદિ ગ્રન્થો, તથા સ્વકીય અધ્યાત્મમત

૩૧. મુક્તિ : ઉપર મુજબ

૩૨. સજ્જનસ્તુતિ : મૌલિક

વિવિધ વિષયોનો વિસ્તાર ધરાવતા આ વિશાલ ગ્રન્થની પ્રથમ આઠ બત્રીશીઓનો આ પુસ્તકમા સમાવેશ કરવામા આવ્યો છે જો કે આ આઠ બત્રીશીઓના ભાવાનુવાદનુ લખાણ મે વર્ષો પૂર્વે કરેલુ. પણ આટલે સુધી પહોચવામા ચાર પાચ સ્થાનો એવા આવ્યા કે જેની પક્તિ સતોષપ્રદ રીતે બેસતી નહોતી ને આ જ કારણસર આગળ લખવાનો ઉત્સાહ મોળો પડી ગયો, કામ ખોરભે પડ્યુ. પણ આ જે લખાણ તૈયાર થયેલુ એને વાચનારા અનેક મહાત્માઓનું વારવાર સૂચન આવ્યુ કે આટલુ તો પ્રકાશિત કરાવી જ દ્યો એટલે ફરીથી કામ હાથ પર લીધુ પેલા દુર્ગમસ્થાનો પર પુન અનેકશ વિચાર કર્યો બીજા પણ અનેક વિદ્વાનોને એ સ્થાનો પૂછાવ્યા એ અનેક વિદ્વાનોના અભિપ્રાયો, ને મારી વિચારણા. . બધુ અનુસધાન કરી જે અર્થ મને જેવો ઉચિત લાગ્યો છે એ પ્રમાણે આ પુસ્તકમા લીધો છે સભવ છે પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજના અર્થગભીર અભિપ્રાયને હુ ન પણ પકડી શક્યો હોઉં કે ઓછો વત્તો પકડી શક્યો હોઉ કે ક્યાક તો ભિન્ન અભિપ્રાય જ પકડ્યો હોય. આમાનુ જે કાઇ અનુચિત થયુ હોય તેના હાર્દિક મિચ્છામિ દુક્કડમ્ પૂર્વક સહકાર આપનાર એ વિદ્વાનોનો હાર્દિક આભાર

પૂર્વે જે લખાણ કરેલુ તે સપૂર્ણ લખાણને સયમલક્ષી નિત્યએકાસણ તપોયુક્ત પૂજ્યપાદ આ ભગવત **શ્રીમદ્ વિજય જગચ્ચન્દ્રસૂ. મ. સાહેબે** સાદ્યન્ત તપાસી આપ્યુ છે ને અનેક બહુમૂલ્ય સૂચનો જણાવ્યા છે જે ક્યારેય નહી વિસરાય

પાછળથી જે થોડું લખાણ ઉમેર્યુ છે તેને પૂજ્યપાદ ગચ્છાધિપતિ સિદ્ધાન્ત દિવાકર આ. ભગવત **શ્રીમદ્ વિજય જયઘોષસૂ. મ. સાહેબે** જોઇ આપવા કૃપા કરી છે તેઓ શ્રીમદ્‌ના તો અનેક ઉપકારો સદૈવ સ્મરણીય છે

સિદ્ધાન્ત મહોદધિ, કર્મસાહિત્યનિષ્ણાત, બ્રહ્મચર્યમૂર્તિ સ્વ **પૂજ્યપાદ પ્રેમસૂરીશ્વરજી મહારાજા**; વર્ધમાનતપોનિધિ, હજારો યુવાનોને જ્ઞાન-ક્રિયામય ધર્મમાર્ગે જોડનાર અભિનવ પ્રયોગ-શિબિરના આદ્ય પ્રેરણા-વાચના દાતા, મને જ્ઞાન-સંયમાદિ દાતા સ્વ **પૂજ્યપાદ ભુવનભાનુસૂરીશ્વરજી મહારાજા**; સહજાનદી, અધ્યાત્મરસિક, કર્મસાહિત્યમર્મજ્ઞ સ્વ **પૂજ્યપાદ ધર્મજિતસૂરીશ્વરજી મહારાજા**; શ્રી સૂરિમન્ત્ર પચ પ્રસ્થાનની પાચવાર આરાધના કરનાર પ્રભુ ભક્તિરસિક પૂજ્યપાદ ગુરુદેવ **શ્રી જયશેખરસૂરીશ્વરજી મહારાજા**...

અનેક ગુણગણ સમૃદ્ધ આ સુવિહિત ગીતાર્થ ગુરુઓની પરપરા મને પ્રાપ્ત થઇ છે એ મારુ પરમ સૌભાગ્ય છે આ પૂજ્યોની સતત વરસી રહેલી કૃપાદૃષ્ટિ જ મારી શક્તિ અને કલ્પના બહારનું પણ આવુ સાહિત્ય સર્જન કરાવે છે

સહવર્તી મહાત્માઓનો અનેકવિધ સહકાર તો ક્યારેય ભૂલાય એવો નથી

આ ભાવાનુવાદમા છદ્મસ્થતા, અનાભોગ, પ્રમાદ વગેરેના કારણે, પરમ પવિત્ર શ્રીજિનાજ્ઞાને પ્રતિકૂળ જે કાઇ પ્રસ્તુત થયુ હોય એ બદલ મિચ્છામિ દુક્કડમ્ દેવા પૂર્વક મધ્યસ્થ બહુશ્રુત વિદ્વાનોને એનુ સશોધન કરવા અને મને જણાવવા વિનમ્રભાવે વિનતી કરુ છુ

તથા ઉપાધ્યાયજી મહારાજની આ અદ્ભુત કૃતિના રહસ્યો પામવા માટે જિજ્ઞાસુઓ આ ભાવાનુવાદનો સહારો લઇ મારા પ્રયાસને સાર્થક કરો એવી પ્રાર્થના સાથે વિરમુ છુ.

અનત સિદ્ધઆત્માઓની સાધનાભૂમિ, **મુનિ અભયશેખર વિજય ગણી**

પાલીતાણા

વિ. સ ૨૦૫૦

# વિષયાનુક્રમ



બુદ્ધિબળે બૃહસ્પતિના પુત્રની પરે ઓપતા,
સ્યાદ્‌વાદ ગર્ભિત શાસ્ત્રના મર્મો સુપેરે ખોલતા;
સિદ્ધાન્તરક્ષા કાજ પ્યાલા પી લીધા અપમાનના,
ગુરુ ભુવનભાનુ ચરણકજમાં ભાવથી કરું વંદના.

Vijay

श्री अर्हं नमः ।
श्री शखेश्वर पार्श्वनाथाय नमः ।
श्री महावीर परमात्मने नमः ।
श्रीमद्यशोविजयवाचकपुंगवाय नमः ।
श्री प्रेमभुवनभानुसूरीश्वरधर्मजिज्जयशेखरसूरीश्वरेभ्यो नमः ।
ऐं नमः ।

न्यायविशारद-न्यायाचार्य

श्रीमद्यशोविजयोपाध्यायविरचिता

# द्वात्रिंशद्द्वात्रिंशिका

## १. दानद्वात्रिंशिका

**ऐन्द्रवृन्दविनतांघ्रियामलं यामलं जिनपति समाश्रिताम् ।**
**योगिनोऽपि विनमन्ति भारतीं भारती मम ददातु सा सदा ।।**

ઇન્દ્રોના વૃન્દથી પ્રણામ કરાયેલુ છે ચરણયુગલ જેઓનું એવા શ્રી જિનેશ્વરદેવનો આશ્રય કરીને રહેલી જે સરસ્વતીદેવીને યોગીઓ પણ અત્યંત ભક્તિપૂર્વક પ્રણામ કરે છે તે સરસ્વતીદેવી મને હમેશા ભા = પ્રકાશ = જ્ઞાન અને રતિ = આનદ આપો. અથવા, ઉક્ત સ્વરૂપ વાળા શ્રી જિનેશ્વરદેવનો આશ્રય કરીને રહેલી જેણીને યોગીઓ પણ અત્યંત ભક્તિપૂર્વક પ્રણામ કરે છે તે સરસ્વતી દેવી મને વાણી આપો, એટલે કે તે સરસ્વતી દેવી, પ્રારભ કરાતા આ ગ્રન્થની રચના માટે આવશ્યક એવા નિર્દોષ શબ્દ મને આપો. [ऐन्द्र શબ્દથી ગ્રન્થકારે સ્વઇષ્ટ બીજનુ પ્રણિધાન કર્યું છે ऐं કારના જાપથી ગ્રન્થકારે સરસ્વતી દેવીને પ્રસન્ન કરેલા. માટે 'ऐं'કાર એ ગ્રન્થકારનું સ્વઇષ્ટ બીજ છે. 'ऐन्द्रवृन्द..' ઇત્યાદિ જે વિશેષણ શ્રીજિનપતિનુ વપરાયું છે તેનાથી ભગવાનના પૂજાતિશયનુ સૂચન થાય છે. જિન = સઘળા અપાયોના કારણભૂત રાગ-દ્વેષને જીતેલા એટલે 'જિનપતિ' શબ્દથી ભગવાનનો અપાયાપગમાતિશય સૂચિત થાય છે. જ્ઞાનની અને વાણીની દેવી સરસ્વતી ખુદ ભગવન્નો આશ્રય કરીને રહેલી છે એવું જે કહ્યું છે તેનાથી ભગવાન્નો જ્ઞાનાતિશય અને વચનાતિશય જણાય છે. વળી 'ભગવાન્ને આશ્રયીને રહેલી વાગ્દેવી (કે વાણી એ જ દેવી) મને હંમેશા વચનો આપો' એવું જે જણાવ્યુ છે એનાથી એ સ્પષ્ટ છે કે 'એ વચનોથી રચાયેલા આ ગ્રન્થમા શ્રી જિનવચનને પ્રતિકૂળ કાંઇ નથી.' વળી 'વાણીદેવી મને વચનો આપો' એવું જણાવીને ગ્રન્થકારે સ્વલઘુતા વ્યક્ત કરી છે, 'આ તો બધા વાણીની દેવીના (કે ભગવાનની વાણી રૂપી દેવીના) વચનો છે, મારુ કાંઇ નથી' એ રીતે.]

શ્રેયોભૂત અનેક શાસ્ત્રાર્થોના સગ્રહને મનમા ઉપસ્થિત કરીને બત્રીશી પ્રકરણનો પ્રારભ કરતા ગ્રન્થકાર સૌ પ્રથમ દાનબત્રીશીને કહે છે. તેને સૌ પ્રથમ એટલા માટે કહે છે કે દાનધર્મ પ્રથમ હોવાથી પરમ મગલરૂપ છે. [આશય એ છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થો છે. એમા શેષ ૩ પુરુષાર્થોના કારણભૂત હોઇ ધર્મ એ પ્રથમપુરુષાર્થ છે. એ ધર્મ ચાર પ્રકારે છે. દાન, શીલ, તપ અને ભાવ. આ ચારે ય પ્રકારનો ધર્મ કરવા માટે મુખ્યતયા અનુક્રમે ધન, ઇન્દ્રિય, શરીર અને મન પ્રત્યેનું આત્માનુ જે અનાદિકાલીન વલણ છે તેને બદલવું પડે છે. એમાં ધન, અપેક્ષાએ આત્માથી સૌથી દૂરની ચીજ છે, એનાં કરતાં ઇન્દ્રિયો કંઇક નજીક

श्रेयोभूतानेकशास्त्रार्थसंग्रहं मनसिकृत्य द्वात्रिंशिकाप्रकरणमारभमाणो ग्रन्थकारो दानधर्मस्य प्राथम्येन परममंगलरूपत्वादादौ तद्द्वात्रिंशिकामाह-

**ऐन्द्रशर्मप्रदं दानमनुकंपासमन्वितम्।**
**भक्त्या सुपात्रदानं तु मोक्षदं देशितं जिनैः।।१।।**

છે, એના કરતા શરીર વધુ નજીક છે, અને એના કરતાય મન સૌથી નજીક છે. માટે મન પ્રત્યેનું વલણ ફેરવવું સૌથી અઘરુ છે, શરીર પ્રત્યેનુ વલણ ફેરવવુ કઇક સહેલું છે, એનાં કરતાં ઇન્દ્રિય પ્રત્યેનુ વલણ ફેરવવું વધુ સહેલુ છે અને ધન પ્રત્યેનું વલણ ફેરવવુ અપેક્ષાએ સૌથી સહેલું છે. માટે એ અપેક્ષાએ એમ કહી શકાય છે કે દાન ધર્મ સહુથી સહેલો છે, શીલધર્મ એના કરતા અઘરો, તપ ધર્મ એના કરતાંય અઘરો અને ભાવધર્મ સહુથી અઘરો છે. માટે દાનધર્મ પ્રથમ છે. વળી ઘણુ ખરુ જીવો સુપાત્રદાન કે અનુકપાદાન દ્વારા ધર્મમા પ્રવેશ પામે છે. જેમકે ધનાસાર્થવાહ, નયસાર, મેઘકુમારનો જીવ હાથી વગેરે. માટે દાન ધર્મ સહુથી પ્રથમ છે. એટલે એ શ્રેષ્ઠમગલરૂપ હોઇ ગ્રન્થકાર સહુથી પ્રથમ દાનબત્રીશીને કહે છે-]

[શંકા - 'દાન' પરમ મગલરૂપ છે એ તો સમજ્યા, પણ એટલા માત્રથી એને જ પ્રારંભમા કહેવાની શી જરુર છે?

સમાધાન - દ્વાત્રિશદ્દ્વાત્રિશિકા આખા ગ્રન્થનુ મગલ થઇ જાય એ માટે એને પ્રારંભે કહ્યુ છે. આ મંગલ પણ ગ્રન્થારભે બે પ્રયોજને કરવામાં આવે છે (૧) શિષ્ટાચાર પ્રતિપાલન અને (૨) વિઘ્નધ્વંસ. આ બન્ને પ્રયોજનો સ્વતત્ર છે, એટલે કે 'ગ્રન્થરચના વગેરે શ્રેયોભૂત કાર્યના પ્રારભે, કોઇ વિઘ્ન ન આવે એ માટે શિષ્ટપુરુષો મગળ કરતા હોય છે ને તેથી શિષ્ટ પુરુષોનો આવો આચાર રૂઢ થયેલો છે. એટલે આ આચારપાલન પણ અતતોગત્વા વિઘ્નધ્વંસ માટે જ હોવાથી એને સ્વતત્ર પ્રયોજન તરીકે જણાવવું ન જોઇએ.' ઇત્યાદિ શકા ન કરવી. કારણકે શિષ્ટપુરુષ જ એ છે જે પૂર્વપુરુષોના વચનોનુ કે જગતના સદ્વ્યવહારોનું અનુશાસન માથે રાખે, એનુ ઉલ્લઘન કરે નહી તેથી કોઇ અતિશયિત જ્ઞાની દ્વારા નિર્ણય મળી જાય કે 'વિવક્ષિત શ્રેયોભૂત કાર્યમા તમને કોઇ વિઘ્ન આવવાનુ નથી' તો પણ શિષ્ટપુરુષ મગળ કરવા પૂર્વક જ એનો પ્રારંભ કરે છે એટલેસ્તો જેમના બધા અંતરાયકર્મો ક્ષીણ થઇ ગયા છે એવા શ્રી તીર્થંકર પરમાત્મા પણ દેશનાના પ્રારભે 'નમો તિત્થસ્સ' એમ કહીને તીર્થને નમસ્કાર કરે છે. એટલે વિઘ્નધ્વસરૂપ પ્રયોજન ન હોય તો પણ, 'હું શિષ્ટ છુ, મારે ચાલી આવેલા શિષ્ટાચારોનુ પાલન કરવું જ જોઇએ. અન્યથા હું શિષ્ટ રહીશ નહી' એવા વિચારદ્વારા પણ મગળ કરવુ જ જોઇએ એટલે આ પણ એક સ્વતંત્ર પ્રયોજન છે. ને તેથી જ ગ્રન્થકારો બધે 'વિઘ્નવિનાયકોપશાન્તયે, શિષ્ટાચારપ્રતિપાલનાય ચ' એમ આ બન્ને પ્રયોજનોને અલગ-અલગ જણાવતા હોય છે. આના પરથી એ સૂચન જાણવુ જોઇએ કે, સામાન્યથી શિષ્ટપુરુષો જે આચરણ જે પ્રયોજનથી કરતા હોય તે પ્રયોજન અમુક ચોક્કસ પુરુષને કે ચોક્કસ પરિસ્થિતિમા ન હોવા માત્રથી 'મને (કે હવે) આ આચરણની કશી જરુર નથી' એમ વિચારી શિષ્ટપુરુષ એ શિષ્ટાચારને ફગાવી શકે નહી 'શિષ્ટપુરુષોનું આચરણ-મર્યાદા જાળવી રાખવા' આ પણ એક મહત્ત્વનુ પ્રયોજન છે જ, ને એ માટે એ પાલન કરવું જ જોઇએ તેથી જ, રાત્રે ભિક્ષાસબધી કોઇ અતિચાર લાગ્યો ન હોવાના કારણે એના પ્રતિક્રમણ તરીકે શ્રમણસૂત્રમાં 'પડિક્કમામિ ગોઅરચરિઆએ..' આલાવો બોલવાનુ પ્રયોજન રહેતુ ન હોવા છતા, એમ પચ્ચક્ખાણના સાધુસંબધી આગારો શ્રાવકોને બોલવા આવશ્યક ન હોવા છતા એ આલાવો ને એ આગારો બોલવામાં આવે જ છે.

ऐन्द्रेति - अनुकपासमन्वित = अनुकपापूर्वक दान, इन्द्रस्य संवन्ध्यैन्द्र यच्छर्म तत्प्रदम् । सांसारिकसुखान्तरप्रदानोपलक्षणमेतत् । स्वेप्टवीजप्रणिधानार्थ चेत्थमुपन्यासः । भक्त्या सुपात्रदान तु जिनैः = भगवद्भिः मोक्षद देशित, तस्य वोधिप्राप्तिद्वारा भगवत्यां मोक्षफलकत्वाभिधानात् ।।१ ।।

---

ગ્રન્થકાર શ્રી ઉપાધ્યાયજી મહારાજે પણ સામાચારી પ્રકરણમાં ૧૪ મી ગાથામા કહ્યું છે-

जइवि हु इच्छाकारो वलाभिओगस्स वारणट्ठाए। तहवि हु सा मज्जाया अण्णत्थ वि होइ कायव्वा ।।१४ ।।

જો કે ઇચ્છાકાર પ્રયોગ બલાભિયોગની શંકાના વારણ માટે છે, તો પણ અન્યત્ર પણ = જ્યા સ્વતઃ જ અભિયોગની શકા હોતી નથી ત્યા પણ ઇચ્છાકાર પ્રયોગ અવશ્ય કરવો જોઇએ, કારણ કે એવી મર્યાદા છે.]

અનુકપા પૂર્વક અપાતુ દાન ઇન્દ્રસંબધી સુખને દેનારું હોય છે. આ વાત અન્ય સાંસારિક સુખના ઉપલક્ષણભૂત જાણવી. એટલે કે અનુકપાદાન ઇન્દ્રનુ સુખ વગેરે સઘળા સાંસારિક સુખોને દેનારું બને છે* એવો તાત્પર્યાર્થ જાણવો

પ્રશ્ન - જો એને સઘળા સાંસારિક સુખોને આપનારુ જણાવવુ છે તો એ રીતે જ ઉલ્લેખ કરવો હતો ને, ઇન્દ્રના સુખને આપનારું છે એ રીતે ઉલ્લેખ કરી, પછી એ ઉલ્લેખને ઉપલક્ષણ રૂપે ઠેરવવો... આવુ ગૌરવ કરવાની શી જરૂર છે?

ઉત્તર - તમારો પ્રશ્ન સાચો છે. પણ તેમ છતાં, પોતાનું (ગ્રન્થકારનુ) જે ઇષ્ટ બીજ છે (ઐં કાર) તેનું ગ્રન્થના પ્રારભે પ્રણિધાન થઇ જાય એ માટે આ રીતે ઉલ્લેખ કર્યો છે.

ભક્તિથી અપાતુ સુપાત્રદાન મોક્ષને આપનારુ છે એવુ શ્રી જિનેશ્વરદેવોએ દર્શાવ્યુ છે. આ વાત 'સુપાત્રદાન બોધિની પ્રાપ્તિ કરાવવા દ્વારા મોક્ષ ફલક બને છે' એવું ભગવતીજીમાં# જે કહ્યું છે તેના પરથી જણાય છે.(આમાં નયસાર વગેરેનુ દૃષ્ટાન્ત જાણવું.)॥૧॥

[અનુકંપાથી અને ભક્તિથી અપાતા દાનનુ ફળ કહ્યુ. હવે અનુકપા અને ભક્તિના યોગ્ય વિષયની પ્રરૂપણા કરવા ગ્રન્થકાર કહે છે—]

અનુકપાનુ પાત્ર હોય તે અનુકંપ્ય. સાધુ મહારાજ વગેરે સુપાત્ર એ ભક્તિનું પાત્ર છે. અનુકંપ્યને અનુકપાથી દાન આપવું અને સાધુ વગેરે સુપાત્રને ભક્તિથી દાન આપવું એ યોગ્ય ફળને આપનારુ બને છે. અનુકંપ્યને જેઓ ભક્તિ કરવા યોગ્ય માને છે. (અને તેથી એ રીતે ભક્તિથી દાન દે છે) અને સુપાત્રને જેઓ અનુકંપા કરવા યોગ્ય માને છે (અને તેથી જાણે દયા-દાન કરતા હોય એ રીતે અનુકપાથી દાન દે છે) તેઓની આ વિપરીત બુદ્ધિ તેઓને અતિચાર લગાડે છે

---

* અહીં વિશેષ અર્થ એ છે કે જો કાળ, ભવિતવ્યતા વગેરે અનુકૂળ ન હોય તો અનુકપાદાન સાસારિક સુખ આપીને અટકી જાય છે પણ જો કાળ વગેરે અનુકૂળ બની ગયા હોય તો અનુકંપાદાન એવું પુણ્ય બધાવી આપે છે જેના પ્રભાવે માનવભવ, આર્યકુલ, જૈનધર્મ વગેરેની પ્રાપ્તિ દ્વારા આત્માનો અભ્યુદય થાય છે. જેમકે મેઘકુમાર અન્યત્ર પણ જે કહ્યું છે--

मोक्खत्थ ज दाण त पइ एसो विही समक्खाओ। अणुकपादाण पुण जिणेहिं न कया वि पडिसिद्ध ।।

અર્થ - સસ્તરણમા સુપાત્રને શુદ્ધદાન આપવુ, અસસ્તરણમાં અશુદ્ધ પણ અપાય, કુપાત્રને દાન આપવું નિષિદ્ધ છે . આવો બધો જે વિધિ આગમમા કહ્યો છે તે મોક્ષ માટે કરાતા દાન અંગે જાણવો. અનુકંપાદાનનો તો શ્રી જિનેશ્વરદેવોએ ક્યાંય નિષેધ કર્યો નથી. આનાથી પણ સૂચિત થાય છે કે સામાન્યથી, અનુકપાદાન મોક્ષફળ માટે હોતુ નથી

# समणोवासए ण भते! तहारूव समण वा-जाव पडिलाभेमाणे किं चयति? गोयमा! जीविय चयति, दुच्चय चयति, दुक्कर करेति, दुल्लह लहइ, वोहिं वुज्झइ तओ पच्छा सिज्झति जाव अत करेति।। (भगवती सूत्र - २६४)

## अनुकंपाऽनुकंप्ये स्याद्भक्तिः पात्रे तु संगता।
## अन्यथाधीस्तु दातृणामतिचारप्रसञ्जिका।।२।।

अनुकंपेति। अनुकपाऽनुकप्ये विपये, भक्तिस्तु पात्रे साध्वादौ सगता स्यात् = समुचितफलदा स्यात्। अन्यथाधीस्तु = अनुकप्ये सुपात्रत्वस्य सुपात्रे चानुकप्यत्वस्य वुद्धिस्तु दातृणामतिचारप्रसञ्जिकाऽतिचारापादिका। अत्र यद्यपि सुपात्रत्वधियोऽनुकंप्येऽमयतादो मिथ्यारूपतयाऽतिचारापादकत्व युज्यते, सुपात्रेऽनुकप्यत्वधियस्तु न कथचित्, तत्र ग्लानत्वादिदशायामन्यदापि च ⌘स्वेप्टोद्धारप्रतियोगिदुःखाश्रयत्वरूपानुकंप्यत्वधियः प्रमात्वात्, तथापि स्वापेक्षया हीनत्वे मति स्वेप्टोद्धारप्रतियोगिदुःखाश्रयत्वरूपमनुकंप्यत्वं तत्राप्रामाणिकमेवेति न दोप। अपरे त्वाहु:- तत्र प्रागुक्त निर्विशेपणमनुकप्यत्वं प्रतीयमान साहचर्यादिदोपेण यदा

---

દીન, હીન અનાથ વગેરે અનુકપાપાત્ર જીવો કે જેઓ @અસંયતાદિ છે તેઓને સુપાત્ર માનવા એ મિથ્યા માન્યતા છે. એટલે એનાથી અતિચાર લાગે એ તો જાણે કે સગત છે પણ સાધુ વગેરે સુપાત્રને અનુકંપાપાત્ર માનવા એ કાઇ મિથ્યા માન્યતા નથી કે જેથી એનાથી અતિચાર લાગવાની વાત સંગત ઠરે. સુપાત્ર એવા પણ સાધુ વગેરેને અનુકપ્ય માનવા એ મિથ્યા માન્યતા રૂપ એટલા માટે નથી કે ગ્લાન વગેરે અવસ્થામાં સાધુ વગેરે પણ અનુકપ્ય હોય જ છે વળી, તે સિવાય પણ, ભૂખ-થાક વગેરે રૂપ જે દુઃખમાંથી તેમનો ઉદ્ધાર થવો એ પોતાને ઇષ્ટ છે તે દુઃખની આશ્રયતા રૂપ (તે દુઃખના આશ્રય હોવા રૂપ) અનુકંપાપાત્રતા સાધુ વગેરેમાં હોય છે જ, એટલે તેઓ અગેની 'આ અનુકપાપાત્ર છે' એવી બુદ્ધિ પ્રમા જ છે. ને તેથી એ 'અન્યથાધી' ન હોવાથી એનાથી અતિચાર લાગવાની વાત જો કે સંગત ઠરતી નથી.

તેમ છતા, સ્વાપેક્ષયા હીનત્વ રૂપ વિશેષણથી યુક્ત જે તાદૃશ દુખાશ્રયત્વરૂપ અનુકંપ્યત્વ છે તેને તો સુપાત્રમાં માનવુ એ અપ્રામાણિક જ છે. કહેવાનો ભાવ એ છે કે અનુકપ્યત્વ બે પ્રકારે છે (૧) તાદૃશદુખાશ્રયત્વરૂપ અનુકપ્યત્વ અને (૨) 'સ્વઅપેક્ષાએ હીનતા' રૂપ વિશેષણથી યુક્ત તાદૃશદુઃખાશ્રયત્વ રૂપ અનુકપ્યત્વ (એટલે કે 'આ મારા કરતા હીન = નીચા છે અને તેવા પ્રકારના દુઃખથી દુઃખી છે' એવું અનુકપ્યત્વ) આમાંથી સુપાત્રમા પ્રથમ પ્રકારનું અનુકપ્યત્વ માનવુ એ મિથ્યા ન હોવા છતાં બીજા પ્રકારનુ અનુકપ્યત્વ માનવુ એ તો મિથ્યા છે જ, કેમકે સાધુ વગેરે સુપાત્રમા સ્વની અપેક્ષાએ હીનત્વ રહ્યું નથી. તેથી 'એ અતિચાર લગાડનાર બને છે' એવી અમારી વાતમાં કોઇ દોષ નથી.

બીજા આચાર્યોનો અભિપ્રાય આવો છે - અનુકપ્યત્વ તો તાદૃશ દુઃખની આશ્રયતા રૂપ એક પ્રકારનુ જ છે સ્વાપેક્ષયા હીનત્વ રૂપ વિશેષણથી યુક્ત એવો જે બીજો પ્રકાર કહ્યો છે તે માનવાની જરૂર નથી. પણ જે જીવોમા અનુકપ્યત્વ હોય છે તેઓમા ઘણુ ખરુ, અનુકપા કરનારની અપેક્ષાએ હીનત્વ પણ રહ્યું હોય છે અનુકંપ્યત્વ અને હીનત્વ વચ્ચે વ્યાપ્ય-વ્યાપક ભાવ ન હોવા છતાં, આ ભૂયઃ સાહચર્યના કારણે, સુપાત્રમાં દેખાયેલુ અનુકપ્યત્વ જો હીનત્વની બુદ્ધિ (સુપાત્રમા બિચારા પણાની બુદ્ધિ) પણ પેદા કરે છે તો જ એ અતિચાર લગાડનારુ બને છે. કારણકે અન્યથા બુદ્ધિ = અયથાર્થ બુદ્ધિ હીનમાં ઉત્કર્ષની અને ઉત્કૃષ્ટમા હીનતાની બુદ્ધિ

---

⌘ स्वस्य इप्टो य उद्धारो विवक्षितदुःखाभावरूपस्तत्प्रतियोगि यद्दुःख तदाश्रयत्वमिति समास।

@ અહીં 'અસયત' તરીકે મિથ્યાદૃષ્ટિ ગૃહસ્થો જાણવા 'આદિ' શબ્દથી બાવા જોગી વગેરેનો નિર્દેશ જાણવો તેઓનો ત્યાગી તરીકેનો વ્યવહાર હોવાથી 'અસયત' શબ્દ દ્વારા સમાવેશ કરવાનો નથી અવિરત સમ્યક્ત્વી- દેશવિરતને ગ્રન્થકાર સ્વય આગળ પાત્ર કહેવાના છે માટે એમનુ 'અસયતાદિ' શબ્દથી અહી ગ્રહણ નથી

हीनत्वबुद्धिं जनयति तदैवातिचारापादक, नान्यदा, अन्यथाधियो हीनोत्कृष्टयोरुत्कर्षापकर्षबुद्ध्याधानद्वारैव दोपत्वात्। अत एव 'न चानुकपादान साधुपु न सभवति, आयरिय अणुकंपाए गच्छो अणुकंपिओ महाभागो' इति वचनाद् इत्यप्टकवृत्त्यनुसारेणाचार्यादिष्वप्युत्कृष्टत्वधियोऽप्रतिरोधेऽनुकपाऽव्याहतेति। एतन्नये च सुपात्रदानमपि गृहीतृदुःखोद्धारोपायत्वेनेष्यमाणमनुकपादानमेव, साक्षात्स्वेष्टोपायत्वेनेष्यमाण चान्यथेति वोध्यम्।।२।।

---

કરાવવા દ્વારા જ દોષ રૂપ બને છે સુપાત્ર વિશે થયેલી અનુકંપ્યત્વની બુદ્ધિ પણ જો હીનત્વની બુદ્ધિ નથી કરાવતી તો એ અતિચાર પણ લગાડતી નથી જ. તેથી જ, ૨૭મા અષ્ટકના ત્રીજા શ્લોકની વૃત્તિમા જે કહ્યું છે કે - 'આચાર્યની અનુકપા કરવામા મહાભાગ ગચ્છની અનુકપા થઇ જાય છે' એવા વચનથી જણાય છે કે 'સાધુઓને અનુકપાદાન દેવુ એ સંભવતુ નથી એવુ નથી - તેને અનુસારે તો આચાર્ય વગેરે અંગે પણ જો 'આ મારાથી ઘણા ઊંચા છે' એવી બુદ્ધિ હણાઇ ન જાય તો અનુકપા હોવી અબાધિત છે.

[પ્રશ્ન - સાધુ વગેરે સુપાત્રને આહારાદિનું જે દાન કરવામા આવે છે તેમાં તેઓનુ ભૂખ વગેરેનુ દુઃખ દૂર થાય એવી ગણતરી તો હોય જ છે, કેમકે એવુ દુઃખં વગેરે રૂપ કારણ ઊભું થયું ન હોય તો તો સાધુ આહારાદિનુ ગ્રહણ કરે જ નહિ. હવે અનુકપ્યત્વની વ્યાખ્યામાં સ્વઅપેક્ષાએ હીનત્વ હોવા રૂપ વિશેષણનો સમાવેશ જો ન માનવાનો હોય તો, (અને તેથી સાધુ વગેરે પર પણ અનુકપા હોવી જો અબાધિત હોય તો,) આહારાદિનુ દાન દેતી વખતે, દાતા માટે સાધુ વગેરે સુપાત્રમાં અનુંકપ્યત્વ હોવુ પણ અક્ષત જ હોવાથી એ બધું દાન અનુકપાદાન જ બની જશે. અને તો પછી સાધુ વગેરે અંગે સુપાત્રદાન જેવું કોઇ દાન જ ન રહેવાની આપત્તિ આવશે.

ઉત્તર - તમારી વાત સાચી છે. પણ] સાધુ વગેરે પર અનુકપા હોવી અબાધિત માનનાર આ નયમતે અનુકંપાદાન અને સુપાત્રદાનની વ્યાખ્યા જ જુદી છે, એટલે આવી આપત્તિ આવતી નથી. આ નયમતે એ વ્યાખ્યાઓ એવી છે કે 'આહારાદિનુ ગ્રહણ કરનાર સાધુ વગેરેનુ ભૂખ વગેરેનું દુઃખ દૂર કરવાનો આ (દાન દેવુ તે) ઉપાય છે. (એટલે કે હુ સાધુ મહારાજને આ આહારદિનુ દાન કરુ જેથી એમનું ભૂખ વગેરેનું દુઃખ દૂર થાય)' આવા અભિપ્રાયથી જો દાન આપવામા આવતુ હોય તો એ અનુકંપાદાન જ છે અને, 'આ સાધુમહારાજ વગેરેને આહારાદિનુ દાન કરવું એ મારા ઇષ્ટ મોક્ષનો ઉપાય છે, (એટલે કે આ સાધુમહારાજ વગેરેને આહારાદિ નુ દાન કરુ જેથી મારો સસારમાથી ઉદ્ધાર થાય-મોક્ષ થાય કે આ સાધુમહારાજ વગેરે સંયમી છે, ગુણવાન્ છે, એમને આહારાદિનુ દાન કરું જેથી એમના સયમ વગેરે ગુણો મારામા પણ આવે.)' આવા અભિપ્રાયથી જો દાન આપવામા આવતુ હોય તો એ સુપાત્રદાન છે. એટલે આ નયમતે પણ સુપાત્રદાનનો અભાવ થઇ જતો નથી.

[શંકા - પણ જે નયમત સુપાત્રમાં અનુકંપ્યત્વ માનતો નથી એ નયમતે તો, 'आयरियअणुकपाए...' ઇત્યાદિ વાક્ય અસંગત ઠરી જશે ને?

**સમાધાન** - ના, ત્યા 'અનુકપા' શબ્દનો અર્થ 'ભક્તિ' કરવાથી કોઇ અસગતિ રહેશે નહી. ને આવો અર્થ કરવો શાસ્ત્રસિદ્ધ પણ છે જ. સર્વશાસ્ત્ર શિરોમણિ શ્રીકલ્પસૂત્ર ના ચોથા વ્યાખ્યાનમા 'तए ण समणे भगव महावीरे माउयअणुकप्पणट्ठाए ' ઇત્યાદિ સૂત્રની વ્યાખ્યામાં 'માતાની અનુકપા માટે' નો અર્થ 'માતાની ભક્તિ માટે' એમ કર્યો છે]॥૨॥ અનુકપ્યપ્રત્યે અનુકપા દાખવવી અને સુપાત્ર પ્રત્યે ભક્તિ દાખવવી એ યોગ્ય છે એમ કહ્યુ. એમા અનુકપા શુ છે? એ જણાવવા ગ્રન્થકાર કહે છે –

**तत्राद्या दुःखिनां दुःखोद्दिधीर्षाल्पासुखश्रमात्।**
**पृथिव्यादौ जिनार्चादौ यथा तदनुकंपिनाम्।।३।।**

तत्रेति । तत्र = भक्त्यनुकपयोर्मध्ये आद्या = अनुकपा दु खिना = दुःखार्त्ताना पुसा दुःखोद्दिधीर्षा = दु खोद्धारेच्छा, अल्पानामसुख यस्मादेतादृशो य श्रमस्तस्मात्। इत्थ च वस्तुगत्या बलवदनिष्टाननुबन्धी यो दु खिदुःखोद्धारस्तद्विषयिणी स्वरूपेच्छाऽनुकपेति फलितम्। उदाहरति–यथा जिनार्चादौ कार्ये पृथिव्यादौ विषये तदनुकपिनामित्थभूतभगवत्पूजाप्रदर्शनादिना प्रतिबुद्धा सन्त षट्कायान् रक्षन्त्विति परिणामवतामित्यर्थ । यद्यपि जिनार्चादिकं भक्त्यनुष्ठानमेव, तथापि तस्य सम्यक्त्वशुद्ध्यर्थत्वात् तस्य चानुकपालि-

[અનુકંપાનું લક્ષણ]

અલ્પજીવોને દુ ખ પહોચે તેવા પ્રયત્નથી દુઃખી જીવોનું દુઃખ દૂર કરવાની ઇચ્છા એ અનુકપા છે. એટલે કે જીવોનુ જે દુ ખ દૂર કરવામા અન્ય ઘણા જીવોનુ દુ ખ ઊભુ થતુ હોય તો એ દુ.ખ દૂર કરવાની ઇચ્છા એ અનુકપા નથી, જેમકે માછીમારને જાળ ન હોવાથી ભૂખ્યા રહેવુ પડે છે. તો એને જાળ આપીને એ દુ ખ દૂર કરવામા આવે તો એનુ એકનું દુ ખ દૂર થાય પણ અન્ય સેકડો માછલી વગેરેને મરણનુ મહાદુ.ખ ઊભું થાય, એટલે આ રીતે એનુ દુ ખ દૂર કરવાની ઇચ્છા એ અનુકપા નથી. [ચેતનાનો વિશિષ્ટ વિકાસ પામેલા એકાદ પંચેન્દ્રિયજીવની હિસા દ્વારા ચેતનાનો અત્યત અલ્પ વિકાસ પામેલા અનેક એકેન્દ્રિયાદિ જીવોની દયા થતી હોય તો પણ તે અનુકપારૂપ નથી, એ વાત પણ અહી ઉપલક્ષણથી જાણવી. એટલે જ શ્રી સૂયગડાગમાં, 'રોજે રોજ અનાજ વગેરેના ઉપયોગ દ્વારા અનેક એકેન્દ્રિય જીવોની વિરાધના કરવાના બદલે એક કદાવર હાથીને મારી મહિનાઓ સુધી એના માસથી ચલાવવુ - જેથી એક જ જીવની હિસા કરવી પડે' હસ્તી તાપસોના આવા અભિપ્રાયને એકેન્દ્રિયજીવોની અનુંકપારૂપે કે સુદરબુદ્ધિરૂપે સ્વીકાર્યો નથી ] એટલે વસ્તુસ્થિતિ એ થઇ કે દુઃખીના જે દુ ખનો ઉદ્ધાર, તેના કરતા વધુ મોટા દુ ખને ખેચી લાવનાર ન હોય તે દુ ખના ઉદ્ધારની ઇચ્છા એ અનુકપા છે. આ બાબતમા ઉદાહરણ દેખાડતા ગ્રન્થકાર ઉત્તરાર્ધમા કહે છે કે- જેમકે જિનપૂજા વગેરે કાર્યમા પૃથ્વીકાયાદિજીવો પર અનુકપાવાળા શ્રાવકોએ કરેલી અનુકપા. જો કે જિનપૂજા વગેરેમા પૃથ્વીકાયાદિ થોડા જીવોની વિરાધના થાય છે, તેમ છતા, 'ભગાવનની આવી પૂજા જોઇને જીવો પ્રતિબોધ પામો અને પ્રતિબોધ પામીને સર્વવિરતિ જીવન સ્વીકારી છએ જીવનિકાયના જીવોનું રક્ષણ કરો, ને એ રીતે એ જીવોનો અકાલમૃત્યુના દુ ખમાથી ઉદ્ધાર થાઓ ' આવો પરિણામ ધરાવનારા શ્રાવકાદિ માટે તો એ 'અનુકપા' રૂપ છે જ.

[શંકા - આ રીતે છએ જીવનિકાયના જીવોના આરભ સમારંભાદિ દ્વારા થનારા દુ ખોનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી જિનપૂજા વગેરે થાય છે, અને તેથી એમા અનુકપા અક્ષત છે એમ તમે આ જે કહો છો એનાથી તો એ ફલિત થઇ જવાની આપત્તિ આવશે કે 'જિનપૂજા' એ ષડ્જીવનિકાય પરની અનુકપાથી કરાતુ અનુકપાઅનુષ્ઠાન છે, પ્રભુપ્રત્યેની ભક્તિથી કરાતુ ભકિત અનુષ્ઠાન નથી.

સમાધાન - તમારી શકા સાચી છે,] શ્રી જિનેશ્વરદેવની પૂજા તો જો કે, શ્રી જિનેશ્વરદેવપ્રત્યેની ભક્તિથી કરવામા આવતી હોવાથી ભક્તિઅનુષ્ઠાન જ છે. તેમછતાં, પંચલિગી વગેરે ગ્રન્થમા આ પ્રમાણે જે જણાવ્યું છે કે 'શ્રીજિનપૂજા સમ્યક્ત્વની શુદ્ધિ માટે કરવામાં આવે છે, અને સમ્યક્ત્વનુ અનુકંપા એ લિગ છે. એટલે જિનપૂજા જીવોની અનુકપા માટે કરવામાં આવે છે એમ કહેવામાં પણ કોઇ દોષ નથી' તેને અનુસરીને અમે પણ આ પ્રમાણે એને અનુકપાના દૃષ્ટાન્ત તરીકે કહ્યુ છે ॥૩॥ અનુકપાની વ્યાખ્યામા 'અલ્પાસુખશ્રમાદ્'

ङ्गकत्वात् तदर्थकत्वमप्यविरुद्धमेवेति पञ्चलिङ्ग्यादावित्थ व्यवस्थितेरस्माभिरप्येवमुक्तम् ।।३।। अल्पासुखश्रमादित्यस्य कृत्यमाह -

**स्तोकानामुपकारः स्यादारंभाद्यत्र भूयसाम्।**
**तत्रानुकंपा न मता यथेष्टापूर्त्तकर्मसु।।४।।**

**स्तोकानामिति** - स्पष्टः। नवरमिष्टापूर्त्तस्वरूपमेतत् (यो. दृ. स. ११६-११७)

ऋत्विग्भिर्मंत्रसंस्कारैर्ब्राह्मणाना समक्षतः। अंतर्वेद्या हि यद्दत्तमिष्ट तदभिधीयते।।

वापीकूपतडागानि देवतायतनानि च। अन्नप्रदानमेतत्तु पूर्त्त तत्त्वविदो विदुः।। इति।।४।।

नन्वेव कारणिकदानशालादिकर्मणोऽप्युच्छेदापत्तिरित्यत आह-

**पुष्टालंबनमाश्रित्य दानशालादि कर्म यत्।**
**तत्तु प्रवचनोन्नत्या बीजाधानादिभावतः।।५।।**

---

અલ્પજીવોને દુઃખ પહોચે એવા પ્રયત્નથી' (દુઃખને દૂર કરવાની ઇચ્છા) એવુ જે કહ્યું છે તે શા માટે કહ્યુ છે એ જણાવવા ગ્રન્થકારશ્રી કહે છે –

જે અનુષ્ઠાનમા ઘણા જીવોનો આરભ થવા દ્વારા થોડા જીવોને ઉપકાર થાય છે તે અનુષ્ઠાનમાં થોડા જીવોનો દુઃખમાથી ઉદ્ધાર હોવા છતાં 'અનુકપા' મનાયેલી નથી. (કારણકે ઘણા જીવોને એનાથી દુઃખ પહોચે છે.) જેમકે ઇષ્ટાપૂર્તવગેરે અનુષ્ઠાનો ઇષ્ટાપૂર્ત્તનુ સ્વરૂપ આવું જાણવુ - ગોરોએ મત્રસસ્કાર કરવા પૂર્વક બ્રાહ્મણોની સમક્ષ વેદિકાની અદર જે આપ્યુ હોય તે 'ઇષ્ટ' કહેવાય છે. વાવડી, કૂવો, તળાવ, દેવતાનું મદિર વગેરે બંધાવવા કે દાનશાળા વગેરેમા અન્ન આપવુ એ બધું 'પૂર્ત્ત' છે એમ તત્ત્વજ્ઞો કહે છે ॥૪॥

**[કારણિક દાનશાળાદિમાં અનુકંપા અક્ષત]**

શંકા - દાનશાળા વગેરેમાં જે દાન અપાય છે તેમા ભક્તિ તો હોતી નથી, એટલે એ સુપાત્રદાન તો નથી, વળી દાનશાળા વગેરે પૂર્ત્તમા અનુકપા નથી એમ તમે કહો છો, એટલે એ અનુકપાદાન પણ નથી તો પછી, તેવા કારણે જે દાનશાળા વગેરે ચલાવવામાં આવે છે તેનો તો ઉચ્છેદ જ થઇ જવાની આપત્તિ આવશે.

આવી શકાનું સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–

કારણિક દાનશાળા વગેરેમાં અનુકપા રહેલી જ છે. કઇ રીતે ? આ રીતે - પુષ્ટ કારણને = યથાર્થ કારણને અવલબીને દાનશાળા વગેરે જે કર્મ કરવામા આવે છે તેનાથી લોકો શ્રીજિનશાસનની પ્રશંસા કરે છે. આનાથી પ્રવચનની ઉન્નતિ થવા દ્વારા લોકોમાં બીજાધાન થાય છે. (ઉત્તરોત્તર ધર્મપ્રાપ્તિના બીજ પડે છે.) એ બીજાધાનથી પરપરાએ તે તે ઘણા જીવોની મુક્તિ થાય છે. ઘણા જીવો સકળજીવરાશિના અભય-અમરણ દાતા બને છે એક જીવ પણ બીજાધાન દ્વારા સમ્યક્ત્વાદિ (જૈનધર્મ) પામે છે તો પરિણામે સર્વજીવોને તેના તરફથી 'અભય' મળે છે એટલે કે સર્વજીવોનો, એના દ્વારા થનારા મરણના દુઃખમાથી ઉદ્ધાર થાય છે. ઉપદેશમાલા (૨૬૮) માં કહ્યુ છે કે 'सयलम्मिवि - જે વ્યક્તિ એક પણ દુઃખાર્ત્ત જીવને જૈનધર્મ પમાડે છે તે સકલ જીવલોકમા અમારીની ઘોષણા કરે છે ' આમ દાનશાળા વગેરેમા પૃથ્વીકાયાદિ થોડા જીવોની વિરાધના હોવા છતાં ઘણા જીવોને બીજાધાનાદિ થવા દ્વારા જે ઉપકાર થાય છે તેના કારણે, આ કારણિક દાનશાળા વગેરે અનુકપાની કારણતાને ઉલ્લઘતા નથી, એટલે કે એમાં અનુકપાની કારણતા જળવાઇ રહે છે. તેથી અનુકપાથી મળતા

**बहूनामुपकारेण नानुकंपानिमित्तताम्।**
**अतिक्रामति तेनात्र मुख्यो हेतुः शुभाशयः।।६।।**

पुष्टालंबनमिति। पुष्टालवनं = सद्भावकारणमाश्रित्य यद्दानशालादिकर्म प्रदेशिसंप्रतिराजादीनां, तत्तु प्रवचनस्य प्रशसादिनोन्नत्या वीजाधानादीना भावत = सिद्धेर्लोकानाम्।।५।। बहूनामिति। ततो निर्वृतिसिद्धेर्वहूनामुपकारेणानुकपानिमित्तता नातिक्रामति। तेन कारणेनात्रानुकपोचितफले मुख्य शुभाशयो हेतु, दान तु गोणमेव, वेद्यसवेद्यपदस्थ एव तादृगाशयपात्रं, तादृगाशयानुगम एव च निश्चयतोऽनुकंपेति फलितम्।।६।। एतदेव नयप्रदर्शनपूर्व प्रपञ्चयति-

**क्षेत्रादिव्यवहारेण दृश्यते फलसाधनम्।**
**निश्चयेन पुनर्भावः केवलः फलभेदकृत्।।७।।**

क्षेत्रादीति। व्यवहारेण पात्रादिभेदात् फलभेदो, निश्चयेन तु भाववैचित्र्यादेवेति तत्त्वम्।।७।। कालालं-

---

તેવા ફળવિશેષ માટે એ કારણિક દાનશાળા વગેરે કૃત્ય અસંગત ન રહેવાથી એનો ઉચ્છેદ થઇ જવાની આપત્તિ આવતી નથી. પ્રદેશીરાજા, સપ્રતિરાજા વગેરેના દાનશાળા વગેરે કાર્યો પણ આવા હોઇ અનુકંપાવાળા હતા.

પ્રશ્ન - તેવા પુષ્ટકારણ વિના જે દાનશાળા વગેરે કરવામા આવે છે, અને તેવા પુષ્ટકારણે જે દાનશાળા વગેરે ચલાવવામા આવે છે, એ બનેમા, આરભાદિ કરીને દાન આપવાની ક્રિયા તો સમાન જ છે, તો એકમાં અનુકપા ન રહી હોવા છતા બીજામાં તે રહી છે એનું કારણ શુ?

ઉત્તર - બન્નેમા દાનાદિ ક્રિયા સમાન હોવા છતા બીજા કાર્યમા અનુકપા રહી છે અને તેથી એનાથી અનુકપાપ્રાયોગ્ય ફળ મળે છે એમા મુખ્ય કારણ હોય તો તે, તે કાર્ય કરનારનો શુભઆશય છે, દાન આપવાની ક્રિયા એ ફળ પ્રત્યે ગૌણ છે

આવો શુભ આશય વેદ્યસવેદ્યપદે રહેલા જીવોમાં જ હોય છે. (આમાં કારણ એવું લાગે છે કે અવેદ્ય સંવેદ્યપદે રહેલા જીવોમાં તેવો સૂક્ષ્મબોધ હોતો નથી કે જેથી એ પુષ્ટકારણને ઓળખીને એને આગળ કરીને એવો શુભભાવ પેદા કરી શકે.) અને એવો શુભ આશય પ્રગટ્યો હોય તો જ નિશ્ચયનયે 'અનુકપા' હોય છે એ વાત આના પરથી (દાનાદિ ગૌણ છે, શુભાશય મુખ્ય છે એના પરથી) ફલિત થાય છે. એટલે કે એવો આશય પ્રાપ્ત થયો ન હોય તો જિનપૂજા વગેરે પણ નિશ્ચયનયે અનુંકપા યુક્ત હોવા સિદ્ધ થતા નથી.

[ફળભેદમાં નયવિચારણા]

આ જ વાતને નયપ્રદર્શનપૂર્વક વિચારતા ગ્રન્થકાર કહે છે -

[શંકા - જિનપૂજામા શ્રીજિનેશ્વરદેવને ચરણે ધરેલું દાન અને કારણિક દાનશાળા વગેરેમાં દીન-હીન ને આપેલુ દાન એ બન્નેમા અનુકપા રહી છે એમ તમે કહ્યુ. વળી તમે એમ પણ કહ્યું કે 'જો એવો શુભઆશય ન હોય તો જિનપૂજા વગેરેમા પણ અનુકપા રહી નથી.' તો આ બધા પરથી, 'સાતક્ષેત્રોમાં શ્રીજિનેશ્વરદેવ એ રત્નપાત્ર છે, એમને ચરણે જે ધરવામાં આવે છે એનુ ઉત્કૃષ્ટ ફળ મળે છે સાધુ-સાધ્વી વગેરે રૂપ ક્ષેત્રમાં ધરેલા દાનનુ એનાથી ઓછુ ફળ મળે છે, દીન-હીનને આપેલ દાનનુ તો એથી'ય ઓછુ ફળ મળે છે... ઇત્યાદિ શાસ્ત્રપ્રસિદ્ધ વાતોનો શું વિરોધ નહિ થાય? આવી શકાનુ સમાધાન એ છે કે-]

શ્રી જિનેશ્વરદેવ, સાધુ-સાધ્વી વગેરે રૂપ પાત્રના ભેદે જુદુ જુદુ ફળ મળે છે એવી જે શાસ્ત્રપ્રસિદ્ધ વાત

वनस्य पुष्टत्व स्पष्टयितुमाह –

**कालेऽल्पमपि लाभाय नाकाले कर्म बह्वपि।**

**वृष्टौ वृद्धिः कणस्यापि कणकोटिर्वृथान्यथा।।८।।**

काल इति। स्पष्ट ।।८।। अवसरानुगुण्येनानुकपादानस्य प्राधान्य भगवद्दृष्टान्तेन समर्थयितुमाह–

છે એ વ્યવહારનયે જાણવી નિશ્ચયનય તો એ જ કહે છે કે ફળમા જે ભેદ પડે છે તે પાત્રના ભેદના કારણે નહિ, પણ દાતાના ભાવના ભેદના કારણે. દાતાનો ભાવ જેટલો વધુ શુભ એટલુ ફળ વધુ સુંદર મળે છે. [સામાન્યથી, દીન-હીનને આપવામાં જે ભાવ આવે એના કરતાં સાધુ-સાધ્વીને આપવામાં ઘણું ખરું ભાવ વધુ પ્રગટે, અને એના કરતાંય શ્રીજિનેશ્વરદેવને ચરણે ધરવામાં ઘણું ખરું ભાવ વધુ પ્રગટે છે. એટલે બહુલતયા, શ્રીજિનેશ્વરદેવને ચરણે ધરવાથી જ વધુ ફળ મળતું દેખાય છે. વળી વ્યવહારમાં ભાવ તો દેખાતો નથી. એટલે વ્યવહારનય, પાત્રભેદે ફળભેદ કહે છે એ ધ્યાનમાં રાખવુ.]

એવું પુષ્ટ આલબન હોય તો દાનશાળા વગેરે કૃત્ય અનુકંપાયુક્ત બને છે એ કહ્યું. એમા કાલ = યોગ્ય અવસર એ પુષ્ટ આલંબન છે એ વાતને સ્પષ્ટ કરવા ગ્રન્થકાર કહે છે –

કાલે = યોગ્ય અવસરે કરેલું નાનું પણ કાર્ય ફાયદો કરે છે, જ્યારે અકાલે = અનવસરે કરેલું મોટુ પણ કાર્ય લાભ કરતું નથી. જેમકે વર્ષાકાળે એક કણની પણ વૃદ્ધિ થાય છે, જ્યારે એ સિવાય એક કરોડ કણિયા પણ નિષ્ફળ થાય છે. આ જ વાતને જણાવતી કેટલીક પક્તિઓ -

કાળ મોઘે અશન, શીતકાળે વસન, શ્રમસુખાસન રણે ઉદકદાયી,
સુગુણનરસાભરે, વીસરે નવિ કદા, પાસજી તું સદા છે સખાઇ. - શ્રીવીરવિજય મહારાજ
મોઘે કાળે રે દાન દીયતા શાબાશી ઘણી -બારવ્રતની પૂજામાં, પૌષધવ્રતની પૂજામા. .

तोयैरल्पेरपि करुणया भीमभानौ निदाघे, मालाकार। व्यरचि भवता या तरोरस्य पुष्टिम्।
सा कि शक्या जनयितुमिह प्रावृपेण्येन वारा धारा सारा अपि विकिरता विश्वतो वारिदेन।।८।।

[દુકાળ વગેરેની જે પરિસ્થિતિમા સમર્થ શ્રાવક વગેરે દાનશાળા વગેરે કરે કે જેનાથી 'ઓહો! જૈનો કેવા દયાના કામ કરે છે' ઇત્યાદિ રૂપે જૈનધર્મની પ્રશસા થાય તો એ પરિસ્થિતિ વગેરે રૂપ અવસર એ પુષ્ટ આલંબનરૂપ જાણવો. પણ જો પરિસ્થિતિ એવી હોય કે દાનશાળા વગેરે કરનાર સ્થિતિસંપન્ન તે તે શ્રાવકાદિની જ પ્રશંસા થવાની હોય, પણ જૈનધર્મની પ્રશસા થવાની ન હોય, તો એનાથી બીજાધાનાદિ થવાનું ન હોઇ એ પરિસ્થિતિ વગેરે એ રીતે પુષ્ટઆલબન બનતી નથી. તેમ છતાં, મારી નજર સામે જીવો ભૂખ વગેરેના ભયંકર દુ ખથી હેરાન થઇ રહ્યા છે, મરી રહ્યા છે, અને તોય છતી શક્તિએ હુ કાંઇ નહિ કરુ તો મારું દિલ કઠોર-નિર્દય બની જશે, અને એવુ કઠોર બનેલુ દિલ ધર્મ માટે અયોગ્ય છે. 'તેથી હુ ધર્મ માટે અયોગ્ય ન બની જાઉ' એવો શુભઆશય પેદા થવા રૂપે એ પરિસ્થિતિ પુષ્ટ આલબન બને પણ ખરી. એમ કોઇ પરિસ્થિતિ એવી ઊભી થઇ હોય કે જેમા અન્ય ધર્મીઓ પણ એવા દયા-દાનાદિ કાર્યો કરતા હોય વગેરે રૂપ કારણોએ જૈનો તેવા કાર્ય કરે તો પણ જૈનધર્મની કંઇ વિશેષ પ્રશસાદિ થવાના ન હોય, તેમ છતા, જો આગેવાન જૈનો તેવા કાર્ય ન કરે તો જૈન ધર્મની નિદા વગેરે થવાના હોય અને તેથી લોક બોધિદુર્લભ બનવાનો હોય તો એવી પરિસ્થિતિ પણ 'આ દાનશાળાદિ કરુ, જેથી લોકો બોધિદુર્લભ ન બને' એવા શુભઆશય દ્વારા પુષ્ટઆલંબન રૂપ બની જાય છે. આવું વિચારતા લાગે છે.] અવસરને અનુસરીને કરાતુ અનુકપાદાન પ્રધાન છે એટલે કે

**धर्माङ्गत्वं स्फुटीकर्तुं दानस्य भगवानपि।**
**अत एव व्रतं गृह्णन् ददौ संवत्सरं वसु।।९।।**

धर्मांगत्वमिति। अत एव = कालेऽल्पस्यापि लाभार्थत्वादेव दानस्य = अनुकंपादानस्य धर्माङ्गत्वं स्फुटीकर्तुं भगवानपि व्रतं गृह्णन् संवत्सरं वसु ददौ। ततश्च महता धर्मावसरेऽनुष्ठितं सर्वस्याप्यवस्थौचित्ययोगेन धर्मांगमिति स्पष्टीभवतीति भावः। तदाह - (अष्टक प्र. २७/३)

धर्मांगख्यापनार्थं च दानस्यापि महामतिः। अवस्थौचित्ययोगेन सर्वस्यैवानुकंपया।।इति।।९।।

नन्वेव साधोरप्येतदापत्तिरित्यत आह-

ધર્મનું કારણ બને છે એ વાતનુ ભગવાનના દૃષ્ટાન્તથી સમર્થન કરવા માટે ગ્રન્થકાર કહે છે –

[અનુકંપાદાન ધર્માંગ છે]

યોગ્ય અવસરે કરેલુ નાનું પણ કાર્ય ઘણો લાભ કરાવે છે. માટે જ, 'અનુકંપાદાન એ પણ ધર્મનું એક અંગ છે' એ વાતને પ્રસિદ્ધ કરવા માટે ભગવાને પણ દીક્ષાગ્રહણ કાલે એક વર્ષ માટે સાંવત્સરિક દાન આપ્યુ. કહેવાનો આશય એ છે કે ભગવાને અન્ય અવસરે અનુકંપાદાનાત્મક સાંવત્સરિક દાન આપ્યું હોત તો 'અનુકંપાદાન એ ધર્મનુ એક અંગ છે' એવું પ્રસિદ્ધ ન થાત. પણ ચારિત્ર પ્રાપ્તિરૂપ ધર્મના અવસરે એ દાન આપ્યુ એટલે એ ધર્મના અંગ રૂપે લોકમા પ્રસિદ્ધિ પામ્યું. કારણકે મહાપુરુષો (મોટા માણસો) જે ચીજના અવસરે જે કાંઇ કરે છે 'એ તે ચીજનુ એક અંગ છે' એમ સામાન્ય જન સ્વીકારી લે છે. [આ વાત લોકવ્યવહારમાં પણ જોવા મળે છે. ગામના એક પ્રતિષ્ઠિત આગેવાનની કન્યાના લગ્નનો પ્રસંગ હતો. જ્યારે વરરાજા ચોરીમાં આવી રહ્યા હતા ત્યારે વરરાજાની આડેથી બિલાડી ઉતરી. આ બનાવને કન્યાની માતા કે જે એક દક્ષસન્નારી હતા તેણે જોયો 'બીજા કોઇની ખાસ નજર ગઇ નથી તો મારે આ વાત જાહેર કરી લોકોમાં અપશુકનની શંકા શા માટે ઊભી કરવી'? એમ વિચારી તેણે એ વાત કોઇને કરી નહિ. પણ પોતાના મનમા અપશકુનની શંકા રૂપ કીડો ડખવા લાગ્યો. પુત્રીનું લગ્નજીવન કેવું જશે એની જાતજાતની ચિંતા થવા માંડી. એટલે એ અપશુકનને હણી નાખવાના નુસખા રૂપે એ સાસુએ જમાઇનુ નાક ખેચ્યું. લોકોએ આ દૃશ્ય જોયું. સાસુ મૂર્ખ કે પાગલ નથી, પણ દક્ષ છે, બિલ્કુલ સ્વસ્થ છે તેમજ અણજાણપણે સહસા આ કામ કર્યું નથી એવું લોકોના ખ્યાલમાં સહેજે આવી ગયુ છે એટલે લોકોએ કલ્પી લીધું કે આ નાક ખેંચવું એ પણ લગ્ન પ્રસંગનું એક અંગ છે. કહેવાય છે કે 'સાસુએ જમાઇનુ નાક ખેચવુ' એ બાબત લગ્નના એક અંગ રૂપે ત્યારથી પ્રસિદ્ધ થઇ.]

આમ, ભગવાને ધર્મ અવસરે અનુકંપાદાન દીધુ એનાથી અનુકંપા એ પણ એક ધર્માંગ છે એમ પ્રસિદ્ધ થયુ એ વાત સિદ્ધ થઇ વળી ભગવાન્ ગૃહસ્થો કે સાધુઓ બધા માટે મહાન્ છે, અનુસરણીય છે, એટલે ગૃહસ્થો કે સાધુઓ બધાને પોત પોતાની અવસ્થાનુ = ભૂમિકાનું ઔચિત્ય જાળવીને અનુકંપાદાન દેવું એ ધર્માંગ છે (શુભ આત્મપરિણામ રૂપ ધર્મનું કારણ છે) એ વાત સ્પષ્ટ થાય છે. અષ્ટકપ્રકરણમાં (૨૭/૩) કહ્યુ છે કે 'બધા માટે પોતપોતાની ભૂમિકાના ઔચિત્યને જાળવીને અનુકંપાથી દાન દેવુ એ ધર્માંગ બને છે એવું પ્રસ્થાપિત કરવા માટે મહામતિ ભગવાને સાંવત્સરિક મહાદાન આપ્યું.'।।૯।।

'અનુકંપાદાન જો બધાને માટે ધર્માંગ રૂપ છે તો સાધુએ પણ અનુકંપાદાન દેવું જોઇએ એવી આપત્તિ આવશે' એવી સંભવિત શંકાને ઉદ્દેશીને ગ્રન્થકાર કહે છે–

પુષ્ટ આલંબનરૂપ દશાવિશેષમા મહાવ્રતધારી સાધુ શ્રીસુહસ્તિગિરિ મહારાજે અનુકંપાદાન આપ્યુ હતું.

## साधुनापि दशाभेदं प्राप्यैतदनुकंपया।
## दत्तं ज्ञाताद्भगवतो रंकस्येव सुहस्तिना।।१०।।

साधुनापीति। साधुनापि = महाव्रतधारिणापि दशाभेद प्राप्य = पुष्टालवनमाश्रित्यैतद् = दानमनुकंपया दत्त, सुहस्तिनेव रङ्कस्य, तदाह - 'श्रूयते चागमे आर्यसुहस्त्याचार्यस्य रंकदानमिति। कुतः? इत्याह - 'भगवतः श्रीवर्धमानस्वामिनो ज्ञातात्। तदुक्तं - ज्ञापकं चात्र भगवान्निष्क्रान्तोऽपि द्विजन्मने। देवदूष्यं ददद्धीमाननुकपाविशेपतः।। (अप्टक प्रक. २७/५) इति। प्रयोगश्चात्र - 'दशाविशेपे यतेरसयताय दानमदुष्ट, अनुकपानिमित्तत्वात्, भगवद्द्विजन्मदानवद्' इत्याहुः।।१०।।

## न चाधिकरणं ह्येतद्विशुद्धाशयतो मतम्।
## अपि त्वन्यद्गुणस्थानं गुणान्तरनिबन्धनम्।।११।।

न चेति। न चैतत्कारणिक यतिदानमधिकरण मत, अधिक्रियते आत्माऽनेनाऽसयतसामर्थ्यपोपणत

---

**અષ્ટકપ્રકરણ** (૨૭/૩) ની વૃત્તિમાં કહ્યું છે કે 'આગમમાથી જાણવા મળે છે કે આર્યસુહસ્તિ આચાર્યે ભિખારીને અન્નનું દાન આપ્યું હતું.' વળી તેઓએ એ દાન કંઇ માત્ર સ્વમતિકલ્પનાથી નહોતું આપ્યુ કે જેથી એ આચરણ અનુકરણીય ન બને. તેઓએ તો **શ્રીવર્ધમાનસ્વામીનું** દૃષ્ટાન્ત લઇને એ દાન આપ્યુ હતું. અષ્ટકપ્રકરણ (૨૭/૫) માં કહ્યુ છે કે 'દીક્ષા સ્વીકારેલ પણ ધીમાન્ ભગવાને વિશેષ પ્રકારની અનુકંપાથી પ્રેરાઇને બ્રાહ્મણને (અડધું) દેવદૂષ્ય આપ્યું હતુ, એમ સાધુ પણ દશાવિશેષે અનુકંપાદાન આપી શકે છે એ બાબતમા દૃષ્ટાન્ત જાણવું,' સાધુને પણ અવસ્થાવિશેષે અનુકપાદાન દેવું એ અદુષ્ટ છે એવુ સિદ્ધ કરવા માટેનો અનુમાન પ્રયોગ આવો જાણવો કે - 'દશાવિશેષે સાધુએ અસયતને કરેલ અનુકંપાદાન નિર્દોષ હોય છે, કેમકે આ બિચારા જીવનો ભવકાન્તારમાંથી ઉદ્ધાર થાઓ એવી(ભાવ) અનુકપાના નિમિત્તભૂત હોય છે, જેમકે ભગવાને બ્રાહ્મણને કરલું દાન. [આમા રહસ્ય આ છે કે - સામાન્યથી અસયતને દાન કરવામાં એનો અસંયમ વધવાનું જ સંયતને દેખાય છે. બીજું વિશેષ કોઇ કારણ ન હોય ત્યારે મનમાં બીજો કોઇ ભાવ રમતો નથી. માટે અસંયમની વૃદ્ધિ નજરમાં રમવા છતા એની ધરાર ઉપેક્ષા કરીને સયત, અસંયતને દાન આપે તો એ અધિકરણ રૂપ બને એ સ્પષ્ટ છે પણ જ્યારે એવુ કારણ વિશેષ ઊભુ થાય છે ત્યારે અપાયેલા અનુકંપાદાનથી લેનાર અસંયતને બહુમાનાદિ દ્વારા બોધિપ્રાપ્તિ વગેરે થાય છે. તેથી એના અસયમની વૃદ્ધિનું દૃશ્ય દબાઇ જઇને એ અનુકંપા દ્વારા એને થનારા બોધિ પ્રાપ્તિ વગેરેનું દૃશ્ય નજર સામે રમવા માંડે છે. તેથી એને નજરમાં રાખીને કરાતું હોવાથી એ કારણિક અનુકંપાદાન નિર્દોષ રહે છે.] ॥૧૦॥

આત્મા જેના વડે દુર્ગતિનો અધિકારી બને છે એ અધિકરણ છે. અસંયતને દાન દેવાથી એ અસંયતની શક્તિ વધે છે જેનાથી એના અસયમનું પોષણ થાય છે. આ કારણે અસયતને સંયતે આપેલું અનુકંપાદાન એ અધિકરણ રૂપ બને છે. તેમ છતા સાધુએ કારણે આપેલુ અનુકપાદાન એ 'અધિકરણ' મનાયુ નથી. કેમકે એમા સ્વભૂમિકાના ઔચિત્યની જાળવણી હોવાથી આશય વિશુદ્ધ હોય છે શ્રોતાને બોધિપ્રાપ્તિ આદિના ઉદ્દેશથી થતા ઉપદેશદાનમાં જેમ સાધુને સ્વભૂમિકાના ઔચિત્યનું ઉલ્લઘન નથી તેમ એ જ ઉદ્દેશથી થતા અનુકંપાદાનમા પણ તે ઉલ્લંઘન નથી એ જાણવું.]

[શંકા - આશય વિશુદ્ધ હોવા માત્રથી શુ થઇ ગયું? અસંયતને દાન દેવાની ક્રિયા તો એની એ જ રહેવાથી

इत्यधिकरणम्। कुतः? इत्याह - विशुद्धाशयतः = अवस्थोचित्येनाशयविशुद्धेः, भावभेदेन कर्मभेदात्। अनर्थासभवमुक्त्वाऽर्थप्राप्तिमप्याह– 'अपि तु' इत्यभ्युच्चये। अन्यदधिकृतगुणस्थानकान्मिथ्यादृष्टित्वादेरपरमविरतसम्यग्दृष्ट्यादिकं गुणाना = ज्ञानादीनां स्थानं मत गुणान्तरस्य सर्वविरत्यादेर्निबन्धनम्।।११।।

नन्वेव '[1]गिहिणो वेयावडिअ न कुज्जा' इत्याद्यागमविरोध इत्यत आह -

**वैयावृत्त्ये गृहस्थानां निषेधः श्रूयते तु यः।**
**स औत्सर्गिकतां बिभ्रन्नैतस्यार्थस्य बाधकः।।१२।।**

वेयावृत्त्य इति। गृहस्थाना वेयावृत्त्ये तु साधोर्यो निपेध श्रूयते, स औत्सर्गिकता बिभ्रन्नेतस्यापवा-

---

એ અધિકરણરૂપ બનશે જ!

સમાધાન - ના, એવુ નથી,] આશય બદલાઇ જવાથી દાન દેવાની ક્રિયા પણ બદલાઇ જ ગઇ હોય છે. એટલે કે તેવા વિશુદ્ધ આશય વિનાની દાનક્રિયા કરતા આ વિશુદ્ધ આશયવાળી દાનક્રિયા એ એક જુદી જ ક્રિયા છે. તેથી વિશુદ્ધઆશયશૂન્ય દાનક્રિયા અધિકરણ રૂપ હોવા છતા આ દાનક્રિયા તેવી નથી. [આ ઋજુસૂત્ર નયમતે કહ્યું વ્યવહારનયમતે વિચારીએ તો, દાનક્રિયા તો બન્નેમા સમાન છે, તેમ છતાં સહકારી ભેદે ફળભેદ થાય છે જેમકે ઘટોત્પત્તિના કારણભૂત એવો પણ દડ તોફાની છોકરાના હાથમા આવે તો એ ઘટનાશનુ કારણ બની જાય છે. એમ પ્રસ્તુતમાં અનર્થના કારણભૂત એવુ પણ અસયતને આપેલુ દાન, વિશુદ્ધ આશયરૂપ સહકારીના યોગે અનર્થ કરનારુ રહેતુ નથી, પણ ઉપરથી લાભ કરનારુ બની રહે છે માટે એને અધિકરણરૂપ મનાતુ નથી ] આમ કારણિક અનુકપાદાનથી, લેનાર અસયતના અસયમના પોપણદ્વારા અધિકરણ બનવા રૂપ કોઇ અનર્થ તો નથી થતો, પણ ઉપરથી એ લાભ થાય છે કે આ કારણિક અનુકપાદાનના પ્રભાવે એને લેનાર જીવ બોધિપ્રાપ્તિ દ્વારા અધિકૃત મિથ્યાત્વ ગુણઠાણેથી ૪ થા અવિરત સમ્યક્ત્વ વગેરે ગુણઠાણે ચડે છે જે ગુણઠાણુ સમ્યક્ જ્ઞાનાદિગુણોનું સ્થાન છે તેમજ ઉપરના સર્વવિરતિ વગેરે ગુણઠાણાના કારણભૂત છે.॥૧૧॥

### [આગમવિરોધની શંકાનું નિરાકરણ]

'કારણિક અનુકપાદાનથી થતા લાભને તમે જણાવ્યો તેમ છતા શ્રીદશવૈકાલિકસૂત્રમાં વિવિક્તચર્યા ચૂલિકામા સાધુને ઉદ્દેશીને જે કહ્યુ છે કે 'ગૃહસ્થની વૈયાવચ્ચ ન કરવી' એનો તો આનાથી વિરોધ થશે જ ને! કેમકે ગૃહસ્થનુ ભૂખ વેગેરેનુ દુ ખ જે દૂર થાય છે એ પણ એક પ્રકારની એની વૈયાવચ્ચ જ છે ને!' આવી શંકાને દૂર કરવા ગ્રન્થકાર કહે છે–

ગૃહસ્થની વૈયાવચ્ચ કરવાનો સાધુને જે નિષેધ છે તે તો ઔત્સર્ગિક છે એટલે કે એવું કારણવિશેષ ઊભું ન થયું હોય તેવી સામાન્ય પરિસ્થિતિ માટે એ નિષેધ છે.

જ્યારે અહી અનુકપાદાનની જે અનુજ્ઞા બતાવી છે એ તો કારણવિશેષે હોવાથી આપવાદિક છે. ઔત્સર્ગિક વાત અપવાદની બાધક નથી હોતી, પણ અપવાદ જ ઉત્સર્ગનો બાધક હોય છે. [શ્રી તીર્થંકર/ગણધર દેવોએ સામાન્યતયા પ્રથમ સામાન્યપરિસ્થિતિને અનુલક્ષીને ઔત્સર્ગિક વિધાન કે નિષેધ કર્યા હોય છે. એ પછી વિશેષ પરિસ્થિતિને અનુલક્ષીને આપવાદિક નિષેધ કે વિધાન કર્યા હોય છે. એટલે આપવાદિક નિષેધ કે વિધાન ઔત્સર્ગિક વિધાન કે નિષેધની ઉપરવટ જઇને કરવામા આવ્યા હોય છે. તેથી ઔત્સર્ગિક વિધાનાદિ વિદ્યમાન

---

१ अभिवायणवदणपूअण वा। असकिलिट्ठेहिं सम वसिज्जा, मुणी चरित्तस्स जओ न हाणी।। इति श्लोकशेप (दशवै द्वि चू ९)

दिकस्यार्थस्य बाधक'। अपवादो ह्युत्सर्गं बाधते, न तूत्सर्गोऽपवादमिति।।१२।। सूत्रान्तरं समाधत्ते–

**ये तु दानं प्रशंसन्तीत्यादिसूत्रेऽपि संगतः।**
**विहाय विषयो मृग्यो दशाभेदं विपश्चिता।।१३।।**

ये त्विति। ये तु दान प्रशसन्तीत्यादिसूत्रेऽपि– 'जे उ दाणं पसंसंति वहमिच्छति पाणिणं।
जे अ णं पडिसेहति वित्तिच्छेअ करति ते।। (१९/२०) इति सूत्रकृतसूत्रेऽपि दशाभेद विहाय संगतो

---

હોવા છતાં પરિસ્થિતિ વિશેષમાં તેના નિષેધાદિમાં જિનાજ્ઞા છે એવું ફલિત થાય છે. માટે 'અપવાદ ઉત્સર્ગને બાધિત કરે છે' એમ કહેવાય છે. અથવા સામાન્ય પરિસ્થિતિ કરતાં વિશેષ પરિસ્થિતિ એ બળવત્તર નિમિત્તરૂપ છે. એટલે સામાન્યપરિસ્થિતિ માટેના કાયદારૂપ ઉત્સર્ગ કરતાં વિશેષ પરિસ્થિતિ માટેના કાયદારૂપ અપવાદ બળવત્તર છે, અને તેથી એ ઉત્સર્ગને બાધિત કરે છે.] માટે એ ઔત્સર્ગિકસૂત્ર આ આપવાદિક અનુકંપાદાનનું બાધક નથી.॥૧૨॥ આ આપવાદિક અનુકપાદાનથી શ્રીસૂયગડાંગના 'जे उ दाणं पससति. .' ઇત્યાદિ સૂત્રનો જે વિરોધ થાય છે તેને ટાળવા સમાધાન આપતા ગ્રન્થકાર કહે છે –

**શંકા** - શ્રી સૂયગડાંગના પ્રથમશ્રુતસ્કંધના ૧૧ મા માર્ગ અધ્યયનની ૨૦ મી ગાથામાં કહ્યુ છે કે 'દાનથી ગ્રહણ કરનારા અનેક જીવોને ઉપકાર થાય છે એવું વિચારીને જેઓ તેની પ્રશંસા કરે છે તેઓ એ દાનમાં થનારા પ્રાણીવધને ઇચ્છે છે = અનુમોદે છે. (માટે એની પ્રશંસા ન કરવી.) 'દાનમાં ઘણી હિસા થાય છે' એમ વિચારીને જે અગીતાર્થો દાનનો નિષેધ કરે છે તેઓ તે દાન પર નભનારા જીવોની આજીવિકાનો ઉચ્છેદ કરે છે (અને તેથી અંતરાયકર્મ બાધે છે. માટે એનો નિષેધ પણ ન કરવો.)' આમ આ સૂત્રમાં અસંયતને અપાતા દાનની પ્રશસાનો પણ નિષેધ કર્યો છે, તો અસયતને દાન આપવાની તો વાત જ ક્યાં રહી?

**સમાધાન** - અસંયતદાનના નિષેધના ગર્ભિત અર્થવાળા એ સૂત્રના, અવસ્થાભેદને (વિશેષ પ્રકારની અવસ્થાને) છોડીને યોગ્ય વિષયને પંડિત પુરુષે ઐદંપર્યશુદ્ધિથી વિચારી કાઢવો જોઇએ, પણ પદાર્થ માત્રમાં મૂઢ ન બની જવું, કારણકે આ સૂત્રની સંગતિ, પુષ્ટઆલબન સિવાયની અવસ્થા અંગે જ થાય છે. ૨૭ મા અષ્ટકની ૭ મી ગાથામા કહ્યું જ છે કે 'જેઓ દાનની પ્રશસા કરે છે.. . ઇત્યાદિ જણાવનાર જે સૂત્ર સૂયગડાંગમાં કહ્યું છે તેને મહાત્માઓએ અવસ્થા ભેદ = અપુષ્ટ આલંબનવાળી અવસ્થા અંગે જાણવું.' આશય એ છે કે પ્રસ્તુત સૂત્રનો શંકાકારે કરેલો યથાશ્રુત અર્થ એ પદાર્થ છે. આવા પદાર્થને પ્રકટ કરવાથી જે બોધ થાય તેને જ આગમસૂત્રના અંતિમ તાત્પર્ય રૂપ માની લેવાની કે એ મુજબ આચરણ કરવાની મૂઢતા સેવવી ન જોઇએ. પણ પદાર્થ, વાક્યાર્થ, મહાવાક્યાર્થ અને ઐદમ્પર્યાર્થ સુધી ઊંડા ઉતરવુ જોઇએ, તો સાચું રહસ્ય હાથમાં આવે. [વ્યાખ્યાના પદાર્થ વગરે આ ૪ અગોની પ્રરૂપણા શ્રીઉપદેશપદ કે શ્રીઉપદેશરહસ્ય ગ્રન્થમાંથી જોઇ લેવી. બીજી બત્રીશીના ભાવાનુવાદમા આનો થોડો અધિકાર આવશે.] પ્રસ્તુતસૂત્ર અંગે એ પ્રરૂપણા આવી જાણવી - સૂત્રનાં પદોને પકડીને કરાતો સીધો અર્થ એ પદાર્થ છે. એના પર થોડો વિચાર કરીએ તો જણાય છે કે આ રીતે દાનની પ્રશંસા કે નિષેધ બન્નેમાં દોષ રહ્યો છે તો દાન સંબધી કાઇ બોલવુ જ ન જોઇએ. એટલે કે એનો ઉપદેશ પણ દેવો ન જોઇએ આવું શંકાવાક્ય એ વાક્યાર્થ છે પણ આ ઉપદેશ ન દેવો એ યોગ્ય તો નથી જ, કારણકે દાન, શીલ, તપ અને ભાવ એ ચારે ય પ્રકારના ધર્મનો ઉપદેશ આપવાનું પ્રતિપાદન સઘળાં આસ્તિકશાસ્ત્રોમાં કરેલું છે. તો પછી પ્રસ્તુતસૂત્રથી એનો વિરોધ ન થાય એ રીતે એ સૂત્રને વિશેષ વિષય વાળું માનવું જોઇએ. એટલે કે એમાં કરેલા નિષેધ અને વિધાન અમુક ચોક્કસ વિભાગપૂર્વક છે એમ માનવુ જોઇએ. એ વિભાગનો આ

## दीनादिदाने पुण्यं स्यात्तददानं च पीडनम्।
## शक्तौ पीडाऽप्रतीकारे शास्त्रार्थस्य च बाधनम्।।१५।।

दीनादीति। प्रकटं भोजने दीनादीना याचमानानां दाने पुण्यं स्यात्, न चानुकंपावास्तेपामदत्त्वा कदापि भोक्तु शक्तः, अतिधाष्टर्यमवलव्य कथंचित् तेपामदाने च पीडन स्यात् तेपा तदानीमप्रीतिरूप शासनद्वेपात्परत्र

કરતા જોઇ ભોજનની માંગણી કરે. કૃપાપરીત મનવાળા સાધુ તેમને આપ્યા વિના તો સ્વયં પણ આરોગી ન જ શકે, કેમકે એમનું ભૂખનુ દુ ખ જોઇ સ્વય દ્રવી ગયા હોય છે. દિલ દ્રવી ગયું હોવા છતાં ઘણી ધિઠ્ઠાઇ કરીને-દિલ પર પથરો મૂકીને કદાચ તેઓને ન આપે અને સ્વયં બધું ભોજન કરી લે તો તે ભિખારીઓને પીડા થાય. 'આ સાધુઓ અને તેમનો ધર્મ કેવો નિર્દય છે કે અમે આટલા ક્ષુધાતુર છીએ તો પણ અમને કંઇ આપતા નથી અને પોતે જ બધુ ઓહિયા કરી જાય છે' ઇત્યાદિ અપ્રીતિરૂપ પીડા અહી (આ જન્મમાં) થાય અને શાસનદ્વેષાદિના કારણે થયેલ પાપબંધથી પરલોકમા દુર્ગતિ વગેરેની પીડા થાય.

શંકા - [સંયમયોગોને સીદાવ્યા વગર પ્રસન્નતાપૂર્વક તપશ્ચર્યા વગેરે કરનાર સાધુને જોઇને પણ કેટલાક મિથ્યાત્વોપહત બુદ્ધિવાળા જીવોને અપ્રીતિ-દુર્ભાવ થતા હોય છે કે 'મહારાજ નાહકનું શરીરને કષ્ટ આપે છે.. વગેરે. પણ છતાં, સાધુ તપશ્ચર્યા ચાલુ રાખે છે ને પરપીડાજનનના કોઇ દોષથી ખરડાતા નથી, કારણકે એ મિથ્યાત્વી જીવને પીડા થાઓ એવો સાધુનો કોઇ આશય હોતો નથી એમ] ભિખારીને આ જે કાંઇ પીડા થાય છે તે પોતાની બુદ્ધિ મિથ્યાત્વથી હણાયેલી હોવા રૂપ સ્વદોષના કારણે થાય છે સાધુને કાઇ તેઓને પીડા કરવાનો એવો કોઇ સક્લિષ્ટ પરિણામ હોતો નથી, સાધુને તો પોતાને અનિષ્ટ એવો પુણ્યબંધ ન થઇ જાય એટલો જ પરિણામ હોય છે. એટલે ભિખારીને ન આપવામા સાધુને શુ દોષ લાગવાનો?

સમાધાન - બીજાઓને થનારી પીડાનો-અપ્રીતિનો જેનાથી પરિહાર થઇ શકે એવો યોગ્ય ઉપાય જો વિદ્યમાન હોય તો એ ઉપાયને અજમાવીને સાધુએ તેઓની પીડાનો પરિહાર કરવો એવો શાસ્ત્રાર્થ છે. [બળાભિયોગની શકાથી સ્વલ્પ પણ પીડા થવાની જે શક્યતા છે તેનો પરિહાર કરવા માટે ઇચ્છાકાર પ્રયોગ કરવો જોઇએ ઇત્યાદિ શાસ્ત્રસિદ્ધ વાતો આ શાસ્ત્રાર્થની સૂચક જાણવી.] એટલે એ અપ્રીતિ રૂપ પરપીડાનો પરિહાર ન કરવામા શાસ્ત્રાર્થને બાધા તો પહોચે જ છે.

[શંકા - આ રીતે પરપીડાનો જે પરિહાર થતો નથી એમા સાધુના રાગ/દ્વેપ કાઇ ભાગ ભજવતા નથી, તો સાધુને એમા શુ દોષ લાગે?

સમાધાન - ] રાગ-દ્વેષ જેમ ચારિત્રના પ્રતિપક્ષરૂપ છે, અને તેથી એ બેથી જેમ દોપ લાગે છે, તેમ (પરપીડાનો પરિહાર કરવાની) શક્તિ ગોપવવી એ પણ ચારિત્રના પ્રતિપક્ષ રૂપ જ છે, અને તેથી એનાથી પણ દોષ લાગે જ છે [ઉપા. મહારાજે સામાચારીપ્રકરણની નવમી ગાથામા કહ્યું છે કે -

ण य केवलभावेण हियकज्जे वीरिअ णिगूहतो।
वीरियायारविसोहियचरणोचियणिज्जर पावे।।१।।

જે હિતકાર્ય કરવાનો માત્ર ભાવ રાખે છે, પણ એ માટે વીર્ય ફોરવતો નથી તે વીર્યાચાર પાલનથી વિશોધિત ચારિત્રને ઉચિત નિર્જરા કરી શકતો નથી.

આમા વીર્યાચાર પાલનથી ચારિત્રની વિશુદ્ધિ કહી છે, તેથી વીર્યને ગોપવવાથી ચારિત્રની અશુદ્ધિ થાય એ સમજી શકાય છે તેથી શક્તિ ગોપવવી એ પણ ચારિત્રને વિરોધી છે ને માટે દોપ જનક છે એ સમજાય

च कुगतिसगतिरूपम् । 'तदप्रीतिदानपरिणामाभावान्न दोषो भविष्यती' त्याशंक्याह – शक्तौ सत्यां पीडायाः = परदुःखस्याप्रतीकारे = अनुद्धारे च शास्त्रार्थस्य = पराप्रीतिपरिहारप्रयत्नप्रतिपादनरूपस्य वाधनं, रागद्वेषयोरिव शक्तिनिगूहनस्यापि चारित्रप्रतिपक्षत्वात् । प्रसिद्धोऽयमर्थः सप्तमाष्टके ।।१५।।

**किं च दानेन भोगाप्तिस्ततो भवपरंपरा।**
**धर्माधर्मक्षयान्मुक्तिर्मुमुक्षोर्नेष्टमित्यदः ।।१६।।**

किं चेति। कि च दानेन हेतुना भोगाप्तिर्भवति, ततो भवपरंपरा, मोहधारावृद्धेः। तथा 'धर्माधर्मयोः = पुण्यपापयोः क्षयान्मुक्तिः' इति हेतोरदः = अनुकपादान मुमुक्षोर्नेष्टम् ।।१६।। सिद्धान्तयति–

**नैवं यत्पुण्यबंधोऽपि धर्महेतुः शुभोदयः।**
**वह्नेर्दाह्यं विनाश्येव नश्वरत्वात्स्वतो मतः ।।१७।।**

नैवमिति। नेव यथा प्रागुक्त, यद् = यस्मात् पुण्यवन्धोऽपि शुभोदयः = सद्विपाको धर्महेतुर्मतः तद्धेतुभिरेव दशाविशेषेऽनुपगत पुण्यानुवधिपुण्यसंभवात्, प्राणातिपातविरमणादो तथाऽवधारणात् । न

છે.] માટે યાચકોની આવી પીડાનો પરિહાર કરવા સાધુએ ઉદ્યમશીલ બનવુ જ જોઇએ. આ વાત સાતમા પ્રચ્છન્ન ભોજન અષ્ટકમા વિવેચેલી છે. [આમ પ્રકટ ભોજન કરવામાં આવે, અને યાચકો માંગતા આવે તો, યાચકોને નહિ આપવામા જે દોષ છે તેનો યાચકોને આપવા દ્વારા પરિહાર ન કરતાં પ્રચ્છન્નભોજનનું વિધાન કરીને જે પરિહાર કરવામા આવ્યો છે તેનાથી જણાય છે કે યાચકોને અનુકપાદાન આપવા દ્વારા સાધુને જે પુણ્યબંધ થાય તે પણ ઇષ્ટ નથી.]॥૧૫॥

[સામાન્યથી ઉત્સર્ગ રૂપે આ રીતે અનુકંપાદાન અને એનાથી થનાર પુણ્યબંધ ભલે સાધુને ઇષ્ટ ન હોય, પણ જે અનુકપાદાનથી સામા જીવને બોધિપ્રાપ્તિ આદિ થવાનો લાભ છે તેવુ પ્રાસગિક અનુકંપાદાન અપવાદપદે સાધુને શા માટે ઇષ્ટ ન બને? આવી શંકાના સમાધાન માટે પૂર્વપક્ષી કહે છે–]

'ऐन्द्रशर्मप्रद दानमनुकंपासमन्वितम्' ઇત્યાદિ દ્વારા તમે જ કહી ગયા છો કે અનુકંપાદાનથી સાંસારિક ભોગસુખની પ્રાપ્તિ થાય છે. એટલે આ રીતે સાધુ અનુકંપાદાન અપવાદપદે આપે તો પણ એના ફળરૂપે ભોગપ્રાપ્તિ થાય છે જેના કારણે પાછી ભવપરપરા સર્જાય છે. વળી મોક્ષ તો પુણ્ય અને પાપ બન્નેના ક્ષયથી થાય છે એટલે મોક્ષેચ્છુને જેમ પાપબધ ઇષ્ટ હોતો નથી તેમ પુણ્યબધ પણ ઇષ્ટ હોતો નથી. વળી જેમા સ્વાત્મહિતરૂપ સ્વાર્થ ન ભળેલો હોય પણ ઉપરથી ભવવૃદ્ધિરૂપ અહિત ભળેલુ હોય એવો તો કોઇ પરાર્થ (પરોપકાર) કરવો શાસ્ત્રમા અનુજ્ઞાત નથી એટલે આવા આપવાદિક અનુકપાદાનથી અન્યને બોધિપ્રાપ્તિ વગેરે થવા રૂપ પરોપકાર રહ્યો હોવા છતાં સાધુને પોતાને તો ભોગપ્રાપ્તિદ્વારા ભવપરપરા વૃદ્ધિ રૂપ અને મોક્ષનુ દૂરીકરણ રૂપ અહિત જ થતુ હોઇ મુમુક્ષુ એવા સાધુને એ શી રીતે ઇષ્ટ બને? માટે એવી અવસ્થા વિશેષમા પણ અનુકપાદાન કરવુ એ સાધુ માટે યોગ્ય નથી જ. [પૂર્વપક્ષ પૂરો.]॥૧૬॥ આ પૂર્વપક્ષનો જવાબ આપવા ગ્રન્થકાર સિદ્ધાન્ત દેખાડે છે–

### [પુણ્યબંધ પણ શુભોદય-સમાધાન]

પૂર્વપક્ષીએ કરેલી આ બધી વાતો બરાબર નથી સામાન્ય સજોગોમાં યાચકાદિને આપવાથી જે પુણ્યબંધ થાય અને તેનાથી જે ભોગપ્રાપ્તિ વગેરે થાય તે સાધુને અનિષ્ટ હોય છે. પણ સામાને બોધિપ્રાપ્તિ વગેરે થવાના

चाय मुक्तिप्रतिपंथी, दाह्य विनाश्य वह्नेरिव तस्य पाप विनाश्य स्वतो नश्वरत्वात् = नाशशीलत्वात् । शास्त्रार्थाऽवाधेन निर्जराप्रतिवन्धकपुण्यवन्धाभावान्नात्र दोप इति गर्भार्थः ।।१७।।

**भोगाप्तिरपि नैतस्मादभोगपरिणामतः ।**
**मंत्रितं श्रद्धया पुंसां जलमप्यमृतायते ।।१८।।**

**भोगाप्तिरिति ।** भोगप्राप्तिरपि नेतस्माद् = आपवादिकानुकंपादानात्, अभोगपरिणामतः = भोगानुभवोपनायकाध्यवसायाभावात् । दृष्टान्तमाह - मंत्रित जलमपि पुसा श्रद्धया = भक्त्या अमृतायते = अमृतकार्य-

લાભને નજરમા રાખીને દશાવિશેષમા જે અનુકપાદાન આપવામાં આવે છે તેનાથી થનાર પુણ્યબંધ સાધુને અનિષ્ટ નથી, કારણ કે પુણ્યબંધ પણ શુભ રૂપે ઉદયમાં આવનારો હોવાથી ઉત્તરોત્તર ધર્મપ્રાપ્તિમા હેતુભૂત બનનારો હોય છે જે ઉત્તરોત્તર ધર્મપ્રાપ્તિમાં હેતુભૂત હોય તેનાથી જ દશાવિશેષમા આનુષંગિક ફળ રૂપે પુણ્યાનુબંધી પુણ્યનો (શુભ રૂપે ઉદયમા આવનાર પુણ્યનો) બધ સભવે છે. આ વાત પણ એના પરથી નિર્ણીત થાય છે કે ઉત્તરોત્તર અપ્રમત્તતા, વીતરાગતા વગેરે ધર્મપ્રાપ્તિના હેતુભૂત પ્રાણાતિપાત વિરમણ વગેરેથી પણ આનુષગિક ફળ રૂપે પુણ્યાનુબધી પુણ્યનો બધ થાય જ છે. આવા શુભઉદયવાળો પુણ્યાનુબધી પુણ્યોદય મોક્ષનો પ્રતિબધક નથી, કેમકે જેમ અગ્નિ બળતણનો નાશ કરીને પછી સ્વય પણ નષ્ટ થઇ જાય છે તેમ આ પુણ્યાનુબંધી પુણ્ય પણ યોગ્ય ભૂમિકા વગેરેની પ્રાપ્તિ કરાવીને પછી સ્વય નષ્ટ થઇ જાય છે. એટલે એના કારણે મોક્ષ અટકતો ન હોવાથી એ મુક્તિનુ પ્રતિબંધક નથી માટે એ મુમુક્ષુને શા માટે ઇષ્ટ ન હોય? આમાં રહસ્ય એ છે કે આ રીતે દશાવિશેષમાં અનુકપાદાન કરવાથી શાસ્ત્રાર્થનો બાધ થતો ન હોવાના કારણે એનાથી જે નિર્જરાનો પ્રતિબધક હોય એવો પુણ્યબંધ થતો નથી, અને તેથી 'પુણ્યબધ હોવા' માત્રના કારણે આ પ્રાસગિક અનુકપાદાનમા કોઇ દોષ નથી.।।૧૭।।[પુણ્યબધથી ભોગપ્રાપ્તિ દ્વારા ભવપરંપરાનું સર્જન થશે એવો જે દોષ દેખાડ્યો હતો તેનુ નિરાકરણ કરવા ગ્રન્થકાર કહે છે–]

[વિષયપ્રાપ્તિમાં પણ અભોગપરિણામ]

'આ આપવાદિક અનુકપાદાનથી પુણ્યબંધ દ્વારા ભોગપ્રાપ્તિ થશે' ઇત્યાદિ વાત પણ યોગ્ય નથી, કારણકે ભોગનો અનુભવ કરાવી આપે એવો અધ્યવસાય હોતો નથી. [આશય એ છે કે ભોગસાધનભૂત વિષયોની પ્રાપ્તિ = સંપર્ક થવો એ માત્ર 'ભોગ' નથી, નહિતર તો અપ્રમત્તસયત વગેરેને પણ આહારાદિકાળે રસનેન્દ્રિય વગેરેના વિષયનો સપર્ક હોઇ ભોગ માનવો પડે. કિન્તુ વિષયસપર્ક થવા પર એમા તન્મય બની રાગ-આસક્તિ આદિ કરવા એ ભોગ છે. વળી એક સામાન્ય કાયદો એવો છે કે શુભ કે અશુભ ક્રિયાકાળે જેવો ભાવ હોય તેવો ભાવ તે ક્રિયાથી બધાયેલા પુણ્ય કે પાપના ઉદયકાળે પ્રાય. કરીને આવે છે. એટલે કે શુભ-અશુભ ક્રિયાને અનુસરીને પુણ્ય કે પાપ બંધાય છે અને એ ક્રિયા વખતે રહેલા શુભ-અશુભ ભાવને અનુસરીને તે પુણ્ય કે પાપના ઉદયકાળે શુભ-અશુભ ભાવની પ્રાપ્તિ થાય છે સાધુ મહારાજ વિશેષ પ્રસગે જે અનુકંપાદાન કરે છે એ વખતે 'આ લેનારને આહાર-વિષયાદિની પ્રાપ્તિ થવા દ્વારા એનું દુઃખ દૂર થાઓ અને એ સુખી થાઓ' એવો ભાવ નથી હોતો પણ 'આ અનુકપાદાન દ્વારા લેનાર જીવ બોધિપ્રાપ્તિ વગેરે દ્વારા રાગદ્વેષાદિના ભયંકર બધન વગેરે રૂપ સસારમાથી સર્વથા મુક્ત થાઓ' ઇત્યાદિ ભાવ (અભોગપરિણામ) હોય છે. એટલે એ અનુકપાદાન રૂપ ક્રિયાથી બંધાયેલા પુણ્યના ઉદયે વિષયોની પ્રાપ્તિ થવા પર પણ તેવા રાગાદિ પરિણામ (ભોગપરિણામ) થતા નથી. આમ ભોગહેતુભૂત વિષયોની પ્રાપ્તિ થવા પર પણ અભોગપરિણામના પ્રભાવે

कारि भवति। एव हि भोगहेतोरप्यत्राध्यवसायविशेषाद् भोगानुपनतिरुपपद्यत इति भाव ।।१८।।

नन्विद हरिभद्रसमत्या भवद्भिर्व्यवस्थाप्यते, तेनेव चाभिनिविश्योक्तमित्याशक्याह–

**न च स्वदानपोषार्थमुक्तमेतदपेशलम्।**
**हरिभद्रो ह्यदोऽभाणीद्यतः संविग्नपाक्षिकः।।१९।।**

**न चेति।** न च स्वदानस्य = स्वीयासंयतदानस्य पोपार्थ = समर्थनार्थ उक्तमेतदपेशल = असुन्दरम्। यत = यस्मात् सविग्नपाक्षिको हरिभद्रोऽद = प्रागुक्त हि = निश्चितमभाणीत्। न हि सविग्नपाक्षिकोऽनृत ब्रूते। तदुक्त **सप्तविशतितमाष्टकविवरणे** - 'स्वकीयासयतदानसमर्थनागर्भार्थकमिद प्रकरण मूरिणा कृतमिति

ભોગપ્રાપ્તિ થતી નથી (ભોગાનુભવ થતો નથી.) તેથી સસારવૃદ્ધિ પણ થતી નથી ]

'આ અમૃત છે' 'આ અમૃત છે' એવા વારવારના ચિતનરૂપ મત્રથી મત્રિત થયેલુ પાણી પણ માનવીની એવી શ્રદ્ધાના પ્રભાવે જેમ અમૃતનુ કાર્ય કરે છે@ તેમ ભોગના હેતુભૂત વિષયો પણ અભોગ પરિણામના પ્રભાવે અભોગનુ કાર્ય કરે છે એમ સમજવુ એટલે કે આ વિશેષ પ્રકારના અધ્યવસાયના પ્રભાવે ભોગહેતુથી પણ ભોગની પ્રાપ્તિ ન થવાની આ વાત સગત રહે છે. [માટે, સાધુથી થતા કારણિક અનુકપાદાનનો, આ રીતે ભોગપ્રાપ્તિ દ્વારા સસારવૃદ્ધિના કારણરૂપે કે મોક્ષપ્રતિબધક પુણ્યબધના કારણરૂપે કહી ઉચ્છેદ કરવો એ યોગ્ય નથી.]

'સાધુના અનુકપાદાનની તમે આ જે પ્રરૂપણા અને પુષ્ટિ કરો છો એ બધુ શ્રીહરિભદ્રસૂરિ મહારાજે કર્યું છે માટે કરો છો પણ મૂળ વાત તો એ છે કે તેમણે જ અભિનિવેશ પકડીને એ બધી પ્રરૂપણા કરી છે એટલે એમની સમતિથી તમે કરેલી આ પ્રરૂપણા પણ અભિનિવેશમૂલક હોઇ આદરણીય નથી' એવી શંકાને મનમા રાખીને ગ્રન્થકાર કહે છે-

'પોતે અસયતોને જે દાન આપેલુ તેનુ સમર્થન કરવા માટે હરિભદ્રસૂરિ મહારાજે આ બધુ કહ્યું છે, માટે એ બધુ અસુદર છે' એવુ કહેવુ એ યોગ્ય નથી, કારણકે સવિગ્નપાક્ષિક એવા શ્રીહરિભદ્રસૂરિ મહારાજે આ બધી વાત નિશ્ચિતપણે કહી છે, અને સવિગ્નપાક્ષિક અસત્ય બોલતા નથી [કેમકે એમાં એમની સવિગ્નપાક્ષિકતા જ ખડિત થઇ જાય ] ૨૭ મા અષ્ટકના વિવરણમા વિવરણકારે પણ આ વાતનો ખુલાસો કર્યો છે [એટલે કે હરિભદ્રસૂરિ મહારાજ સ્વય જો અભિનિવિષ્ટ હોત, અને તેથી તેઓએ સ્વકીય અનુકપાદાનના સમર્થન માટે અસત્ય વાતો ઉપજાવી કાઢી હોત તો વિવરણકાર તેઓશ્રીનો સવિગ્નપાક્ષિક તરીકે ઉલ્લેખ કરી એ પ્રરૂપણાનુ સમર્થન ન કરત ] એ વિવરણમા કહ્યું છે કે - 'શ્રીહરિભદ્રસૂરિમહારાજ ભોજનાવસરે શખવાદન પૂર્વક યાચકોને ભોજન અપાવતા હતા આવુ સભળાય છે. આના પર કેટલાક વિવેચકો એવી કલ્પના કરે છે કે 'સાધુના અનુકપાદાનનુ સમર્થન કરનાર આ પ્રકરણ શ્રીહરિભદ્રસૂરિમહારાજે પોતે અસયતોને જે દાન કર્યું તેનુ સમર્થન કરવા માટે રચ્યુ છે. [માટે એ જિનાજ્ઞામૂલક નહી, પણ અભિનિવેશમલક હોઇ સુજ્ઞજનોને અગ્રાહ્ય છે.]' પણ તેઓની આવી કલ્પના મુજબની વાત સભવતી નથી, કારણકે શ્રીહરિભદ્રસૂરિ મહારાજ સવિગ્નપાક્ષિક હતા, અને સવિગ્ન કે સવિગ્નપાક્ષિક શાસ્ત્રકાર આગમવિરુદ્ધ પદાર્થ કહે એ સંભવતુ નથી, કેમકે એવુ કરે તો એમનુ સવિગ્નપણુ કે સવિગ્નપાક્ષિકપણુ જ ઊડી જાય પચાશક (૧૨/૧૭) મા કહ્યુ છે કે 'દુર્ભાપિત = આગમવિરુદ્ધ ઉપદેશ એ અતીવ કટુ વિપાક દેનારો છે એવુ જાણતા સવિગ્ન

@ पानीयमप्यमृतमित्यनुचिन्त्यमान किं नाम नो विपविकारमपाकरोति? -- [कल्याणमदिरस्तोत्रे]

केचित्कल्पयन्ति, हरिभद्राचार्यो हि भोजनकाले शखवादनपूर्वकमर्थिभ्यो भोजन दापितवानिति श्रूयते। न चेतत्सभाव्यते, सविग्नपाक्षिको ह्यसो, न च सविग्नस्य तत्पाक्षिकस्य वाऽनागमिकार्थोपदेशः सभवति, तत्त्व-हानिप्रसङ्गात्। आह च(पचा १२/१७)-

[1]सविग्गो णुवएस ण देइ दुब्भासिअ कडुविवाग।
जाणंतो तम्मि तहा अतहक्कारो उ मिच्छत्त।।इति।।१९।।

**भक्तिस्तु भवनिस्तारवाञ्छा स्वस्य सुपात्रतः।**
**तया दत्तं सुपात्राय बहुकर्मक्षयक्षमम्।।२०।।**

भक्तिस्त्विति। भक्तिस्तु स्वस्य सुपात्रतो भवनिस्तारवाछा। आराध्यत्वेन ज्ञान भक्ति, आराधना च गोरवितप्रीतिहेतुः क्रिया गोरवितसेवा चेत्येतदपि फलतो नेतल्लक्षणमतिशेते। तया = भक्त्या सुपात्राय दत्त

ઉપદેશક અનુપદેશ દેતા નથી = અનાગમિક વાત કરતા નથી. માટે તેમના કથન અગે 'તહત્તિ' ન કરવું એ મિથ્યાત્વ છે'.

[અષ્ટકજીના વિવરણકારની અને ઉપા. મહારાજની આવી પ્રરૂપણા પરથી એવું ફલિત થઇ શકે છે કે શ્રીહરિભદ્રસૂરિ મહારાજાની ઉક્ત પ્રરૂપણા સત્યથી વેગળી નથી. એટલે સાધુએ કારણિક અનુકંપાદાન દેવું એમા શાસ્ત્રાર્થનો બાધ નથી. માટે (૧) અન્યજીવોને બોધિપ્રાપ્તિ વગેરે લાભ જોઇને શ્રીહરિભદ્રસૂરિમહારાજે જો એ રોજનુ દાન અપાવ્યુ હોય તો એ આગમવિરુદ્ધ ન હોતું, તેથી એનો બચાવ કરવાનો કોઇ પ્રશ્ન નહોતો અથવા (૨) શ્રીહરિભદ્રસૂરિ મહારાજનો 'સવિગ્નપાક્ષિક' તરીકે ઉલ્લેખ કર્યો છે 'સવિગ્ન' તરીકે નહિ, એટલે તેઓમા સાધુઓને જિનાનુજ્ઞાત ન હોય એવુ આચરણ પણ સંભવે છે. એવું આચરણ હોવા છતા, એનો બચાવ ન હોય અને પ્રરૂપણા તો જિનાજ્ઞાનુસાર જ હોય તો જ સવિગ્નપાક્ષિકપણુ ટકી શકે છે. પ્રસ્તુતમા શ્રીહરિભદ્રસૂરિ મહારાજનું શખવાદનપૂર્વક યાચકોને ભોજનદાન એ પણ એવા જ પ્રકારનુ એક જિનાજ્ઞાઅનનુજ્ઞાત આચરણ હોવુ સભવી શકે. પણ તેઓશ્રીએ આનો બચાવ કર્યો નથી, કે એના બચાવ માટે પ્રસ્તુત પ્રકરણ બનાવ્યુ નથી. એનો તો જિનાનનુજ્ઞાત તરીકે જ સ્વીકાર તેઓએ કર્યો છે, અને એ રીતે સ્વકીય સવિગ્નપાક્ષિકત્વ જાળવી રાખ્યુ છે (આ બેમાથી બીજી કલ્પનાની સભાવના વધુ જાણવી ) માટે તેઓ શ્રીમદે આપવાદિક અનુકંપાદાનની કરેલી આ પ્રરૂપણમાં આગમવિરુદ્ધત્વની તો કોઇ શંકા કરવાની જરૂર નથી ]।।૧૯।। [દાનના પ્રથમ પ્રકાર અનુકપાદાનની પ્રરૂપણા પૂર્ણ થઇ. હવે બીજાપ્રકાર સુપાત્રદાનની પ્રરૂપણા કરતા ગ્રન્થકાર કહે છે—]

[ભક્તિ શું છે?]

'[ભક્તિથી આપેલુ સુપાત્રદાન મોક્ષદાયક છે' એવુ શ્રીજિનેશ્વરદેવોએ કહ્યું છે એ પ્રમાણે ગ્રન્થકારે પૂર્વે પ્રથમશ્લોકમાં કહેલુ. એમા ભક્તિ શું છે ? આ -] સુપાત્રના આલબને પોતે ભવસમુદ્રને તરી જવાની વાંછા એ ભક્તિ છે સામાન્યથી ભક્તિ તરીકે આ વાત પ્રસિદ્ધ છે કે – 'આ મારે આરાધ્ય છે, મારી આરાધનાનું પાત્ર છે' એવી પ્રતીતિ (જ્ઞાન) એ ભક્તિ છે એ આરાધના એટલે એવી ક્રિયા કે જે ગૌરવપ્રાપ્ત આરાધ્ય વ્યક્તિની પ્રસન્નતાના હેતુભૂત હોય, એમ ગૌરવપ્રાપ્ત આરાધ્યની સેવા એ પણ આરાધના છે [ઉપલી અવસ્થા પામેલ ગૌરવપ્રાપ્ત આરાધ્ય વ્યક્તિઓને પ્રસન્નતા-અપ્રસન્નતા જેવુ કશું હોતુ નથી. એટલે 'ગૌરવપ્રાપ્ત

१ सविग्नोऽनुपदेश न ददाति दुर्भाषित कटुविपाकम्। जानानस्तस्मिन्तथाऽतथाकारस्तु मिथ्यात्वम्।।

वहुकर्मक्षये क्षम = समर्थ भवति ।।२०।। तथाहि-

**पात्रदानचतुर्भंग्यामाद्यः संशुद्ध इष्यते।**
**द्वितीये भजना शेषावनिष्टफलदौ मतौ।।२१।।**

पात्रेति। पात्रदानविपयिणी या चतुर्भंगी - सयताय शुद्धदान, सयतायाशुद्धदानं, असंयताय शुद्धदान, असतायाशुद्धदान इत्यभिलापाः। तस्यामाद्यो भङ्ग मम्यग् = अतिशयेन शुद्ध इष्यते, निर्जराया एव जनकत्वात्। द्वितीयभगे कालादिभेदेन फलभावाभावाभ्या भजना विकल्पात्मिका। शेपौ = तृतीयचतुर्थभगावनिष्टफलदो एकान्तकर्मवन्धहेतुत्वान्मतो।।२१।।

**शुद्धं दत्त्वा सुपात्राय सानुबन्धशुभार्जनात्।**
**सानुबन्धं न बध्नाति पापं बद्धं च मुञ्चति।।२२।।**

शुद्धमिति। सुपात्राय = प्रतिहतप्रत्याख्यातपापकर्मणे शुद्धमन्नादिक दत्त्वा सानुवन्धस्य = पुण्या-

આરાધ્યની સેવા એ પણ આરાધના છે' એમ કહ્યુ છે.] [આમ આરાધ્ય તરીકે 'જ્ઞાન' એ ભક્તિ તરીકે પ્રસિદ્ધ છે. જ્યારે ગ્રન્થકારે ભક્તિ તરીકે ઇચ્છાને કહી છે, તો આ બેમા વિરોધ નહિ થાય? એવી શંકાનુ વારણ કરવા ગ્રન્થકાર કહે છે–] આરાધ્ય તરીકે જ્ઞાન રૂપ જે ભક્તિ છે તે પણ ફળને આશ્રીને અમે કરેલા આ લક્ષણનુ ઉલ્લઘન કરતી નથી, અને તેથી અવ્યાપ્તિ દોષ નથી. [આ ભક્તિ જ્ઞાનરૂપ હોઇ ઇચ્છા રૂપ ઉક્ત લક્ષણ તેમાં સાક્ષાત્ જતુ નથી. તેમ છતા ઉક્ત ઇચ્છારૂપ ભક્તિની જેમ આ જ્ઞાનરૂપ ભક્તિનુ ફળ પણ ભવનિસ્તાર છે. એટલે ફળને આશ્રીને એ પણ ઉક્ત લક્ષણને અનુસરે છે ]

આવી ભક્તિથી સુપાત્રને આપેલુ દાન પ્રચુર કર્મનિર્જરા કરવા માટે સમર્થ હોય છે. ॥૨૦॥ આ વાતને પાત્રદાનના ચારભાગા દ્વારા સમજાવવા ગ્રન્થકાર કહે છે–

સુપાત્ર સમજીને ભક્તિથી અપાતુ દાન એ પાત્રદાન. એના ૪ ભાગા છે (૧) સંયતને શુદ્ધદાન, (૨) સંયતને અશુદ્ધદાન, (૩) અસયતને શુદ્ધદાન અને (૪) અસયતને અશુદ્ધદાન. આ ૪ માંથી પ્રથમ ભાગો અત્યતશુદ્ધ છે કારણકે નિર્જરાનો જ જનક છે.* બીજા ભાગામા અમુક કાળ-પુરુષ વગેરેની પરિસ્થિતિમાં વિપુલ નિર્જરારૂપ ફળ મળે છે, અન્ય કાળ-પુરુષ વગેરેની પરિસ્થિતિમા તે ફળ મળતુ નથી. એટલે બીજા ભાગામાં વિકલ્પરૂપ ભજના છે શેષ ત્રીજા અને ચોથા ભાગા એકાન્તે કર્મબન્ધના હેતુભૂત હોઇ અનિષ્ટફળ આપનારા મનાય છે.॥૨૧॥[આ જ વાતનુ સ્પષ્ટીકરણ કરવા પ્રથમભાગાને વિવેચી રહેલા ગ્રન્થકાર કહે છે–]

જેમણે પૂર્વબદ્ધ પાપકર્મને નિદાદિથી હણી નાંખ્યા છે અને અનાગત પાપનુ પચ્ચક્ખાણ કર્યું છે (અને સવરથી વર્તમાનકાલીન પાપકર્મને અટકાવ્યા છે) તેવા સુપાત્રને એપણાદિ સબધી દોપ રહિત શુદ્ધ અન્ન વગેરે આપીને શ્રાવકાદિ પુણ્યાનુબધી પુણ્ય બાધવાના પ્રભાવે સાનુબધ પાપ બાંધતા નથી, તેમજ પૂર્વબદ્ધ પાપકર્મનો

* समणोवासगस्स ण भते! तहारूव समण वा माहण वा (पडिहयपच्चक्खायपावकम्म) फासुएसणिज्जेण असणपाणखाइमसाइमेण पडिलाभेमाणस्स किं कज्जति? गोयमा! एगतसो निज्जरा कज्जइ, नत्थि य से पावे कम्मे कज्जति। समणोवासगस्स ण भते! तहारूव समण वा माहण वा अफासुएण अणेसणिज्जेण असणपाणजावपडिलाभेमाणस्स कि कज्जइ? गोयमा! वहुतरिया से निज्जरा कज्जइ, अप्पतराए से पावे कम्मे कज्जइ। समणोवासगस्स ण भते! तहारूव अस्सजयअविरयपडिहयपच्चक्खायपावकम्म फासुएण वा अफासुएण वा एसणिज्जेण वा अणेसणिज्जेण वा असणपाणजाव किं कज्जइ? गोयमा! एगतसो से पावे कम्मे कज्जइ, नत्थि से काइ निज्जरा कज्जइ।। [भगवती-सूत्र ३३१]

नुंवन्धिनः शुभस्य = पुण्यस्यार्जनात् सानुवन्ध = अनुवन्धसहित पाप न वध्नाति। वद्ध च पूर्व पापं मुञ्चति = त्यजति। इत्थ च पापनिवृत्तौ प्रयाणभगाप्रयोजकपुण्येन मोक्षसोलभ्यमावेदित भवति।।२२।।

**#भवेत्पात्रविशेषे वा कारणे वा तथाविधे।**
**अशुद्धस्यापि दानं हि द्वयोर्लाभाय नान्यथा।।२३।।**

**भवेदिति।** पात्रविशेपे वा आगमाभिहितस्वरूपक्षपकादिरूपे, कारणे वा तथाविधे = दुर्भिक्षदीर्घाध्वग्लानत्वादिरूपे आगाढेऽशुद्धस्यापि दान हि सुपात्राय द्वयो = दातृगृहीत्रोर्लाभाय भवेत्, दातुर्विवेकशुद्धान्तःकरणत्वात्, ग्रहीतुश्च गीतार्थादिपदवत्त्वात्। नान्यथा = पात्रविशेपस्य कारणविशेपस्य वा विरहे।।२३।। नन्वेव सयतायाशुद्धदाने फले द्वयोर्भवतु भजना, दातुर्वहुतरनिर्जराऽल्पतरपापकर्मवन्धभागित्व तु भगव-

ક્ષય કરે છે. આ રીતે પાપ નિવૃત્ત થયે પુણ્ય પણ જે બધાય છે તે જીવનું મોક્ષ તરફ જે પ્રયાણ ચાલુ છે તેને અટકાવવામાં પ્રયોજક બનતુ નથી. [ઉપરથી પ્રથમ સંઘયણ વગેરે સામગ્રી પૂરી પાડનારુ છે અને] તેથી મોક્ષ સુલભ બને છે એ વાત સૂચિત થાય છે.।।૨૨।। બીજા ભાગાનુ વિવેચન કરવા ગ્રન્થકાર કહે છે–

**[પાત્રદાનનો બીજો ભાંગો]**

આગમોક્ત સ્વરૂપવાળા વિકૃષ્ટ તપસ્વી ક્ષપક વગેરે રૂપ પાત્રવિશેષને આપેલુ અશુદ્ધદાન કે એ સિવાય પણ દુર્ભિક્ષ, જગલ વગેરેમાં દીર્ઘવિહાર, ગ્લાનત્વ વગેરે રૂપ આગાઢ કારણે અન્ય પણ સાધુને આપેલુ અશુદ્ધદાન (અનેપણીય આહારાદિનુ દાન) દાતા અને ગ્રહણ કરનાર સાધુ એ બન્નેને હિતકર બને છે, કારણકે દાતા પાત્રવિશેષ કે કારણવિશેષનો વિવેક કરનારો શુદ્ધ અત.કરણ વાળો હોય છે, તેમજ ગ્રહણ કરનાર સાધુ ‘ગીતાર્થ વગેરે પદથી યુક્ત હોય છે. જો આવુ પાત્ર વિશેષ કે કારણવિશેપ ન હોય તો અશુદ્ધદાન, દેનારને કે લેનારને હિતકર બનતુ નથી. [દાતા બે પ્રકારે હોય છે સાધુ મહારાજને અનેષણીય-અપ્રાસુક ન અપાય એવુ જાણનારા અને ન જાણનારા મુગ્ધ આમાથી મુગ્ધ જે અશુદ્ધ દાન કરે છે એની વાત આગળ કરવાના છે જેઓ ઉક્ત જાણકાર છે તેઓ પાત્રવિશેપ વગેરેની અવિદ્યમાનતામા તો સાધુની હીલના વગેરે કરવાનો અભિનિવેશ હોય તો જ અશુદ્ધ આપે છે. પણ એની વાત પણ આગળ અશુભદીર્ઘઆયુની હેતુતા વગેરેમાં કરવાના છે. એટલે જણાય છે કે અહી જે દાતા લેવાનો છે તે અમુગ્ધ-જાણકાર છે તેમજ અભિનિવિષ્ટ નથી. આવો દાતા તો પાત્ર વિશેષ કે કારણવિશેપ તપાસી ને જ અશુદ્ધ આહારાદિનું દાન કરે, એ સિવાય નહિ. માટે દાતાનુ અત.કરણ વિવેકથી શુદ્ધ હોવુ અહી કહ્યુ છે. લેનાર સાધુ માટે ગીતાર્થ વગેરે પદોથી યુક્ત હોય છે એવુ જે કહ્યુ તેમા ગીતાર્થ વગેરે પદો બૃહત્કલ્પભાષ્યની ૪૯૪૬ મી નીચેની ગાથા પ્રમાણે જાણવા. गीयत्थो जयणाए कडजोगी कारणमि णिद्दोसो। एगेसि गीयकडो अरत्तदुट्ठो य जयणाए।। ગીતાર્થ, જયણા, કૃતયોગી (તે તે કાર્ય તેમજ તપ વગેરેનો અનુભવી-અભ્યાસી) અને કારણ એમ ૪ પદ જાણવા અન્ય આચાર્યના મતે ગીતાર્થ, કૃતયોગી, અરક્ત, અદ્વિષ્ટ અને જયણા એમ પાંચ પદ જાણવા. આ ૪ કે ૫ પદવાળા મહાત્મા અશુદ્ધઆહારનુ ગ્રહણ વગેરે અપવાદને સેવે તો પણ નિર્દોષ = શુદ્ધ રહે છે એવુ આ જ શ્લોકમાં કહ્યુ છે આમ એમને કોઇ દોષ લાગતો નથી, વળી ચારિત્રકાયને ટેકો મળે છે જેના દ્વારા ઉત્તરોત્તર સયમસ્થાન પ્રાપ્તિ, કર્મ નિર્જરા વગેરે લાભ થાય છે. તેમજ સયમની શાસ્ત્રઅવિરુદ્ધ કોઇપણ ક્રિયા નિર્જરા રૂપ લાભ તો કરાવે જ છે. એટલે આ રીતે ગ્રાહક મહાત્માને લાભ થાય છે. જ્યારે પાત્રવિશેષ કે કારણવિશેષ ન હોય ત્યારે અશુદ્ધનુ ગ્રહણ કરવામા

# सथरणमि असुद्ध दुन्नवि गिण्हतदितयाणऽहिय। आउरदिट्ठतेण त चेव हिय असथरणे।।[नि भा १६५०]

त्युक्तं कथम्? अपवादादावपि भावशुद्ध्या फलाविशेषाद्-इत्यत आह-

**अथवा यो गृही मुग्धो लुब्धकज्ञातभावितः।**
**तस्य तत्स्वल्पबन्धाय बहुनिर्जरणाय च।।२४।।**

अथवेति। अथवा पक्षान्तरे। यो गृही मुग्ध = अगृहीतदानशास्त्रार्थो लुब्धकज्ञातेन 'मृगेषु लुब्धकानामिव साधुषु श्राद्धाना यथाकथंचिदन्नाद्युपढौकनेनानुधावनमेवयुक्तमिति पार्श्वस्थप्रदर्शितेन भावितः = वासित। तस्य तत् = सयतायाशुद्धदान मुग्धत्वादेव स्वल्पपापवन्धाय वहुकर्मनिर्जरणाय च भवति।।२४।।

---

શાસ્ત્રાર્થ બાધિત થતો હોવાથી નિર્જરા વગેરે રૂપ ફળની પ્રાપ્તિ થતી નથી.]॥૨૩॥

[ભગવતીજીના સૂત્ર અંગે શંકા-સમાધાન]

શંકા - સાધુને અશુદ્ધ દાન આપવામા પાત્રવિશેષ કે કારણવિશેષ હોય તો બન્નેને શુદ્ધ દાન આપવા જેટલું સપૂર્ણ ફળ મળે છે, ન્યૂન નહિ અને એ બેમાંથી એકેય ન હોય તો એ ફળ મળતુ નથી. એવી ભજના તમે જે દેખાડી એ ભલે માન્ય કરીએ પણ ભગવતીજીમા તો (સૂત્ર ૩૩૧ મા) એમ કહ્યું છે કે 'પ્રતિહત-પ્રત્યાખ્યાત પાપકર્મવાળા સાધુને અનેષણીય-અપ્રાસુક અશનાદિનુ દાન કરનાર શ્રમણોપાસકને વિપુલ નિર્જરા થાય છે અને અલ્પ પાપકર્મબધ થાય છે' તો આનું શુ કરશો? કેમક જો અપવાદાદિ છે (પાત્રવિશેષાદિ છે) તો દેનાર વિવેકપૂર્વક દેતો હોઇ ભાવશુદ્ધ હોવાના કારણે તેને શુદ્ધદાનને સમાન જ એકાતે વિપુલનિર્જરા રૂપ ફળ મળવુ જોઇએ, પાપબધ જરા પણ થવો ન જોઇએ. (અને જો તેવુ પાત્રવિશેષ વગેરે નથી તો બહુતર નિર્જરા વગેરે રૂપ ફળ મળવું ન જોઇએ. એટલે બહુતર નિર્જરા વગેરે રૂપ ફળ જે ભગવતીજીમા કહ્યું છે તે તો શી રીતે સગત થાય?)

આવી શકાનુ સમાધાન કરવા ગ્રન્થકાર કહે છે—

'અથવા શબ્દ બીજા પક્ષને જણાવવા માટે છે [અહી બીજો પક્ષ આ રીતે જાણવો. આગળ જે પ્રથમ પક્ષ કહ્યો એમા પાત્રવિશેષત્વ રૂપ કે કારણવિશેષત્વરૂપ લેનાર સાધુની પરિસ્થિતિના ભેદે ફળભેદ રૂપ ભજના બતાવી હવે દેનાર દાતાના મુગ્ધત્વ રૂપ (લુબ્ધકદૃષ્ટાન્તભાવિતત્વરૂપ) કે અભિનિવિષ્ટત્વ રૂપ આશયભેદ સ્વરૂપ પરિસ્થિતિભેદે ફળભેદ રૂપ ભજના બતાવવાનો આ બીજો પક્ષ છે]' સાધુઓને કેવુ દાન આપવુ જોઇએ?' ઇત્યાદિ દાનશાસ્ત્રની વાતોનો અજાણકાર જે મુગ્ધ ગૃહસ્થ લુબ્ધકદૃષ્ટાન્તથી ભાવતિ છે તે [તેવા પાત્ર કે કારણ વિશેષની અવિદ્યમાનતામા પણ] સાધુને જે અશુદ્ધદાન આપે છે તે, તે દાતા મુગ્ધ હોવાથી જ તેને અલ્પપાપબધ કરાવનારુ અને પ્રચુર નિર્જરા કરાવનારુ બને છે. આમા લુબ્ધકદૃષ્ટાન્તની ભાવના આવી જાણવી — પાસત્થાઓ મુગ્ધજીવોને આમ સમજાવે છે કે જેમ લુબ્ધક (શિકારી) માટે ગમે તે રીતે હરણનો પીછો પકડવો એ (શિકારની પ્રાપ્ત થવા રૂપ)લાભ માટે છે તેમ તમારે ગૃહસ્થોએ ગમે તે રીતે પણ આહારાદિ લઇને સાધુ મહારાજ ના પાડતા હોય તો પણ સાધુની પાછળ પડવુ એ (સુપાત્ર દાનની પ્રાપ્તિ રૂપ)લાભ માટે થાય છે. ગમે તે રીતે સાધુ મહારાજને વહોરાવવું— ભક્તિ કરવી એમાં જ તમારુ હિત છે પાસત્થાઓની આવી સમજાવટથી ભવિત થયેલા જીવો લુબ્ધક દૃષ્ટાન્તભાવિત મુગ્ધ જીવો કહેવાય છે. [આમ મુગ્ધતા અને લુબ્ધકદૃષ્ટાન્તના પ્રભાવે 'ગમે તે રીતે વહોરાવવાથી મારુ હિત જ થવાનુ છે' એવો અભિપ્રાય હોવાથી 'આમને વહોરાવુ જેથી મારુ હિત થાય' એવો શુભઆશય પ્રગટ થયો હોવાના કારણે પ્રચુર નિર્જરા થાય છે. અને એમા જે કાઇ અવિધિ વગેરે થાય છે એના કારણે અલ્પ પાપબધ થાય છે એ સમજવું ]॥૨૪॥ [સયતને અપાતા

**इत्थमाशयवैचित्र्यादत्राल्पायुष्कहेतुता।**
**युक्ता चाशुभदीर्घायुर्हेतुता सूत्रदर्शिता।।२५।।**

इत्थमिति। इत्थं = अमुना प्रकारेणाशयवैचित्र्यात् = भावभेदात् अत्र = संयताशुद्धदानेऽल्पायुष्कहेतुताऽशुभदीर्घायुर्हेतुता च सूत्रदर्शिता = स्थानांगाद्युक्ता युक्ता, मुग्धाभिनिविष्टयोरेतदुपपत्ते, शुद्धदायकापेक्षयाऽशुद्धदायके मुग्धेऽल्पशुभायुर्वन्धसभवात्, क्षुल्लकभवग्रहणरूपाया अल्पतायाश्च सूत्रान्तरविरोधेनासभवादिति व्यक्तमदः स्थानाङ्गवृत्त्यादो[सू. १२५]।।२५।।

---

અશુદ્ધ દાન અંગેના અન્ય સૂત્રની સંગતિ દેખાડતા ગ્રન્થકાર કહે છે–]

[ઠાણાંગજીના સૂત્ર અંગે શંકા-સમાધાન]

[શ્રી સ્થાનાગંસૂત્રમા આ પ્રમાણે સૂત્ર (૧૨૫) આવે છે કે '*જીવો ત્રણ કારણે અલ્પઆયુષ્યકર્મ બાંધે છે તે આ રીતે–પ્રાણાતિપાત કરવો, મૃષાવાદ બોલવું, સુવિહિત સાધુ ભગવતને અપ્રાસુક-અનેષણીય અશનાદિ વહોરાવવા. આ ત્રણ કારણે જીવો અલ્પાયુષ્યકર્મ બાંધે છે....ત્રણ કારણે જીવો અશુભદીર્ઘઆયુષ્ય બાધે છે તે આ રીતે- પ્રાણાતિપાત કરવો, મૃષા બોલવુ તેમજ તથાવિધ સાધુમહારાજને હીલના, નિંદા, ખિસા, ગર્હા, અપમાન વગેરે કરીને અન્યતર અમનોજ્ઞ, અપ્રીતિકર આહારાદિ વહોરાવવા. આ ત્રણ કારણે જીવો અશુભદીર્ઘ આયુષ્ય બાધે છે ' આ સૂત્રની વૃત્તિમાં કહ્યુ છે કે 'પ્રાણાતિપાતાદિથી અશુભદીર્ઘઆયુ બધાય છે' એવું જણાવનાર સૂત્રાંશનો અને 'સયતને અશુદ્ધદાન દેવાથી બહુનિર્જરા-અલ્પ પાપબંધ થાય છે' એવુ જણાવનાર ભગવતીજીના સૂત્રનો વિરોધ ન થાય એ માટે ઠાણાંગના પ્રસ્તુત સૂત્રમાં જે પ્રથમાંશ છે તેમાં લુબ્ધકદૃષ્ટાન્તભાવિતજીવે આપેલા અશુદ્ધ દાનની વાત જાણવી. એનાથી અલ્પઆયુષ્ય બંધાય છે એવું જે કહ્યુ છે તેમાં પણ ક્ષુલ્લકભવ રૂપ અલ્પઆયુષ્ય ન સમજવું પણ નિરવદ્યદાન દેનારને થતા આયુષ્યબંધની અપેક્ષાએ અલ્પઆયુષ્યબંધ સમજવો. (અશુભદીર્ઘાયુ અંગેના સૂત્રાંશમાં તો અવજ્ઞા-હીલના વગેરેના પ્રભાવે અશુભદીર્ઘઆયુષ્યનો બધ થાય છે એ સુગમ છે.)] આમ સંયતને અશુદ્ધદાન આપવુ એ અલ્પાયુષ્યબધનુ અને અશુભદીર્ઘાયુષ્યબંધનું કારણ છે એવુ ઠાણાંગ વગેરેમાં જે કહ્યુ છે તે પણ આશયની વિચિત્રતાના (શુભ-અશુભભાવના) કારણે સંગત રહે છે. કારણકે લુબ્ધક દૃષ્ટાન્ત ભાવિત મુગ્ધને અશુદ્ધદાન દેવામાં પણ સાધુની ભક્તિદ્વારા સ્વહિત સાધી લેવાનો શુભઆશય હોય છે જ્યારે ભિક્ષાના દોપો વગેરેના જાણકાર પણ અભિનિવિષ્ટ ગૃહસ્થને 'અશુદ્ધ વહોરાવીને સાધુને એમના ચારિત્રથી ભ્રષ્ટ કરુ' ઇત્યાદિ દ્વેપ-હીલના વગેરે રૂપ અશુભઆશય હોય છે. અશુદ્ધદાયક મુગ્ધને શુદ્ધદાયકની અપેક્ષાએ અલ્પ શુભાયુનો બધ સંભવે છે, પ્રસ્તુતમા ક્ષુલ્લક ભવરૂપ અલ્પ આયુના બધની વાત અન્યસૂત્ર સાથે વિરુદ્ધ હોઇ સભવતી નથી આ વાત સ્થાનાંગની વૃત્તિ# વગેરેમા સ્પષ્ટ કરેલી છે ॥૨૫॥

---

* तिहिं ठाणेहि जीवा अप्पाउअत्ताते कम्म पगरिति, त जहा-पाणे अतिवातित्ता भवति, मुस वइत्ता भवइ, तहारूव समण वा माहण वा अफासुएण अणेसणिज्जेण असणपाणखाइमसाइमेणं पडिलाभित्ता भवइ, इच्चेतेहिं तिहि ठाणेहिं जीवा अप्पाउअत्ताते कम्म पगरेंति। तिहिं ठाणेहि जीवा असुभदीहाउयत्ताए कम्म पगरेंति, त जहा - पाणे अतिवातित्ता भवइ, मुस वइत्ता भवइ, तहारूवं समण वा माहण वा हीलेत्ता णिंदित्ता खिसेत्ता गरहित्ता अवमाणित्ता अन्नयरेण अमणुन्नेण अपीतिकारणेण असण पडिलाभेत्ता भवइ, इच्चेतेहि तिहि ठाणेहिं जीवा असुभदीहाउअत्ताए कम्म पगरेंति। [ठा १२५]

# શ્રી ઠાણાગવૃત્તિનો અધિકાર આવો છે--

अथवा यो हि जीवो जिनादिगुणपक्षपातितया तत्पूजाद्यर्थं पृथिव्याद्यारम्भेण न्यासापहारादिना च प्राणातिपातादिपु वर्तते तस्य सरागसयमनिरवद्यदाननिमित्तायुष्कापेक्षयेयमल्पायुष्टा समवसेया। अथ नैतदेवं, निर्विशेपणत्वात्सूत्रस्य, अल्पायुष्कस्य क्षुल्लकभवग्रहणरूपस्यापि

**यस्तूत्तरगुणाशुद्धं प्रज्ञप्तिगोचरं वदेत्।**
**तेनात्र भजनासूत्रं दृष्टं सूत्रकृते कथम्?।।२६।।**

यस्त्विति। यस्त्वाधाकर्मिकस्यैकान्तदुष्टत्वं मन्यमानः प्रकृतेऽर्थे प्रज्ञप्तिगोचरं = भगवतीविषय

[ભગવતીજી અંગે અન્યાભિપ્રાયની દુષ્ટતા]

સયતને અપાતા અશુદ્ધદાન અગે અન્ય વિવેચકના અભિપ્રાયમા શુ દોપ રહેલો છે તે દેખાડવા ગ્રન્થકાર કહે છે-

અન્યવિવેચક માને છે કે આધાકર્મિક ભિક્ષા તો એકાન્તે દુષ્ટ છે. એને આપનારો મુગ્ધ હોય કે શાસ્ત્રજ્ઞ હોય, બન્નેને મહાનુક્સાન જ થાય, બહુતરા નિર્જરા વગેરે રૂપ લાભ થાય જ નહિ. ભગવતીજીમાં અપ્રાસુક અનેપણીય દાતાને જે બહુતરા નિર્જરા કહી છે તે આધાકર્મિક ભિક્ષા રૂપ અપ્રાસુક- અનેપણીયને આપનાર દાતાને નહી, કિન્તુ બીજવગેરેથી સસક્ત હોય તેવા આહારાદિ રૂપ ઉત્તરગુણઅશુદ્ધ ભિક્ષાના દાતાને કહી છે. [એવી શકા ન કરવી કે 'અપ્રાસુક/અનેપણીય શબ્દ આધાકર્મિક આહારાદિને જ જણાવે છે, આવા ઉત્તરગુણ અશુદ્ધ પિડને નહિ.' આવી શંકા એટલા માટે ન કરવી કે] જેનો પરિત્યાગ શક્ય છે એવા બીજાદિસસક્ત અન્ન વગેરેને જણાવવા માટે પણ 'અપ્રાસુક/અનેપણીય' શબ્દોનો પ્રયોગ દેખાય છે.

અન્યવિવેચકના આવા અભિપ્રાય અગે ગ્રન્થકાર કહે છે - 'આધાકર્મના દાનથી પણ બહુતરા નિર્જરા થાય એવુ માનીએ તો આધાકર્મને શાસ્ત્રમાં જે મૂલગુણ અશુદ્ધ (અવિશોધિકોટિ) દોપ કહ્યો છે તેનો વિરોધ જ થઇ

प्राणातिपातादिहेतुतो युज्यमानत्वात्। अत कथमभिधीयते - सविशेषणप्राणातिपातादिवर्ती जीव आपेक्षिकी चाल्पायुष्कतेति? उच्यते - अविशेषणत्वेऽपि सूत्रस्य प्राणातिपातादेर्विशेषणमवश्य वाच्यम्, यत इतस्तृतीयसूत्रे प्राणातिपातादित एव अशुभदीर्घायुष्टा वक्ष्यते, न हि समानहेतौ कार्यवैषम्य युज्यते, सर्वत्रानाश्वासप्रसङ्गात्। तथा 'समणोवासगस्स ण भंते! तहारूव समण वा माहण वा अफासुएण अणेसणिज्जेण असणपाणखाइमसाइमेण पडिलाभेमाणस्स किं कज्जइ? गोयमा! बहुतरिया से निज्जरा कज्जइ, अप्पतराए से पावे कम्मे कज्जइ'त्ति भगवतीवचनश्रवणादवसीयते - नैवेय क्षुल्लकभवग्रहणरूपाऽल्पायुष्टा, न हि स्वल्पपापबहुनिर्जरानिबन्धनस्यानुष्ठानस्य क्षुल्लकभवग्रहणनिमित्तता सम्भाव्यते, जिनपूजनाद्यनुष्ठानस्यापि तथाप्रसङ्गात्।

**અર્થ** - જે જીવ, શ્રીજિનેશ્વરદેવ, સાધુ વગેરેના ગુણોથી આકૃષ્ટ હોવાના કારણે એમની પૂજા વગેરે માટે પૃથ્વીકાયાદિનો આરમ્ભ, થાપણ ઓલવવી વગેરે દ્વારા હિંસા વગેરે પાપસ્થાનો સેવે છે તેને સરાગ-સયમ, નિરવદ્યદાન વગેરેથી જેવું આયુષ્ય બધાય એની અપેક્ષાએ અલ્પઆયુષ્ય બધાય છે સૂત્રમા જે અલ્પાયુષ્કતા કહી છે તે આવી સમજવી

**શંકા** - સૂત્રમા આવો વિશિષ્ટ પ્રકારનો જીવ ને આવી વિશિષ્ટ પ્રકારની અલ્પાયુષ્યતા જણાવનાર કોઇ વિશેપણ વપરાયું નથી. વળી, સૂત્રમા જે અલ્પાયુષ્ય કહ્યુ છે તે ક્ષુલ્લકભવરૂપ અલ્પાયુષ્ય પણ લઇ જ શકાય છે, કારણકે હિંસા વગેરેથી એવા અલ્પાયુષ્યનો બધ થવો સગત છે તેથી, એવું શા માટે કહો છો કે "અહીં, હિંસક જીવ તરીકે, 'જિનાદિગુણપક્ષપાતી હોવાના કારણે જિનપૂજા વગેરે માટે હિંસાદિમાં પ્રવૃત્ત' એવા વિશેપણવાળો જીવ લેવાનો છે ને અલ્પાયુષ્કતા તરીકે સરાગસયમ-નિરવદ્યદાન આદિજન્ય દીર્ઘશુભાયુની અપેક્ષાએ જે અલ્પ હોય એવું આયુષ્ય ધરાવતી આપેક્ષિકી અલ્પાયુષ્કતા લેવાની છે"?

**સમાધાન** - આ સૂત્રમા હિંસા કે અલ્પાયુષ્કતા માટે કોઇ વિશેપણ વાપર્યું ન હોવા છતા, (વિશિષ્ટ પ્રકારના જીવકૃત) વિશિષ્ટપ્રકારની હિંસા ને વિશિષ્ટપ્રકારની અલ્પાયુષ્કતાની જ અહીં વાત છે એમ માનવુ આવશ્યક છે કારણકે આ સૂત્ર પછીના ત્રીજા સૂત્રમાં હિંસાથી દીર્ઘઅશુભ આયુષ્ય બધાય છે એમ જણાવ્યુ છે એટલે ત્યાની જેમ અહીં પણ જો સામાન્ય હિંસાની જ વાત હોય તો અહીં પણ શુભઅલ્પઆયુષ્ય ન કહેતા, અશુભદીર્ઘઆયુષ્ય જ કહ્યુ હોત કારણકે સમાનકારણનુ કાર્ય અલગ-અલગ હોવુ સભવતુ નથી વળી ભગવતીજીમાં, સાધુને અનેપણીય આહારાદિ વહોરાવનારને અલ્પપાપબધ ને વિપુલનિર્જરાનુ ફળ બતાવ્યુ છે તેથી પણ જણાય છે કે હિંસા-અનેપણીય આહારદાનાદિથી જે શુભાલ્પાયુષ્યની અહીં વાત કરી છે તે ક્ષુલ્લક ભવના આયુષ્યની નહીં જાણવી કારણકે જે પ્રવૃત્તિ અલ્પપાપ-વિપુલનિર્જરાનુ કારણ હોય તે ક્ષુલ્લકભવના આયુષ્યનું કારણ હોય શકે નહીં , નહીંતર તો જિનપૂજા વગેરે અનુષ્ઠાનને પણ એવા માનવા પડે

उत्तरगुणाशुद्धं वदेत्, शक्यपरित्यागवीजादिससक्तान्नादिस्थलेऽप्यप्रासुकानेपणीयपदप्रवृत्तिदर्शनात्। तेन चैवं यूकापरिभवभयात् परिधान परित्यजताऽत्र = विपये **सूत्रकृते** भजनासूत्र कथ दृप्टम्? एव हि **तदनाचारसूत्रे** श्रूयते–

[1]अहागडाइ(कम्माणि)भुजति अन्नमन्ने सकम्मुणा।
उवलित्ते वियाणिज्जा अणुवलित्तेत्ति वा पुणो।।द्वि. श्रु ५-८।।

अत्र ह्याधाकर्मिकस्य फले भजनैव व्यक्तीकृता, 'अन्योऽन्य' पदग्रहणेनार्थान्तरस्य कर्त्तुमशक्यत्वात्, स्वरूपतोऽसावद्ये भजनाव्युत्पादनस्यानतिप्रयोजनत्वाच्चेति सक्षेप:।।२६।।

## शुद्धं वा यदशुद्धं वाऽसंयताय प्रदीयते।
## गुरुत्वबुद्ध्या तत्कर्मबन्धकृन्नानुकंपया।।२७।।

शुद्धं चेति(?वेति)। असंयताय यच्छुद्धं वाऽशुद्धं वा गुरुत्ववुद्ध्या प्रदीयते तदसाधुपु साधुसज्ञया

---

જાય ને, કારણકે એ પિંડ ગમે તે રીતે શુદ્ધ થયો હોય તો જ એના દાતાને આવુ શુભફળ મળે, અન્યથા નહી,' આવી કલ્પી લીધેલી આપત્તિ રૂપ જૂ થઇ જવાના ભયે, શુભભાવથી (અને લુબ્ધકદૃષ્ટાંત ભાવિત હોવાના કારણે) આધાકર્મનુ દાન કરનાર મુગ્ધજીવને થનારી સૂત્રમાં પ્રતિપાદિત એવી બહુતરાનિર્જરાને ઊડાડવા રૂપ વસ્ત્રનો ત્યાગ કરવા તૈયાર થઇ ગયેલા તે વિવેચકે **સૂયગડાંગમા** આવતા ભજનાસૂત્રનો અર્થ કઇ રીતે કર્યો છે? ['सथरणमि असुद्ध ' ઇત્યાદિ વચનથી, તથાવિધ કારણે આધાકર્માદિ અશુદ્ધ પણ લેનાર ગીતાર્થ વગેરે પદયુક્ત મહાત્મા તેમજ વિવેકી દાતા એ બન્નેને હિત થાય છે એવું જે જણાય છે તદ્રૂપ વસ્ત્રને છોડવાની પણ આપત્તિ એ વિવેચક માટે જાણવી.] સૂયગડાગમાં **અનાચારશ્રુત અધ્યયનમાં** (૨-૫-૮) કહ્યુ છે કે 'જેઓ અન્યોન્ય = પરસ્પર આધાકર્મનો ઉપયોગ કરે છે તેઓ સ્વકીય કર્મથી (સ્વકૃત આધાકર્મ ઉપભોગ જન્ય કર્મથી) લેપાયેલ જાણવા' આવો એકાન્ત ન કહેવો કે 'સ્વકીય કર્મથી નહિ લેપાયેલા જાણવા' એવો એકાન્ત પણ ન કહેવો.'

આ સૂત્રમા આધાકર્મના ફળમાં ભજના હોવી જ વ્યક્ત કરી છે. એટલે આધાકર્મને એકાન્તે દુષ્ટ માનવાનુ ન હોવાથી અન્યવિવેચકનો એ અભિપ્રાય યોગ્ય નથી સૂત્રમા 'અન્યોન્ય' શબ્દ જે વપરાયો છે તેના કારણે અર્થાન્તર (બીજો અર્થ) કરી શકાતો નથી [શંકા - 'અહાગડાઇ' ('અહાકમ્માણિ') શબ્દ સૂત્રમાં જે વપરાયો છે તેનો અર્થ 'યથાકૃત (યથાકર્મ) = ગૃહસ્થે પોતાને માટે સ્વાભાવિક રીતે બનાવેલ પિંડ' આવો થઇ શકે છે. એટલે ઉક્ત સૂત્રનો અર્થ આવો થઇ શકે છે કે 'આવા યથાકૃત પિંડને ખાનાર કર્મથી લેપાય જ કે ન જ લેપાય એ બેમાથી એકેય એકાન્ત કહેવો નહિ, કારણ કે જે રાગ/દ્વેષાદિ કરીને તેવા યથાકૃત પિંડને આરોગે છે તે કર્મથી લેપાય છે અને જે રાગદ્વેષ વિના આરોગે છે તે કર્મથી લેપાતા નથી ' આમ આ સૂત્ર યથાકૃત પિંડના ફળ અગે ભજના દેખાડે છે, આધાકર્મના ફળ અગે નહિ માટે આધાકર્મ તો એકાન્તે દુષ્ટ જ છે ]

**સમાધાન** -] ઉક્તસૂત્રનો આ રીતે અર્થાન્તર કરી શકાતો નથી. વળી યથાકૃત પિંડ તો સ્વરૂપે નિર્દોષ હોય છે. એટલે એના ફળ તરીકે 'એકાન્તે કર્મબધ થાય જ' એવી શકા પડવાનો પ્રશ્ન જ ન રહેવાથી એના વિશે વિકલ્પની સગતિ કરી દેખાડવાનુ કોઇ વિશેષ પ્રયોજન રહેતુ નથી માટે ઉક્ત સૂત્રનો આવો અર્થાન્તર કરીને આધાકર્મને અબાધિતપણે એકાન્તે દુષ્ટ માનવુ વગેરે અયોગ્ય છે ।।૨૬।। [બીજા ભાંગાની વિચારણા કરી. હવે ત્રીજા, ચોથા ભાંગાની વિચારણા કરવા ગ્રન્થકાર કહે છે–]

---

1 आधाकर्माणि भुञ्जन्तेऽन्योन्य स्वकर्मणा। उपलिप्तान् विजानीयादनुपलिप्तानिति वा पुन।।

कर्मवन्धकृत्। न पुनरनुकपया, अनुकपादानस्य क्वाप्यनिपिद्धत्वात्, 'अणुकपादाण पुण जिणेहिं न कयाइ पडिसिद्धम्'# इति वचनात् ।।२७।।

**दोषपोषकतां ज्ञात्वा तामुपेक्ष्य ददज्जनः।**
**प्रज्चाल्य चन्दनं कुर्यात्कष्टामङ्गारजीविकाम्।।२८।।**
**अतः पात्रं परीक्षेत दानशौण्डः स्वयं धिया।**
**तत् त्रिधा स्यान्मुनिः श्राद्धः सम्यग्दृष्टिस्तथापरः।।२९।।**

[પાત્રદાનચતુર્ભંગીના ત્રીજા-ચોથા ભાંગા]

'આ ગુરુ છે' એવી ભક્તિની બુદ્ધિથી અસયતને જે શુદ્ધ કે અશુદ્ધ આહારાદિ આપવામા આવે છે તે અસાધુને સાધુ માનવા રૂપ વિપરીતબુદ્ધિના કારણે કર્મબધ કરાવનારુ બને છે [ભગવતીજી(સૂ. ૩૩૧) માં કહ્યુ છે કે 'હે ભગવન્! તથાવિધ અસયત-અવિરતને પ્રાસુક કે અપ્રાસુક એપણીય કે અનેષણીય આહારાદિ આપનાર શ્રાવકને શુ ફળ મળે છે? હે ગૌતમ! તેને એકાંતે પાપકર્મ બધાય છે, જરા પણ નિર્જરા થતી નથી.

આની વૃત્તિમા ખુલાસો કર્યો છે કે પ્રાસુકાદિશુદ્ધમા જીવઘાતનો અભાવ હોવાથી અને અપ્રાસુકાદિ અશુદ્ધમાં તેનો સદ્ભાવ હોવાથી કઇક વિશેપતા જરૂર હોય છે, પણ 'અસંયમનુ પોપણ' રૂપ મુખ્ય બાબત બંનેમાં સમાન હોઇ તેના ફળ રૂપ પાપકર્મબધ અને નિર્જરાના અભાવની જ અહી વિવક્ષા હોવાથી તે વિશેપતાની વિવક્ષા કરી નથી.] અસંયતને દાન દેવાનુ પાપકર્મબધ રૂપ આ ફળ, પણ 'આમને આહારાદિનુ દાન કરું જેથી મારો સસારમાથી છૂટકારો થાય, મોક્ષ થાય' એવી ભક્તિથી મોક્ષ માટે અપાતા દાનનુ જાણવુ, અનુકંપાથી અસંયતને અપાતા દાનનુ નહિ કારણકે અનુકપાથી તો કોઇને પણ દાન આપવાનો શાસ્ત્રમાં નિપેધ નથી. આ વાત 'અનુકંપાદાનનો તો શ્રીજિનેશ્વરદેવોએ કોઇને પણ વિશે નિપેધ કર્યો નથી' [અનુકપાના ઉપલક્ષણથી 'ઔચિત્ય' પણ સમજી લેવું. પોતે આપ્યા પૂર્વે પણ જેને ઘણુ ઘણુ મળ્યુ છે તેવા અનુકંપાના અપાત્ર અન્ય સન્યાસી વગેરેને 'સજ્જનને બારણે આવેલો ક્યારે ય પાછો ન ફરે' એવા ઔચિત્યને જાળવવા માટે આપે તો પણ કર્મબંધ રૂપ કટુ ફળ મળતું નથી માત્ર સુપાત્રની (ભક્તિની) બુદ્ધિ જ વિપરીત હોઇ એનાથી દેવાતા દાનથી જ પાપકર્મબધ થાય છે અથવા તો આ ઔચિત્યથી અપાતુ દાન પણ નીચેની રીતે અનુકપાદાનમાં જ સમાવિષ્ટ જાણવુ હું આ સન્યાસી વગેરેને નહિ આપુ તો એ સંન્યાસી તેમજ જોનાર અન્યલોકો 'આનો ધર્મ કેવો કે દાન આપવાનો નિપેધ કરે છે' ઇત્યાદિ રૂપે ધર્મની નિદા કરી બોધિદુર્લભ ન બનો એવી ભાવ અનુકપા એમા ભળેલી હોય છે ]।।૨૭।। [મોક્ષ માટે ભક્તિથી અસયતને અપાતુ દાન કર્મબંધ કરનારુ કેમ છે? એને ઉપમા સહિત સમજાવવા અને કર્મબધથી બચવા માટે ભક્તિના પાત્રની પરીક્ષા કરવી જોઇએ એવું જણાવવા ગ્રન્થકાર કહે છે–]

આ મારા આપેલા આહારાદિથી લેનાર પરિવ્રાજકાદિના અસયમ, મિથ્યાત્વ વગેરે રૂપ દોપોનું જ પોષણ થવાનુ છે એવું જાણીને પણ [અનુકપાનો અવસર ન હોવા છતા ભક્તિથી] તે દોપપોષણની ઉપેક્ષા કરીને આહારાદિનુ દાન કરતો શ્રાવક ચન્દનને બાળીને કોલસા પાડવાની કપ્ટમય આજીવિકા ઊભી કરવા જેવુ કરે છે. ચદનના ચદન તરીકે જ વ્યાપાર કરનાર ચદનના કોલસા પાડીને કોલસાનો વ્યાપાર કરનાર કરતા ઘણો સારો લાભ પામી શકે છે અને કોલસા પાડતી વખતની ગરમી વગેર કપ્ટમાંથી બચી શક છ સુપાત્રમા દાન

# अन्य पूत्रार्थ 'मास्यत्य ज दाण त पइ एसो विही समक्खाओ'।

दोपेति-अत इति-स्पष्टौ।।२८।।२९।।

**एतेषां दानमेतत्स्थगुणानामनुमोदनात्।**
**औचित्यानतिवृत्त्या च सर्वसंपत्करं मतम्।।३०।।**

एतेषामिति। एतेपां = मुनि–श्राद्ध–सम्यग्दृशां दानमेतत्स्थाना = एतद्वृत्तीना गुणानामनुमोदनात्, तद्दानस्य तद्भक्तिपूर्वकत्वात्, औचित्यानतिवृत्त्या = स्वाचारानुल्लंघनेन च सर्वसपत्करं = ज्ञानपूर्वकत्वेन परपरया महानन्दप्रदं मतम्।।३०।।

**शुभयोगेऽपि यो दोषो द्रव्यतः कोऽपि जायते।**
**कूपज्ञातेन स पुनर्नानिष्टो यतनावतः।।३१।।**

शुभयोगेऽपीति। पात्रदानवद्वुद्धीनां साधर्मिकवात्सल्यादौ शुभयोगेऽपि = प्रशस्तव्यापारेऽपि यः

---

કરવા યોગ્ય સ્વસંપત્તિ એ ચદન છે. કુપાત્રમા એનું દાન એ કોલસા પાડવા જેવું છે ભક્તિથી અપાતા દાનથી લાભને બદલે નુકશાન ન થઇ જાય એ માટે દાનવીર શ્રાવકે સ્વય બુદ્ધિથી પાત્રની પરીક્ષા કરવી જોઇએ. પરીક્ષામા પાસ થનાર પાત્ર ત્રણ પ્રકારે હોય છે. સાધુ, શ્રાવક તેમજ અવિરતસમ્યગ્દૃષ્ટિ.।।૨૮।।૨૯।। [પાત્રને આપેલું દાન કયા કારણે કેવું ફળ આપે છે એ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

[સુપાત્રદાનની ફળપ્રદતાનું કારણ]

મુનિ, શ્રાવક અને સમ્યક્ત્વીને જે દાન આપવામાં આવે છે તે તેઓમા રહેલ સયમ વગેરે ગુણોના કારણે તેઓ પ્રત્યે પ્રગટેલી ભક્તિથી આપવામા આવતું હોવાથી એ દાનથી તેઓમા રહેલ તે ગુણોની અનુમોદના થાય છે. વળી એમા સ્વઆચારનુ ઉલ્લઘન ન કરવા રૂપ ઔચિત્યનુ પાલન હોય છે, ઉલ્લઘન નથી હોતું એટલે ગુણોની અનુમોદના અને ઔચિત્યનું અનુલ્લંઘન એ બે કારણે આ દાન સર્વસપત્કર મનાયું છે. [ઇતર સન્યાસીમાં રહેલા બ્રહ્મચર્ય, ક્ષમા વગેરે ગુણોથી આકર્ષાઇને તે ગુણોની અનુમોદના માટે કોઇ શ્રાવક તેને પણ સાધુની જેમ જ ભક્તિથી દાન આપે તો એમા ઔચિત્યપાલન ન હોઇ એ દાન સર્વસંપત્કર બનતુ નથી એ જાણવું.] આ રીતે સુપાત્રને આપેલુ દાન જ્ઞાનપૂર્વક હોઇ પરપરાએ મોક્ષના મહાઆનંદને આપનારુ બને છે, માટે એને સર્વસપત્કર મનાયુ છે. [જ્ઞાનપૂર્વક એમ જે કહ્યુ એનાથી એ સૂચિત થાય છે કે એ દાન દેતી વખતે, તે સાધુ વગેરે સુપાત્રમાં રહેલ સંયમ વગેરે વિશિષ્ટ ગુણોના આકર્ષણ-અનુમોદના વગેરેથી જ ચિત્ત રંગાયેલુ હોય છે. અને તેથી એ દાનથી બધાયેલ પુણ્યાનુબંધી પુણ્યના ઉદયકાળે પણ તે ગુણોના વિશિષ્ટ આકર્ષણ, તે ગુણ પ્રાપ્તિની અનુકૂળતા વગેરે ભાવો પ્રાપ્ત થાય છે જે જીવને મોક્ષ તરફ લઇ જાય છે.]।।૩૦।। [સાધુ રૂપ સુપાત્રને દાન આપવામા તો આરંભાદિ કોઇ દોપ લાગતો નથી. પણ શ્રાવકની અને અવિરત સમ્યક્ત્વીની તો ભોજન વગેરેથી ભક્તિ કરવામા આરભાદિ પણ થાય છે. તો એ દાન સર્વસપત્કર શી રીતે બને? એવા પ્રશ્નનું સમાધાન કરવા ગ્રન્થકાર કહે છે–]

[દ્રવ્યદોષ અનિષ્ટ નથી]

સુપાત્રને દાન આપવાના અભિપ્રાયવાળા શ્રાવકાદિની સાધર્મિકવાત્સલ્ય વગેરે રૂપ પ્રશસ્ત પ્રવૃત્તિમા આરભ વગેરે રૂપ જે કોઇ દ્રવ્યદોષ લાગે છે તે આગમપ્રસિદ્ધ કૂપદષ્ટાન્ત મુજબ જયણાપરાયણ દાતાને અનિષ્ટ બનતો નથી (પાપકર્મબધ વગેરે રૂપ અનિષ્ટ કરનાર હોતો નથી), કારણકે સ્વરૂપે સાવદ્ય હોવા છતા અનુબધથી

साहसिकः, तस्यापूर्वमेव व्याख्यानमपूर्वमेव चागमतर्ककौशल, केवलायास्तस्याः प्रतिवन्धकत्वाभावात्, जीववघातपरिणामविशिष्टत्वेन प्रतिवन्धकत्वे च विशेषणाऽभावप्रयुक्तस्य विशिष्टाभावस्य शुद्धविशेष्यस्वरूपत्वे विशेष्याभावप्रयुक्तस्य तस्य शुद्धविशेषणरूपस्यापि सभवाज्जीवघातपरिणामोऽपि देवानांप्रियस्य निर्जराहेतुः प्रसज्येत। अथ वर्जनाभिप्रायेण जीवघातपरिणामजन्यत्वलक्षण स्वरूपमेव विराधनायास्त्याज्यतेऽतो नेयमसती प्रतिवन्धिकेति चेत्? किमेतद् विराधनापदप्रवृत्तिनिमित्त विशेषणं वा? आद्ये 'प्रवृत्तिनिमित्त नास्ति, पद चोच्यते ' इत्ययमुन्मत्तप्रलापः।

अन्त्ये चोक्तदोपतादवस्थ्यमिति शिष्यध्यन्धनमात्रमेतत्। अथ 'यद्धर्मविशिष्ट यद्वस्तु निजस्वरूप जहाति स धर्मस्तत्रोपाधिरि'ति नियमा'द्वर्जनाऽभिप्रायविशिष्टा हि जीवविराधना जीवघातपरिणामजन्यत्व

---

છે, એમ જ્યા વિશેષ્યાભાવપ્રયુક્ત વિશિષ્ટાભાવ હોય છે ત્યા માત્ર વિશેષણ જ હોય છે પ્રસ્તુત શ્લોકમા જે વિરાધનાની વાત છે એમા જીવઘાતપરિણામ રૂપ વિશેષણ તો નથી. એટલે તમારા મતે, ત્યા વિશેષણાભાવપ્રયુક્ત વિશિષ્ટાભાવ રૂપે પ્રતિબધકાભાવ હાજર છે અને નિર્જરારૂપ કાર્ય થયું. આ પ્રતિબધકાભાવ રૂપ કારણનો શ્લોકમાં 'વિરાધના' (શુદ્ધવિશેષ્ય) રૂપે ઉલ્લેખ થયો છે એટલે કે વિશેષણાભાવપ્રયુક્ત વિશિષ્ટાભાવ એ શુદ્ધ વિશેષ્ય સ્વરૂપ છે એવુ તમારે સ્વીકારવું પડશે. અને તો પછી વિશેષ્યાભાવપ્રયુક્ત વિશિષ્ટાભાવને શુદ્ધ વિશેષણ સ્વરૂપ માનવો એ પણ સંભવી શકે છે. હવે, જે ચીજ જેના પ્રત્યે પ્રતિબંધક હોય તેનો અભાવ તે કાર્ય પ્રત્યે કારણ હોય છે પ્રસ્તુતમા જીવઘાતપરિણામવિશિષ્ટ જે વિરાધના, એ જો નિર્જરા પ્રત્યે પ્રતિબધક છે તો જીવઘાતપરિણામવિશિષ્ટ વિરાધનાનો અભાવ એ નિર્જરા પ્રત્યે કારણ છે. આમા જીવઘાતપરિણામ એ વિશેષણ છે અને વિરાધના એ વિશેષ્ય છે. જ્યા જીવનો ઘાત કરવાનો (શિકારી વગેરેનો) પરિણામ હોવા છતાં (હરણ ભાગી જવા વગેરે કારણે) વિરાધના થઇ નથી ત્યા વિરાધના રૂપ વિશેષ્યના અભાવ પ્રયુક્ત વિશિષ્ટાભાવ હાજર છે, જે જીવઘાતપરિણામાત્મક શુદ્ધવિશેષણ સ્વરૂપ છે. વળી આ વિશિષ્ટાભાવ નિર્જરા પ્રત્યે કારણ તો છે જ. એટલે શુદ્ધવિશેષણ એવો (શિકારી વગેરેનો) જીવઘાતપરિણામ પણ નિર્જરાનુ કારણ હોવો સિદ્ધ થઇ ગયો!

[વિરાધનાના સ્વરૂપ અંગે ચર્ચા]

**પૂર્વપક્ષ** - જીવઘાતપરિણામજન્યત્વ એ વિરાધનાનુ સ્વરૂપ છે. સાધુને તો જીવવિરાધનાને વર્જવાનો અભિપ્રાય હોય છે. એટલે તેમનાથી જીવવિરાધના જે થાય છે તે જીવને મારવાના પરિણામથી થયેલી હોતી નથી એટલે કે વર્જનાભિપ્રાયથી વિરાધનાનુ જીવઘાતપરિણામજન્યત્વ સ્વરૂપ દૂર કરાયુ હોય છે જેનું સ્વરૂપ જ નષ્ટ થઇ ગયું તે વસ્તુ અસત્ = અવિદ્યમાન બની જાય છે. એટલે અસત્ એવી એ વિરાધના નિર્જરાની પ્રતિબધક બનતી નથી, અને તેથી પ્રતિબંધકાભાવ રૂપે નિર્જરાનું કારણ બને છે.

**ઉત્તરપક્ષ** - તે તે વસ્તુનો તે તે શબ્દથી ઉલ્લેખ જે થાય છે તે, તે તે વસ્તુમા રહેલ અમુક ધર્મના કારણે થાય છે. આ ધર્મને પ્રવૃત્તિનિમિત્ત કહે છે. જેમકે ગોત્વ ધર્મના કારણે ગાયનો 'ગો' શબ્દથી ઉલ્લેખ થાય છે. તો 'ગોત્વ' એ 'ગો' પદનુ પ્રવૃત્તિનિમિત્ત છે આ પદપ્રવૃત્તિનિમિત્ત પણ વસ્તુનું એકપ્રકારનું સ્વરૂપ જ હોય છે. (જેમકે ગોત્વ એ ગાયનુ સ્વરૂપ છે.) વસ્તુના પદપ્રવૃત્તિનિમિત્ત સિવાયના અન્ય જે સ્વરૂપો હોય છે તે બધા એ વસ્તુના વિશેષણ તરીકે હોય છે જેમકે પુષ્પનુ પુષ્પત્વ રૂપ જે સ્વરૂપ છે એ પદપ્રવૃત્તિનિમિત્તભૂત છે, તે સિવાયના રક્તત્વ (રક્તવર્ણ), સૌંદર્ય, સુગંધ વગેરે રૂપ જે સ્વરૂપો છે તે બધા એના વિશેષણ રૂપ બને છે અને તેથી રક્તપુષ્પ, સુંદરપુષ્પ, સુગંધીપુષ્પ વગેરે રૂપે ઉલ્લેખ થાય છે. માટે આટલુ નક્કી થયું કે

सयमनाशहेतु परित्यजती'तिभावार्थपर्यालोचनादनुपहितविराधनात्वेन प्रतिबन्धकत्वं लभ्यते, इत्युपहिता-यास्तस्या प्रतिबन्धकाभावत्वमक्षतमिति चेत्? न, प्रकृतविराधनाव्यक्तौ जीवघातपरिणामजन्यत्वस्यासत्त्वेन

વસ્તુના જે કોઇ સ્વરૂપો હોય તે કા તો પદપ્રવૃત્તિનિમિત્ત હોય કા તો વિશેષણ હોય. પ્રસ્તુતમાં વિરાધનાનું જીવઘાતપરિણામજન્યત્વ એવું તમે જે સ્વરૂપ કહો છો તે તેનુ પદપ્રવૃત્તિનિમિત્ત છે કે વિશેષણ? જો પદપ્રવૃત્તિનિમિત્ત કહેશો તો એ આપત્તિ આવશે કે પ્રસ્તુતવિરાધનાનો 'વિરાધના' તરીકે ઉલ્લેખ કરવો એ ઉન્મત્ત પ્રલાપ રૂપ બની જશે તે આ રીતે– પ્રસ્તુતવિરાધનામા જીવઘાતપરિણામજન્યત્વ સ્વરૂપ પ્રવૃત્તિનિમિત્ત નથી જે વસ્તુમા જે પદનું પ્રવૃત્તિનિમિત્ત ન હોય તે વસ્તુનો તે પદથી ઉલ્લેખ તો ઉન્મત્ત જ કરે જેમકે 'ગો' પદનુ પ્રવૃત્તિનિમિત્ત 'ગોત્વ' અશ્વમા નથી, તેમ છતા અશ્વને ગો તરીકે તો ઉન્મત્ત જ બોલે. તેથી 'જીવઘાતપરિણામજન્યત્વ' ને જો વિરાધનાનુ વિશેષણ માનશો તો જીવઘાતપરિણામ પણ નિર્જરાનો હેતુ બની જવાનો ઉપરોક્ત દોષ તદવસ્થ રહેશે. એટલે આ રીતે એ વિરાધનાને અપ્રતિબધક સિદ્ધ કરવાની વાત તો શ્રદ્ધાળુ શિષ્યોની બુદ્ધિને ઠગવાની જ વાત છે.

[વર્જનાભિપ્રાય એ વિરાધનામાં ઉપાધિ છે?]

પૂર્વપક્ષ જે ધર્મથી વિશિષ્ટ (યુક્ત) બનેલી જે વસ્તુ સ્વસ્વરૂપને છોડી દે છે તે ધર્મ તે વસ્તુમાં 'ઉપાધિ' કહેવાય છે જેમકે જપાકુસુમના સપર્કથી સ્ફટિક પોતાના નિર્મળસ્વરૂપને છોડીને લાલરગ અપનાવે છે તો જપાકુસુમ એ સ્ફટિકમા ઉપાધિ છે વર્જનાભિપ્રાય યુક્ત જે જીવવિરાધના થાય છે તે જીવવિરાધના વર્જનાભિપ્રાયના પ્રભાવે સયમનાશના હેતુભૂત એવું સ્વકીય જીવઘાતપરિણામજન્યત્વ સ્વરૂપ ગુમાવે છે. આનો વિચાર કરતા જણાય છે કે વર્જનાભિપ્રાય એ વિરાધનામા ઉપાધિ ભૂત છે. એ ઉપાધિ હોય તો વિરાધના સયમનાશક રહેતી નથી, એટલે કે નિર્જરાનો પ્રતિબધક પણ રહેતી નથી એ ઉપાધિ ન હોય તો જ અનુપહિત વિરાધના નિર્જરાની પ્રતિબધક બને છે તેથી વર્જનાભિપ્રાયથી ઉપહિત વિરાધનામાં સ્વરૂપે જ પ્રતિબધકાભાવત્વ અબાધિતપણે જળવાઇ રહે છે અર્થાત્ જીવઘાતપરિણામથી વિશિષ્ટ ન હોઇ એ પ્રતિબંધક જ નથી તો તમે કહેલી આપત્તિ શી રીતે આવે?

ઉત્તરપક્ષ · પ્રસ્તુત વિરાધના 'આ જીવને હણુ' ઇત્યાદિ અભિપ્રાયથી થઇ હોતી નથી. એટલે એમા પહેલેથી જીવઘાતપરિણામજન્યત્વ હોતુ જ નથી. તો વર્જનાભિપ્રાયથી તે દૂર થવું પણ અશક્ય જ રહે છે.

[પૂર્વપક્ષ . તમારી વાત સાચી છે તેમ છતા, વિરાધના વિશે સામાન્યથી જે 'આ જીવઘાતપરિણામ જન્ય છે' એવી જીવઘાતપરિણામજન્યત્વપ્રકારક પ્રમા થતી હોય છે તે પ્રમાનો પ્રતિબંધ કરવા રૂપ જે વિરાધનાના સ્વરૂપનો ત્યાગ તે તો વર્જનાભિપ્રાયથી થવો અશક્ય રહેતો નથી ને?

ઉત્તરપક્ષ · હા,] ઉપર પ્રમાણે તત્પ્રકારક પ્રમાનો પ્રતિબધ કરવા રૂપ સ્વરૂપત્યાગ પણ અશક્ય જ રહે છે, કારણકે આ વિરાધના જીવઘાતપરિણામજન્ય ન હોઇ તેને વિશે તેવી પ્રમા (યથાર્થ જ્ઞાન) જ મૂળમા સંભવતી નથી. તો તેનો પ્રતિબધ પણ શી રીતે થાય?

પૂર્વપક્ષ વર્જનાભિપ્રાયના અભાવવિશિષ્ટ વિરાધના તરીકે જ વિરાધનાને પ્રતિબંધક માનવામા ઉપરનો કોઇ દોષ રહેતો નથી. ઉપરાતમા વર્જનાભિપ્રાયને નિર્જરાનુ પૃથક્ કારણ માનવુ ન પડવાથી લાઘવ થવા રૂપ ગુણ જ થાય છે. [આશય એ છે કે જેમ સૂર્યકાન્તમણિના અભાવવિશિષ્ટ ચન્દ્રકાન્તમણિ એ દાહ પ્રત્યે પ્રતિબંધક છે તો સૂર્યકાન્ત મણિ દાહ પ્રત્યે ઉત્તેજક છે તેમ પ્રસ્તુતમા વર્જનાભિપ્રાય પણ નિર્જરા પ્રત્યે ઉત્તેજક છે. એટલે વર્જનાભિપ્રાય ઉત્તજેક રૂપે જ (પ્રતિબંધકનો પ્રતિબધ કરવા રૂપે જ) નિર્જરા પ્રત્યે કારણ હોઇ તેને સ્વતત્ર

त्याजयितुमशक्यत्वात्। अत एव तत्प्रकारकप्रमितिप्रतिवन्धरूपस्यापि तद्धानस्यानुपपत्ते(?त्ति)। स्यादेतत् वर्जनाभिप्रायाभावविशिष्टविराधनात्वेन प्रतिवन्धकत्वे न कोऽपि दोपः, प्रत्युत वर्जनाभिप्रायस्य पृथक्कारणत्वाकल्पनाल्लाघवमिति, मेवं, विशेपणविशेष्यभावे विनिगमनाविरहात्, अन्यथा दोपाभावविशिष्टवाधत्वेनैव दुष्टज्ञाने प्रतिवन्धकत्वप्रसगात्, विशेष्याभावस्थलेऽतिप्रसगाच्च। तस्माद्वर्जनाभिप्रायस्यैव फलविशेपे निश्चयतो हेतुत्व, व्यवहारेण च तत्तद्व्यक्तीनां भावानुगताना निमित्तत्वमिति साप्रतम्। विपञ्चित

કારણ માનવુ પડતુ નથી ]

**ઉત્તરપક્ષ :** આ વાત બરાબર નથી, કારણ કે વર્જનાભિપ્રાયાભાવવિશિષ્ટ વિરાધનાને પ્રતિબંધક માનવો કે વિરાધના વિશિષ્ટ વર્જનાભિપ્રાયાભાવને પ્રતિબંધક માનવો એમાં કોઇ વિનિગમક = નિર્ણાયક નથી. અન્યથા [=તેમ છતા, 'વર્જનાભિપ્રાયાભાવ એ અભાવરૂપ હોઇ એને અમે વિશેષ્યરૂપ નહિ માનીએ, અને તેથી વિરાધનાવિશિષ્ટવર્જના-ભિપ્રાયાભાવને પ્રતિબધક માનવો આવશ્યક ન રહેવાથી વિનિગમના વિરહ નથી' એવું જો કહેશો તો એવું પણ માનવાની આપત્તિ આવશે કે] દુષ્ટજ્ઞાનને દોપાભાવ વિશિષ્ટ બાધ રૂપે જ પ્રતિબંધક માનવું પડશે, બાધવિશિષ્ટ દોપાભાવ રૂપે એને પ્રતિબધક મનાશે નહિ. કહેવાનો આશય એ છે કે 'પીતત્વાભાવવાન્ શખ ' 'વહ્ન્યભાવવાન્ જળહ્રદ ' ઇત્યાદિ રૂપ જે બાધનું જ્ઞાન પ્રતિબધક બને છે તે પણ નિર્દોપ જોઇએ એ બાધ જ્ઞાન થવામા જ જો કોઇ દોપ ભાગ ભજવતો હોય તો પછી, એ દુષ્ટજ્ઞાનથી પ્રતિબધ થઇ શકતો નથી. જેમકે પીળિયાના કારણે થતુ 'શ્વેતત્વાભાવવાન્ શખ' એવું પ્રત્યક્ષ દોપજન્ય હોવાના કારણે 'શ્વેત' શખઃ' એવા જ્ઞાનનો પ્રતિબધ કરી શકતું નથી આમ દોપાભાવવિશિષ્ટ બાધ રૂપ દુષ્ટજ્ઞાન પ્રતિબધક બને છે આ જ રીતે બાધનુ જ્ઞાન થાય અને એ નિર્દોપ છે એવુ જ્ઞાન થાય તો પણ પ્રતિબંધ થાય છે. એટલે કે બાધવિશિષ્ટ દોપાભાવ રૂપે પણ દુષ્ટજ્ઞાન પ્રતિબધક બને છે. જ્યારે તમારા અભિપ્રાય મુજબ તો દોપાભાવ વિશેષ્યરૂપ બની શકતો ન હોવાથી બાધવિશિષ્ટ દોષાભાવરૂપે દુષ્ટજ્ઞાન પ્રતિબધક બની શકતુ નથી.

વળી, જે વ્યક્તિને જીવવિરાધનાને વર્જવાનો કોઇ અભિપ્રાય નથી (એટલે કે વર્જનાભિપ્રાયાભાવ રૂપ વિશેપણ હાજર છે) પણ તેમ છતા વિરાધના પણ થઇ નથી (એટલે કે વિશેષ્યનો અભાવ છે) તેને વિશિષ્ટાભાવ તો જળવાઇ રહેવાથી કર્મનિર્જરારૂપ કાર્ય થવાનો અતિપ્રસગ થશે. માટે વર્જનાભિપ્રાયાભાવવિશિષ્ટ વિરાધનાને પ્રતિબધક માની, વર્જનાભિપ્રાયને નિર્જરાનું સ્વતત્ર કારણ ન માનવો એ યોગ્ય નથી.

[વર્જનાભિપ્રાય જ નિર્જરાનું કારણ]

[**પ્રશ્ન .** પ્રસ્તુત શ્લોકમા જે નિર્જરા કહી છે તેના કારણની અમે જે જે કલ્પના આપીએ છીએ તે બધીને તમે તોડી નાખો છો તો આખરે તમે જ કહોને કે એ નિર્જરાનું કારણ કોણ છે?]

**ઉત્તર .** આવી બધી કલ્પનાઓમા એક યા બીજી આપત્તિ આવતી હોવાથી, વર્જનાભિપ્રાય એ જ કર્મનિર્જરારૂપ વિશિષ્ટ ફળ પ્રત્યે નિશ્ચયનયે કારણ છે એવુ માનવુ યોગ્ય છે

[**પ્રશ્ન .** પણ તો પછી 'વિરાધના'ને ઉક્ત શ્લોકમા નિર્જરાનુ કારણ તરીકે જે કહી છે તેનો વિરોધ નહિ થાય?]

**ઉત્તર ·** એ વ્યવહારનયે કહ્યુ છે. વ્યવહારનયે વર્જનાભિપ્રાય રૂપ ભાવથી યુક્ત તે તે વિરાધનાને કર્મ નિર્જરા રૂપ ફળવિશેષ પ્રત્યે નિમિત્તકારણ કહેવામા કાઇ અયોગ્ય નથી. जे आसवा ते परिसवा' 'જે આશ્રવનુ સ્થાન છે તે શુભભાવના પ્રભાવે સવરનુ સ્થાન બને છે' ઇત્યાદિ પ્રતિપાદન વ્યવહારનયે શાસ્ત્રોમા મળે જ

चेदमन्यत्रेति नेह विस्तर ।।३१।।

**इत्थं दानविधिज्ञाता धीरः पुण्यप्रभावकः।**
**यथाशक्ति ददद्दानं परमानंदभाग् भवेत्।।३२।।**

इत्थमिति-स्पष्ट ।।३२।।

---

છે ને! આ બાબતનો વિસ્તારથી વિચાર અન્યગ્રન્થમા કર્યો છે માટે અહીં કરતા નથી.*

[જુઓ ધર્મપરીક્ષા શ્લોક ૫૩ની વૃત્તિ. સભાવાનુવાદ મુદ્રિત પુસ્તકમાં જુઓ પૃ. નં. ૨૯૯ થી ૩૦૯]

[પ્રકરણનો ઉપસંહાર કરતા ગ્રન્થકાર કહે છે–]

આ પ્રમાણે દાનવિધિનો જાણકાર, ધીર, પુણ્યનો = ધર્મનો પ્રભાવક અને યથાશક્તિ દાન દેતો આત્મા મોક્ષસુખને પામે છે.॥૩૨॥

[દાનબત્રીશીની કેટલીક વિશેષ વાતો -

(૧) ભૂખ-રોગ વગેરેથી દુઃખી થયેલાનો તે દુ.ખમાથી છૂટકારો કરવા અપાતું આહાર-ઔષધ વગેરેનું દાન એ અનુકપાદાન છે. આ અનુકપાદાન સાસારિક સુખોને દેનારું હોય છે. આ રીતે અપાતા અનુકંપાદાનમાં 'એ જીવ સસારમાથી છૂટકારો પામી મોક્ષસુખને પામે એવી ગણતરી મુખ્યતયા હોતી નથી, માત્ર તાત્કાલિક દુ.ખમાથી મુક્ત થઇ કઇક સુખવાળી (સંસારની જ) અવસ્થા પામે એવી ગણતરી હોય છે'. તેથી 'जब्भावेन कया पुण किरिया तब्भाववुड्ढिकरी' 'ક્રિયા જે ભાવથી કરવામા આવી હોય તે ભાવની વૃદ્ધિ કરનારી બને છે' એ શાસ્ત્રવચન મુજબ આ અનુકપાદાન પણ બહુલતયા સાસારિક સુખોને જ આપે છે. આમાં દ્રવ્ય અનુકંપા હોય છે.

(૨) વિવક્ષિત એક કે અનેક જીવોના જેટલા પ્રમાણના દુઃખના ઉદ્ધાર માટે દાનાદિ કરવામાં આવતા હોય તેના કરતા મોટા પ્રમાણના દુ:ખો અન્ય એક કે અનેક જીવો પર સાક્ષાત્ કે પરપરાએ આવી પડતા હોય તો એમા અનુકંપા કહેવી એ અવિવેક છે એ વાત સ્પષ્ટ છે, તેથી એવા અનુષ્ઠાનને અનુકપાદાન પણ કહેવાતું

---

* ધર્મપરીક્ષામા, પ્રસ્તુત શ્લોકની અભિપ્રેત આપવાદિક વિરાધનામા 'न चेयमनाभोगजन्या वर्जनाभिप्रायवती वा' એવા વાક્યપ્રયોગ દ્વારા અનાભોગજન્યત્વનો અને વર્જનાભિપ્રાયનો નિષેધ કર્યો છે (જુઓ પુસ્તક પૃ. ન. ૩૦૩) જ્યારે અહીં, વર્જનાભિપ્રાયને જ સ્વતત્રકારણ કહેવા દ્વારા, નિર્જરાફલક એ વિરાધનામા વર્જનાભિપ્રાય તો રહ્યો જ છે એવુ સૂચન કર્યું છે તો આ દેખાતા વિરોધનુ શુ કરવુ? એનુ સમાધાન નીચે મુજબ કરવુ

(૧) ધર્મપરીક્ષામા, પ્રસ્તુત વિરાધનામા વર્જનાભિપ્રાય હોવાનો નિષેધ જે કર્યો છે તે, તેમજ નિર્જરાના કારણ તરીકે તેનો જે નિષેધ કર્યો છે એ, આ બન્ને 'આ વિરાધનાથી છુટુ' એવો જે વ્યાવહારિક સ્થૂલ વર્જનાભિપ્રાય છે એના અભિપ્રાયે જાણવો. જ્યારે પ્રસ્તુત ગ્રન્થમા જે વર્જનાભિપ્રાયને નિર્જરાના કારણ તરીકે કહ્યો છે તે નૈશ્ચયિક વર્જનાભિપ્રાય જાણવો સયમપાલનાદિના ઉદ્દેશથી નદીમા પાણી ઉતરવાની ક્રિયા રૂપ વિરાધના કરવા તૈયાર થઇ ગયેલા મહાત્માને પણ એ પાણીમા રહેલા જીવોની પ્રાણવિયોગરૂપ વિરાધનાથી કેમ બચુ? એવો તાત્ત્વિક વર્જનાભિપ્રાય તો હોય જ છે (અથવા સયમપાલનાદિ દ્વારા મોક્ષ પામી એ બધા જીવોની વિરાધનાથી બચુ એવો પરિણામે નૈશ્ચયિક વર્જનાભિપ્રાય તો હોય જ છે ) અથવા બીજી રીતે સમાધાન - પૂર્વપક્ષીનો વર્જનાભિપ્રાયને ઉત્તેજક માનવાનો અને સ્વતત્રકારણ ન માનવાનો જે અભિપ્રાય છે તેનું અહીં ગ્રન્થાકારે ટૂકમા ખડન કર્યું છે. અને 'વર્જનાભિપ્રાય પણ કારણ નથી, આજ્ઞાશુદ્ધ ભાવ જ કારણ છે' એવી ઉપરની જે કોટિ છે તેનો ધર્મપરીક્ષામાં વિસ્તાર કર્યો છે. તેમજ અહીં 'विपञ्चित चेदमन्यत्र' શબ્દથી એનો અતિદેશ કર્યો છે માટે આ બે ગ્રન્થાધિકારોમાં વાસ્તવિક કોઇ વિરોધ નથી એ જાણવું. [આવા સમન્વયની વિસ્તૃતનોંધ માટે ધર્મપરીક્ષા મુદ્રિત પુસ્તકના પૃ. ન. ૩૦૯ વગેરેની ટીપ્પણી જોવી ]

નથી.

(૩) પણ તેવુ જ અનુષ્ઠાન જો બોધિપ્રાપ્તિ વગેરે લાભને નજરમાં રાખીને કરવામાં આવતું હોય તો એ પાછું અનુકંપાદાન બને છે. કારણ કે બોધિપ્રાપ્તિ વગેરે દ્વારા ચૌદે રાજલોકમા અભયદાનનો પડહ વાગે છે. ઉપદેશમાલામાં કહ્યુ છે કે –

'सयलम्मिवि जियलोए तेण इह घोसिओ अमाघाओ।

इक्कंपि जो दुहत्त सत्त वोहेइ जिणवयणे।।२६८।।

**અર્થઃ** 'સંસારના દુઃખથી આર્ત્ત થયેલા એક પણ જીવને જે જિનવચનનો બોધ (સમ્યક્ત્વાદિ) પમાડે છે તેણે આ સકલ જીવલોકમાં અમારીની ઘોષણા કરાવેલી જાણવી.' આમ, આમાં, ઉદ્ધારાતા દુઃખોનું જ પ્રમાણ વધી જવાથી અનુકંપા અક્ષત રહે છે. જો કે આવા અનુષ્ઠાનમા અન્ય જીવોને થનારા બોધિપ્રાપ્તિ વગેરેનો જ મુખ્ય ઉદ્દેશ હોવાથી એમા દ્રવ્યઅનુકંપા નહિ, પણ ભાવઅનુકંપા જાણવી. વળી, આ અનુષ્ઠાનથી અન્ય જીવોને બોધિપ્રાપ્તિ થશે ઇત્યાદિ અવિતથ નિર્ણય માટે સૂક્ષ્મ બોધ આવશ્યક છે. એવો સૂક્ષ્મબોધ વેદ્યસવેદ્યપદે રહેલા જીવોને જ હોય છે, માટે ગ્રન્થકારે એ પ્રમાણે કહ્યુ છે. વેદ્યસંવેદ્યપદનો આશય પેદા થયો હોય તો જ નિશ્ચયની અનુકપા હોય છે એવુ જે કહ્યું છે તે પણ આવી ભાવઅનુકંપાના અભિપ્રાયે જાણવુ. નહિતર નૈશ્ચયિક દ્રવ્યઅનુકપા તો અવેદ્યસવેદ્યપદસ્થને પણ સભવે છે. પ્રભુ મહાવીર દેવે જે કહ્યું છે કે- 'भो मेहा! ताए जीवाणुकपाए परित्तीकओ ते ससारो' તેનાથી જણાય છે કે અવેદ્યસંવેદ્યપદે રહેલા માર્ગાનુસારી મિથ્યાત્વી એવા એ (મેઘકુમારના જીવ) હાથીમાં અનુકંપા વિદ્યમાન હતી

(૪) ઔચિત્યને જાળવીને અનુકપાદાન દેવુ એ બધા માટે ધર્મ રૂપ છે. એટલે દશાવિશેષમા સાધુએ અનુકપાદાન દેવુ પણ નિષિદ્ધ નથી 'આ વરાક સસારસમુદ્રમાંથી કઇ રીતે નિસ્તાર પામે?' એવા ભાવથી જ અપાયેલું હોઇ એ અનુકપાદાન સ્વકીયસસારનિસ્તારને રુધે એવો પુણ્યબંધ કરાવતું નથી. આમા પણ 'જબ્ભાવેન કયા પુણ... ' એ ન્યાય લગાડવો સુપાત્રદાનથી બોધિપ્રાપ્તિ આદિનો જે લાભ થાય છે તેમાં પણ આ જ ન્યાય લગાડવો

(૫) ગુણવાનની ભક્તિના અભિપ્રાયથી થતી સાધર્મિક વાત્સલ્ય વગેરે શુભપ્રવૃત્તિમા જયણા અને વિધિનું જો સપૂર્ણ પાલન હોય તો પાપકર્મબંધરૂપ અલ્પ પણ દોષ લાગતો નથી, પ્રચુર નિર્જરા અને પુણ્યાનુબંધીપુણ્યબંધ રૂપ લાભ જ થાય છે એ માટે કૂપખનન દૃષ્ટાન્તનું અર્થઘટન આવુ જાણવુ - જેમ કૂપખનન સ્વ-પરને નિર્મળજળ પ્રાપ્તિ રૂપે ઉપકાર કરનારું છે તેમ સાધર્મિકવાત્સલ્ય કરણ- અનુમોદન દ્વારા સ્વ-પરને પુણ્યબંધ વગેરે ઉપકાર કરનારું છે. સાધર્મિક વાત્સલ્યમાં જો જયણા કે વિધિની થોડી ઘણી ખામી રહેલી હોય, પણ શુભભાવોલ્લાસ જોરદાર હોય તો અલ્પપાપબંધ અને વિપુલનિર્જરા-પ્રચુરપુણ્યબધ થાય છે. એવે વખતે કૂપદૃષ્ટાન્તનુ અર્થઘટન આવું જાણવું - જેમ કૂવો ખોદવામા પ્રારભે કાદવથી ખરડાવું, શ્રમ, તૃષાવૃદ્ધિ વગેરે દોષ થાય છે પણ છેવટે નિર્મળપાણી પ્રાપ્ત થતાં એ પાણીથી જ એ બધુ દૂર થઇ જાય છે અને સ્વ-પરને અન્ય પણ ઘણો લાભ થાય છે, તેમ સાધર્મિકવાત્સલ્ય વગેરેમા અવિધિ-અજયણાના કારણે થયેલી હિસા વગેરેથી અલ્પ પાપબધ વગેરે દોષ લાગે છે, પણ જે જોરદાર શુભભાવોલ્લાસ જાગે છે તેનાથી એ પાપબંધ રૂપ દોષ હણાઇ જઇ વિપુલનિર્જરા-પ્રચુરપુણ્યબંધ રૂપ લાભ થાય છે લુબ્ધકદૃષ્ટાન્તભાવિત મુગ્ધ જીવ સંયતને જે અશુદ્ધદાન આપે છે તેમાં પણ આ જ પ્રમાણે જાણવુ, એટલે કે એની અવિધિ વગેરેના કારણે એને અલ્પ પાપબધ થાય છે, અને શુભભાવના કારણે પ્રચુરકર્મનિર્જરા થાય છે

# ।। अथ देशनाद्वात्रिंशिका ।।२ ।।

आद्यायां द्वात्रिंशिकाया दानमुक्त, तदन्तरायभीरुत्वं च मुख्यो गुणः, तच्च देशनाविवेकनिर्वाह्यमितीयमधुना विविच्यते–

**यथास्थानं गुणोत्पत्तेः सुवैद्येनेव भेषजम्।**
**बालाद्यपेक्षया देया देशना क्लेशनाशिनी ।।१ ।।**

यथास्थानमिति। सुवैद्येन भेपजमिव वालाद्यपेक्षया = वालाद्यानुगुण्येन देशना देया साधुनेति शेपः। किंभूता? क्लेशनाशिनी = भावधातुसाम्येन दोपापहा। कुतः? इत्याह यथास्थानं = स्थानमनतिक्रम्य गुणोत्पत्तेः, यथाहि सदप्यौपधं तरुणादियोग्यं वालादीनां न गुणाय तथा धर्मदेशनापि मध्यमादियोग्या वालादीनां न गुणाय, इति यथास्थानमेतन्नियोगो न्याय्यः।।१ ।। विपक्षे वाधमाह–

---

[સૂયગડાંગમા જે કહ્યું છે કે 'જો દાનની પ્રશસા કરવામા આવે તો દાન અંગે થતી જીવવિરાધનાની અનુમોદનાનો દોષ લાગે ને જો દાનનો નિષેધ કરવામાં આવે તો એ દાન પર નભનારાઓની આજીવિકાનો ઉચ્છેદ થવાથી અંતરાય કરવાનો દોષ લાગે.' તેથી યોગ્ય વિવેક કરવાનું પ્રથમ બત્રીશીમાં જણાવ્યું. એટલે દાન અગે બોલવામાં ખૂબ સાવધાની જોઇએ, નહીતર ઇતો વ્યાઘ્રસ્તતો નદી ન્યાયે ઉભયથા દોષ લાગે. તેથી બોલવાનો વિવેક પ્રગટે એ માટે હવે દેશનાબત્રીશી કહેવાશે.]

પહેલી બત્રીશીમા દાનની વાત કરી. 'એનો અંતરાય ન થઇ જાય' એમ ડરતા રહેવું એ અંતરાયભીરુત્વ મુખ્ય ગુણ છે. એ દેશનાવિવેકથી (દેશનાના વિવેકથી કે દેશનાથી પ્રાપ્ત થતા વિવેકથી) જાળવી શકાય છે. એટલે હવે બીજી બત્રીશીમાં દેશનાનુ વિવેચન કરાય છે. [અહી અતરાયભીરુત્વ જે કહ્યું છે તેના ઉપલક્ષણથી 'જીવહિંસાની અનુમોદના ન થઇ જાય' એવી ભીરુતા પણ જાણી લેવી ]

[શ્રોતાનુસારે દેશના]

'દવા છે ને! એ તો રોગોને નાબુદ જ કરશે' એમ વિચારી સારો વૈદ્ય કાંઇ આડેધડ દવા નથી આપતો, કિન્તુ દવા લેનાર જેવો બાળ, વૃદ્ધ વગેરે હોય તેને અનુસરીને દવા આપે છે, તો જ એ દવા ધાતુનું સામ્ય કરીને રોગને દૂર કરનારી બને છે. નહિતર, તરુણાદિને યોગ્ય સારું પણ ઔષધ જો બાળ વગેરેને આપવામાં આવે તો એમને એ ગુણકર બનતું નથી આ જ રીતે ગીતાર્થ ગુરુએ 'ભગવાનની વાણી છે ને! એ તો કર્મરોગને નાબુદ કરવાનો ઉપકાર જ કરશે' એમ વિચારી ગમે તેમ દેશના આપવાની હોતી નથી, કિન્તુ શ્રોતા જેવો બાળ, મધ્યમ કે પંડિત હોય તેને અનુસરીને દેશના આપવી જોઇએ, તો જ એ ભાવધાતુનું સામ્ય કરીને રાગાદિ ક્લેશોનો નાશ કરનારી બને છે, કેમકે યથાસ્થાને જ ગુણો ઉત્પન્ન થાય છે. તેથી જ મધ્યમ વગેરે કક્ષાના શ્રોતાને યોગ્ય ઊંચી પણ ધર્મદેશના બાળ વગેરે કક્ષાના જીવોને હિતકર બનતી નથી. માટે શ્રોતા જે કક્ષાનો હોય તે કક્ષાને અનુરૂપ દેશના આપવી એ યોગ્ય છે.॥૧॥ આનાથી વિપરીત કરવામા, 'શ્રોતાને લાભ નથી થતો' એટલું જ નુકશાન નથી, કિન્તુ 'ગેરલાભ પણ થવા' રૂપ મોટું નુકશાન થવા રૂપ બાધા દેખાડતા ગ્રન્થકાર કહે છે-

યથાસ્થાન દેશના આપવામાં ન આવે અને શ્રોતાની કક્ષાનું ઉલ્લંઘન કરીને જો દેશના દેવામા આવે તો બુદ્ધિમાં અપરિણામ કે અતિપરિણામરૂપ અંધાપો ચાલે છે જેનાથી શ્રોતા ઉન્માર્ગે ઘસડાઇ જાય છે. માટે આ રીતે પરસ્થાનદેશના દેવી એ એક પ્રકારની કુશીલતા કરવા જેવુ છે જે કુશીલતા સન્માર્ગ રૂપ વૃક્ષ માટે

**उन्मार्गनयनात् पुंसामन्यथा वा कुशीलता।**
**सन्मार्गद्रुमदाहाय वह्निज्वाला प्रसज्यते।।२।।**

उन्मार्गेति। अन्यथा = यथास्थान देशनाया अदाने पुसा ध्याध्यकरणद्वारेणोन्मार्गनयनात् वा कुशीलता प्रसज्यते। किंभूता? सन्मार्गद्रुमाणां दाहाय वह्निज्वाला, अनाभोगेनापि स्वतः परेषां मार्गभेदप्रसगस्य प्रवलापायहेतुत्वादिति भावः।।२।।

नन्वेव, 'न भवति धर्म श्रोतुः सर्वस्यैकान्तो हितश्रवणात्।

व्रुवतोऽनुग्रहवुद्ध्या वक्तुस्त्वेकान्ततो भवति।।' इति वाचकवचन [तत्त्वार्थकारिका - २९] व्याहन्येत। अतः खल्वनुग्रहधियाऽऽगमार्थोपदेशमात्रमेवेष्टसाधनतया प्रतीयते, श्रोतुर्भावस्तु दुर्ग्रहः - इत्याशङ्कायामाह–

**अनुग्रहधिया वक्तुर्धर्मित्वं नियमेन यत्।**
**भणितं तत्तु देशादिपुरुषादिविदं प्रति।।३।।**

अनुग्रहेति। अनुग्रहधिया वक्तुः = धर्मोपदेष्टुर्धर्मित्व = निर्जराभागित्व नियमेन = एकान्तेन यद्भणितं, तत्तु देशादीन् पुरुषादीश्च वेत्ति यस्त प्रति, न तु तज्ज्ञाने शक्तिमस्फोरयतं प्रति।।३।। ननु पुरुषादिभेदेन

અગ્નિજ્વાલા સમાન હોય છે, એટલે કે એનાથી સ્વય અને અન્ય શ્રોતા વગેરે માટે સન્માર્ગ નષ્ટ થાય છે, સન્માર્ગથી દૂર ફેકાઇ જવાનુ થાય છે આ પરસ્થાન દેશનાને આવી કુશીલતા રૂપ એટલા માટે કહી છે કે અનાભોગથી પણ પોતાનાથી અન્યને માર્ગભેદ થાય એ મિથ્યાત્વવૃદ્ધિ વગેરે રૂપ ભયંકર અપાયના કારણભૂત છે ।।૨।।

[આપ્તવચનો અંગે શંકા-સમાધાન]

શંકા - [બાળ વગેરેનો વિભાગ કરીને એને અનુસારે દેશના આપવી જોઇએ. અન્યથા શ્રોતાઓને લાભ તો નથી થતો. પણ ઉપરથી શ્રોતા અને વક્તા બન્નેને નુકશાન થાય છે. આવુ તમે જે કહ્યું તેનાથી વાચક પુગવ **શ્રી ઉમાસ્વાતિ મહારાજાના** વચનનો વિરોધ થાય છે તેઓ શ્રીમદે શ્રી તત્ત્વાર્થસૂત્રની પ્રથમ કારિકાના ૨૯ મા શ્લોકમા કહ્યુ છે કે 'હિતની વાતોને-ધર્મને સાભળવાથી બધા જ શ્રોતાઓને એકાન્તે ધર્મ(લાભ) થાય જ એવુ નથી પણ ઉપકાર કરવાની બુદ્ધિથી બોલતા વક્તાને તો એકાન્તે કર્મનિર્જરા વગેરે રૂપ લાભ થાય જ છે.' આનો વિરોધ એટલા માટે થાય છે કે વક્તાએ ભલે ને બાળાદિને મધ્યમાદિ યોગ્ય દેશના આપી હોય, તેમ છતા એમા હિતબુદ્ધિ અને આગમાવિરુદ્ધતા જળવાયેલી હોય તો વક્તાને તો લાભ જ થવો જોઇએ ને? ઉમાસ્વાતિ મહારાજાના આ વચનો પરથી જણાય છે કે ઉપદેશક મહાત્માને તો અનુગ્રહબુદ્ધિથી આગમોક્ત ઉપદેશ આપવો એ જ કર્મનિર્જરારૂપ સ્વઇષ્ટનુ સાધન છે. વળી શ્રોતાના મનમા કેવા ભાવો રમે છે, એ કેવી ભૂમિકાએ રહેલો છે એ વાત છદ્મસ્થ ઉપદેશક માટે દુર્જ્ઞેય પણ છે. માટે 'બાળાદિને અનુસરીને દેશના આપવી' એવી વાત યોગ્ય નથી.]

આવી શકાનુ **સમાધાન** કરવા ગ્રન્થકાર કહે છે–

અનુગ્રહબુદ્ધિથી ધર્મનો ઉપદેશ દેનારા વક્તાને એકાન્તે નિર્જરા રૂપ ધર્મ થાય છે એવુ ઉમાસ્વાતિ મહારાજાએ જે કહ્યુ છે તે દેશ કાલ વગેરેના તેમજ શ્રોતા પુરુષ વગેરેના જાણકાર વક્તા માટે કહ્યુ છે, નહિ

देशनाभेदो न युक्तः, राजरङ्कयोरेकरूपेणैव देशनाविधानात्। तथा चाचारसूत्रं - [1]जहा पुण्णस्स कत्थई तहा तुच्छस्स कत्थई, जहा तुच्छस्स कत्थई तहा पुण्णस्स कत्थई [आचारांग सू. १०२] त्ति। सूत्रोल्लंघनं च महतेऽनर्थाय-इत्याशङ्क्याह-

**कोऽयं पुरुष इत्यादिवचनादत एव च।**
**पर्षदादिविवेकाच्च व्यक्तो मन्दस्य निग्रहः।।४।।**

कोऽयमिति। अत एव च = विपर्यये दोषादेव च 'कोऽयं पुरुषः?' इत्यादिवचनात् नन्द्यावश्यकादौ

---

કે તે વાતોને જાણવા માટે પ્રયત્ન પણ ન કરતાં વક્તા માટે. જે વક્તા દેશ-કાલ વગેરે તેમજ શ્રોતા પુરુષની કક્ષા વગેરેને જાણી લે છે, અને વળી તે શ્રોતાઓ પરની ઉપકારબુદ્ધિ તો એમની અક્ષત જ છે તો પછી એ વક્તા તે બાળ પુરુષાદિને જે રીતે ઉપકાર થાય એ રીતે જ બોલવાના છે, એટલે કે તેઓ બાળાદિને અનુસરીને જ બોલવાના છે, તેથી એવા વક્તાને તો એકાન્તે લાભ શા માટે ન થાય? આમ એની દેશનામાં પણ બાળાદિને અનુસરવાનુ વિધાન જળવાઇ રહેલું જ હોય છે.

શંકા – તેમ છતાં, શ્રોતા પુરુષ વગેરેના ભેદે જુદી જુદી દેશના કહેવી એ યોગ્ય નથી, કારણકે શ્રોતા ગમે તે હોય – રાજા હોય યા રંક હોય, તો પણ બન્નેને સમાનરૂપે દેશના આપવાનું શાસ્ત્રમાં વિધાન છે. આચારાંગ (સૂ. ૧૦૧)માં કહ્યુ છે કે 'જે રીતે પુણ્યશાળી રાજા વગેરેને ધર્મ કહેવાય છે તે જ રીતે તુચ્છ-ગરીબ વગેરેને પણ ધર્મ કહેવાય છે. જે રીતે તુચ્છને ધર્મ કહેવાય છે તે રીતે પુણ્યશાળીને કહેવાય છે ' આ રીતે આચારાંગસૂત્રમાં શ્રોતાનો ભેદ હોય તો પણ સમાન દેશના દેવાનું કહ્યુ છે, તેથી, દેશનાભેદ કરવો એમાં સૂત્રનુ ઉલ્લઘન છે જે મોટુ અનર્થ કરે છે માટે શ્રોતાભેદે દેશનાભેદ કરવો એ યોગ્ય નથી

આવી શંકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–

દેશના દેવામાં વિપર્યય કરવામાં દોષ લાગે છે. તેથી, આચારાગમા ઉક્તસૂત્રના પછીના જ સૂત્રમાં 'આ(શ્રોતા) કોણ પુરુષ છે?' એવું જે કહ્યું છે તેનાથી તેમજ નન્દીસૂત્ર, આવશ્યક વગેરેમાં પર્ષદ્નો વિવેક કરવાનું જે કહ્યુ છે તેનાથી જણાય છે કે દેશ વગેરેની તેમજ પુરુષ વગેરેની જાણકારી ન પામેલા મન્દ વક્તાનો અપસિદ્ધાન્ત થઇ જવા રૂપ નિગ્રહ થાય છે એ વાત સ્પષ્ટ છે. [જો દેશ-પુરુષ વગેરેની જાણકારી વગર પણ બોલનારને અપસિદ્ધાન્ત થઇ જવાનો પ્રશ્ન ન હોત તો શાસ્ત્રોમા તેવું વિધાન પણ ન કરત.] આશય એ છે કે આચારાગનુ 'જહા પુણ્ણસ્સ...' ઇત્યાદિ સૂત્ર તો 'સાધુએ ધર્મદેશના નિસ્પૃહપણે આપવી' એવું વ્યક્ત કરવા માટે છે. [રાજા વગેરેને ધર્મોપદેશ આદરપૂર્વક આપે જેથી વસ્ત્ર-પાત્રાદિ પ્રાપ્ત થાય, તુચ્છ પાસેથી શું મળવાનુ છે? એમ વિચારી એને ધર્મોપદેશ ન આપે-અથવા ઉપેક્ષાથી આપે... આવુ ન થાય એ માટે પૂર્વાર્ધ છે. જેમ તુચ્છને ધર્મોપદેશ દેતી વખતે એની પાસેથી બદલામા કાઇ પ્રાપ્ત કરવાની સ્પૃહા હોતી નથી તેમ રાજા વગેરેને ધર્મોપદેશ દેતી વખતે પણ નિસ્પૃહ રહેવું એવું જણાવવા માટે ઉત્તરાર્ધ છે ] રાજાદિના (એ કોનો ભક્ત છે? એ ભદ્રક પરિણામી છે કે રૌદ્ર પરિણામી? ઇત્યાદિ) અભિપ્રાયને અનુસરીને એ મુજબ દેશના દેવામા ન આવે તો શુ શુ દોષ થાય એનું સ્પષ્ટ પ્રરૂપણ કરીને એ પછી ત્યા જ (આચારાંગના એ અધિકારમા જ) શ્રોતા પુરુષ વગેરેના તેમજ દેશ વગેરેના જાણકારને જ દેશનાનો અધિકાર છે એવુ જે વ્યક્ત કર્યું છે તેનાથી જણાય છે કે ઉપરનુ સૂત્ર તો સાધુની નિરીહતા વ્યક્ત કરવા માટે જ છે. [આ વાતનો વૃત્તિકાર ભગવંત શ્રી શીલાંકાચાર્યે

---

१ यथा पुण्यस्य कथ्यते तथा तुच्छस्य कथ्यते, यथा तुच्छस्य कथ्यते तथा पुण्यस्य कथ्यते।

पर्षदादीना विवेकाद् = विवेचनाच्च मन्दस्य = देशादिपुरुषादिज्ञानाभाववतो वक्तुर्निग्रहः = अपसिद्धान्तलक्षणो व्यक्त = प्रकट एव। अयं भाव- उक्ताचारसूत्रं साधोर्धर्मव्याख्याने निरीहतामात्रद्योतकमेव, राजादेरभिप्रायाननुसरणे प्रकटदोषोपदर्शनपूर्वमनुपदमेव तत्र पुरुषादिदेशादिपरिज्ञानवत्त्वेन देशनाधिकारित्वाभिव्यञ्जनात्। तदुक्त - '[१]अवि य हणे अणाइयमाणे एत्थ पि जाण सेय ति णत्थि केयं पुरिसे कं च णए त्ति' [आचारांग सू. १०३]। किञ्चैव पुरुषादिपरिज्ञानानावश्यकत्वे पर्षदादिगुणदोषोपवर्णनं तत्र तत्र व्यर्थं स्यादिति।।४।।

**अज्ञातवाग्विवेकानां पण्डितत्वाभिमानिनाम्।**
**विषं यद्वर्तते वाचि मुखे नाशीविषस्य तत्।।५।।**

अज्ञातेति। अज्ञातो वाग्विवेक = शुद्धाशुद्धयोग्यायोग्यविषयत्वादिरूपो यैस्तेषां पडितत्वाभिमानिना वाचि = भाषाया विष यन्मिथ्यात्वरूप वर्तते तदाशीविषस्य = व्यालस्य मुखे न, अनेकजन्मदुःखद त्वेकेमन्यच्चैकजन्मदुःखदमेवेति।।५।। बालादीना लक्षणमाह-

પણ ખુલાસો કર્યો છે કે 'अत्र च निरीहता विवक्षिता, न पुनरय नियम एकरूपतयैव कथनीयम्' - આ સૂત્રમાં નિરીહતા જણાવવાની વિવક્ષા છે, બધાને એક સરખી રીતે જ કહેવુ એવો નિયમ જણાવવાની નહિ ] દેશનાના અધિકારીને અભિવ્યક્ત કરનાર તે સૂત્રમા કહ્યું છે કે 'અનાદર કરતો એવો તે રાજા ક્રોધાભિભૂત થઇ હણી પણ નાખે'. આમ અવિધિથી ઉપદેશ દેવામાં આ લોકમાં તો બાધા થાય. પર્ષદ વગેરેને જાણ્યા વગર અવિધિથી કહેવામા 'આ ધર્મકથામા પણ શ્રેય' = પુણ્ય જ થવાનુ છે એવું નથી' એ તુ જાણ, તો પછી ધર્મકથા કઇ રીતે કરવી? એ જણાવવા આગળ કહે છે – 'આ ભદ્રક છે કે મિથ્યાત્વી? કયા આશયથી પૂછે છે? કયા દેવતાને નમેલો છે (ભક્ત છે?) ઇત્યાદિ વિચારી પછી યથાયોગ્ય ઉપદેશ આપવો.'

વળી ઉમાસ્વાતિ મહારાજાના કે આચારાંગના ઉક્ત વચનને આગળ કરીને 'ધર્મોપદેશ માટે પુરુષ વગેરેના જ્ઞાનની કોઇ જરૂર નથી' એવુ માનીએ તો તે તે ગ્રન્થોમા પર્ષદ્ના ગુણ-દોષોનુ જે વર્ણન મળે છે તે નિરર્થક થઇ જાય. ॥૪॥ [કોની આગળ ક્યારે શુ બોલવુ? ઇત્યાદિ વિવેક જેઓને નથી તેઓના વચન કેટલા ભયંકર નીવડે છે એ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

મારા વચન શુદ્ધ છે કે અશુદ્ધ, દેશ-પુરુષાદિને યોગ્ય છે કે અયોગ્ય? ઇત્યાદિ બાબતનો વિવેક = ભેદ જેઓ કરી શકતા નથી, અને તેમ છતા જેઓ જાતને પંડિત માને છે તેઓના વચનમાં મિથ્યાત્વરૂપ (સ્વરુચિ મુજબ તે તે નયને આગળ કરનાર શ્રોતા માટે સીધેસીધી અન્યનયની વાતો કરવા માડવી એ મિથ્યા જ ઠરે છે ને!) જે ઝેર હોય છે તે આશીવિષ સર્પના મુખમા પણ હોતુ નથી. એટલે કે આશીવિષ સર્પના ઝેર કરતા પણ એ ઝેર વધુ ભયકર હોય છે. કારણકે સાપનુ ઝેર તો એક જન્મમાં જ મૃત્યુ વગેરેનું દુઃખ આપે છે. જ્યારે એ ઝેર તો અનેક જન્મનુ દુઃખ આપે છે. [માટે તો કહ્યુ છે ને કે - सावज्जणवज्जाण वयणाण जो न याणइ विसेस। वुत्तु पि तस्स न खम किमग पुण देसण काउ?।। સાવદ્ય અને નિરવદ્ય વચનના ભેદ જે જાણતો નથી તેને બોલવુ પણ યોગ્ય નથી તો દેશના આપવી તો શી રીતે યોગ્ય ઠરે?]

આમ, બાળ વગેરે શ્રોતાને અનુસરીને દેશના આપવી એ નક્કી થયુ. એમા બાળ વગેરેનું લક્ષણ જણાવવા હવે ગ્રન્થકાર કહે છે–

१ अपि च हन्यादनाद्रियमाणेऽत्रापि जानीहि श्रेय इति नास्ति कोऽय पुरुष? क च नत?

**तत्र बालो रतो लिङ्गे वृत्तान्वेषी तु मध्यमः।**
**पंडितः सर्वयत्नेन शास्त्रतत्त्वं परीक्षते।।६।।**

**तत्रेति।** तत्र = तेपु वालादिपु मध्ये लिगे = लिगमात्रे रतो वाल., लिगमात्रप्राधान्यापेक्षयाऽसदारभत्वात्। वृत्तान्वेपी तु = वृत्तप्राधान्यापेक्षी तु मध्यम., वालापेक्षया मध्यमाचारत्वात्। यस्तु सर्वयत्नेन

---

[બાળાદિનું લક્ષણ]

જે જીવો લિગને જ પ્રધાનતયા જુએ છે, એટલે કે ધર્મની વિદ્યમાનતા કે અવિદ્યમાનતા ના નિર્ણય માટે બાહ્ય વેશ-આકારને જ આગળ કરે છે તેઓ 'બાળ' છે, કેમકે અસદ્ આરંભવાળા હોય છે, (નિષિદ્ધ કાર્ય કરનારા હોય છે.) માત્ર લિગને જોઇને આચરણા કરવાવાળા હોઇ તેઓનુ આચરણ શેષ બે પ્રકારના જીવો કરતા તુચ્છ હોય છે. [માત્ર ગૃહત્યાગ વગેરે બાહ્ય દેખાવ જોવા મળે એટલે આવા જીવો એ વ્યક્તિને ધર્મી માની લે છે અને પછી એના દોરવાયા દોરવાય પણ છે, પણ એ જોવા નથી બેસતા કે આ વેશધારીનુ, વેશધારણાદિ દેખાતા આચરણ સિવાયનુ વર્તન એના વેશને અનુસરતુ શાસ્ત્રોક્ત છે કે નહી? તેમજ એના સિદ્ધાન્તો = માન્યતા યોગ્ય છે કે નહી? ઇત્યાદિ.] જે જીવો માત્ર વેશને જોઇને ધર્મનો નિર્ણય નથી કરી લેતાં, પણ વેશને અનુરૂપ વૃત્ત = આચરણ છે કે નહી એ પણ વિચારે છે, [એવું આચરણ હોય તો જ ધર્મની વિદ્યમાનતા માને છે] તેઓ 'મધ્યમ' છે. ગુરુ-લાઘવનો કે ઐદપર્યનો વિચાર કરીને જે કાર્ય થાય તે કાર્યને તે નથી કરતો પણ માત્ર (અવિવૃત) સૂત્રમાં જે કહ્યુ હોય તેવા કાર્યને આચરે છે. માટે મધ્યમ આચારવાળો હોઇ એ 'મધ્યમ' કહેવાય છે. જેઓ સર્વપ્રયત્ન પૂર્વક શાસ્ત્રતત્ત્વોને-મૂળસિદ્ધાન્તોને તપાસે છે [અને તે અવિસવાદી લાગે તો જ તેમાં ધર્મ માને છે] તેઓ પડિત છે, કારણકે તાત્ત્વિક દૃષ્ટિએ એ જીવો જ જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ માર્ગને અનુસરનારા હોઇ ઉત્કૃષ્ટ આચારવાળા હોય છે [લોકમા પણ જોવા મળે છે કે બાળક માત્ર ચળકાટને જોઇને આકર્ષાઇ જાય છે. અને તેથી, વધુ ચળકાટવાળા ઇમીટેશનને પકડે છે, સાચા રત્નને છોડી દે છે. મધ્યમબુદ્ધિવાળો થયેલો માણસ ભેગી રત્નની કિમત, વજન, નિર્મળતા વગેરે પણ જુએ છે. જ્યારે કુશળ પારખુ ઊડાણમા ઉતરી એના લક્ષણોને-ગુણ દોષને પણ જુએ છે.]

[અહી પ્રશ્ન ઊઠી શકે છે કે, 'બાળજીવ સામી વ્યક્તિના માત્ર વેશને જુએ છે, આચારને પણ જોતા નથી. અને તેથી, અસદ્ આચાર હોય તો પણ જો ત્યાગીનો વેશ જોવા મળે તો, બાળજીવ એને ત્યાગી-ધર્મી-વન્દનીય તરીકે સ્વીકારી લે છે' આ વાત પ્રસિદ્ધ છે. આમા બાળજીવનો પોતાનો આચાર સદ્ છે કે અસદ્ છે એની વાત નથી. તેમ છતાં, અહી લિગમાત્રની રુચિવાળો જીવ 'બાળ' હોવામા 'એ અસદ્ આરભવાળો હોય છે' એ પ્રમાણે હેતુ દર્શાવ્યો છે આવુ કેમ? વળી આગળ પણ મધ્યમજીવને ખુદને જ બાળની અપેક્ષાએ મધ્યમ આચારવાળો અને ઉત્તમજીવને ઉત્તમ આચારવાળો કહ્યો છે તો 'બાળ' વગેરેનો ભેદ પડવામા તેઓના પોતાના આચારની મુખ્યતા છે કે સામી વ્યક્તિમા તેઓ શેને પ્રાધાન્ય આપે છે એની મુખ્યતા છે? આવા સંભવિત પ્રશ્નનો ઉત્તર આવો લાગે છે કે ઉપદેશ આપવા માટે સામા જીવની કક્ષાની જાણકારી જે મેળવવાની હોય છે એમાં તો 'માત્ર લિગને = બાહ્ય દેખાવને જુએ તે બાળ' આવી જ વ્યાખ્યા મુખ્ય છે. પણ આવા જીવની દૃષ્ટિ = ભૂમિકા જ એવી હોય છે કે કોઇપણ ક્ષેત્રમાં એ હોય, એ વેશમાત્રને જ પ્રધાન કરતો હોય છે, પછી એ વેશને અનુરૂપ આચાર કેવા જોઇએ? એ બાબતની એને કોઇ કાળજી હોતી નથી, અને તેથી એ આચારમાં ઘણો શિથિલ બને છે, અસદ્ આચારવાળો બને છે. જેમકે એવો જીવ પોલીસ બને તો પણ પોલીસનો ડ્રેસ પહેરવાથી, હુ

शास्त्रतत्त्व परीक्षते स पडित, तत्त्वतस्तस्य मार्गानुगारितयोत्कृष्टाचारत्वात् ।।६।।

**गृहत्यागादिकं लिंगं बाह्यं शुद्धिं विना वृथा।**
**न भेषजं विनाऽऽरोग्यं वैद्यवेषेण रोगिणः।।७।।**

गृहेति। गृहत्यागादिक वाह्य = वहिर्वर्ति लिग शुद्धि विना = अन्तरगतत्त्वविवेकमन्तरा वृथा = निरर्थकम्। न हि रोगिणो भेषजोपयोगं विना वैद्यवेषधारणमात्रेणारोग्य भवति। अत एवैतत्परंगपि मिथ्याचार-

---

કઇક સત્તાવાળો બન્યો, બીજો ગુનો આદરે તો એને અટકાવવાની-સજા કરવાની મને સત્તા મળી. એવો બધો એનો ખ્યાલ હશે, પણ હુ પોલીસ છુ તો મારે તો કોઇ જ ગુનાહિત પ્રવૃત્તિ ન કરાય, મારે તો બધા જ કાયદાઓનું પરિપૂર્ણ પાલન કરવુ જોઇએ. તો જ આ વેશને હુ વફાદાર કહેવાઉ... આવો એને કોઇ ખ્યાલ ન રહેવાથી, એ સ્વય લાચ લેવી-લોકોને ત્રાસ આપી-દબડાવી પૈસા પડાવવા વગેરે અસદ્ આચારમાં પડશે.

એમ કોઇ 'બાળ' જીવ, યાવત્ ચારિત્રજીવનનો સ્વીકાર કરે તો પણ, જો ગ્રહણ-આસેવનશિક્ષા દ્વારા એ આગળની મધ્યમ-પડિત અવસ્થા ન પામે, તો એ વેશમાત્રને જ પ્રધાન કરનારો રહેવાથી, 'સસારમાં હતા ત્યા સુધી ખાડામા હતા, હવે તો આપણો ઉદ્ધાર થઇ ગયો' આવો મિથ્યા સતોષ માનનારો બને છે. 'ચારિત્ર લીધુ એટલે કાઇ કાર્ય પતી ગયુ નથી, હવે તો સાધનાની શરુઆત થાય છે ' ઇત્યાદિ કોઇ વિચાર એને રહેતો ન હોવાથી આચાર પાલનનુ તથા અતિચાર-અનાચાર વર્જનનુ એને મહત્ત્વ રહેતું નથી અને તેથી અનાદિકાલીન સસ્કારવશાત્ એ વેશને અનનુરૂપ અનેક અસદ્ આચરણોમા સરકી પડે છે

પણ જો એ જીવ મધ્યમ હોય કે બને તો, વેશમાત્રને પ્રધાન કરનારો રહેતો નથી, પણ 'મારુ આચરણ કેવું છે?' એ જોનારો પણ બને છે અને તેથી એ આચાર પાલનને મહત્ત્વ આપનારો બનવાથી અસદ્ આચારોથી બચી શકે છે અને તેથી મધ્યમ આચારવાળો બને છે.

પ્રસ્તુતમા, બાળ અને મધ્યમ જીવમાં ક્રમશ અસદ્ અને મધ્યમ આચાર હોવાની જે વાત કરી છે ને આવા અભિપ્રાયથી કરી હોય એમ લાગે છે, અથવા,

બાળ જીવ માત્ર વેશને જોનારો હોવાથી જે વેશધારીમા અક્ષન્તવ્ય શિથિલાચાર હોય તેની પણ ત્યાગી તરીકે પૂજા કરે છે, અને એ દ્વારા એ વેશધારીના શિથિલાચારને પ્રોત્સાહન આપે છે, એને વધુ શિથિલ બનાવે છે, માટે આવાની પણ પૂજા એ બાળજીવનો અસદ્આચાર છે મધ્યમજીવ આવા શિથિલાચારીને પૂજતો નથી અને તેથી શિથિલાચારને વધારવામા નિમિત્ત બનતો નથી માટે એ મધ્યમ આચારવાળો છે. આવા અભિપ્રાયથી ઉક્ત વાત કરી હોય એવુ પણ હોય શકે

ચારિત્રમાર્ગમા આવેલો કે રહેલો પંડિત જીવ ઉત્સર્ગ-અપવાદ નિશ્ચય-વ્યવહાર વગેરેના સમન્વય પૂર્વક જે સિદ્ધાન્તનો ઐદપર્યાર્થ છે કે 'જેમ જેમ રાગદ્વેષ શીઘ્ર વિલીન થતા જાય તેમ તેમ પ્રવર્તવું' એને મુખ્ય કરીને પ્રવર્તવાથી ઉત્તમ આચારવાળો હોય છે. એમ, એવા અન્ય ઉત્તમ આચારવાળાનો જ એ મુખ્યતયા પૂજક હોવાથી ઉત્તમ આચારને જ સમર્થન-પ્રોત્સાહન આપનારો હોવાના કારણે ઉત્તમ આચારવાળો છે. આવો અભિપ્રાય હોઇ શકે.] ॥૬॥ [લિગમા પણ પરિગ્રહત્યાગ વગેરે ધર્મ રહેલ છે, તેમજ એ પણ આદરણીય તો છે જ, તો એને પ્રધાન કરનાર જીવને 'બાળ' શા માટે કહો છો? એવી શકાનુ સમાધાન કરવા ગ્રન્થકાર કહે છે–]

[બાળ-મધ્યમના દર્શનમાં ન્યૂનતા]

આતરિક વિવેક રૂપ શુદ્ધિ વિના બહારથી જે ગૃહત્યાગ આદિ કરવામા આવે છે તે નિરર્થક ઠરે છે, રોગીના

फलमुच्यते, तल्लक्षण चेद - वास्येन्द्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् । इन्द्रियार्थान् विमूढात्मा मिथ्याचारः स उच्यते ।। इति ।।७।।

**गुरुदोषकृतां वृत्तमपि त्याज्यं लघुत्यजाम् ।**
**जाड्यत्यागाय पतनं ज्वलति ज्वलने यथा ।।८।।**

गुर्विति । वृत्त खलु असदारभनिवृत्तिमदनुष्ठान, तच्च कार्ये हेतूपचारेण यच्चारित्रमुच्यते तत्क्षायोपशमिकत्वाच्छुद्धमेव, यत्तु कीर्त्त्याद्यर्थ तद्वदाभासते तल्लघुत्यजामपि = सूक्ष्मदोपाकरणयत्नवतामपि गुरून् दोपान् प्रवचनोपघातकारिणः कुर्वन्ति ये तेपा सवन्धि त्याज्यम् । यथा जाड्यत्यागाय = अगशैत्यापनयनाय ज्वलति ज्वलने पतनम् ।।८।।

---

પેટમા દવા ગયા વિના માત્ર બાહ્ય વૈદ્યનો વેપધારણ કરી લેવાથી આરોગ્ય પ્રાપ્ત થતું નથી. ('હોસ્પીટલમા દાખલ થઇને ત્યાનો ડ્રેસ પહેરી લેવા માત્રથી નિરોગી બની જવાય' એવુ માનનારો તો 'બાળ' જ કહેવાય ને!) માટે જ આતરિક ભાવ વગરના આવા આચરણરૂપ લિગને અન્યધર્મીઓ પણ મિથ્યાચારના ફળરૂપ કહે છે મિથ્યાચારનુ લક્ષણ આ પ્રમાણે જાણવુ - 'જે વિમૂઢ આત્મા બહારથી ઇન્દ્રિયોને રુધે છે અને અંદરમાં મનથી ઇન્દ્રિયના વિપયોને યાદ કરતો રહે છે તે મિથ્યાચાર કહેવાય છે ' [આગમમા પણ ગુણનો અંશ પણ ન પામેલા જીવોને જે અનતવાર દ્રવ્યચારિત્રની પ્રાપ્તિ કહી છે તે આવા જ તત્ત્વનિરપેક્ષ દ્રવ્યલિગ રૂપ જાણવી.]।।૭।। [મધ્યમજીવો વૃત્તને જુએ છે એ કહ્યુ હતું. સારુ દેખાતુ બધું વૃત્ત કાઇ વાસ્તવમા પ્રશસ્ત હોતુ નથી એવું જણાવવા ગ્રન્થકાર કહે —]

હિસા વગેરે પાચ આશ્રવ રૂપ અસદ્ આરભની નિવૃત્તિવાળુ અનુષ્ઠાન એ વૃત્ત છે. એ વૃત્ત ચારિત્ર મોહનીય કર્મના ક્ષયોપશમથી થયેલ આતરિક પરિણામ રૂપ ચારિત્રથી જો ઉત્પન્ન થયેલું હોય તો કાર્યમાં કારણનો ઉપચાર કરીને એને 'ચારિત્ર' કહે છે. એ ક્ષાયોપશમિક હોવાથી શુદ્ધ જ હોય છે પણ એને સમાન જ ભાસતું એવું પણ જે વૃત્ત, આતરિક ચારિત્ર પરિણામ વગર જ, કીર્ત્તિલાભ વગેરે માટે આચરવામાં આવે છે તે અપરિશુદ્ધ હોય છે નાના દોપ લાગી ન જાય તે માટે પ્રયત્નશીલ એવા પણ જે જીવો પ્રવચનનો ઉપઘાત કરનારા મોટા દોપોને સેવે છે [તેમ સાધુ-શ્રાવક વગેરેની નિદા કરે છે] તેવા જીવોનુ સમાન દેખાતું એવુ પણ વૃત્ત ત્યાજ્ય છે, (એટલે કે ધર્મનિર્ણાયક નથી.) જેમકે ઠંડીને દૂર કરવા માટે અગ્નિમા જ કૂદી પડવાનું આચરણ ત્યાજ્ય છે [અહી કહેવાનો ભાવ એ છે કે વૃત્ત તો કીર્ત્યાદિ વગેરે માટે ચારિત્ર પાલનારનું પણ હોય છે, માટે એના ભરોસે ધર્મનો નિર્ણય કરવો એ પણ યોગ્ય નથી. આંતરિક પરિણામથી યુક્ત એવા સદ્વૃત્તથી ધર્મનો નિર્ણય થઇ શકે છે પણ દેખવા મળતુ વૃત્ત સદ્ છે કે અસદ્ એનો નિર્ણય બુધ-પંડિત જ કરી શકે છે અને પંડિત તો શાસ્ત્રતત્ત્વને પણ જાણી શકતો હોઇ એનાથી જ ધર્મનો નિર્ણય શા માટે ન કરે? એટલે ધર્મના નિર્ણય માટે બાહ્યલિગ પર ભરોસો રાખવો જેમ યોગ્ય નથી એમ વૃત્ત પર ભરોસો રાખવો પણ યોગ્ય નથી એ નક્કી થયુ ]।।૮।। હવે પડિત જેને જુએ છે તે શાસ્ત્રતત્ત્વને જણાવવા ગ્રન્થકાર કહે છે—]

**[શાસ્ત્રતત્ત્વ]**

જે ઉત્સર્ગ, અપવાદ, નિશ્ચય, વ્યવહાર વગેરેથી યુક્ત હોય, દૃષ્ટ અને ઇષ્ટથી અવિરુદ્ધ અર્થવાળું હોય તેમજ ઐદપર્યની વિશુદ્ધિવાળું હોય એટલે કે તાત્પર્યથી શુદ્ધ હોય તે શાસ્ત્રતત્ત્વ = આગમતત્ત્વ છે. અને તેને એક માત્ર પડિતો જ જાણી શકે છે. આમા દૃષ્ટ એટલે પ્રત્યક્ષ અને અનુમાનથી જાણેલા અર્થો તથા ઇષ્ટ એટલે

**शास्त्रतत्त्वं बुधज्ञेयमुत्सर्गादिसमन्वितम् ।**
**तद् दृष्टेष्टाविरुद्धार्थमैदंपर्यविशुद्धिमत् ।।९।।**

शास्त्रेति । शास्त्रतत्त्व बुधज्ञेय = पडितैकगम्यम्, उत्सर्गादिसमन्वितं, आदिनाऽपवादनिश्चयव्यवहारादिग्रहः । तद् दृष्टेष्टाभ्या = प्रत्यक्षादिनाऽऽगमान्तरेण चाऽविरुद्धार्थं, तथा ऐदंपर्यविशुद्धिमत् = तात्पर्यत शुद्धम् ।।९।।

**श्रुतचिन्तोत्तरोत्पन्नभावनाभाव्यमस्त्यदः ।**
**श्रुतं सर्वानुगाद्वाक्यात्प्रमाणनयवर्जितात् ।।१०।।**

श्रुतेति । श्रुतचिन्ताभ्यामुत्तरोत्पन्ना या भावना तया भाव्य सुग्रहतात्पर्यकमदः = शास्त्रतत्त्वमस्ति । तत्र श्रुत सर्वानुगात् = सर्वशास्त्राविरोधिनिर्णीतार्थात् वाक्यात् प्रमाणनयवर्जितात् = प्रमाणनयाधिगमरहितात्, पदार्थमात्रावग्रहोत्तरस्य वाक्यार्थस्य कथंभावाकाक्षागर्भत्वेनेहारूपत्वात्, प्रमाणनयाधिगमयोश्च कृत्स्नैकदेशापायरूपत्वात् ।।१०।।

---

સ્વકીય જ આગમાન્તરથી જાણેલા અર્થો. આ બન્નેનો વિરોધ ન થાય એવા અર્થોનું પ્રતિપાદક શાસ્ત્ર જોઇએ. [જેમા ઉત્સર્ગ-અપવાદ પ્રતિપાદક ઘણા સૂત્રો મળે છે; 'આત્મા છે, પરિણામી છે, વિચિત્ર એવા પારમાર્થિક કર્મથી બધાયેલો છે, તે મુક્ત થાય છે' આવુ બધુ દૃષ્ટેષ્ટ અવિરુદ્ધ અર્થનું પ્રતિપાદન છે; તેમજ ઉપલક દૃષ્ટિએ વિરુદ્ધ ભાસતા પદાર્થોમા પણ સર્વજ્ઞની આજ્ઞા જ પ્રમાણ છે આવી ઐદંપર્યશુદ્ધિ જેમા મળે છે તે આગમતત્ત્વ છે.]।।૯।। [શાસ્ત્રતત્ત્વ અંગે જ કંઇક વધુ કહે છે–]

શ્રુતજ્ઞાન અને ચિન્તાજ્ઞાન વડે ઉત્તરકાળે ભાવનાજ્ઞાન ઉત્પન્ન થાય છે. શાસ્ત્રતત્ત્વ આ ભાવનાજ્ઞાનથી ભાવવા યોગ્ય હોય છે. એટલે કે એનાથી એનું તાત્પર્ય સુગૃહીત થાય છે. આ શ્રુત, ચિન્તા અને ભાવના જ્ઞાનની ક્રમશઃ પ્રરૂપણા કરવા સૌ પ્રથમ શ્રુતજ્ઞાનને ગ્રન્થકાર ઉત્તરાર્ધમાં જણાવે છે સર્વશાસ્ત્રો સાથે આના યથાશ્રુત અર્થને કોઇ વિરોધ નથી એવો જેના અર્થ માટે નિર્ણય થયો છે તેવા વાક્યના પ્રમાણ અને નયના બોધ શૂન્ય અર્થ માત્રનો જે બોધ થાય છે એ શ્રુતજ્ઞાન છે. આવું જ્ઞાન કરનારા જીવને એવા પ્રકારનો જ્ઞાનાવરણનો ક્ષયોપશમ જ હોતો નથી કે જેથી પ્રસ્તુત વાક્યના પોતે સમજેલા અર્થથી વિરુદ્ધ એવા પ્રત્યક્ષ કે અનુમાન દ્વારા દૃષ્ટપદાર્થ કે અન્ય શાસ્ત્રવચન દ્વારા ઇષ્ટપદાર્થની ઉપસ્થિતિ થાય. એટલે પોતે સમજેલ અર્થ એને સકલશાસ્ત્રઅવિરોધી લાગે છે. આ કારણે અહી 'સર્વશાસ્ત્રાવિરોધિનિર્ણીતાર્થ' એવું વિશેષણ વાપર્યુ છે. વળી આવા કંઇક વિરોધી ભાસતા અન્ય વાક્યાર્થ વગેરે એને ઉપસ્થિત ન હોવાથી એવા જીવને 'આવુ કેમ કહ્યું હશે?' એ રીતે 'કથભાવ' ની આકાંક્ષાગર્ભિત હોઇ ઇહામય એવો વાક્યાર્થ (પદાર્થાદિ ૪ માંનું બીજું અગ) પણ થતો નથી તો પ્રમાણ કે નય રૂપ બોધ તો શી રીતે થાય? કેમકે પ્રમાણ અને નય તો પદાર્થ માત્રના અવગ્રહ પછી આવી ઇહા થવા ઉપર જે સપૂર્ણ કે એકદેશીય અપાય = નિર્ણય થાય તદ્રૂપ છે. માટે 'પ્રમાણનયવર્જિત' એવુ વિશેષણ જોડ્યુ છે. ।।૧૦।। [શ્રુતજ્ઞાનની જ અન્ય વિશેષતા દેખાડવા ગ્રન્થકાર કહે છે–]

[શ્રુતજ્ઞાનની વિશેષતા]

૧૦ મા શ્લોકમા રહેલા પંચમી વિભક્ત્યન્ત 'वाक्यात्' શબ્દ સાથે 'उत्पन्न' શબ્દનો અન્વય જાણવો. એમ ૧૩ માં શ્લોકમા રહેલ 'ज्ञान' શબ્દનો પણ અહી અન્વય જાણવો. કોઠારમા રહેલ અવિનષ્ટ બીજ જેવુ આ

**उत्पन्नमविनष्टं च बीजं कोष्ठगतं यथा।**
**परस्परविभिन्नोक्तपदार्थविषयं तु न।।११।।**

उत्पन्नमिति। उत्पन्नमित्यत्र प्राक्तनपंचम्यन्तस्यान्वयः, ज्ञानमिति व्यवहितोत्तरश्लोकस्थमत्रानुपज्यते।

શ્રુતજ્ઞાન હોય છે. [કોઠારમા રહેલા અવિનષ્ટ બીજમાંથી અંકુરો વગેરેની પ્રાપ્તિ થતી નથી, તેમ છતાં અંકુરા વગેરેની પ્રાપ્તિની યોગ્યતા રહી હોય છે, કેમકે અવિનષ્ટ છે, માત્ર એવી યોગ્ય સામગ્રી મળવી જોઇએ. એમ આ શ્રુતજ્ઞાનમા ચિન્તા-ભાવના જ્ઞાનસંબંધી બોધ પ્રાપ્ત થતા નથી, તેમ છતા મિથ્યા અભિનિવેશથી મુક્ત હોઇ એ બોધની યોગ્યતા રહી હોય છે, માત્ર એ માટે યોગ્ય પ્રજ્ઞાપક વગેરેની સામગ્રી જોઇએ. પોતે જેવો અર્થ કર્યો હોય તેનો મિથ્યાઅભિનિવેશ જો થઇ જાય તો એનું જ્ઞાન 'શ્રુતજ્ઞાન' નથી રહેતું, મિથ્યાજ્ઞાન થઇ જાય છે, એ વિનષ્ટબીજ સમાન જાણવું ] વળી આ શ્રુતજ્ઞાન પરસ્પર જે પદાર્થ વિભિન્ન કહ્યા હોય છે તેના વિષયનુ હોતુ નથી, કેમકે એ સદેહરૂપ હોઇ અજ્ઞાન છે. આમ અહી પરસ્પર વિભિન્નોક્ત પદાર્થ વિષયનો વ્યવચ્છેદ કર્યો છે. આના સ્થાને કેટલાક વિદ્વાનો વાચ્યાર્થમાત્ર વિષયનો વ્યવચ્છેદ હોવો કહે છે. તેઓએ આ વ્યવચ્છેદ, પદાર્થ-વાક્યાર્થ-મહાકાવ્યાર્થ-ઐદંપર્યાર્થ બોધ રૂપે થતા એક દીર્ઘ ઉપયોગમા સંકળાયેલા પદાર્થ (પદથી વાચ્યાર્થ) બોધનો ન માનવો જોઇએ, કેમકે શ્રુતજ્ઞાનમાં એવો બોધ હોય છે એવું **ઉપદેશપદમાં** કહ્યું છે. પણ, આવા દીર્ઘ ઉપયોગમાં નહી સંકળાયેલ (સંકળાવવાની યોગ્યતા પણ નહી ધરાવનાર), વાચ્યાર્થ (= પદાર્થ) માત્ર વિષયના બોધનો અહી વ્યવચ્છેદ જાણવો. અથવા તો ત્યાં સ્વતન્ત્ર સંજ્ઞાનો વ્યવચ્છેદ જ ઇષ્ટ છે એમ માનવું જેથી કોઇ દોષ નથી.

આશય એ છે કે વ્યાખ્યા વિનાનું કેવલ સૂત્ર મૂક છે, મૂંગા માણસની જેમ તે અંગુલીનિર્દેશાદિ સૂચન માત્ર કરી શકે છે. પણ અર્થની થતી વ્યાખ્યા જીભ સમાન છે. એટલે કે વ્યાખ્યા ગ્રન્થ જિજ્ઞાસુઓને સ્પષ્ટ અર્થબોધ કરાવે છે સ્પષ્ટ અર્થબોધ માટે આવશ્યક વિસ્તૃત પ્રતિપાદન કરનાર વાક્ય સમૂહો એ વ્યાખ્યા છે, એ જ શબ્દારૂઢ થયેલો અર્થ છે. આ અર્થ = સૂત્રની વ્યાખ્યા કરનારા વાક્ય સમૂહો ચાર પ્રકારના છે. પદાર્થ, વાક્યાર્થ, મહાવાક્યાર્થ ને ઐદપર્યાર્થ. શબ્દો સાંભળવા માત્રથી જે યથાશ્રુત સામાન્ય અર્થ ભાસે છે તેનું પ્રતિપાદક વચન એ પદાર્થ છે. જેમકે 'हतव्वा नो भूआ सव्वे' આ સૂત્રના યથાશ્રુત અર્થનું પ્રતિપાદન કરનાર (૧) 'જેનાથી કોઇપણ જીવને પીડા પહોચે એવી મન-વચન કે કાયાથી કોઇપણ પ્રવૃત્તિ કરવી નહી' આવું વ્યાખ્યા વાક્ય એ પદાર્થ છે. (૨) આટલી વ્યાખ્યા કરવા પર વ્યુત્પન્ન શ્રોતાને સ્વયં શકા પડે છે અથવા વ્યાખ્યાતા સ્વયં તે શકાને વ્યક્ત કરતુ વ્યાખ્યા વાક્ય કહે છે - જો કોઇપણ જીવને પીડા પહોચે એવી પ્રવૃત્તિ નિષિદ્ધ છે, તો શ્રાવકોએ જિનમંદિરનુ નિર્માણ શી રીતે કરાવી શકાય? (અર્થાત્ કરાવી શકાય નહી), કારણકે એમા તો ઘણા ત્રસ-સ્થાવર જીવોને પીડા પહોચે જ છે – આવું વાક્ય એ જ વાક્યાર્થ છે. આને જ 'ચાલના' પણ કહે છે. (૩) આ સંદેહનું સમાધાન કરવા માટે વ્યાખ્યાતા જે કહે તે મહાવાક્યાર્થ - (પ્રત્યવસ્થાન) છે. અર્થાત્ 'અવિધિથી જિનાલય વગેરે કરાવવા એ દોષરૂપ છે, માટે વિધિતત્પર બનવું. 'हतव्वा नो भूआ सव्वे' વગેરે વાક્યમાં જે નિષેધ છે તે અવિધિકૃત હિસાનો નિષેધ છે. – સયમરક્ષાર્થે નદી ઉતરવી વગેરે વિહિત પ્રવૃત્તિ સિવાયની પ્રવૃત્તિમાં થતી હિસાનો નિષેધ છે. વળી આ વિહિત પ્રવૃત્તિ વખતે પણ, एग पाय जले किच्चा.. વગેરે શાસ્ત્રદર્શિત વિધિના પાલન દ્વારા, શક્ય પરિહારવાળી પરપીડાનો પરિહાર તો કરવાનો જ હોય છે. આ રીતે આ અંશમાં પરપીડાપરિહાર જણાવનાર સૂત્ર પણ અનુસરાતુ હોવાથી વિધિતત્પર અવશ્ય બનવું જોઇએ.' ઇત્યાદિ વચનપ્રયોગો એ મહાવાક્યાર્થ છે (૪) મહાવાક્યાર્થ રૂપે સમાધાન આપવા છતા, શંકા રહ્યા કરે કે ભલે ને જિનમંદિરનાં નિર્માણાદિ શ્રાવકો

एवमग्रेऽपि। अविनष्ट च यथा कोष्ठगत वीज, परस्परविभिन्नोक्ता ये पदार्थास्तद्विपय तु न, तस्य सदेहरूपत्वात्। येस्तु वाच्या(क्या)र्थमात्रविपयस्यात्र व्यवच्छेद उच्यते, तैर्विंशकलितस्यैवायमेष्टव्य:, न तु

માટે, ને લોચકરણ-નદી ઉત્તરણ વગેરે સાધુઓ માટે વિહિત હોય, પણ એટલા માત્રથી કાઇ એમા થનારી પીડા વગેરે થોડાં ટળી જાય છે? ને જો બીજા જીવોને પીડા વગેરે થાય તો અન્ય વેપાર વગેરે પ્રવૃત્તિની જેમ આ પ્રવૃત્તિથી પણ આત્માને તો નુકશાન જ થાય ને? એ અધર્મ જ બની જાય ને? આવી કોઇ જ શંકા ન રહે એ માટે તે તે સૂત્રોનું ઐદંપર્ય = તાત્પર્ય જણાવનાર વચન પ્રયોગ જે કરવામા આવે કે 'जिनाज्ञा धर्मे सार' ધર્મમા સારભૂત – મહત્ત્વ ધરાવતી કોઇ બાબત હોય તો એ જિનાજ્ઞા છે ' આવું વાક્ય એ ઐદપર્યાર્થ છે. અર્થાત્ – કોઇપણ પ્રવૃત્તિ ધર્મરૂપ બને (અને તેથી કર્તવ્ય બને) કે અધર્મરૂપ બને (અને તેથી અકર્તવ્ય-નિષિદ્ધ બને) એમા અહિસા કે હિસા એ મહત્ત્વનુ પરિબળ નથી પણ જિનાજ્ઞા હોવી કે ન હોવી એ મહત્ત્વનું પરિબળ છે એટલે કે જેમા હિસા થતી હોય તે અધર્મ (ત્યાજ્ય) અને જેમા અહિસા હોય તે ધર્મ (કર્તવ્ય) એવુ રહસ્ય નથી, પણ, જેમા જિનાજ્ઞા ભળેલી હોય તે કર્તવ્ય (લાભકર્તા) ને જેમાં જિનાજ્ઞા ભળેલી ન હોય તે ત્યાજ્ય (નુકશાન કર્તા) આવુ રહસ્ય છે. આવુ બધુ જણાવનાર વાક્યપ્રયોગ એ ઐદપર્યાર્થ-તાત્પર્યાર્થ છે. ઇદં એવ પર (= પ્રધાન) કે તદેવ પર (= પ્રધાન) આ રીતે ઇદપરં–તત્પરં શબ્દ બની તેના પરથી ઐદપર્ય-તાત્પર્ય શબ્દો બન્યા છે. વક્તાના અભિપ્રાયમા જે પ્રધાન (= મુખ્ય) હોય તે ઐદપર્ય = તાત્પર્ય કહેવાય છે. તેને જણાવનાર વાક્ય ઐદપર્યાર્થ છે આ પદાર્થ-વાક્યાર્થ વગેરે ચાર ભેદમા ક્રમિક ઉત્પાદ રૂપ પરસ્પર અપેક્ષા હોય છે. તેથી પરસ્પર સાપેક્ષભાવે પદાર્થાદિ ચારે નો બોધ ઉદ્ભવે ત્યારે જ બોધ સૂત્રના પરિપૂર્ણ બોધ રૂપ બને છે આ પરિપૂર્ણ અર્થબોધ અવયવીની જેમ એક દીર્ઘઉપયોગ સ્વરૂપ છે ને એમા પદાર્થાદિ ચારે અવયવની જેમ સકળાયેલા હોય છે

સૂત્રની વ્યાખ્યા સ્વરૂપ આ ચાર વાક્યોમાથી પ્રથમ પદાર્થવાક્યથી જે બોધ થાય તે શ્રુત-ચિન્તા અને ભાવનાજ્ઞાન એ ત્રણમાનુ પ્રથમ શ્રુતજ્ઞાન છે. 'જિનમદિરનિર્માણાદિમા પરપીડાપરિહાર શક્ય નથી (ને છતા એનુ પણ ગ્રન્થોમા વિધાન તો મળે જ છે) તો જિનમદિરનિર્માણને કર્તવ્ય શી રીતે માનવુ? વગેરે ઉપસ્થિતિ વાક્યાર્થબોધકાળે હોય છે, પણ પદાર્થવાક્યથી શ્રુતજ્ઞાન થતી વખતે હોતી નથી... તેથી પદાર્થ વાક્યમાં કોઇપણ શાસ્ત્રવચનનો વિરોધ હોવાની કલ્પનામાત્ર પણ હોતી નથી. તેથી એ વાક્યને 'સર્વશાસ્ત્રઅવિરોધિનિર્ણીતાર્થ' તરીકે કહ્યુ છે

'एगे आया' આ સૂત્રનો યથાશ્રુતાર્થ 'એક આત્મા છે' આટલો બોધ થાય એ શ્રુતજ્ઞાન છે પણ આ બોધ થતી વખતે 'જો એક જ આત્મા હોય તો કોઇનો પણ મોક્ષ શી રીતે સભવે?' વગેરે કશુ ઉપસ્થિત હોતું નથી, ને તેથી, 'આ વાત સંગ્રહનયની અપેક્ષાએ કહી છે' વગેરે સમાધાનરૂપ મહાવાક્યાર્થ પણ હોતો નથી. આમ, શ્રુતજ્ઞાનમાં નયબોધ હોતો નથી. એ જ રીતે પ્રમાણ બોધ પણ હોતો નથી. તેથી શ્રુતજ્ઞાન કરાવનાર પદાર્થવાક્યને 'પ્રમાણનયવર્જિત' કહ્યું છે.

પણ છતા, આ પદાર્થવાક્યથી થતું શ્રુતજ્ઞાન ક્રમશ વાક્યાર્થ વગેરેનો બોધ કરાવીને સૂત્રનો પરિપૂર્ણ અર્થબોધ કરાવવાનુ કારણ બની પણ શકે છે. માટે એને ઉત્પન્ન અને કોષ્ઠગત અવિનષ્ટ બીજ તરીકે કહ્યુ છે.

'हतव्वा नो भूआ सव्वे' આ સૂત્ર પરથી થતો 'કોઇ પણ જીવને પીડા થાય એવી પ્રવૃત્તિ કરવી નહી' આવો બોધ એ શ્રુતજ્ઞાન છે. આ સામાન્ય અર્થની સાથે વિરોધ ધરાવનાર, 'શ્રાવકે જિનમંદિરનુ નિર્માણ કરવુ જોઇએ'

दीर्घैकोपयोगानुस्यूतस्य पदवाक्यमहावाक्यैदंपर्यार्थमूर्त्तिकस्य, तस्योपदेशपदप्रसिद्धत्त्वादिति ध्येयम्। यद्वा तत्र स्वतन्त्रसंज्ञाव्यवच्छेद एवेष्यते इति न दोषः।।११।।

**महावाक्यार्थजं सूक्ष्मयुक्त्या स्याद्वादसंगतम्।**
**चिन्तामयं विसर्पि स्यात्तैलबिन्दुरिवांभसि।।१२।।**

महेति। महावाक्यार्थेन = वस्त्वाकांक्षारूपेण जनितं सूक्ष्मया = सूक्ष्मबुद्धिगम्यया युक्त्या स्याद्वादेन =

---

આવા પદાર્થ વિષયક બોધ, આ શ્રુતજ્ઞાનમાં સાથે સાથે ભળેલો હોતો નથી. અર્થાત્ પરપીડા પરિહાર અને જિનમદિર નિર્માણ... આ બે વિભિન્નોક્ત પદાર્થો છે. આ બન્નેનો ભાસ કરાવે એવુ સમૂહાલંબનજ્ઞાન સ્વરૂપે શ્રુતજ્ઞાન થતુ નથી, કેમકે એમાં તો પરપીડાજનક પ્રવૃત્તિનો ત્યાગ ને કર્તવ્યતા બન્ને ભાસવાથી એ સંદેહરૂપ બની જાય. . એટલે 'હંતવ્વા...' વગેરે સૂત્ર પરથી થતુ શ્રુતજ્ઞાન એનાથી વિભિન્નોક્ત જિનમદિર નિર્માણાદિ પદાર્થ વિષયક હોતું નથી. એમ જિનમંદિર નિર્માણાદિ વિષયક સૂત્ર પરથી જે શ્રુતજ્ઞાન થાય એ, એના માટે વિભિન્નોક્ત જે પરપીડાપરિહારાદિ પદાર્થ, તદ્વિષયક હોતું નથી. આમ કોઇપણ સૂત્ર પરથી થનારું શ્રુતજ્ઞાન, સ્વવિભિન્નોક્ત પદાર્થ વિષયક હોતુ નથી, માટે અહી 'परस्परविभिन्नोक्तपदार्थविषयं तु न' એમ કહ્યું છે. એટલે કે આવા વિભિન્ન પદાર્થ વિષયક બોધ શ્રુતમય જ્ઞાનમા હોતો નથી.

અન્ય વિદ્વાનો કહે છે કે શ્રુતમયજ્ઞાનમા પદાર્થ = પદનો અર્થ = વાચ્યાર્થ માત્ર વિષયક બોધનો વ્યવચ્છેદ હોય છે. ગ્રન્થકારનું કહેવુ એવું છે કે અન્યવિદ્વાનો આ જે વ્યવચ્છેદ કરે છે તે વાક્યાર્થાદિથી સાવ નિરપેક્ષપણે (યોગ્યતા રૂપે પણ અપેક્ષા નહીં - અને તેથી જ પોતે કરેલા અર્થના અભિનિવેશવાળો) છૂટોછવાયો જે વાચ્યાર્થબોધ થાય છે તેનો શ્રુતમય જ્ઞાનમાં વ્યવચ્છેદ જાણવો જોઇએ. પણ દીર્ઘ એક ઉપયોગ રૂપે થતા પદાર્થ બોધ (વાચ્યાર્થબોધ), વાક્યાર્થબોધ, મહાવાક્યાર્થબોધ ને ઐદંપર્યાર્થબોધમાં સંકળાયેલા (કે અભિનિવેશશૂન્ય હોવાના કારણે સકળાવાની યોગ્યતા ધરાવનારા) પદાર્થબોધનો વ્યવચ્છેદ માનવો નહી. કારણકે આવો બોધ શ્રુતમયજ્ઞાનમાં હોય છે એમ ઉપદેશપદમા જણાવ્યું છે. અથવા તો ત્યાં સ્વતત્રપ્રસિદ્ધ સજ્ઞાનો જ વ્યવચ્છેદ માનવો એટલે કે એ પણ શ્રુતજ્ઞાન સ્વરૂપ હોવા છતા, જૈન શાસ્ત્રોમા શ્રુત-ચિન્તા-ભાવનામયજ્ઞાન એવી જે સંજ્ઞાઓ છે એમાંની 'શ્રુતમયજ્ઞાન' ની સંજ્ઞાનો જ-તેનો વ્યવહાર ન કરવારૂપે આવા છૂટા બોધમાં વ્યવચ્છેદ માનવો તેથી કોઇ દોષ રહેતો નથી.॥૧૧॥

[ચિન્તામય જ્ઞાનનું પ્રતિપાદન કરવા ગ્રન્થકાર કહે છે–]

એક અભિપ્રાયના બોધરૂપ પદાર્થ પર તદ્વિષયક અન્ય અભિપ્રાયો ઉપસ્થિત થવાથી ચાલના(શકા) રૂપ વાક્યાર્થ થાય છે. તથાવિધ ક્ષયોપશમના પ્રભાવે એના સમાધાન રૂપે અન્ય અભિપ્રાયોનો પણ જેમાં સમાવેશ હોય તેવો મહાવાક્યાર્થ થાય છે. આમ આમાં પદાર્થદષ્ટ (= પદના અર્થ માત્રથી જ્ઞાત) ધર્મ સિવાયના વસ્તુના અન્યપણ સર્વધર્મો આક્ષિપ્ત હોય છે. [આમ મહાવાક્યાર્થ માટે શબ્દથી સાક્ષાદ્ ઉક્ત વસ્તુસ્વરૂપની તો ખરી જ, પણ એ સિવાયના વસ્તુ સ્વરૂપની પણ આકાક્ષા આવશ્યક છે. એટલે કે સંપૂર્ણ વસ્તુસ્વરૂપની આકાંક્ષા જોઇએ. માટે અહી મહાવાક્યાર્થને વસ્તુઆકાંક્ષારૂપ કહેલ છે.] એટલે મહાવાક્યાર્થ રૂપ બોધ આક્ષિપ્ત ઇતર સર્વ ધર્માત્મક વસ્તુના પ્રતિપાદક અનેકાન્તવાદની વ્યુત્પત્તિવાળો હોય છે. આવા મહાવાક્યાર્થથી જન્[illegible] તેમજ સર્વ પ્રમાણ-નયગર્ભિત અવિસવાદિની સૂક્ષ્મબુદ્ધિગમ્ય યુક્તિઓની વિચારણાઓથી યુક્ત [illegible]પ સ્યાદ્વાદથી સંકળાયેલું એવુ ચિન્તામય જ્ઞાન હોય છે જે પાણીમાં તેલનું ટીપું જેમ વિસ્તાર [illegible]ળું

सप्तभङ्ग्यात्मकेन सगत ज्ञानमम्भसि तेलविन्दुरिव विसर्पि = प्रवर्धमानं चिन्तामयं स्यात् ।।१२।।

**सर्वत्राज्ञापुरस्कारि ज्ञानं स्याद्भावनामयम्।**
**अशुद्धजात्यरत्नाभासमं तात्पर्यवृत्तितः ।।१३।।**

सर्वत्रेति। सर्वत्र = महावाक्यनिर्णीतेऽर्थे विपक्षशङ्कानिरासदार्ढ्यायाज्ञापुरस्कारि = भगवदाज्ञाप्राधान्यद्योतक तात्पर्यवृत्तितो जायमानं ज्ञान भावनामय स्यात्। अशुद्धजात्यरत्नस्य = स्वभावत एवान्यजीवरत्नेभ्योऽधिकज्ञानदीप्तिस्वभावस्य भव्यरूपस्याभासम = कान्तितुल्यम्। एकस्य वाक्यस्य कथ श्रुतादयो

હોય છે તેમ [ઉત્તરોત્તર જેમ જેમ ચિન્તન કરવામા આવે તેમ તેમ] વિસ્તાર પામવાવાળુ હોય છે. સૂક્ષ્મબુદ્ધિગમ્ય વિચારણાઓથી યુક્ત હોવાથી, 'ઘટોઽસ્તિ' આટલું શ્રવણ થવા પર તરત વિચાર આવે છે કે 'ઘડો છે તો શુ સર્વથા છે? પર સ્વરૂપે પણ એ વિદ્યમાન છે?' વગેરે...ને તરત સ્વક્ષયોપશમના પ્રભાવે 'ઘડો સ્વસ્વરૂપે સત્ છે - પરસ્વરૂપે અસત્ છે. વગેરે...' ખ્યાલ આવે છે. એટલે કે 'સ્યાદસ્ત્યેવ'. 'સ્યાન્નાસ્ત્યેવ...' વગેરે સ્વરૂપ સપ્તભગી એના બોધમા સ્ફુરે છે [સપ્તભંગીના એક એક ભંગ સ્યાત્ પદ લાછિત હોવાથી અહીં 'સ્યાદ્વાદ' શબ્દના વિવરણ તરીકે 'સપ્તભગ્યાત્મક' કહેલ છે] તેથી મહાવાક્યાર્થજન્ય ચિન્તાજ્ઞાન સપ્તભંગીમય સ્યાદ્વાદથી યુક્ત હોય છે એમ અહી જણાવ્યું છે ॥૧૨॥ [હવે ત્રીજા ભાવનામય જ્ઞાનનું પ્રતિપાદન કરવા ગ્રન્થકાર કહે છે–]

મહાવાક્યથી જે અર્થનો જેવો નિર્ણય થાય છે તેનાથી ભિન્ન વિવક્ષા હશે તો? તેવી વિપરીત અર્થની શકાનુ દૃઢ નિરાકરણ કરવા માટે, 'ભગવાન્‌ની આજ્ઞા જ સર્વત્ર મુખ્ય છે' એવું જિનાજ્ઞાના પ્રાધાન્યનું સૂચક તેમજ તાત્પર્યવૃત્તિને વિષય કરનારુ જ્ઞાન એ ભાવનામયજ્ઞાન જાણવુ [જેમકે, મહાવાક્યાર્થથી બોધમાં નિર્ણય થયો કે 'न हिंस्याद् सर्व भूतानि ' એવા વાક્યથી અવિધિકૃત હિસાનો જ નિષેધ છે, જિનમંદિર વગેરે સંબંધી વિધિહિસા જિનોપદિષ્ટ હોવાથી એ, નિષેધનો વિષય નથી આના પર પણ જો કોઇને શકા થાય કે 'ભલે ને જિનભવન વગેરે સબધી એ હિસા જિનોપદિષ્ટ હોય, પણ એટલા માત્રથી એમા મરતા જીવોની પીડા થોડી દૂર થઇ જાય છે? માટે એ હિસાથી પણ અધર્મ થતો હશે તો?' આવી શકાનુ નિર્મૂળ ઉન્મૂલન કરવા માટે 'કોઇપણ અનુષ્ઠાન ધર્મરૂપ બને છે કે અધર્મરૂપ એમા જિનાજ્ઞા જ મુખ્ય આધાર છે. આવા તાત્પર્યને વિષય કરનારુ જ્ઞાન એ ભાવનાજ્ઞાન છે. જિનભવન વગેરે પણ, એમા દ્રવ્યહિસા હોવા છતા જિનાજ્ઞા રહી હોવાથી ધર્મરૂપ જ છે.] જેમ અશુદ્ધ એવા પણ જાત્યરત્નની તથાસ્વભાવે જ અન્ય રત્નો કરતા અધિક દીપ્તિ હોય છે તેમ શેષ જીવરત્નો કરતાં સ્વભાવે જ અધિક દીપ્તિસ્વભાવવાળા ભવ્યજીવની કાન્તિ સમાન આ ભાવનાજ્ઞાન હોય છે. [એટલે કે આ જ્ઞાન અન્યજ્ઞાનો કરતા અધિક પ્રકાશ ફેલાવનારુ હોય છે. આ જ્ઞાનથી જણાય છે કે જ્ઞાન અને જ્ઞાનપૂર્વકની ક્રિયા જ શીઘ્ર મોક્ષદાયક બને છે] એક જ વાક્યના શ્રુતજ્ઞાન, ચિન્તાજ્ઞાન વગેરે વ્યાપારો શી રીતે થાય? એવી જો નૈયાયિક શકા કરે તો એને એવો જવાબ આપવો કે જેમ તમારા મતે સવિકલ્પક જ્ઞાનની ઉત્પત્તિ માટે ઇન્દ્રિયના સંનિકર્ષ વગેરે વ્યાપારો થાય છે તેમ પ્રસ્તુતમા સમજવું. નૈયાયિકની પ્રક્રિયા આવી છે - 'अयं घट' એવુ સવિકલ્પ જ્ઞાન કે જેમા ઘટત્વ વિશેષણ છે અને અયં (ઘડો)વિશેષ્ય છે, તે ઉત્પન્ન થવા માટે પૂર્વક્ષણે ઘટત્વ અને ઘટનું વિશેષણ-વિશેષ્યભાવશૂન્ય એવુ નિર્વિકલ્પક પ્રત્યક્ષ થવુ જોઇએ. આ નિર્વિકલ્પક પ્રત્યક્ષ થવા માટે આંખનો ઘટ સાથે સ્વસયુક્તત્વ (= સયોગ) સન્નિકર્ષ અને ઘટત્વ સાથે સ્વસયુક્તસમવાય સન્નિકર્ષ નૈયાયિકે આવશ્યક માનેલો છે. આમ એક જ ઇન્દ્રિયના જેમ સંયોગ, સ્વસયુક્તસમવાય .. એમ જુદા

व्यापाराः? इति परप्रत्यवस्थाने तु यथेन्द्रियस्य तव सविकल्पके जननीये सन्निकर्षादय इत्युत्तरमधिकमुपदेशरहस्ये विपचितमस्माभिः।।१३।।

**आद्येऽविरुद्धार्थतया मनाक् स्याद्दर्शनग्रहः।**
**द्वितीये बुद्धिमाध्यस्थ्यचिन्तायोगात्कदापि न।।१४।।**

आद्यइति। आद्ये = श्रुतमये ज्ञाने सति मनाक् = ईषदविरुद्धार्थतया स्वाभिमतस्य दर्शनग्रहो भवति 'अस्मदीय दर्शन शोभनं नान्यद्' इत्येवंरूपः। द्वितीये = चिन्तामये ज्ञाने सति बुद्धेर्नयप्रमाणाधिगमरूपाया माध्यस्थ्येन स्वपरतंत्रोक्तस्य न्यायवलायातस्यार्थस्य समर्थनसामर्थ्याविशेषरूपेण चिन्तायोगात् कदापि न स्याद्दर्शनग्रह । अत एवान्यत्राप्यविसवादिनोऽर्थस्य दृष्टिवादमूलकत्वात्तन्निराकरणे दृष्टिवादस्यैव तत्त्वतो

---

જુદા સન્નિકર્ષ (= ઇન્દ્રિયના વ્યાપાર) તમે માનેલા છે એમ પ્રસ્તુતમાં એક જ વાક્યના શ્રુતજ્ઞાન વગેરે વ્યાપારો સમજવા. અથવા, એક જ ઇન્દ્રિયના, વિષય સાથે સન્નિકર્ષ– મન સાથે સંયોગ વગેરે થાય છે એમ પ્રસ્તુતમાં જાણવુ.

આ પદાર્થ વગેરે સંબંધી વિશેષ વિચારણા અમે ઉપદેશરહસ્યગ્રન્થમાં કરી છે.॥૧૩॥

[શ્રુતજ્ઞાનાદિનું ફળ]

[આ શ્રુતજ્ઞાન વગેરેની વિદ્યમાનતમાં શું થાય છે તે ગ્રન્થકાર જણાવે છે–]

જેને આદ્ય = શ્રુતમયજ્ઞાન થાય છે તેને સ્વઅભિમત અર્થથી વિરુદ્ધ કોઇ અર્થની ઉપસ્થિતિ ન હોવાથી પોતે સમજેલો અર્થ જ સર્વથા અવિરુદ્ધપણે સત્ય લાગે છે. તેથી પોતાની એ માન્યતા રૂપ દર્શનનો એને 'અમારું દર્શન સુદર છે, અન્ય નહીં' ઇત્યાદિ રૂપ કંઇક આગ્રહ બંધાય છે. [આ આગ્રહ પણ યોગ્યપ્રજ્ઞાપનાથી દૂર થાય એવો હોય છે માટે 'કંઇક' એમ કહ્યુ છે. જો એ દૂર થાય એવો ન રહે તો મિથ્યા અભિનિવેશરૂપ બનવાથી શ્રુતજ્ઞાન ન રહેતા મિથ્યાજ્ઞાન બની જાય. એટલે, બૌદ્ધદર્શન વગેરેમાં રહેલા પણ કોઇ સાધકને માત્ર પદાર્થોના ક્ષણિકત્વ વગેરેની સૂચક વાતો જ સાંભળી હોવાથી, અને (કથંચિદ્) નિત્યત્વસૂચક વગેરે વાતો સાંભળી ન હોવાથી પદાર્થોને અનિત્ય વગેરે માનવાની માન્યતા ઘડાઇ હોવા માત્રથી એ ગાઢ મિથ્યાત્વી જ હોવાનો બેધડક નિર્ણય કરી શકાય નહી. શાસ્ત્રોમાં પણ, ગુરનિયોગના કારણે ક્યારેક વિપરીત શ્રદ્ધા પણ હોવી સમ્યક્ત્વીને કહી છે. આ જીવોને વસ્તુના વિવક્ષિત અંશને જણાવનાર વચનો મળ્યા હોવાથી એ બાબતનું શ્રુતમય જ્ઞાન હોય છે, અન્યનયાભિપ્રેત અંશને જણાવનાર (વિભિન્નોક્ત) વચનો મળ્યા ન હોવાથી એ અંગે વાક્યાર્થ પણ થયો નથી હોતો. છતાં અભિનિવેશ ન હોવાથી પ્રજ્ઞાપનીયતા હોવાના કારણે માર્ગાનુસારીપણું વગેરે સંભવિત હોય છે એમ લાગે છે. પણ દૃષ્ટિરાગના સંસ્કારવશાત્ સ્વદર્શનનો આગ્રહ બધાઇ જવો અને માન્યતા અભિનિવેશમાં પલટાઇ જવી એ ઘણું ખરુ શક્ય હોવાથી મોટે ભાગે તો એ મિથ્યાજ્ઞાન રૂપ જ બની જતું હોય છે એ જાણવું.] જેને બીજુ ચિન્તામય જ્ઞાન થાય છે એની નય અને પ્રમાણના બોધ રૂપ બુદ્ધિ, સ્વ-પરદર્શનમાં કહેલ ન્યાયપૂર્ણ બાબતનું સમાન રીતે સમર્થન કરવાના સામર્થ્યરૂપ માધ્યસ્થ્યથી પવિત્રિત થઇ હોય છે. આ માધ્યસ્થ્યના પ્રભાવે તે તે દર્શનોક્ત વાતોની યથાસ્થાન નિયોગ કરવાની ચિન્તા પ્રવર્તવાથી કોઇ એક દર્શનનો કદાગ્રહ પકડાતો નથી.] [પણ દરેક દર્શનની યોગ્ય બાબતનો સ્વીકાર હોય છે.] માટે જ જૈન દર્શનનો પણ એવો કદાગ્રહ પકડાયો હોતો નથી કે 'સાચી અને સારી વાતો અમારા જૈન દર્શનમાં જ કહી છે, અન્ય દર્શનોની તો બધી વાતો અસુંદર જ છે. .ઇત્યાદિ' આના કારણે જ અન્ય દર્શનમાં પણ જે અકરણનિયમ વગેરે

भवमिति ।।१५।। एतस्यैव फलमभिष्टौति-

**एतेनैवोपवासादेर्वैयावृत्यादिघातिनः ।**
**नित्यत्वमेकभक्तादेर्जानन्ति बलवत्तया ।।१६।।**

एतेनेति। एतेनैव = भावनाज्ञानेनैवोपवासादेर्वैयावृत्यादिवलवद्गुणघातिनः सकाशात् वलवत्तया नित्यत्व = सार्वदिकत्व [1]'अहो णिच्च तवो कम्मं' (दशवैकालिकसूत्र ६/६२) इत्याद्यागमप्रसिद्धमेकभक्तादेर्जानन्ति = निश्चिन्वन्ति उपदेशपदादिकर्त्तारः । अन्यथा हि यथा श्रुतार्थमात्रग्राह्येकभक्तापेक्षयोपवासादेरेव वलवत्त्वश्रवणात्पूर्वापरविरोधोद्भावनेनेव म्रियेतेति भावः। विस्तरस्तूपदेशरहस्ये।।१६।।

સ્તુતિ કરતા ગ્રન્થકાર કહે છે–

[ભાવનાજ્ઞાનનો પ્રભાવ]

ઉપદેશપદ મહાગ્રથના કર્ત્તા શ્રીહરિભદ્રસૂરિ મહારાજા વગેરેએ આ ભાવનાજ્ઞાનના બળે જ એવો નિશ્ચય કર્યો છે કે વૈયાવચ્ચ વગેરે રૂપ અધિક બળવાન ગુણને હણનારા ઉપવાસ વગેરે કરતા 'એકાશન' એ કર્મનિર્જરા વગેરે રૂપ લાભ માટે અધિક બળવાન્ સાધન હોઇ નિત્યકર્તવ્ય છે. એકાશનનુ આ નિત્યકર્તવ્યત્વ 'अहो णिच्च तवोकम्म' ઇત્યાદિ આગમમા પ્રસિદ્ધ છે. આશય એ છે કે એકબાજુ શ્રી દશવૈકાલિકસૂત્ર (૬-૬૨) માં કહ્યું છે કે 'સર્વ શ્રી તીર્થંકરદેવોએ નિત્ય તપોનુષ્ઠાન કહ્યુ છે. લજ્જા એટલે સયમ, લજ્જાસમ = સંયમને અવિરોધી, વૃત્તિ = દેહ પાલન, સંયમને અવિરોધીપણે દેહપાલન થઇ શકે એ રીતે એક ટક ભોજન (એકાશન) કરવાની અનુજ્ઞા છે 'અહો' શબ્દથી આ બાબતની પ્રશંસા સૂચિત થાય છે.' બીજી બાજુ "એકાશન કરતાં ઉપવાસથી વધુ પ્રબળ કર્મનિર્જરા થાય છે" ઇત્યાદિ વાતો શાસ્ત્રપ્રસિદ્ધ છે એટલે ભાવનાજ્ઞાન જો ન હોય તો આ વાતોમાં પૂર્વાપરવિરોધનુ ઉદ્ભાવન કરીને જ અલ્પજ્ઞ તો કિંકર્ત્તવ્યમૂઢતા યા અશ્રદ્ધા વગેરેથી હણાઇ જાય. કિન્તુ શ્રીહરિભદ્રસૂરિ મહારાજા વગેરેએ આ ભાવનાજ્ઞાનના માહાત્મ્યથી એવો નિશ્ચય કરી આપ્યો છે કે 'નિત્ય એકાશનનો ત્યાગ કરીને કરવામાં આવતો ઉપવાસ પણ પ્રાયઃ સારો નથી, કારણકે એકાશન નિત્ય કર્તવ્ય છે જ્યારે ઉપવાસને નૈમિત્તિક કહ્યો છે પર્વતિથિ વગેરે કારણે જ ઉપવાસ કરવાનું વિધાન હોવાથી 'अहो णिच्च तवोकम्म" સૂત્રમા પણ આ પ્રમાણે જે કહ્યુ છે તે સ્વીકારવું જોઇએ. તાત્પર્ય એ છે કે શાસ્ત્રોક્ત કારણો વિના પણ, નિત્ય એકાશનની ઉપેક્ષા કરીને ઉપવાસ કરવામાં આવે તો સૂત્રપોરિસિ વગેરે બીજા પ્રચુર નિર્જરાજનક આચારો સીદાવાની સંભાવના રહે છે. એટલે કહ્યુ છે કે ઉપવાસ નૈમિત્તિક છે અને એકાશન નિત્ય કર્મ છે. આ માટેની વિસ્તૃત વિચારણા ઉપદેશરહસ્ય (શ્લોક ૧૦૭-૧૦૮)માં છે. આમ જે શાસ્ત્રવચનો અંગે ભાવનાજ્ઞાનશૂન્ય વ્યક્તિને વિરોધની આશકા વગેરે દ્વારા નુકશાન સભવિત છે એ જ શાસ્ત્રવચનો શ્રીહરિભદ્રસૂરિ મહારાજ વગેરેને અત્યત અવિરુદ્ધ-સુઘટ લાગે છે એ ભાવનાજ્ઞાનનો પ્રભાવ છે. માટે દરેક આત્મહિતેચ્છુએ ભાવનાજ્ઞાન સુધી પહોચવાનો પ્રયત્ન કરવો જોઇએ, જેથી પછી ક્યારેય શાસ્ત્રવચનોમા વિરોધની આશકા ન રહે આવો આ શ્લોકનો સૂચિતાર્થ જાણવો।।૧૬।।[2]

१ अहो निच्च तवोकम्म सव्वबुद्धेहि वन्निअ। जाव लज्जासमा वित्ती एगभत्त च भोअण।।

૨ ભાવનાજ્ઞાન શૂન્ય વ્યક્તિ માટે ગ્રન્થકારે જે ભય વ્યક્ત કર્યો છે કે પૂર્વાપર વિરોધના ઉદ્ભાવન દ્વારા બિચારો માર્યો જ જાય! તે ખરેખર! કેટલો બધો વાસ્તવિક ભાસે છે વર્તમાનમાં પણ, કહેવાતા વિદ્વાનો ભાવનાજ્ઞાનનો સ્પર્શ પામ્યા ન હોવાથી માત્ર પદાર્થજ્ઞાનમા અટવાઇ જઇને કેવા મૂઝાય છે તે ક્યા અજ્ઞાત છે?

જેમકે 'ધર્મ મોક્ષ માટે જ કરવો જોઇએ' આવા મતલબના શાસ્ત્રવચન પરથી ભાવનામયજ્ઞાન સુધી ન પહોંચનાર- ને

**विनैतन्नूनमज्ञेषु धर्मधीरपि न श्रिये।**
**गृहीतग्लानभैषज्यप्रदानाभिग्रहेष्विव।।१७।।**

विनेति। एतद् = भावनाज्ञान विना नून = निश्चित धर्मधीरपि = धर्मबुद्धिरपि न श्रियै = चारित्रलक्ष्म्यै प्रभवति। गृहीतो ग्लानभैपज्यप्रदानस्याभिग्रहो 'ग्लानाय मया भैपज्य दातव्यमि'त्येवरूपो यैस्तेष्विवाज्ञेपु = पूर्वापरानुसधानविकलेपु।।१७।।

---

કલ્યાણ માટે ભાવનાજ્ઞાનની આવશ્યકતા પર ભાર મૂકવા ગ્રન્થકાર કહે છે-]

[અજ્ઞની ધર્મબુદ્ધિ પણ અસુંદર]

આ ભાવનાજ્ઞાન વિના તો પૂર્વાપર અનુસધાનશૂન્ય અજ્ઞજીવમા રહેલી ધર્મબુદ્ધિ પણ ચારિત્રલક્ષ્મી = ગુણસ્થાનપ્રાપ્તિ માટે સમર્થ થતી નથી એ વાત નિશ્ચિત છે. આશય એ છે કે 'આ અનુષ્ઠાન કરવાથી મારે ચારિત્રપાલન વગેરે રૂપ ધર્મ થશે' આવી ધર્મબુદ્ધિથી કરવામા આવેલ અનુષ્ઠાન પણ ભાવનાજ્ઞાન વિના ધર્મ રૂપ બની શકતુ નથી [ઉપદેશમાલા (૪૧૪)મા પણ કહ્યું છે કે '*અલ્પજ્ઞાની જીવ અતિ દુષ્કર તપ વગેરે કરે તો પણ ક્લેશ પામે છે, કારણકે સુદરબુદ્ધિથી કરેલુ તેનું ઘણુ પણ અનુષ્ઠાન સુદર બનતું નથી'] ઉત્તરાર્ધમા આ જ બાબતનુ દૃષ્ટાન્ત આપે છે– એક નગરમાં સપરિવાર આચાર્ય મહારાજ ચોમાસુ પધાર્યા. એક અજ્ઞ ભાવુકે પ્રતિજ્ઞા કરી કે 'મારે ગ્લાન સાધુને ઔષધ આપવુ ' આવો અભિગ્રહ લેવાની ધર્મબુદ્ધિ પણ આવા અજ્ઞ

---

માત્ર પદાર્થજ્ઞાનનો જ્ઞાતા બનેલો- કહેવાતો વિદ્વાન આટલો બોધ કરી લે છે કે 'ધર્મનુ પ્રયોજન મોક્ષ જ હોવુ જોઇએ'. પણ પછી, જ્યારે 'अर्थकामाभिलाषिणापि धर्म एव यतितव्यम्' આવુ શાસ્ત્રવચન એની સામે ઉપસ્થિત થાય છે ત્યારે, એ ભાવનામય જ્ઞાનને પામેલો ન હોવાથી આટલો સરળ વિષયવિભાગ કરી શકતો નથી કે ધર્મનુ પ્રયોજન બતાડવાના અધિકારમાં તેમજ આશયશુદ્ધિ અગેના અધિકારમા 'ધર્મ મોક્ષ માટે જ કરવો જોઇએ' એવુ વિધાન આવેલુ છે જ્યારે, 'અર્થ-કામ માટે શુ કરવું?' એવી જિજ્ઞાસાના અધિકારમા એનો નિરવદ્ય ઉપાય દર્શાવવા માટે- તેમજ પાપક્રિયાઓમાંથી જીવને બહાર કાઢી વધુ ને વધુ ધર્મક્રિયાઓ તરફ વાળવાના અભિપ્રાયથી 'અર્થ-કામના ઇચ્છુકે પણ ધર્મ જ કરવો જોઇએ' ઇત્યાદિ વિધાન આવેલું છે, માટે આમા કોઇ વાસ્તવિક વિરોધ નથી ભાવનાજ્ઞાનથી દૂર રહ્યા હોવાના કારણે આવું સમાધાન શોધી-સમજી શકતા ન હોવાથી, શાસ્ત્રવચનોમા કેવાકેવા મનઘડત-પૂર્વાપર વિરુદ્ધ- જિનાજ્ઞાને પ્રતિકૂળ અર્થઘટનો કરવા પડે છે એ જાણવા માટે જોઇ લ્યો ધર્મસ્વરૂપદર્શન પુસ્તક- તેની પ્રસ્તાવનારૂપે લખાયેલ **તત્ત્વાવલોકન**. ને એમા કરાયેલા નિરૂપણોની શાસ્ત્રાનુસારી તર્ક સગત સમીક્ષા માટે જોઇ લ્યો -- **તત્ત્વાવલોકનસમીક્ષા** પદાર્થજ્ઞાનમા જ છબછબિયા કર્યા કરવાથી કેવો મરો થાય છે! 'અર્થ-કામના અભિલાષીએ પણ ધર્મમા જ ઉદ્યમ કરવો જોઇએ' આવુ સ્પષ્ટ વિધાન મળતુ હોવા છતા, 'અર્થ-કામની ઇચ્છા છે? તો ધર્મ તો ન જ કરાય' 'ધર્મ કરશો તો ડૂબી જશો ' વગેરે ઘોંઘાટ કરવો પડે છે! ને 'ધર્મ મોક્ષ માટે જ કરાય' એવા વચનના એક અભિપ્રાયને પકડનારા અભિનિવેશમા તણાઇ જવુ પડે છે! આ કહેવાતા વિદ્વાનોને પૂછવુ જોઇએ કે - જે ગ્રન્થમા 'અર્થ-કામના અભિલાષીએ પણ ધર્મમા જ ઉદ્યમ કરવો જોઇએ' એવુ વિધાન છે એ ગ્રન્થના રચયિતા ગ્રન્થકારના દિલમાં શુ રહ્યુ છે? અર્થ-કામના અભિલાષીએ ધર્મ ન જ કરવો જોઇએ એ કે ધર્મ જ કરવો જોઇએ એ? એમના દિલમા જો એવુ રહ્યું હોય કે 'અર્થ-કામના અભિલાષીએ ધર્મ તો ન જ કરાય', તો 'અર્થ-કામના અભિલાષીએ પણ ધર્મ જ કરવો જોઇએ' એવુ તેઓ શી રીતે કહી શકે? દિલમા બેઠુ હોય કે 'ધર્મ ન જ કરાય' ને છતાં બહાર એમ બોલે કે 'ધર્મ જ કરવો જોઇએ' તો તો એમનુ આપ્તપણુ જ ક્યા રહે? પણ, તેઓ પણ આપ્ત તો છે જ માટે માનવુ જોઇએ કે 'અર્થ-કામના અભિલાષીએ પણ ધર્મ જ કરવો જોઇએ' એવુ જ ગ્રન્થકારના દિલમા રહેલુ છે ને તેથી આ જ વાત શાસ્ત્રસિદ્ધ છે

ભાવનાજ્ઞાન કેળવીને યોગ્ય વિષય વિભાગ કરી આપનારા મહાત્માઓના ચરણોમાં વદન કરીએ... અને ભાવનાજ્ઞાન સુધી નહીં પહોંચેલા-શ્રુત (પદાર્થ) જ્ઞાનમા જ અભિનિવેશવાળા બની સ્વ-પરને ભારે નુકશાન પહોચાડી રહેલા કહેવાતા વિદ્વાનોની ભાવકરુણા ચિતવીએ કે પરમકૃપાળુ પરમાત્મા તેઓને પણ ભાવનાજ્ઞાન સુધી પહોંચાડે . અસ્તુ

* अप्पागमो किलिस्सइ जइवि करेइ अइदुक्कर तु तव। सुंदरवुद्धीइ कय वहुयंपि न सुदर होइ।।

**तेषां तथाविधाऽप्राप्तौ स्वाधन्यत्वविभाविनाम्।**
**चित्तं हि तत्त्वतः साधुग्लानभावाभिसन्धिमत्।।१८।।**

**तेषामिति।** तेषां = गृहीतोक्ताभिग्रहाणा तथाविधस्य = ग्लानस्याप्राप्तौ स्वाधन्यत्वविभाविना 'अहोऽहमधन्यो न सिद्धं मे वाञ्छितमि' त्येवमालोचनपराणा चित्त हि यतस्तत्त्वतोऽभिग्रहविपयाप्राप्तो शोकगमनलक्षणाद्भावात्साधूनां ग्लानभावेऽभिसन्धिमद् = अभिप्रायान्वितं भवति। भावनान्वितश्च नैवं प्रतिजानीते। यतः परैरप्येवमिष्यते, यदाह तारावाप्तौ **रामं प्रति सुग्रीवः**–[अष्टक २१/६]

अंगेष्वेव जरां(?रा) यातु यत्त्वयोपकृतं मम। नर प्रत्युपकाराय विपत्सु लभते फलम्।।इति।।

एव दानदीक्षादिकमपि भावना विना स्थूलवुद्ध्या न श्रिये, कित्वनर्थकृदेव, यदुक्त**मष्टके** [२१-७]–

---

જીવોને ધર્મ માટે બનતી નથી.।।૧૭।। [આ જ બાબતને સ્પષ્ટ કરવા ગ્રન્થકાર કહે છે–]

ગ્લાનને ઔષધ આપવાનો અભિગ્રહ લેનાર તે અજ્ઞ જીવો તથાવિધ ગ્લાન સાધુ ન મળવાથી જાતને અધન્ય માને છે કે 'હું અધન્ય છું કે જે મારુ ઇચ્છિત સફળ ન થયુ.' આવુ વિચારનારા તેઓનું ચિત્ત, જેનાથી અભિગ્રહની સફળતા થાય તેવો વિષય ન મળવાથી શોકાતુર બનતુ હોવાથી જણાય છે કે એ ગર્ભિત રીતે 'સાધુ મહારાજ બિમાર પડ્યા હોત તો સારુ' એવા અભિપ્રાયવાળુ છે [સાધુ બિમાર પડે તો જ તેઓનુ ઇચ્છિત સિદ્ધ થાય તેમ છે. એટલે આ વાત સ્પષ્ટ છે.] માટે ધર્મબુદ્ધિથી અજ્ઞ જીવે કરેલો આવો અભિગ્રહ પણ ધર્મ (કર્મ નિર્જરા) માટે થતો નથી એટલે ભાવનાજ્ઞાનયુક્ત જીવ આવી પ્રતિજ્ઞા કરતો નથી. આ વાત એના પરથી જણાય છે કે વાલ્મીકિ વગેરે અન્યધર્મીઓ પણ આવું જ માને છે. **સુગ્રીવે રામચન્દ્રજીની** સહાયથી તારારાણીની પુનઃ પ્રાપ્તિ થઇ એના પર રામચન્દ્રજીને કહ્યું કે 'તમે આ જે મારા પર ઉપકાર કર્યો છે એના પર હુ ઇચ્છા કરુ છું કે મારા શરીરમાં જ વૃદ્ધત્વ આવી જાવ. કેમકે જો એવુ ઘડપણ નહી આવે તો મને પણ તમારા પર આવો પ્રત્યુપકાર કરવાની ભાવના થશે જે તમે વિપત્તિમા મૂકાવ તો જ સફળ બને. એટલે કે જો વૃદ્ધત્વ ન આવે તો મને પ્રત્યુપકાર કરવાની ઇચ્છા થશે કે જે ઇચ્છાની સફળતા માટે તમારે વિપત્તિમા ફસાવુ પડે તેથી એમા તો ઉપરથી ઉપકારી પર વિપત્તિ જ ઇચ્છવાની હોઇ બહેતર છે કે મારા અગોમા જ ઘડપણ આવી જાય.' આ જ રીતે ભાવનાજ્ઞાન વિના માત્ર સ્થૂલબુદ્ધિથી અપાતા દાન-દીક્ષા વગેરે પણ હિતકર બનતા નથી કિન્તુ અનર્થ કરનારા જ બને છે એ જાણવુ. ૨૧ માં ધર્મસૂક્ષ્મબુદ્ધ્યાશ્રયણઅષ્ટકમા (૨૧/૭) કહ્યુ છે કે 'ગ્લાનને ઔષધ આપવાનો અભિગ્રહ ધર્મબુદ્ધિથી કરવા છતા બુદ્ધિદોષના કારણે જેમ ધર્મના વ્યાઘાત માટે થાય છે એમ વિરુદ્ધ દાન વગેરે કરવામાં તેમજ શાસ્ત્રોક્તન્યાયબાધિત પ્રવ્રજ્યા આપવા વગેરેમા હીનોત્તમગતિના કારણે હમેશા ધર્મવ્યાઘાત જ થાય છે જીવોપઘાત ના હેતુભૂત હોઇ શાસ્ત્રનિષિદ્ધ એવું સાધુ માટે આધાકર્મ દ્રવ્ય કે અન્ય માટે માંસ વગેરે દ્રવ્ય એ વિરુદ્ધ દ્રવ્ય, અને સદોષ હોવાના કારણે શાસ્ત્રનિષિદ્ધ પાત્ર એ વિરુદ્ધ પાત્ર. વિરુદ્ધદ્રવ્યનુ દાન કે વિરુદ્ધ પાત્રને અપાતુ દાન એ વિરુદ્ધદાન, શાસ્ત્રનિષિદ્ધ હોવાના કારણે 'હીન' એવા પણ દેય દ્રવ્ય કે પાત્રને 'ઉત્તમ' તરીકે જોવા એ હીનોત્તમગતિ. ભાવનાજ્ઞાનશૂન્ય સ્થૂલબુદ્ધિવાળો અજ્ઞ એવુ વિચારે છે કે 'આ બિચારો ભૂખથી હેરાન હેરાન થઇ રહ્યો છે તો લાવ શિકાર કરી માંસ આપી એનું દુ ખ દૂર કરુ' ઇત્યાદિ - આવું વિચારી માંસદાન કરે. એમ ભિક્ષાના દોષોનો જાણકાર પણ, તેવા કારણ વિશેષ વિના જ, સાધુમહારાજની ભક્તિ થશે એમ વિચારી આધાકર્મનુ દાન આપે આ બધુ વિરુદ્ધદાન છે, એમાં ધર્મનો વ્યાઘાત જ થાય છે. એમ દીક્ષા આપવા માટે યોગ્ય મુમુક્ષુના શાસ્ત્રમા જે જે ગુણો કહ્યા છે તેનાથી શૂન્ય કોઇ જીવ દીક્ષા લેવા માટે આવ્યો, તો અયોગ્ય

एव विरुद्धदानादो हीनोत्तमगते सदा। प्रव्रज्यादिविधाने च शास्त्रोक्तन्यायवाधिते ।।

इति।।१८।। इत्थं च भावनैव सर्वक्रियाजीवातुरिति निगमयति–

**तस्माद्भावनया भाव्यं शास्त्रतत्त्वं विनाऽपरम्।**
**परलोकविधौ मानं बलवन्नात्र दृश्यते।।१९।।**

तस्मादिति। परलोकविधौ = धर्मक्रियाया मान = प्रमाणं वलवद् = अन्यानुपजीवि।।१९।।

**बाह्यक्रियाप्रधानैव देया बालस्य देशना।**
**सेवनीयस्तदाचारो यथाऽसौ स्वास्थ्यमश्नुते।।२०।।**

वाह्येति। स्पष्ट।।२०।।

**सम्यग्लोचो धरा शय्या तपश्चित्रं परीषहाः।**
**अल्पोपधित्वमित्यादि बाह्यं बालस्य कथ्यते।।२१।।**

सम्यगिति। आदिनाऽनुपानत्कत्व, रजन्या प्रहरद्वय स्वापः, महती पिंडविशुद्धिः, द्रव्याद्यभिग्रहा,

---

જાણવા છતાં, જ્યા સુધી પાળશે ત્યા સુધી છ જીવનિકાયની દયા તો કરશે ઇત્યાદિ સ્થૂળબુદ્ધિથી વિચારી દીક્ષા આપે તો એમા પણ ધર્મવ્યાઘાત જાણવો. એમ 'ગચ્છવાસમાં ઘણા દોષ સંભવે છે' એવું વિચારી નિરતિચાર સયમ પાલનની બુદ્ધિથી જે અગીતાર્થ એકાકી બને છે તેનું તે આચરણ પણ ધર્મવ્યાઘાત માટે થાય છે.

આ બધાથી નિશ્ચિત થાય છે કે ભાવનાજ્ઞાન વિના ધર્મબુદ્ધિ પણ હિતકર બનતી નથી.॥૧૮॥ આમ ભાવનાજ્ઞાન જ સર્વઅનુષ્ઠાનોનો પ્રાણ છે એવુ નિગમન કરતા ગ્રન્થકાર કહે છે–

આમ, ભાવનાજ્ઞાન વિનાની ધર્મબુદ્ધિથી કરેલું ધર્માનુષ્ઠાન પણ અધર્મ રૂપ બને છે, તેનાથી જણાય છે કે પરલોક સબંધી વિધિ રૂપ ધર્મક્રિયા અગે (એ વાસ્તવમાં ધર્મક્રિયારૂપ છે કે નહીં એ જાણવા માટે) ભાવનાજ્ઞાનથી ભાવિત કરેલ શાસ્ત્રતત્ત્વ સિવાય બીજું કોઇ બળવાન્ પ્રમાણ દેખાતુ નથી. એટલે કે એવુ શાસ્ત્રતત્ત્વ જ અન્ય પર આધાર રાખ્યા વિના પ્રમાણભૂત બને છે તાત્પર્ય એ છે કે પરલોક માટે. યાવત્ પરમલોક માટે હિતકર બને એવી ઇચ્છાથી જે કાંઇ અનુષ્ઠાન કરાય તે બધું ભાવનાજ્ઞાનથી ભાવિત કરેલ શાસ્ત્રતત્ત્વના આધારે કરવુ, માત્ર સ્વકલ્પના નિર્મિત તર્કોના કે શ્રુતજ્ઞાનના આધારે નહી ॥૧૯॥ [આમ બાળ વગેરેનું લક્ષણ કહ્યુ. હવે બાળજીવને કેવી દેશના આપવી તે ગ્રન્થકાર જણાવે છે–]

[બાળાદિને આપવાની દેશના]

જેમા બાહ્યક્રિયાનું પ્રાધાન્ય જળવાઇ રહ્યુ હોય એવી જ દેશના બાળજીવોને આપવી. તેમજ એમાં જે બાહ્યક્રિયારૂપ આચારનુ વર્ણન આવતુ હોય તે બધા આચારનુ તેની સમક્ષ પાલન કરવુ જેથી એ બાળજીવ સ્વાસ્થ્ય પામે જો એ આચારનુ તેની સમક્ષ પાલન કરવામાં ન આવે તો તેને એ ઉપદેશમા વૈતથ્યની શંકા પડવાથી મિથ્યાત્વ રૂપ રોગની વૃદ્ધિ થાય છે. એટલે આ રીતે એ રોગી ન બને અને ક્રિયામાર્ગમા શ્રદ્ધા રૂપ તેમજ ધર્મ પ્રત્યે આશ્ચર્ય પ્રેરિત અહોભાવ રૂપ સ્વાસ્થ્ય પામે એ માટે એની સમક્ષ આચારપાલન કરવું.॥૨૦॥ [એ જ બાહ્યક્રિયાઓને જણાવતા ગ્રન્થકાર કહે છે–]

લોચ, ભૂમિશયન, અનેક પ્રકારનો તપ, બાવીશ પરીષહ, અલ્પઉપધિ રાખવી, પગરખા ન પહેરવા, રાત્રે માત્ર બે પ્રહરની જ અલ્પનિદ્રા, વિશિષ્ટ કાળજીપૂર્વક સૂક્ષ્મતાવાળી (સામાને અહોભાવ પેદા કરી દે એવી

विकृतित्याग, एकसिक्थादिपारणकं, अनियतविहारकल्पः, नित्यं कायोत्सर्गश्चेत्यादिकं ग्राह्यम् ।।२१।।

**मध्यमस्य पुनर्वाच्यं वृत्तं यत्साधुसंगतम्।**
**सम्यगीर्यासमित्यादि त्रिकोटीशुद्धभोजनम्।।२२।।**

मध्यमस्येति। आदिनाऽन्यप्रवचनमातृग्रहः। तिस्रः कोट्यो रागद्वेपमोहरूपाः कृतकारितानुमितभेदेन हननपचनक्रयरूपा वा।।२२।।

**वयःक्रमेणाध्ययनश्रवणध्यानसंगतिः।**
**सदाशयेनानुगतं पारतंत्र्यं गुरोरपि।।२३।।**

वय इति। क्रमोऽत्र प्रथमे वयस्यध्ययन द्वितीयेऽर्थश्रवण तृतीये च ध्यानेन भावनमित्येवरूपः। सदाशयः 'मसारक्षयहेतुर्गुरुरयमि'ति कुशलपरिणामः।।२३।।

---

મહાન્) પિંડવિશુદ્ધિ, દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ સંબધી વિવિધ અભિગ્રહો, વિગઇ ત્યાગ, જેમાં એક વગેરે ધાન્યનો જ ઉપયોગ હોય તેવુ પારણું, અનિયત-વિહારકલ્પ, હમેશ કાયોત્સર્ગ કરવો વગેરે રૂપ બાહ્ય આચાર, જેનાથી 'બાળ' શ્રોતાનું આચારધર્મ પર આકર્ષણ થાય એ રીતે સમ્યગ્ પ્રકારે કહેવો. [પૂર્વના શ્લોકમાં કહી ગયા છે કે આ બધા આચારોનું બાળજીવો સમક્ષ બરાબર આચરણ કરવું જેથી એ સ્વાસ્થ્ય પામે. એટલે તથાવિધ પરિસ્થિતિવશાત્ આ વિચિત્ર તપ, અનુત્પાનકત્વ, પિંડવિશુદ્ધિ વગેરેમાના પણ જે આચારોનું પાલન થતુ ન હોય તેનુ વર્ણન ન કરવું. એટલે જે ગામડા વગેરેમા ગોચરીની વ્યવસ્થા થતી હોય ત્યા લોકોને 'અમારા માટે બનાવેલું પણ અમે લઇએ નહી' વગેરે વાત કરવી ન જોઇએ.||૨૧|| [મધ્યમકક્ષાના શ્રોતાને કેવી દેશના આપવી તે ગ્રન્થકાર જણાવે છે–]

મધ્યમકક્ષાના જીવને ઇર્યાસમિતિ વગેરે અષ્ટ પ્રવચન માતાના પાલનવાળુ, રાગ-દ્વેષ-મોહ રૂપ કે કરણ-કરાવણ-અનુમોદનરૂપ કે જીવઘાત કરવો-રાધવું-ખરીદવુ રૂપ ત્રણકોટિથી શુદ્ધ ભોજનના આચારવાળુ એવું સાધુનું સદ્વૃત્ત ભાવપૂર્વક વર્ણવવું. બાળજીવ પાસે જ્યાં પિંડવિશુદ્ધિ વર્ણવવામાં આવે એના કરતાં પણ વધુ સૂક્ષ્મતાપૂર્વક મધ્યમજીવો પાસે વર્ણવવી ||૨૨||આ જ અંગે ગ્રન્થકાર અન્ય વાતો કહે છે–]

પ્રથમ વયમાં અધ્યયન કરવુ, બીજી વયમા અર્થશ્રવણ કરવું અને ત્રીજી ઉમરમાં ધ્યાનથી આત્માને ભાવિત કરવો. આવા પ્રકારના વયના ક્રમે અધ્યયન, શ્રવણ અને ધ્યાન યુક્ત સદ્વૃત્ત કહેવુ. [અહી અધ્યયન એટલે મુખ્યતયા સૂત્ર ગોખવાની વાત જાણવી. બાલ્યવયમા યાદદાસ્ત તીવ્ર હોય છે ને સમજશક્તિ ઓછી, માટે એ ઉંમરે અધ્યયન કરવાનું કહ્યું. ઉમર વધતા સમજશક્તિ વધતી જાય છે ને સામાન્યતયા સ્મરણશક્તિ ઘટતી જાય છે. માટે એ ઉમરે અર્થ શ્રવણ કરવાનુ કહ્યુ. જેમ જેમ ઉમર વધતી જાય છે તેમ તેમ અનેક અનુભવો થતા જાય છે– તડકા-છાયામાથી વારવાર પસાર થવાનુ બનતુ રહે છે. તેથી પ્રારભકાળે સામાન્ય પ્રસંગ પણ મનમાં જેવા સંકલ્પ-વિકલ્પોના તોફાન મચાવતો તેવા તોફાન પાછલી ઉમરમાં વિશેપ પ્રસગો પણ મચાવી ન શકે એવી માનસિક કેળવણી-સહનશીલતા પ્રાયઃ પેદા થઇ હોય છે. એટલે એ ઉંમરમા ધ્યાન સુકર બને છે. માટે એ વયમાં ધ્યાન કરવાનું કહ્યુ છે] તેમજ 'આ ગુરુ મારો સસારક્ષય કરનારા છે' આવા કુશલપરિણામપૂર્વક ગુરુને પરતત્ર રહેવુ. આ પારતંત્ર્ય ભગવત્પ્રાપ્તિના બીજભૂત છે જેનાથી મોક્ષ થાય છે ||૨૩|| [પંડિત શ્રોતાને આપવાની દેશનાનુ દિગ્દર્શન કરતા ગ્રન્થકાર કહે છે–]

**वचनाराधनाद्धर्मोऽधर्मस्तस्य च बाधनात्।**
**धर्मगुह्यमिदं वाच्यं बुधस्य च विपश्चिता।।२४।।**

वचनेति। वचनाराधनाद् = आगमाराधनयेव धर्मः, तस्य = वचनस्य बाधनादेवाधर्मो, नान्यत्रैकान्त इत्येतदुपसर्जनीकृतसकलक्रिय प्रधानीकृतभगवद्वचनं धर्मगुह्य बुधस्य विपश्चिता वाच्यं, वचनायत्तत्वात्सर्वानुष्ठानस्य।।२४।।

**इत्थमाज्ञाऽऽदरद्वारा हृदयस्थे जिने सति।**
**भवेत्समरसापत्तिः फलं ध्यानस्य या परम्।।२५।।**

इत्थमिति। इत्थं = अनया रीत्याऽऽज्ञाऽऽदरद्वारा = भगवद्वचनबहुमानद्वारेण हृदयस्थे = ध्यानसाक्षात्कृते जिने सति भवेत्समरसापत्ति = समतापत्तिर्या ध्यानस्य परं = प्रकृष्टं फलं, तदाह – [1]"सैपेह

જિનવચનની- આગમની આરાધનાથી જ શ્રુત-ચારિત્ર ધર્મ થાય છે. અને તે વચનને બાધા પહોચાડવાથી જ, કષ્ટ વગેરે કરવા છતાં અધર્મ થાય છે. આ એક જ બાબતમા એકાન્ત છે, અન્ય 'અહિસા' 'કષ્ટ' વગેરે બાબતમા એકાન્ત નથી. એટલે કે 'જેમાં અહિસા હોય તે ધર્મ, જેમા અહિસા ન હોય તે અધર્મ' ઇત્યાદિરૂપ કોઇ એકાન્ત નથી આમ 'જિનાજ્ઞાની આરાધનાથી ધર્મ અને વિરાધનાથી અધર્મ' આવું વિધિ- નિષેધ ગર્ભિત ધર્મનુ રહસ્ય જણાવનાર વચન 'પડિત' કક્ષાના શ્રોતાને કહેવું આ વચનમા સકલ અનુષ્ઠાનોને ગૌણ કરવામાં આવ્યા છે અને ભગવદ્વચનને મુખ્ય કરવામા આવ્યુ છે. આવુ એટલા માટે કરાય છે કે બધા અનુષ્ઠાનો જિનવચનને આધીન છે ॥૨૪॥ [જિનવચનનો આવો આદર કરવાથી થતા લાભને ગ્રન્થકાર જણાવે છે–]

[આજ્ઞાઆદરનું પ્રકૃષ્ટ ફળ]

આ રીતે દરેક અનુષ્ઠાનમા ભગવાનની આજ્ઞાને આગળ કરવા રૂપે એનો આદર કરવાથી ભગવાન્ હૃદયસ્થ થાય છે 'એક સબધીનુ જ્ઞાન અન્ય સબધીનુ સ્મારક હોય છે' આ ન્યાય મુજબ, ભગવદ્વચન રૂપ એક સબધીનુ કરેલુ જ્ઞાન તેના સ્વતત્ર વક્તૃત્વ સબધથી અન્ય સબધી એવા ભગવાન્નુ સ્મરણ કરાવે છે આમ સ્મૃતિ દ્વારા ભગવાન્ હૃદયસ્થ બને છે ભગવાન્ હૃદયસ્થ થયે સમરસાપત્તિ (સમતાપત્તિ) થાય છે જે ધ્યાનનુ પ્રકૃષ્ટ ફળ છે [ભગવત્સ્વરૂપમા ઉપયુક્ત બનેલો જીવ તે ઉપયોગથી અભિન્ન હોઇ પરમાર્થથી ભગવાન્મય જ બની જાય છે આમ બાહ્યઆલંબનભૂત ભગવાન્ના આકારથી ઉપરક્ત એવી મનની ધ્યાનવિશેષરૂપ કે તેના ફળ રૂપ જે વિશેષ અવસ્થા હોય છે તેને 'સમાપત્તિ' કહે છે. યોગ શાસ્ત્રમા કહ્યુ છે કે 'तत्स्थतदजनता समापत्ति' આ સમાપત્તિ 'મારામા ભગવત્સ્વરૂપ છે, હુ તે જ છું' ઇત્યાદિ ધ્યાનથી ઉલ્લિખિત થતા વૈજ્ઞાનિક સબંધવિશેષ રૂપ છે ] આ સમાપત્તિ જ સમ્યક્ત્વ વગેરે ગુણપુરુષ રૂપ યોગીની માતા છે તેમજ નિર્વાણફળ આપનારી છે એમ બીજા ષોડશકના ૧૦ મા શ્લોકમા કહ્યુ છે. (અહી સમ્યક્ત્વાદિની માતા તરીકે કહેવા દ્વારા એ સૂચન જાણવુ કે સમ્યક્ત્વ પેદા કરનાર સમતાપત્તિ પણ એ અવસ્થાને ઉચિત ધ્યાનનુ ફળ છે ) માટે આ સમાપત્તિને ધ્યાનના પ્રકૃષ્ટફળરૂપે અહી કહી છે.

इत्थं च – વળી, આ રીતે પણ આજ્ઞાનો આદર જ ગરીયાન્ = મહત્ત્વનો છે– મુખ્ય છે કઇ રીતે? આ રીતે– આગમવચનોક્ત અર્થના સ્મરણપૂર્વક થતુ ધર્મવ્યાપારરૂપ વચનાનુષ્ઠાન કે જે સમાપત્તિસજ્ઞક

१ चिन्तामणिः परोऽसौ तेनैव भवति समरसापत्तिः। सैवेह योगिमाता निर्वाणफलप्रदा प्रोक्ता।।

योगिमाते'ति [षोड. २/१५]। इत्थं च समापत्तिसञ्ज्ञकाऽसंगानुष्ठानफलकस्य वचनानुष्ठानस्याज्ञाऽऽदर-

અસગાનુષ્ઠાનસ્વરૂપ ફળનું જનક છે તે આ રીતે આજ્ઞાના આદર દ્વારા જ ઉત્પન્ન થાય છે પહેલા દંડ દ્વારા ચક્રભ્રમણ થાય છે ને પછી દંડ કાઢી લીધો હોવા છતા તજ્જન્ય સસ્કાર દ્વારા ચક્રભ્રમણ થતું રહે છે. એમ પહેલા, જિનવચનના અનુસધાનપૂર્વક અનુષ્ઠાન થાય છે એ વચનાનુષ્ઠાન છે. આ વચનાનુષ્ઠાનથી એવા સંસ્કાર ઊભા થાય છે કે જેથી પછી, વચનોનું અનુસંધાન ન હોવા છતા ચન્દનગન્ધન્યાયે સહજ રીતે અનુષ્ઠાન થયા કરે છે. આ અસગાનુષ્ઠાન છે તેથી અહી વચનાનુષ્ઠાનને અસંગાનુષ્ઠાનફળક કહ્યું છે. 'સમાપત્તિસજ્ઞક' એવા વિશેષણ દ્વારા અહી ગ્રન્થકારે અસગાનુષ્ઠાનની 'સમાપત્તિ' એવી સજ્ઞા સૂચવી છે. યોગદૃષ્ટિસમુચ્ચયના ૧૭૬ મા શ્લોકમા અસંગાનુષ્ઠાનના પ્રશાન્તવાહિતા, વિસભાગપરિક્ષય, શિવવર્ત્મ અને ધ્રુવાધ્વા એવા નામો જણાવ્યા છે છતાં, યોગવિંશિકા મૂળ તથા વૃત્તિમા અરૂપી પરમાત્મારૂપ આલંબનના કેવલજ્ઞાનાદિ ગુણોની સમાપત્તિસ્વરૂપ પરિણતિને અનાલંબનયોગ તરીકે જણાવેલ છે. વળી એની અઢારમી ગાથામા અસંગ-અનુષ્ઠાનને અનાલંબન યોગ તરીકે જણાવેલ છે એટલે અસંગાનુષ્ઠાન = અનાલબન યોગ = સમાપત્તિ થવાથી અસગાનુષ્ઠાનની 'સમાપત્તિ' એવી સજ્ઞા જણાવી છે

આમ, આજ્ઞાના આદરથી જ વચનાનુષ્ઠાન દ્વારા અસંગાનુષ્ઠાનાત્મક વિશિષ્ટ ફળ પ્રાપ્ત થતું હોવાથી એ જ ગરીયાન્ છે એ નિશ્ચિત થયુ. क्रियान्तरे च. આજ્ઞાના આદર રહિતપણે જે તપ વગેરે અનુષ્ઠાનો કરાય છે તેનું આવુ પ્રકૃષ્ટફળ મળતુ નથી, કારણકે એમા વચનના પુરસ્કાર દ્વારા, ભગવાન હૃદયસ્થ થતા ન હોવાથી સમાપત્તિ થતી નથી.

અહી એ સમજવા જેવું છે કે, ભાવનામય જ્ઞાનમાં બધી જ ક્રિયાઓ ગૌણ ને જિનવચન જ મુખ્ય ભાસવા-પ્રરૂપવાની જે વાત ૨૪ મા શ્લોકમા કરેલી એના અનુસંધાનમાં આ ૨૫ મા શ્લોકમા इत्थ = अनया रीत्या એમ જણાવીને આજ્ઞાના આદરની વાત કરી છે. એટલે પ્રસ્તુતમા, સમાપત્તિસ્વરૂપ પ્રકૃષ્ટ ફળ લાવી આપનાર આજ્ઞા આદર તરીકે ભાવનામય જ્ઞાન દ્વારા પ્રગટતો આજ્ઞાઆદર સમજવો જોઇએ. તેથી, ક્યારેક, 'શાસ્ત્ર વચનો જ અમારે પ્રમાણ છે, શાસ્ત્ર જ અમારી ચક્ષુ છે, અમે તો શાસ્ત્રને જ અનુસરીએ. . શાસ્ત્ર શુ કહે છે? તે જણાવો. .' વગેરે પ્રચાર દ્વારા પોતાને શાસ્ત્રાનુસારી માનનારાઓ પણ આ ભાવનાજ્ઞાનથી સો યોજન દૂર રહ્યા હોવાના કારણે, સમાપત્તિ તરફ આગળ વધવાની વાત તો દૂર રહી, કઇક મિથ્યાઅભિનિવેશના કારણે, મોક્ષ-મોક્ષ કરવા છતા, મોક્ષથી કેટલાય દૂર ફેકાઇ જતા હોય છે બેશક, પ્રભુવચનો પ્રત્યે તેઓનો ખૂબ આદર અહોભાવ હોવો તે, ને એ આદરભાવના પ્રભાવે જ પ્રભુવચનોને નજરમા રાખી તેઓ યાવત્ સસાર ત્યાગ કરી કઠોર સાધનામય જીવન જીવતા હોય તે. .ને કેટલાય શાસ્ત્રોનુ અધ્યયન પણ કરતા હોય તે. . ને આ બધુ નજરમા રાખી 'આપણને તો ઘણો પ્રભુવચનનો પ્રેમ છે' આવી માન્યતામા પણ રાચતા હોય તે .. આ બધું સભવિત છે... પણ ભાવનાજ્ઞાનના અભાવનો પ્રભાવ જુઓ. આવી માન્યતાને એ માત્ર ભ્રાન્તિરૂપ બનાવી દે છે.

તે તે શાસ્ત્રવચનનો યથાશ્રુત અર્થ (પદાર્થાદિ ચારમાનો પ્રથમ પદાર્થ) તેઓ સમજી શકતા હોય છે ને એ અર્થને જ સપૂર્ણ અર્થ રૂપ માની એના અભિનિવેશવાળા બનતા હોય છે. એટલે એ સૂત્રના ઉત્સર્ગપદે નીકળતા અર્થને તેઓ જાણતા હોય તો અપવાદપદે નીકળતા અર્થને જાણતા હોતા નથી. એ સૂત્રના વ્યવહારનયાભિપ્રાયે નીકળતા અર્થને જાણતા હોય તો નિશ્ચયનયાભિપ્રાયે નીકળતા અર્થને જાણતા હોતા નથી જાણતા ન હોય ત્યા સુધી તો ઠીક છે, પણ ક્યારેક પોતે જે જાણતા હોય તે જ સપૂર્ણ અર્થબોધ સ્વરૂપ છે, આ સિવાય આ સૂત્રનો બીજો કોઇ અર્થ હોય જ ન શકે આવો બધો અભિનિવેશ બંધાઇ જતો હોય છે જે

द्वारेवोपपत्तेरयमेव गरीयानिति फलितम्। क्रियान्तरे च नेतदुपपत्तिः, न च तदनन्तर भगवदनुध्यानादुपपत्तिः, अनियमादनुपङ्गत एवासगसभवाच्चेति ।।२५।।

**देशनैकनयाक्रान्ता कथं बालाद्यपेक्षया।**
**इति चेदित्थमेव स्यात्तद्बुद्धिपरिकर्मणा ।।२६।।**

देशनेति। धर्मगुह्यानुक्तो बालाद्यपेक्षयैकनयाक्रान्ता = व्यवहारादिमात्रप्रधाना देशना कथं युज्यते?

---

જીવને બીજા અભિપ્રાયે નીકળતા અર્થને સાભળવા-સમજવા માટેની ઉદારતાથી પણ વંચિત કરી દે છે, પરાભિપ્રાય માટે અત્યંત અસહિષ્ણુ બનાવે છે... ક્યારેક ઝનુની પણ બનાવે છે. જે બધું જ, એ જીવને મોક્ષમાર્ગથી ક્યાય દૂર હડસેલી દેવા માટે સમર્થ હોય છે.

આગળ ત્રીજી બત્રીશીમાં ગ્રન્થકાર, ગચ્છવાસ સંભવિત અલ્પદોષથી ડરીને ગચ્છને છોડી જનારા સાધુઓ, અત્યંત દુષ્કર તપશ્ચરણ વગેરે કરતા હોવા છતા, બાહ્યની જેમ અવ્રત હોય છે વગેરે જે જણાવવાના છે તેમા પણ આવુ જ કઇક સમજવુ જોઇએ આ જીવોને પણ ખૂબ શાસ્ત્રવચનની રૂચિ હોય છે, ને એના, પોતાને બેસેલા અર્થને (પદાર્થબોધને) અનુસરવા માટે જ તેઓ ગચ્છ છોડી ગયા હોય છે ને છતાં, આરાધક બનવાના બદલે મોટે ભાગે વિરાધક જ બની જતા હોય છે એ બધો ભાવનામય જ્ઞાન જન્ય આજ્ઞાઆદરના અભાવનો જ અપરાધ હોય છે. એમ ગચ્છમા રહ્યા હોવા છતા, ભાવનામયજ્ઞાન પામવાની તમન્ના ન ધરાવવી, ને પોતે કરેલા અર્થનો અભિનિવેશ પકડી લેવો... આ બધાના કારણે બાહ્ય દૃષ્ટિએ આજ્ઞા રુચિ હોવા છતાં, બાહ્યતાપસ વગેરેની જેમ અભિન્નગ્રન્થિપણુ- અવ્રતપણુ વગેરે નુકશાનો લમણે ઝીકાય એ અસભવિત નથી. માટે સર્વ આત્મહિતેચ્છુએ ભાવનામય જ્ઞાન સુધી પહોંચવાનો પ્રયાસ કરવો જોઇએ ને જ્યા સુધી એ શક્ય ન બને ત્યાં સુધી એ જ્ઞાનને પામેલા ગીતાર્થ ગુરુનુ પારતન્ત્ર્ય સ્વીકારવું જોઇએ. આ રહસ્ય છે.

ભાવનાજ્ઞાન જન્ય આજ્ઞાઆદર પૂર્વક થતી ક્રિયાનું જ સમાપત્તિસ્વરૂપ પ્રકૃષ્ટફળ મળે છે એ કહ્યું. – આવા આદર વિનાની ક્રિયામા એવુ પ્રકૃષ્ટ ફળ મળતું નથી, કારણકે એમાં ભગવાન્ હૃદયસ્થ થતા હોતા નથી.

શંકા – એવી આદર શૂન્ય ક્રિયા પછી ભગવાન્નુ ધ્યાન ધરવાથી ભગવાન હૃદયસ્થ થશે ને તેથી એ પ્રકૃષ્ટફળ પણ પ્રાપ્ત થઇ જશે ને?

**સમાધાન** – આ બરાબર નથી, કારણકે દરેક ક્રિયા પછી ભગવદ્ધ્યાન થાય જ એવો કે એવુ ધ્યાન લગાવવાથી સમાપત્તિ થાય જ એવો કોઇ નિયમ નથી આશય એ છે કે, ભગવદાજ્ઞાના આદર પૂર્વક ક્રિયા થાય તો વચનાનુષ્ઠાન ને ક્રમશ· અસંગ અનુષ્ઠાન થવાનો નિયમ છે. જ્યારે, 'આત્મહિત માટે ભગવદાજ્ઞા જ મહત્ત્વની છે' આવો આદર જેને પેદા થયો નથી (પછી ભલે ને અનાદર ન હોય) એવી વ્યક્તિ આત્મહિત માટે ક્રિયા કરી પછી પ્રભુનુ ધ્યાન કરે તો એ અવશ્ય સમાપત્તિ પામે જ એવો નિયમ નથી. ક્યારેક કોક જીવ ધ્યાનની તેવી તીવ્રતાને કારણે એ પામી જાય તો, તેમાં પણ પ્રભુવચનના આદરનો અનુષંગ = સંબંધ હોવાની સંભાવના છે, ને એના પ્રભાવે અસંગઅનુષ્ઠાન સભવિત બને છે માટે અતતો ગત્વા આજ્ઞાનો આદર જ મહાન્ છે એ જાણવુ ।।૨૫।। [બાળ વગેરેને આપવાની દેશનાનું સ્વરૂપ કહ્યુ. એના પર સભવિત શંકાનું સમાધાન દેખાડવા ગ્રન્થકાર કહે છે–]

[એકનયાકાન્તદેશનાથી પણ બુદ્ધિ પરિકર્મણા]

શંકા - બાળ વગેરે શ્રોતાને ધર્મના રહસ્યભૂત વચનની પ્રધાનતા વગેરે રૂપ નિશ્ચયને કહ્યા વગર માત્ર

'एगते होइ मिच्छत्त' इति वचनादिति चेत्? इत्थमेव = वालाद्यपेक्षया व्यवहारादिमात्रप्राधान्येनैव तद्वुद्धेः = वालादिवुद्धेः परिकर्मणा = अर्थान्तरग्रहणसौकर्यरूपा स्यात्। इत्थं चात्रार्थान्तरप्रतिपक्षाभावान्नयान्तरव्य-वस्थापनपरिणामाच्च न दोषः, शिष्यमतिपरिकर्मणार्थमेकनयदेशनाया अपि संमत्यादौ व्युत्पादनात्।।२६।।

**प्रमाणदेशनैवेयं ततो योग्यतया मता।**
**द्रव्यतः सापि नो मानं वैपरीत्यं यया भवेत्।।२७।।**

प्रमाणेति। तत इयं योग्यतया प्रमाणदेशनेव मता, व्युत्पादयिष्यमाणनयान्तरसमाहारेण तत्त्वोपपत्तेः, तद्भावेन तत्फलसंभवाच्च। द्रव्यतः फलानुपयोगलक्षणात् सापि = प्रमाणदेशनापि नो मानं = न प्रमाणं

---

બાહ્ય આચાર વગેરેની પ્રધાનતાવાળી વ્યવહારપ્રધાન દેશના આપવી એવું તમે કહ્યુ. પણ આવી દેશના શી રીતે યોગ્ય કહેવાય? કેમકે કોઇ પણ નયના એકાન્તમાં મિથ્યાત્વ છે એવું શાસ્ત્રવચન છે.

સમાધાન – બાળ વગેરે દરેક શ્રોતાને સ્યાદ્વાદમય વાતોનો જ બોધ કરાવવાનો વક્તાનો અભિપ્રાય હોય છે પણ બાળ વગેરેની બુદ્ધિ જ એવી હોય છે કે વ્યવહારાદિમાત્રના પ્રાધાન્યવાળી દેશનાથી જ એ એવી પરિકર્મિત થઇ શકે છે કે જેથી નિશ્ચયાદિને માન્ય અર્થાન્તરને સમજવો સરળ બને. આમ આવી એકનયના પ્રાધાન્યવાળી આ દેશનામાં પણ અન્યનયમાન્ય અર્થાન્તરનુ ખંડન જ કરવાનો અભિપ્રાય હોતો નથી. તેમજ એ અન્યનયમાન્ય અર્થનું પણ (યોગ્ય અવસરે) વ્યવસ્થાપન કરવાનો પરિણામ હોવાથી મિથ્યાત્વ લાગી જવાનો દોષ નથી. આ રીતે શિષ્યની બુદ્ધિને વિકસિત કરવા માટે એકનયમાન્ય દેશના દેવી પણ કલ્પે છે એ બાબતનુ શ્રી સમ્મતિતર્ક પ્રકરણ વગેરેમાં પ્રતિપાદન કર્યું છે. એટલે, પંડિતને અપાતી ધર્મગુહ્યનુ– આજ્ઞાઆદરનું મહત્ત્વ સમજાવતી દેશના જ ભાવનાજ્ઞાન વગેરે સુધી પહોંચાડનારી હોવાથી પ્રકૃષ્ટફળ પ્રયોજિકા બનતી હોવાથી એ પ્રધાન છે જ પણ એની ભૂમિકા ન હોવાથી જે રીતે એ ભૂમિકા ઘડાય એ રીતે (યોગ્યભૂમિકા ઘડવા માટે) બાળ– મધ્યમને વ્યવહાર નયાક્રાન્ત દેશના અપાય છે. તેથી બાળ જીવ ધીમે ધીમે મધ્યમ બને છે ને મધ્યમજીવ પંડિત બને છે. આ વાત આગળના શ્લોકમા કરશે.॥૨૬॥ [નય કરતા પ્રમાણ મહાન્ છે. માટે તો તત્ત્વાર્થસૂત્ર 'प्रमाणनयैरधिगमः' માં અલ્પસ્વરી એવા પણ 'નય' શબ્દને પ્રથમ ન મૂકતાં બીજો મૂક્યો છે. એટલે નયદેશના કરતા પ્રમાણદેશના જ મહાન્ હાવાથી બાળ વગેરેને પણ પ્રમાણ દેશના જ શા માટે ન આપવી? એવી શકાનું સમાધાન કરવા ગ્રન્થકાર કહે છે–]

બાળ વગેરેને લક્ષ્યમાં રાખીને અપાતી એકનયદેશના પણ તેની બુદ્ધિની પરિકર્મણા દ્વારા અન્યનયદેશનાની ભૂમિકા તૈયાર કરતી હોવાથી પ્રમાણદેશના રૂપ જ મનાયેલી છે, કારણકે તેવી ભૂમિકા તૈયાર થવા પર અન્યનયની પ્રજ્ઞાપના થાય છે. એટલે ઉભયનયનો સમાહાર થવાથી એ દેશનામા પ્રમાણદેશનાપણું સગત ઠરે છે વળી આ પ્રમાણદેશનાપણાના કારણે (અથવા અન્યનયની પણ દેશના થવાના કારણે ઉભયનયની સાપેક્ષતા સમજાવાથી = 'પ્રમાણ' ભૂત વાતો = પ્રામાણિક વાતો સમજાવાથી) પ્રમાણદેશનાનુ જે ફળ છે તે ફળ પ્રાપ્ત થવું સભવે છે. એટલે આ કારણે પણ બાળ વગેરેને આપેલી એકનયદેશના પ્રમાણદેશના જ છે. બાકી બાળ વગેરેને જો સીધી પ્રમાણદેશના આપવામાં આવે તો તેઓની બુદ્ધિ તેવી પરિકર્મિત ન હોવાથી જે ફળ મળવું જોઇએ એ ફળ મળતું નથી. એટલે એ દેશના દ્રવ્યથી પ્રમાણ દેશના કહેવાય છે. આવી દ્રવ્યથી પ્રમાણદેશના પ્રમાણભૂત નથી, કેમકે એનાથી બુદ્ધિનો યોગ્ય પ્રકાશ થવાના બદલે ઉપરથી બુદ્ધિનો અંધાપો થાય છે, સાધુવેશ વગેરે પરનું એનુ બહુમાન નષ્ટ થઇ જાય છે [બેશક, દૂધ વધારે શક્તિપ્રદ છે. પણ હોજરી જો દૂધને પચાવવા

यया वैपरीत्य ध्यान्ध्यलक्षण भवेत्।।२७।।

**आदौ यथारुचि श्राव्यं ततो वाच्यं नयान्तरम्।**
**ज्ञाते त्वेकनयेऽन्यस्मात् परिशिष्टं प्रदर्शयेत्।।२८।।**

आदाविति - आदो = प्रथमं यथारुचि = श्रोतृरुच्यनुसारिनयानुगुण्येन श्राव्यं जिनवचनम्। ततः स्वपारतन्त्र्य बुद्धिपरिकर्मणां च श्रोतुर्ज्ञात्वा नयान्तर वाच्यम्। अन्यस्मात् = स्वव्यतिरिक्तात्त्वेकस्मिन्नये श्रोत्रा ज्ञाते सति परिशिष्ट = अज्ञातनयान्तर प्रदर्शयेत्, अप्राप्तप्रापणगरीयस्त्वान्महतामारभस्य।।२८।।

**संविग्नभाविता ये स्युर्ये च पार्श्वस्थभाविताः।**
**मुक्त्वा द्रव्यादिकं तेषां शुद्धोञ्छं तेन दर्शितम्।।२९।।**

संविग्नेति। *[सविग्नभाविता वाला पडिताश्च स्यु, पार्श्वस्थवासिता वालाः स्यु, तत्र पार्श्वस्थवासिता

માટે સમર્થ નથી, તો મગનુ પાણી આપવુ જ હિતકર બને છે. મગનુ પાણી જ હોજરીને ક્રમશઃ દૂધ પચાવવાને પણ સમર્થ બનાવશે. બાકી દૂધ પચાવવાની શક્તિ ન હોવા છતા, 'દૂધ સંપૂર્ણ ખોરાક છે' એટલી જ વાતને નજરમા લઇ આપવામા આવે તો શક્તિના બદલે અશક્તિ જ વધે એ સ્પષ્ટ છે ]॥૨૭॥ [ક્રમશઃ નયદેશના આપવી એ પણ પ્રમાણદેશનારૂપ બને છે એવુ કહ્યુ એમાં કયા ક્રમે તે તે નયદેશના આપવી એ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

[નયદેશનાપ્રદાનનો ક્રમ]

સહુ પ્રથમ શ્રોતાની જેવી રુચિ હોય તેને અનુકૂળ જે નય હોય તેની દેશના આપવી [આનાથી શ્રોતાને વક્તા પ્રત્યે આકર્ષણ થાય છે જેના પ્રભાવે એને વક્તા પર કઇક આસ્થા થવાથી વક્તાની વાત પર વિચાર કરવા અને સ્વીકારવા એ તૈયાર થાય છે માટે તો ઉપમિતિભવપ્રપંચાકથામાં અર્થપ્રેમી જીવને અર્થકથાથી આકર્ષવા વગેરેની વાત છે ] આવી દેશનાથી એ શ્રોતા પોતાને (વક્તાને) પરતન્ત્ર બન્યો છે(પોતે જે કહેશે એને સ્વીકારવાની તૈયારી વાળો થયો છે) એ, તેમજ અન્ય નયની વાત સમજવા માટે આવશ્યક એવી એની બુદ્ધિની પરિકર્મણા થઇ ગઇ છે એ, જાણીને પછી વક્તાએ એને બીજા નયની દેશના આપવી. [એક પણ નયની વાત મુખ્યતયા જેણે જાણી નથી એવા શ્રોતા માટે આ વાત કહી.] જે શ્રોતાએ એક નયની વાત અન્ય વક્તા પાસેથી પહેલા જાણી લીધી છે (પણ એનો અભિનિવેશ નથી) તેવા શ્રોતાને અજ્ઞાત એવા બીજા નયની દેશના આપે. [એ પણ પોતાના પર એનો વિશ્વાસ ઊભો કરીને પછી આપવી, એ જાણવું તેમજ એમાં પ્રથમ જ્ઞાત નયનુ મુખ્યતયા ખડન ન હોય તે જાણવુ, કેમકે એ નયની એની વ્યુત્પત્તિ પણ ઊભી જ રાખવાની છે ] કારણકે મહાપુરુષોનો કોઇપણ પ્રયાસ અપ્રાપ્તચીજની પ્રાપ્તિ કરાવનારો હોવાના કારણે જ મહાન હોય છે ॥૨૮॥ [આ જ વાતને એક શાસ્ત્રસિદ્ધ બાબતથી સ્પષ્ટ કરતા ગ્રન્થકાર કહે છે –]

સવિગ્નભાવિત જીવો બાળ પણ હોઇ શકે, પડિત પણ હોઇ શકે પાસત્થાઓથી વાસિત જીવો બાળ હોય છે તે બાળજીવો મુગ્ધ પણ હોઇ શકે, અભિનિવિષ્ટ પણ હોઇ શકે આમાંથી જે સવિગ્નભાવિત બાળ જીવો હોય છે તેઓ અપરિણત હોય છે દ્રવ્ય-ક્ષેત્ર વગેરેની તેવી વિશેષ પરિસ્થિતિને ન જાણતા તેઓ વિશેષ પ્રકારના દ્રવ્ય-ક્ષેત્ર વગેરેને પણ સામાન્યસજોગો રૂપે જ જુએ છે અને તેથી 'સાધુઓને શુદ્ધ ભિક્ષા જ અપાય, એવા

* બ્રેકેટ અતર્ગત પાઠ સવેગી ઉપાશ્રય, હાજા પટેલની પોળ, અમદાવાદની હસ્તલિખિત પ્રતમા નથી

वाला (मुग्धा) आभिनिवेशिकाश्च वोध्या.। ये सविग्नभाविता वालास्तेऽपरिणताः यथापरिणतिमजानाना द्रव्यादिकमविशेपतयैकान्तव्यवस्थानाः] । तेन = हेतुना ये संविग्नभाविताः स्युः ये च पार्श्वस्थभावितास्तेपां द्रव्यादिकं मुक्त्वाऽऽदिना क्षेत्रादिग्रहः, शुद्धोञ्छ = शुद्धपिंडविधान दर्शित,

• [1]सविग्गभाविआणं लुद्धयदिट्ठतभाविआणं च।

સ્વઅભિપ્રાયમુજબના એકાન્તની માન્યતાવાળા હોય છે. [આવી માન્યતાવાળી પરિસ્થિતિ ઊભી એવી રીતે થયેલી હોય છે કે, પૂર્વે જે સંવિગ્નો આવ્યા હોય તેઓએ સામાન્ય નિયમ મુજબ પ્રથમ ઉત્સર્ગ દેખાડવાનો હોઇ આ ઉત્સર્ગમાર્ગ તેઓને દેખાડ્યો હોય. એ પછી અપવાદમાર્ગ દેખાડવાનો અવસર રહ્યો ન હોય અથવા તે શ્રોતાઓની બુદ્ધિ તેવી પરિકર્મિત થઇ ન હોય અને તેથી અપવાદમાર્ગ દેખાડ્યો ન હોય એટલે એ બાળજીવોએ આવો એકાન્ત નક્કી કરી દીધો હોય છે કે શુદ્ધભિક્ષા જ વહોરાવાય (આ એકાન્તનો પણ અભિનિવેશ ન પકડાઇ ગયો હોય તે જાણવુ). 'સૌ પ્રથમ શ્રોતાની રુચિને અનુસરીને એને અનુકૂળ નયદેશના આપવી તેમજ શ્રોતાએ એકનય જો અન્ય પાસેથી જાણ્યો હોય તો એને અન્યનયની દેશના આપવી' આવી ઉપર દેખાડેલી જે વ્યવસ્થા છે તેના કારણે જ બૃહત્કલ્પ વગેરેમાં જેઓ સંવિગ્નભાવિત હોય તેમજ જેઓ પાર્શ્વસ્થભાવિત હોય તે (બાળજીવોને) તેવા વિશેષ પ્રકારના દ્રવ્ય-ક્ષેત્ર વગેરેને છોડીને શુદ્ધ ભિક્ષાદાનનું વિધાન ઉપદેશવાનુ જણાવ્યું છે. ત્યાં કહ્યું છે કે 'સવિગ્નભાવિત ગૃહસ્થોને તેમજ લુબ્ધક દૃષ્ટાન્તભાવિત ગૃહસ્થોને તેવા વિશેષ ક્ષેત્ર, કાલ અને ભાવને છોડીને શુદ્ધ પિડની વાતો કહે '] [આમાં સવિગ્નભાવિત ગૃહસ્થોને શુદ્ધપિડની દેશના દેવાની જે વાત છે એ 'પ્રથમ યથારુચિ દેશના આપવાની' વાતના સમર્થનમાં જાણવી, અને લુબ્ધક દૃષ્ટાન્તભાવિતને જે શુદ્ધપિડની દેશના દેવાની વાત છે એ 'અન્ય અજ્ઞાત નય દેખાડવાની' વાતના સમર્થનમાં જાણવી, કારણકે લુબ્ધક દૃષ્ટાન્તભાવિત આ જીવોએ અશુદ્ધ ભિક્ષા આપવાની વાત તો પાસત્થા પાસેથી જાણેલી જ હોય છે લુબ્ધક દૃષ્ટાન્તભાવિત જીવોને શુદ્ધપિંડની આ દેશના પણ પોતાના વચન પર એને વિશ્વાસ બેસે એવી ભૂમિકા ઊભી કર્યા પછી સમજવી, અન્યથા, કાં તો વક્તાની સત્યવાતને પણ અસત્ય માની એ ફગાવી દે અથવા તો બુદ્ધિભેદ થવાથી દ્વિધામાં પડે, અને અશુદ્ધ ભિક્ષા આપવાનુ પણ બંધ કરે તો ભગવતીજીમા કહેલા પ્રચુરનિર્જરાના લાભથી પણ વંચિત રહે શ્રોતાને સ્વવચન પર વિશ્વાસ બેસે એવી પરિસ્થિતિ નિર્માણ કરવી એ આત્માર્થી ધર્મોપદેશકનુ એક બહુ મહત્ત્વનું કર્ત્તવ્ય છે. એમાં ય જ્યારે એક નયને જ જાણનાર અને શ્રદ્ધા કરનાર શ્રોતાને અન્યનયનુ પ્રદર્શન કરવાનુ હોય ત્યારે તો એ અત્યત આવશ્યક બની જાય છે. એટલે જ તો, દીર્ઘ અટવીમાંથી જ્યારે વિહાર કરવાનો હોય અને તેથી અપવાદ પદે અશુદ્ધ ભિક્ષા વગેરેનો પણ ઉપયોગ કરવાનો હોય ત્યારે માત્ર ઉત્સર્ગને જ જાણનાર અને સદ્દહનાર અગીતાર્થો ઉત્સર્ગને જ પકડીને અહિત ન આચરી બેસે એ માટે તેઓને અધ્વાકલ્પ (દીર્ઘઅટવી પસાર કરતી વખતના આચારો) જે કહેવાનો હોય છે (કે જેમા અટવી સંબંધી અપવાદની વાતો પણ આવે છે) તેના પર તે અગીતાર્થોને 'આ તો આચાર્ય મહારાજ પોતાની કલ્પેલી બધી વાતો કહે છે, શાસ્ત્રમા તો આવુ અશુદ્ધ લેવાનું કાંઇ કહ્યું નથી' એવો અવિશ્વાસ ન થઇ જાય એ માટે 'આચાર્ય જાણીબૂઝીને વચમાં વચમાં કંઇક કહેવાનુ છોડી દે અને અન્ય ગીતાર્થો 'ગુરુજી, આ તો કહેવાનુ રહી ગયું' એમ કહી યાદ કરાવે એવી કરામત કરવાનું છેદગ્રન્થોમા કહ્યું છે.(જેથી તે અગીતાર્થોને પણ પ્રતીતિ થાય કે આચાર્ય મહારાજ આ જે બધુ કહે છે તે સ્વકલ્પિત નથી, શાસ્ત્રોક્ત છે અને તેને અન્ય ગીતાર્થો પણ જાણે જ છે.) સવિગ્નભાવિતને પણ જે એની રુચિને અનુસારે શુદ્ધ ભિક્ષાની

१ सविग्न भाविताना लुब्धकदृष्टान्तभाविताना च। मुक्त्वा क्षेत्रकाल भाव च कथयन्ति शुद्धोञ्छम्।।

मुत्तूण खित्तकाल भाव च कहिति गुज्जुंछं।। इत्यादिना बृहत्कल्पादौ। अत्र हि संविग्नभावितान् प्रति द्रव्यादिकारणेष्वशुद्धस्यापि व्युत्पादन, पार्श्वस्थभावितान् प्रति च शुद्धोञ्छविधेरेव तत्सार्थकमिति लभ्यते, इतरत्तु पिष्टपेषणतुल्यमिति।।२९।।

**दुर्नयाभिनिवेशे तु तं दृढं दूषयेदपि।**
**दुष्टांशच्छेदतो नांघ्री दूषयेद्विपकंटकः।।३०।।**

दुर्नयेति। परस्य कुदेशनया दुर्नयाभिनिवेशे त्वेकान्तग्रहरूपे ज्ञाते तं = दुर्नयं दृढं दूषयेदपि। यतो दुष्टांशस्य छेदतो विपकटकोऽघ्री न दूषयेदेवमिहापि दुर्नयलवच्छेदे द्वावपि नयौ सुस्थितावतिष्ठेते इति।

---

દેશના આપવાનુ કહ્યુ તે 'સ્વવચન પર એને વિશ્વાસ બેસે' ઇત્યાદિરૂપ સ્વપારતન્ત્ર્યનું અને બુદ્ધિપરિકર્મણાનુ સંપાદન થાય એ માટે જાણવું. એ થયા બાદ] સવિગ્નભાવિત તે ગૃહસ્થોને તેવા વિશેષ પ્રકારના દ્રવ્ય વગેરે કારણોએ 'અશુદ્ધભિક્ષાનું પણ દાન કરાય' ઇત્યાદિરૂપ અન્યનયથી પણ માહિતગાર કરે. પાર્શ્વસ્થભાવિત ગૃહસ્થ તો આ નયની બાબતમા વ્યુત્પન્ન જ હોવાથી તેને તો માત્ર શુદ્ધપિંડની દેશનાથી જ ઉભયનયનો પરિચય થઇ જવાથી પ્રમાણ દેશના સપન્ન થઇ જાય છે એટલે એને માટે તો શુદ્ધપિંડ અંગેનું વ્યુત્પાદન સાર્થક બને છે એ જણાય છે, અશુદ્ધ ભિક્ષાની દેશના તો એના માટે પિષ્ટપેષણ તુલ્ય જ બની રહે છે, કેમકે એ બાબતમા તો એ વ્યુત્પન્ન જ હોય છે સવિગ્નભાવિત ગૃહસ્થો 'અશુદ્ધભિક્ષા વહોરાવાય જ નહીં' આવો જે ખ્યાલ ધરાવતા હોય છ તેના નિવારણ માટે '(અવસરે) અશુદ્ધ ભિક્ષા પણ વહોરાવાય' એવી પ્રરૂપણા કરવી આવશ્ક હોય છે. પણ પાર્શ્વસ્થભાવિત ગૃહસ્થ એવો ખ્યાલ ધરાવતો હોતો નથી, માટે એને આવી પ્રરૂપણા કરવી આવશ્યક નથી એમ અહી જણાવ્યુ છે, બાકી, એ પણ, શુદ્ધ-અશુદ્ધ કાંઇ પણ વહોરાવાય, આટલો જ વ્યુત્પન્ન હોય છે. કેવા અવસરે શુદ્ધ અને કેવા અવસરે અશુદ્ધ વહોરાવવાનુ એ બાબતમા તો એ પણ અવ્યુત્પન્ન જ હોવાથી, જો એવી યોગ્ય ભૂમિકા હોય તો 'આવા દ્રવ્યાદિ અવસરે અશુદ્ધ પણ વહોરાવી શકાય' વગેરે ઉપદેશ સાર્થક છે જ અથવા તો, એને શુદ્ધભિક્ષાદાનનો ઉપદેશ જે આપવાનો હોય છે એમા જ આ વિભાજન પણ સમજાવી દેવાની હકીકત જાણવી એટલે કે સામાન્ય સયોગોમા શુદ્ધ જ અપાય, અશુદ્ધ પણ આપવાની જે વાત છે તે આવી આવી પરિસ્થિતિ માટે જાણવી. ટૂકમા, યાવદપ્રાપ્ત તાવદ્ વિધેયમ્ ]॥૨૯॥

[દુર્નયાભિનિવેશે દૃઢ ખંડન]

[અન્ય પાસેથી જાણેલા એક નયનો જો અભિનિવેશ બંધાઇ ગયો હોય અને તેથી એ દુર્નય બની ગયો હોય તો શુ કરવુ? એ ગ્રન્થકાર જણાવે છે–]

'શ્રોતાને અન્યની કુદેશનાથી એકાન્તના આગ્રહ રૂપ દુર્નયાભિનિવેશ થઇ ગયો છે' એવું જો જણાય તો એ દુર્નયનુ દૃઢ પણે ખંડન પણ કરવું. જેમ દુષ્ટભાગ છેદી નાખવામાં આવે તો વિપકટક પગને બગાડતો નથી એમ પ્રસ્તુતમા દુર્નયના અશનો છેદ કરવાથી પછી બને નયો સુસ્થિત બનીને રહે છે, એટલે કે પછી બન્ને નયોની વ્યુત્પન્નતા રહે છે. એક નયનો અભિનિવેશ રહેતો નથી.

શંકા - પણ આમ અન્યનયના પ્રતિક્ષેપ પૂર્વક જો અજ્ઞાતનયની દેશના આપવામાં આવે તો એ પણ દુર્નય જ નહી બની જાય? કેમકે નયમા ઇતરાશનો પ્રતિક્ષેપ હોતો નથી. 'प्रकृतवस्त्वंशग्राही तदितरांशाऽप्रतिक्षेपी अध्यवसायविशेषो नय' એવી જ નયની વ્યાખ્યા છે.

સમાધાન - આમા ઇતરનયનો જે પ્રતિક્ષેપ કરવામાં આવે છે તે, તે ઇતર નયને દૂષિત ઠેરવવાના તાત્પર્યથી

न चेवमितराशप्रतिक्षेपाद्दुर्नयापत्ति, तस्य प्रकृतनयदूषणातात्पर्येण नयान्तरप्राधान्यग्राहकत्वेन परेषां तर्कवदनुग्राहकत्वेन तत्र तत्र व्यवस्थिततत्वात्। निर्णीतमेतन्नयरहस्ये[पृ. ३६]।।३०।।

**जानाति दातुं गीतार्थो य एवं धर्मदेशनाम्।**
**कलिकालेऽपि तस्यैव प्रभावाद्धर्म एधते।।३१।।**
**गीतार्थाय जगज्जन्तुपरमानन्ददायिने।**
**मुनये भगवद्धर्मदेशकाय नमो नमः।।३२।।**

जानातीति। गीतार्थायेति व्यक्तौ।।३१।।३२।।

---

નહિ, અર્થાત્ એના વિષયનો સર્વથા નિષેધ કરવાના તાત્પર્યથી નહિ, પણ [એ જ્ઞાતનયનો અભિનિવેશ છૂટી જાય અને] અજ્ઞાત નયનો વિષય મુખ્યરૂપે ગૃહીત થઇ શકે એ માટે હોય છે 'द्रव्यमात्रग्राही नयो द्रव्यार्थिक' ઇત્યાદિ રૂપ તે તે નયના લક્ષણમા 'માત્ર' શબ્દથી પર્યાય વગેરે રૂપ ઇતરાશનો પ્રતિક્ષેપ ભાસે છે પણ વસ્તુત. એ 'માત્ર' શબ્દ પર્યાયનો સર્વથા નિષેધ કરવા માટે નથી, પણ 'દ્રવ્ય' નો જ મુખ્યરૂપે સ્વીકાર કરવા માટે છે. એટલે આ મુખ્ય વિષયભૂત 'દ્રવ્ય' સિવાયના અન્ય 'પર્યાય' વગેરેનો એ તર્કની જેમ ગૌણ રૂપે નિશ્ચાયક બને છે (અથવા તર્ક = અન્વયવ્યભિચારની શકાનો વિઘટક અનુકૂલતર્ક અનુમિતિ પ્રત્યે તર્ક એ સીધો જનક નથી પણ વ્યાપ્તિગ્રાહકતયા ગૌણરૂપે ગ્રાહક છે. એમ પ્રસ્તુતમા જાણવુ ) આવી વ્યવસ્થા દ્રવ્યાર્થિક, પર્યાયાર્થિક વગેરે દરેક નયોના લક્ષણમા રહેલ 'માત્ર' શબ્દ માટે જાણવી આવી જ રીતે પ્રસ્તુતમા પણ દુર્નય બનેલ જ્ઞાતનયનો જે પ્રતિક્ષેપ કરવાનો કહ્યો છે એના અગે જાણવું 'નય' આ રીતે ઇતરાંશપ્રતિક્ષેપ કરવાથી 'દુર્નય' નથી બંનતો એનો નિર્ણય ગ્રન્થકારે સ્વકીય 'નયરહસ્ય' ગ્રન્થમાં કરી દેખાડ્યો છે (જુઓ શ્રી અધેરી ગુજરાતી જૈનસઘ પ્રકાશિત નયરહસ્ય પુસ્તક પૃ ૩૬)॥૩૦॥

[દેશના દ્વાત્રિંશિકાનો ઉપસંહાર કરતા ગ્રન્થકાર કહે છે–]

જે ગીતાર્થ મહાત્મા આ પ્રમાણે ધર્મદેશના આપવાનુ જાણે છે તેઓના જ પ્રભાવે કલિકાળમા પણ ધર્મની જાહોજલાલી છે. જગતના જીવોને પરમાનન્દ આપનારા, ભગવદ્ધર્મના દેશક આવા ગીતાર્થ મુનિ ભગવંતને નમસ્કાર હો .. નમસ્કાર હો. ॥૩૧॥૩૨॥

દેશનાબત્રીશી અંગે કંઇક વિચારણા–

ધર્મની (ધર્મપ્રતિપાદક શાસ્ત્રની) કષ, છેદ અને તાપ એમ જે ૩ પરીક્ષાઓ કહેલી છે તેનો અને બાળ, મધ્યમ અને પડિત એ ૩ કક્ષાના જીવોનો પરસ્પર વિચાર કરીએ તો જણાય છે કે જે ધર્મ કષ પરીક્ષામા પાસ થતો હોય એને બાળજીવો સત્યધર્મ તરીકે સ્વીકારી લે છે તપ કરવો, ધ્યાન ધરવુ વગેરે વિધાનો અને કોઇની હિસા ન કરવી, જૂઠ ન બોલવું વગેરે નિષેધો સાંભળીને જ એમને એના પર અહોભાવ થઇ જાય છે પછી તેઓને એ ધર્મમા કહેલા અનુષ્ઠાનો આ વિધિ-નિષેધને અનુરૂપ છે કે નહી એ જોવાની જરૂર લાગતી નથી. મધ્યમજીવો વૃત્તને પ્રધાન ગણે છે. એટલે કે નાના મોટા અનુષ્ઠાનોને તપાસે છે તેથી જે ધર્મ 'છેદ' પરીક્ષામાથી પાસ થતો હોય તેને તેઓ 'ધર્મ' તરીકે સ્વીકારી લે છે એટલે હિસાનો નિષેધ કર્યા પછી હિસાગર્ભિત યજ્ઞ વગેરે અનુષ્ઠાનો જો એ ધર્મમાં થતા હોય તો એવા ધર્મને તેઓ 'ધર્મ' તરીકે સ્વીકારતા નથી અહિસા વગેરેની જેમ જેમ વધુ ઝીણી ઝીણી કાળજીવાળા આચરણો જોવા-જાણવા મળે તેમ તેમ તેઓને એ ધર્મ પ્રત્યે વધુ આકર્ષણ થાય છે માટે તો તેઓની આગળ સમિતિ વગેરેની દેશના આપવાનુ વિધાન છે. આ જીવોની બુદ્ધિ

પડિત જીવોની બુદ્ધિ જેટલી વિકાસ પામેલી ન હોઇ, સુદર આચાર માર્ગ જોવા મળી જાય તો પછી એના મૂળભૂતસિદ્ધાન્તો આ અહિંસા વગેરેને અનુરૂપ છે કે નહી? એ જોવાની તેઓને જરૂર લાગતી નથી. પંડિતજીવો શાસ્ત્રતત્ત્વને જુએ છે. એટલે કે જેના શાસ્ત્રોનો સિદ્ધાન્ત એવો હોય કે જેના પર અહિંસા વગેરે સંગત ઠરે તેને તેઓ યોગ્ય માને છે એટલે કે તેઓ જે ધર્મ 'તાપ' પરીક્ષામા ઉત્તીર્ણ થતો હોય તેને સત્ય ધર્મ તરીકે સ્વીકારે છે. તેઓ વૃત્તને પણ જુએ છે. તેમ છતાં વૃત્ત કરતાયે અનેક ગણું વધુ મહત્ત્વ મૂળભૂતસિદ્ધાંતને જ આપતા હોય છે. એટલે એક કઠોર આચાર પાલન કરનારા ગચ્છ બહાર થયેલ સાધુ છે અને એક શિથિલ બનેલ સવિગ્નપાક્ષિક છે તો એ બેમા પડિત જીવ સંવિગ્નપાક્ષિકને જ ઊચા માનશે, ગચ્છબાહ્યને નહીં શાસ્ત્રમાં આવી કરેલી વાતમા પણ એને જરાય અસંગતિ-શકા-કે આશ્ચર્ય નહી લાગે, કિન્તુ આ એકદમ બરાબર જ છે એવું લાગશે

બાળજીવો લિંગને જુએ છે અને એને અનુરૂપ એના વિસ્મય પમાડે એવા સ્થૂલબાહ્ય આચારોને જુએ છે, પણ સૂક્ષ્મતાથી આચરણને જોતા નથી આવી જે વાસ્તવિકતા છે તેના પરથી એક સૂચન આ પણ સમજવુ કે આવા જીવોને પરિકર્મિત બુદ્ધિવાળા અને સ્વ (= વક્તા) પ્રત્યે વિશ્વાસવાળા કરીને બાળકક્ષામાંથી ઉપર લાવવાનો પ્રયાસ કરવાની ભૂમિકા જ્યા સુધી ઊભી થઇ ન હોય ત્યાં સુધી તેઓ આગળ પ્રચ્છન્ન શિથિલાચારવાળાનું ખંડન ન કરવુ. ઉપર ઉપરની દૃષ્ટિએ તર્ક પૂર્ણ લાગે એવી કર્ણપ્રિયવાણીથી લોકોને ધર્મ તરફ આકર્ષનારા હોય અને સ્વજીવનમા અક્ષન્તવ્ય શિથાલાચારવાળા હોય તેવાઓના પણ, સ્વ-પરને નુકશાન કરનારા પણ દોષો ઉક્ત બાળજીવો આગળ પ્રકટ કરવા ન જોઇએ. એમ આચારપાલનમા સૂક્ષ્મકાળજીનો આભાસ ઊભો કરનારા ગચ્છ બાહ્યજીવોના સ્વ-પરને નુકશાન કરનારા દોષો પણ એવી વિશેષભૂમિકા ઊભી કર્યા વગર મધ્યમ કક્ષાના જીવોને કહેવા ન જોઇએ.

પદાર્થ-વાક્યાર્થ વગેરે સાથે આ બાળજીવો વગેરેની વિચારણા કરીએ તો એવું લાગે છે કે બાળજીવોને માત્ર પદાર્થ બોધ થાય છે, કોઇપણ જીવને મન વગેરેથી પીડા ન કરવી એટલો યથાશ્રુત અર્થ એ પકડી લે છે. પણ પછી, જિનમદિર, લોચ વગેરે પ્રવૃત્તિમાં આ યથાશ્રુત અર્થ બાધિત થાય છે વગેરે રૂપે એ યથાશ્રુત અર્થ અને પ્રવૃત્તિનુ પરસ્પર અનુસંધાન કરવાની એની ભૂમિકા હોતી નથી, કારણકે પ્રવૃત્તિ—વૃત્તને જોવાની એને જરૂર જ લાગતી હોતી નથી. મધ્યમકક્ષાનો જીવ વૃત્તને-પ્રવૃત્તિને પ્રધાન ગણે છે. એટલે 'કોઇને પીડા ન કરવી' એવું જાણ્યા પછી જિનભવન વગેરે પ્રવૃત્તિનો વિચાર કરતાં, જો એ પૃથ્વીકાયાદિને જીવ તરીકે જાણતો હોય તો એને શંકા પડી શકે છે કે આમાં તો અન્યજીવોને પીડા કરવાનુ થાય છે. એટલે આ પ્રવૃત્તિ શી રીતે કરી શકાય? આમ મધ્યમજીવ વાક્યાર્થસુધી પહોંચી શકે છે. મહાવાક્યાર્થ અને ઐદમ્પર્યાર્થને તો પડિત જ પામી શકે છે

શંકા - પ્રસ્તુત બત્રીશીના ૨૧ માં શ્લોકમા (એમ ષોડશકમાં પણ) બાળજીવને લોચ, પૃથ્વી પર સથારો, તપશ્ચર્યા, પરીષહ સહન વગેરે સ્વરૂપ સાધુજીવનના બાહ્ય આચારની દેશના આપવાનું કહ્યું છે. જ્યારે યોગશતકમા અપુનર્બન્ધકજીવને લૌકિક ધર્મની, સમ્યગ્દૃષ્ટિને શ્રાવકધર્મની, શ્રાવકને સર્વવિરતિની ને સાધુને સામાચારીની દેશના આપવાનું કહ્યુ છે. અપુનર્બન્ધકજીવ બાળ હોવો સમજાય છે. એટલે પ્રસ્તુત ગ્રન્થ પ્રમાણે એને સાધુના બાહ્ય આચારોની દેશના આપવાનું જણાય છે ને યોગશતકના મતે લૌકિકધર્મની દેશના આપવાનું જણાય છે, તો આ બેમાં વિરોધ નહીં? વળી આવશ્યકની ૧૬૧૮ મી ગાથાની વૃત્તિમાં શ્રી હરિભદ્રસૂરિ મહારાજે એમ જણાવ્યુ છે કે પહેલાં સર્વવિરતિ બતાવવી ને પછી દેશવિરતિ બતાવવી. એમ બૃહત્કલ્પ પ્રથમ ઉદ્દેશામાં

૧૧૩૯ મી ગાથામાં સર્વવિરતિ-દેશવિરતિ-સમ્યગ્દર્શન-મદ્યમાસનિવૃત્તિ .. ઉપદેશનો આ ક્રમ દર્શાવ્યો છે તથા આ ક્રમ ન જાળવે તો પ્રાયશ્ચિત્ત પણ દર્શાવ્યુ છે, જ્યારે યોગશતકમાં, સમ્યગ્દષ્ટિજીવને, પહેલાં સાધુધર્મ ન દર્શાવતા શ્રાવકધર્મ શા માટે દર્શાવવો તે શ્લોક નબંર ૨૮ માં સકારણ જણાવ્યું છે. એટલે આનો પણ વિરોધ નથી?

સમાધાન - ઉપસ્થિત થયેલા શ્રોતાની ભૂમિકાને વક્તા બે રીતે તપાસે છે. ધર્મમાર્ગમાં જોડાવા અંગેની ભૂમિકા ને તત્ત્વને સમજવા અગેની ભૂમિકા. આમાંની પ્રથમ ભૂમિકા મુખ્યતયા મોહનીયકર્મના ક્ષયોપશમના આધારે ઊભી થાય છે. ને એ ક્ષયોપશમને અનુસરીને એના અપુનર્બન્ધક, અવિરત સમ્યક્ત્વી, દેશવિરતિ અને સર્વવિરતિ એવા ચાર મુખ્યભેદ છે બીજી ભૂમિકા મુખ્યતયા જ્ઞાનાવરણના ક્ષયોપશમને સાપેક્ષ છે ને એના બાળ, મધ્યમ અને પડિત એવા ભેદ છે બીજા પ્રકારની ભૂમિકા ઊભી કરનાર આ જ્ઞાનાવરણીયનો ક્ષયોપશમ મોહનીયના ક્ષયોપશમને અનુસરીને જ હીન કે અધિક હોય છે એવો નિયમ નથી. એટલે, સર્વવિરતિની ભૂમિકા હોવા સાથે 'બાળ' પણું હોવું પણ સંભવે છે. એમ અપુનર્બન્ધકની ભૂમિકા હોવા સાથે પંડિતપણુ હોવુ પણ અસંભવિત નથી.

એટલે જ, આઠ વર્ષની ઉંમરે બુદ્ધિનો એટલો વિકાસ ન હોવા છતાં સર્વવિરતિની ભૂમિકા હોવી નિષિદ્ધ નથી એવા જીવને સર્વવિરતિના માર્ગે લાવવા પણ બહુ ઊચા સૂક્ષ્મ તત્ત્વોની સમજણ ન આપતાં સ્થૂળથી સસારમાં કેટલાં પાપો છે ને સંયમ જીવનના આચારો કેટલા નિષ્પાપ છે વગેરેની સમજણ આપવી જ ઉચિત હોય છે. એમ વયસ્ક હોવા છતાં, ગામડામાં રહેવા વગેરેના કારણે એટલી સમજણ શક્તિ ન હોય, અને તેમ છતા સર્વવિરતિ યોગ્ય ભૂમિકા હોય તો સયમજીવનના આચારોનું સ્થૂળ દૃષ્ટિએ વર્ણન કરી, આકર્ષીને સંયમમાર્ગે ચઢાવી શકાય છે. એમ અપુનર્બન્ધક કે અવિરત સમ્યક્ત્વી યોગ્ય ભૂમિકા ધરાવનાર શ્રોતા પણ આમ ઘણુ ભણ્યો ગણ્યો હોવાના કારણે બુદ્ધિ વિકસિત હોય તો એને એની ભૂમિકા યોગ્ય વાતો પણ સૂક્ષ્મ રીતે કરવી પડે છે. જેમકે એ જ ભૂમિકાના બાળ જીવને જિનપૂજાનો મહિમા વગેરે દર્શાવી પૂજા કરતો કરી દેવાનો એને આમાં પુષ્પાદિના જીવોની હિસા હોવા છતાં એ દોષરૂપ નથી વગેરે સમજાવવાનુ હોતું નથી, કારણકે જો સમજાવવા જઇએ તો સ્વરૂપહિસા વગેરેને એ સમજી ન શકવાથી 'આમા તો હિસા થાય' એમ કરીને પૂજા ન પણ કરે, ઉપરથી અવહેલના પણ કરે. માટે તો બાળજીવને બુધસંબંધી દેશના આપવી એ પરસ્થાનદેશના હોઇ પાપદેશના કહેવાયેલી છે કેટલીય બાબતો એવી હોય છે જે બુધને હેતુગ્રાહ્ય હોવા છતાં બાળજીવને આજ્ઞાગ્રાહ્ય જ હોય છે. બાળજીવને પણ એ બાબતો હેતુ પુરસ્સર સમજાવવા જઇએ તો એ સમજી ન શકવાથી મૂઝવણમાં પડે, કદાચ વક્તા પ્રત્યે અભાવ પણ પેદા થાય કે 'મને સમજાવી શકવાની આવડત નથી ને નકામી માથાઝીક કરે છે' અથવા 'વક્તા કહે છે એ બધું જ કાંઇ સાચું નથી' એવી અશ્રદ્ધા વગેરે પણ થાય ને તેથી એને માર્ગમાં જોડવાનુ પ્રયોજન સિદ્ધ થતું નથી.

શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ મહારાજે ગોવાળિયાઓની સમક્ષ એમની ભાષામાં વાદ ન કરતાં પંડિતોની ભાષામા વાદ કર્યો ને માટે હાર્યા.

બીજી બાજુ ભલે અપુનર્બન્ધક હોય, પણ જ્ઞાનાવરણનો ક્ષયોપશમ તેજ હોય તો એને જિનપૂજાનું વિધાન દર્શાવવા પર સહજ આ શકા થવાની શક્યતા હોય છે કે 'આમાં' તો હિસા રહેલી છે .. ઇત્યાદિ... એટલે એને સ્વરૂપહિસા વગેરે સમજણ આપી 'જિનાજ્ઞા ધર્મે સાર ' ના ઐદંપર્યાર્થ સુધી પહોચાડવો આવશ્યક બની રહે છે. અન્યથા, न हिस्यात्सर्वभूतानि કહીને હિસામય યજ્ઞાદિનુ વિધાન કરનાર વૈદિક ગ્રન્થોમા પૂર્વાપરવિરોધ

વગેરે દોષો છે તો જૈન ગ્રન્થોમા પણ એ દોષ લાગશે ઇત્યાદિ વિચાર એને જૈન ધર્મ પ્રત્યે આકર્ષિત નહી થવા દે

પ્રસ્તુત ગ્રન્થમા અને ષોડશકમાં બાળ આદિને આપવાની દેશનાનુ જે સ્વરૂપ જણાવ્યું છે એ દિગ્દર્શન છે. એને અનુસરવાનો અર્થ સમજવો જોઇએ સર્વવિરતિ પામવાને ઉચિત બાળજીવને સયમજીવનના બાહ્ય આચારોની, દેશવિરતિ પામવાને ઉચિત બાળ જીવને શ્રાવક જીવનના આચારોની, સમ્યક્ત્વ પામવાને ઉચિત બાળ જીવને સમ્યક્ત્વ ઉચિત વ્યવહારોની-આચારોની, અને માર્ગાનુસારી અવસ્થા પામવાને ઉચિત જીવને માર્ગાનુસારીના ૩૫ ગુણો-વ્યવહારોની દેશના આપવી ઉચિત છે.

આ જ રીતે મધ્યમજીવ જો સર્વવિરતિને ઉચિત હોય તો એને સયમની વિશુદ્ધિ, આચારપાલન અગે ગ્રન્થોમાં દર્શાવેલી સૂક્ષ્મકાળજીઓ વગેરેનુ વર્ણન કરવુ જોઇએ આ જ પ્રમાણે દેશવિરતિ વગેરેને ઉચિત મધ્યમજીવને શ્રાવકપણા વગેરેના આચાર પાલનની સૂક્ષ્મકાળજીઓનુ વર્ણન કરવું જોઇએ.

એમ સર્વવિરતિ વગેરેને ઉચિત પડિતજીવને સયમજીવન વગેરે તે તેના આચારોનું સૂક્ષ્મ નિરૂપણ ને એમા મૂળભૂત સિદ્ધાન્તો કેવી રીતે વણાયેલા હોય છે તે વર્ણવવુ જોઇએ, તેમજ તે તે દરેક આચારોમાં 'આજ્ઞા ધર્મે સાર ' એ ધર્મગુહ્ય સમજાવવુ જોઇએ

જ્યારે વ્રત-નિયમમા જોડવાનો પ્રસ્તાવ ન હોય ને માત્ર જાણકારી વગેરે આપવાનો પ્રસ્તાવ હોય (જાણકારી આપવાનુ પ્રયોજન એ દ્વારા એના દિલમા ધર્મમાર્ગનુ આકર્ષણ પેદા કરવુ, સ્થિર કરવું, વધારવુ ને પરિણામે એને પણ ધર્મમાર્ગમાં જોડવો . આગળ વધારવો એ હોય છે ) તો અપુનર્બન્ધક પ્રાયોગ્ય જીવને પણ, એની બાળ વગેરે ભૂમિકાને અનુસરીને સર્વવિરતિના બાહ્ય આચારો વગેરેનું પણ વર્ણન કરી શકાય છે. એનાથી એને આદર બહુમાન પ્રગટે છે, ભવિષ્ય માટે એક લક્ષ્ય બધાય છે પણ જ્યારે વ્રત-નિયમ આપવાની ગણતરીથી પ્રેરણા થઇ રહી હોય ત્યારે સર્વવિરતિને ઉચિત જીવને એની જ પ્રેરણા કરવી જોઇએ નીચી કક્ષાની પ્રેરણા એને એનુ જ આકર્ષણ કરી એમા જ જોડશે જે નુકશાનકર્તા પુરવાર થાય જેને થોડી વધુ પ્રેરણા કરવાથી સર્વથા રાત્રીભોજન છોડી શકે એમ હોય તેને, એમ કહેવામા આવે કે, 'તુ રાત્રીભોજન કરે છે? તો પણ રાત્રે જમ્યા પછી કાઇ ન લેવુ એટલો નિયમ લે ' તો એ પ્રકારે નિયમ લઇ એ રાત્રીભોજન જે ચાલુ રાખશે એનો દોષ લાગે એ સ્પષ્ટ છે

હારિભદ્રી આવશ્યકમા તેમજ બૃહત્કલ્પભાષ્યમાં સર્વવિરતિને ઉચિત ભાસેલા આવા જીવોની અપેક્ષાએ વાત છે. યોગશતકમાં પણ આવા જીવો માટે આ જ વાત છે, માટે કોઇ વિરોધ નથી.

કોઇપણ આવે તેને પહેલા સર્વવિરતિ બતાવવાનુ જે કહ્યુ છે તેમા પણ ગર્ભિત રીતે આ તો સમજી લેવું જ જોઇએ કે 'આને સર્વવિરતિની વાત કરવાથી એ ડરી જશે, ભાગી જશે, પછી કશુ સાંભળવા પણ ઊભો ન રહે .' આવો કોઇ નિર્ણય વક્તાને શ્રોતા માટે થયો ન જ હોવો જોઇએ, જો એવો નિર્ણય (સબળ સભાવના) કોઇપણ રીતે થઇ ગયો હોય તો એને સર્વવિરતિનો ઉપદેશ ન જ અપાય હજાર રૂપિયાનો માલ દેખાડવાથી 'આમા આપણુ કામ નહી' એમ સમજીને ભાગી જ જાય- ૧૦૦ રૂ. નો પછી બતાડવાનો માલ જોવા પણ ઊભો ન રહે' આવુ દુકાનદારને પ્રતીત થઇ ગયુ હોય તો એ શી રીતે પહેલાં ૧૦૦૦ રૂ. નો માલ જ દેખાડે? એટલે ઉક્ત નિર્ણયાભાવવાળા શ્રોતાને સૌ પ્રથમ સર્વવિરતિની દેશના આપવાની વાત સમજવી જોઇએ.

બાકી તો વક્તાને દેશ-કાળ-પુરુષ આદિનો જેવો નિર્ણય થાય એ પ્રમાણે દેશના અગે ઉપરથી નીચે જવાની કે નીચેથી ઉપર જવાની બન્ને પ્રકારની પદ્ધતિ ઉચિત લાગે છે, એમાં એકાન્ત ન જાણવો.

જેમ છેદસૂત્રોમાં સમાન ગુના માટે શૈક્ષક, ગીતાર્થ, સ્થવિર, ઉપાધ્યય, આચાર્યને ઉત્તરોત્તર વધુ પ્રાયશ્ચિત્ત આપવાની પદ્ધતિ બતાવ્યા બાદ તરત જ ઘણે સ્થળે, (મતાંતર તરીકે નહી, પણ જુદી પદ્ધતિ તરીકે) ઉત્તરોત્તર ઓછુ પ્રાયશ્ચિત્ત આપવાની પદ્ધતિ પણ બતાવી છે એમાં પુરુષ-દેશ-કાળને નજરમાં લેવાની અપેક્ષા છે. એમ દેશના અગે જાણવુ.

ધારો કે શ્રોતા સંપૂર્ણતયા રાત્રીભોજન ત્યાગ કરી શકે એવી પરિસ્થિતિમાં નથી એવી વક્તાને જાણકારી મળી ગઇ છે તેમ છતાં, વક્તાને એવી પણ પ્રતીતિ થઇ છે કે શ્રોતા દાક્ષિણ્યતા ગુણવાળો છે. ને તેથી 'માહારાજ સાહેબ ઘણું ઘણુ કહે છે તો કેટલી ના પાડવી? બધી વાતનો ઇનકાર કરવો યોગ્ય ન કહેવાય, કાંઇ નહી, થોડો પુરુષાર્થ ફોરવીને-કષ્ટ વેઠીને પણ આટલું તો કરીશ જ' આવા અભિપ્રાયથી પણ આંશિક ત્યાગ કરવા કટિબદ્ધ બનશે, એ રીતે ત્યાગ અપનાવશે, બરાબર પાલશે ને એ પાલનના પ્રભાવે આગળ વધશે. આવી સભાવના ભાસી હોય તો સર્વથા ત્યાગની વાતથી પ્રારંભ કરે, ને ક્રમશ· નીચે ઉતરે.

પણ, આવી જ પરિસ્થિતિવાળા શ્રોતા માટે જો આવી પ્રતીતિ થઇ હોય કે, 'મહારાજ સાહેબ તો બધી અશક્ય વાત કરે છે... મોટી મોટી વાત કરે છે - આપણુ કામ નહી... આપણે કશુ કરી શકવાના તો છીએ નહી, નાહક મહારાજ સાહેબને ઉપદેશ આપવાનું કષ્ટ આપવું, એમનો સમય બગાડવો એના કરતાં ઊભા જ થઇ જાવ...' વગેરે. તો નીચેથી જ શરુઆત કરે ને જેમ જેમ નીચે નીચેના સરળ નિયમો અપનાવવાનો અભિપ્રાય ઘડાતો જાય તેમ તેમ ઉપર ખેચતા જાય. (ઉછામણીની જેમ.)

અથવા નવા જીવ આગળ એના પરિણામ જાણવા માટે, સૌ પ્રથમ એની આગળ સર્વવિરતિના આચાર વગેરેનુ વર્ણન કરે. (એને સર્વવિરતિ સ્વીકારવાની પ્રેરણા કરવા રૂપે નહી, પણ માત્ર સાધુ જીવન આવું હોય છે એવો ખ્યાલ આપવા માટે.) આ સાંભળવા પર એના દિલમા કેવા પરિણામો જાગે છે એ તપાસે. એમાં જો એની વાતો વગેરે પરથી એમ લાગે કે વિષયસુખપિપાસા વગેરેના કારણે હજુ સર્વવિરતિના સ્વીકાર માટે સમર્થ નથી. તો પછી શ્રાવક ધર્મનું વર્ણન કરે. ને એના પરિણામો તપાસે. એમ ક્રમશઃ સમ્યગ્દર્શન અને માર્ગાનુસારીના આચારોનુ વર્ણન કરે પણ વ્રત સ્વીકાર માટેની પ્રેરણા, સર્વવિરતિ માટે અસમર્થ ભાસેલા જીવને કરે નહી, તો દોષ નથી. હારિભદ્રી આવશ્યકમાં પણ, પહેલા શ્રાવકધર્મ કહેવામા આવે અને સર્વવિરતિ માટેનું સત્ત્વ ધરાવનાર પણ પ્રથમ શ્રાવક ધર્મ સાભળી એ જ સ્વીકારે તો દોષ કહ્યો છે. એવુ સત્ત્વ ન ધરાવનાર શ્રાવકધર્મ સ્વીકારે એમાં દોષ કહ્યો નથી.

ધર્મબિન્દુમા પણ सहिष्णोः प्रयोगेऽन्तराय·, अनुमितिश्चेतरत्र એમ કહીને સમર્થ અગે જ દોષ દર્શાવ્યો છે, અસમર્થ અંગે નહી.

આમ દેશનાપદ્ધતિ અંગે યથાયોગ્ય વિચારવું.

શ્રુત, ચિન્તા અને ભાવના આ ત્રણે જ્ઞાનને જળ, દૂધ અને અમૃતની ઉપમા શ્રીલલિતવિસ્તરા ગ્રન્થમા આપવામા આવી છે જેમ જળ કરતા દૂધ અને દૂધ કરતા અમૃત વધારે દાહશામક અને મિઠાશવાળું હોય છે એમ શ્રુતજ્ઞાન કરતા ચિન્તાજ્ઞાન અને ચિન્તાજ્ઞાન કરતા ભાવનાજ્ઞાન વધારે વિષયતૃષ્ણાશામક હોય છે. (અથવા જળથી શુષ્કતા મટી ભિનાશ આવે, દૂધથી રુક્ષતા જઇ સ્નિગ્ધતા આવે અને અમૃતથી મૂર્ચ્છા-જડતા જઇ ચૈતન્ય સ્ફુરાયમાન થાય એમ શ્રુતજ્ઞાનથી વિષયતાપની શુષ્કતા મટી ઉપશમની ભિનાશ આવે, ચિન્તાજ્ઞાનથી વિષયચિતાની રુક્ષતા મટી તત્ત્વચિતનની સ્નિગ્ધતા આવે અને ભાવનાજ્ઞાનથી વિષયરસની જડતા મટી તત્ત્વાભિનિવેશનુ ચૈતન્ય આવે.)

# ।। अथ मार्गद्वात्रिंशिका ।।३।।

देशनया मार्गो व्यवस्थाप्य इति तत्स्वरूपमिहोच्यते –

**मार्गः प्रवर्तकं मानं शब्दो भगवतोदितः।**
**संविग्नाशठगीतार्थाचरणं चेति स द्विधा।।१।।**

मार्ग इति। प्रवर्तकं = स्वजनकेच्छाजनकज्ञानजननद्वारा प्रवृत्तिजनकं मानं = प्रमाणम्। स च भगवता = सर्वज्ञेनोदितो विधिरूपः = शब्दः। संविग्नाः = संवेगवन्तोऽशठाः = अभ्रान्ता गीतार्थाः = स्वभ्यस्तसूत्रार्थास्तेपामाचरणं चेति द्विधा, विधेरिव शिष्टाचारस्यापि प्रवर्तकत्वात्। तदिदमाह **धर्मरत्नप्रकरणकृत्**- [१]मग्गो आगमणीई अहवा संविग्गवहुजणाइण्णं त्ति।।१।।

**द्वितीयानादरे हन्त प्रथमस्याप्यनादरः।**
**जीतस्यापि प्रधानत्वं सांप्रतं श्रूयते यतः।।२।।**

द्वितीयेति। द्वितीयस्य = शिष्टाचरणस्यानादरे = प्रवर्तकत्वेनानभ्युपगमे हंत प्रथमस्यापि = भगवद्वचनस्याप्यनादर-एव, यतो जीतस्यापि सांप्रत प्रधानत्वं व्यवहारप्रतिपादकशास्त्रप्रसिद्धं श्रूयते। तथा च

કયા જીવને કેવી દેશના આપવી એ ગઇ બત્રીશીમાં જણાવ્યું. એ દેશનાથી મોક્ષમાર્ગની વ્યવસ્થા કરવાની હોય છે. એટલે હવે આ ત્રીજી બત્રીશીમા તે માર્ગનું સ્વરૂપ કહેવાય છે –

(૧) સ્વજનક જે ઇચ્છા તેનુ જનક જે જ્ઞાન તેને ઉત્પન્ન કરવા દ્વારા જે પ્રવૃત્તિ જનક બનતું હોય તેવું પ્રમાણ એ માર્ગ છે આમા સ્વ એટલે પ્રવૃત્તિ. એટલે કે માર્ગ તરીકે અભિપ્રેત પ્રમાણ, જ્ઞાનને ઉત્પન્ન કરે છે. એ જ્ઞાન તેવી ઇચ્છા પેદા કરે છે. અને એ ઇચ્છા પ્રવૃત્તિ કરાવે છે. આમ તથાવિધ જ્ઞાનજનન દ્વારા પ્રવર્તક બનતુ પ્રમાણ એ માર્ગ છે. આ માર્ગ બે પ્રકારે છે. (૧) સર્વજ્ઞ ભગવંતે કહેલ વિધ્યર્થપ્રયોગ યુક્ત શબ્દ અને (૨) સંવિગ્ન અશઠ ગીતાર્થોનું આચરણ. આમા અશઠ એટલે પોતે આચરેલ આચરણના નિર્ણયમાં અભ્રાન્ત અને ગીતાર્થ એટલે સૂત્ર અને અર્થના સુંદર અભ્યાસવાળા (એટલે કે એ અભ્યાસના કારણે સૂત્રાર્થની ઉપસ્થિતિવાળા તેમજ પૂર્વાપરવિરોધ ન રહે એ રીતે તાત્પર્યને પામેલા.) વિધ્યર્થપ્રયોગ જેમ પ્રવર્તક છે તેમ યથોક્ત શિષ્ટાચાર પણ પ્રવર્તક છે જ, માટે એ પણ 'માર્ગ' રૂપ છે. આ વાત **ધર્મરત્નપ્રકરણકાર શ્રી શાંતિસૂરિમહારાજે** આ રીતે કહી છે – 'માર્ગ આગમનીતિરૂપ છે અથવા સવિગ્નબહુજનથી આચરાયેલ આચાર રૂપ છે.'॥૧॥ [શંકા - ઉપદેશપદમાં પદાર્થ, વાક્યાર્થ વગેરેની પ્રરૂપણામાં ઐદપર્યાર્થ તરીકે 'સર્વજ્ઞવચન રૂપ આજ્ઞા ધર્મમાં સાર છે'એવુ ફલિત કરી દેખાડ્યું છે. તેથી સર્વજ્ઞવચનનો આદર કરવો એ બરાબર છે, પણ સંવિગ્નગીતાર્થના આચરણને માર્ગ માની એનો આદર કરવો શી રીતે યોગ્ય કહેવાય? આવી શંકાનું **સમાધાન** આપવા ગ્રન્થકાર કહે છે–]

**[શિષ્ટાચાર પણ આદરણીય]**

શિષ્ટાચાર રૂપ દ્વિતીય માર્ગનો પ્રવર્તક તરીકે ન માનવા રૂપ અનાદર કરવામાં ભગવદ્વચન રૂપ પ્રથમમાર્ગનો પણ અનાદર જ થાય છે, કારણકે 'શિષ્ટાચાર રૂપ જીત વર્તમાનમાં પ્રધાન છે' એવુ કથન વ્યવહાર

१. उभयाणुसारिणी जा सा मग्गणुसारिणी किरिया।। इत्युत्तरार्द्ध ।।८०।।

जीतप्राधान्यानादरे तत्प्रतिपादकशास्त्रानादराद्व्यक्तमेव नास्तिकत्वमिति भावः ।।२ ।।

**अनुमाय सतामुक्ताचारेणागममूलताम् ।**
**पथि प्रवर्तमानानां शंक्या नान्धपरंपरा ।।३ ।।**

अनुमायेति । उक्ताचारेण = संविग्नाशठगीतार्थाचारेण आगममूलतामनुमाय सतां = मार्गानुसारिणां पथि = महाजनानुयातमार्गे प्रवर्तमानानामन्धपरपरा न शंक्या = न शंकनीया । इत्थं *चात्रागमवोधितेष्टोपाय-

પ્રતિપાદક શાસ્ત્રમાં સંભળાય છે એટલે જીતવ્યવહારને-શિષ્ટાચારને પ્રવર્તક તરીકે સ્વીકારી પ્રધાનપણે અનુસરવામાં ન આવે તો એના પ્રાધાન્યને જણાવનાર શાસ્ત્રનો અનાદર થાય એ સ્પષ્ટ છે. અને જિનવચનમય શાસ્ત્રનો અનાદર કરવાથી તો નાસ્તિકતા જ આવી જાય એ ચોખ્ખુ ચણાક છે. [આમ શિષ્ટાચારનો આદર કરવામાં પણ જિનાજ્ઞા રહેલી જ છે, માટે એના અનાદરની શંકાયોગ્ય નથી.]।।૨।। [શંકા - આગમવચનમાં જે વિધ્યર્થપ્રત્યય વપરાયો હોય છે તેનાથી ઇષ્ટના ઉપાય રૂપે જાણી પ્રવર્તવું એ શિષ્ટો માટે યોગ્ય છે. 'વર્તમાનમાં જીતવ્યવહાર પ્રધાન છે' એવા આગમવચનમા તે તે આચારોને ઇષ્ટના ઉપાય તરીકે જણાવનાર વિધ્યર્થપ્રત્યય તો કોઇ છે નહીં. જેને ઇષ્ટોપાય રૂપે જાણી ન હોય એવી તો કોઇ પ્રવૃત્તિ શિષ્ટો કરતા નથી. માટે આવા આચરણને અનુસરવુ એ તો એક પ્રકારની અંધપરંપરા જ બની રહેશે ને! આવી શંકાનું સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–]

સંવિગ્ન અશઠ ગીતાર્થોના આચરણથી 'તેઓએ આચરેલ આ પ્રવૃત્તિ આગમમૂલક છે' એવું અનુમાન કરીને, મહાજને આચરેલા માર્ગમાં પ્રવૃત્તિ કરતાં માર્ગાનુસારી સજ્જનો માટે 'આ અધ પરંપરા છે' એવી શંકા ન કરવી. [આશય એ છે કે તે તે આચરણ વિશેના વચનો ઉપલબ્ધ આગમમા ન મળતાં હોય તો પણ, માર્ગાનુસારી સજ્જનો 'આ બધા આચરે છે, માટે આપણે પણ આચરીએ' એટલું માત્ર વિચારીને ગાડરિયા પ્રવાહ રૂપે એ આચરણોને નથી આચરતાં, કિન્તુ 'સંવિગ્ન અશઠ ગીતાર્થ મહાપુરુષો આને આચરે છે એટલે અવશ્ય એ આગમમાં કહ્યુ હોવું જોઇએ' એ પ્રમાણે અનુમાન કરી આગમોક્ત આચરણ રૂપે જ એને આચરે છે. માટે તેઓની એ પ્રવૃત્તિ ગાડરિયા પ્રવાહ રૂપ હોતી નથી.]

[શિષ્ટાચારમાં પ્રવર્તકતા]

આમ અહી જે કહ્યુ કે 'ઉક્ત આચરણ પરથી અનુમાન કરીને માર્ગાનુસારી સજ્જનો પ્રવૃત્તિ કરે છે' તેના પરથી માનવુ પડે છે કે તેઓએ કરેલુ એ અનુમાન '(વિધિ) આગમ બોધિત ઇષ્ટોપાયતાકત્વનું જ હોવું જોઇએ, માત્ર આગમમૂલકત્વનુ નહી. એટલે કે 'આ આચરણ આગમમૂલક છે, કારણકે સંવિગ્ન અશઠ ગીતાર્થો એને આચરે છે, જેમકે મહાવ્રતપાલન' એટલુ જ અનુમાન કરીને તેઓ એ પ્રવૃત્તિ કરે છે એવું નથી, કિન્તુ 'આ આચરણમાં (આગમગત વિધિપ્રત્યયથી) આગમથી જણાયેલી ઇષ્ટસાધનતા રહેલી છે, કેમકે સંવિગ્ન અશઠ ગીતાર્થો એને આચરે છે, જેમકે મહાવ્રતપાલન' આવું અનુમાન કરીને જ સજ્જનો તેની પ્રવૃત્તિ કરે છે... આવું અનુમાન કેમ માનવું પડે છે? એ સમજવા વિચારણા–

પ્રવૃત્તિ માટે ઇષ્ટસાધનત્વનું જ્ઞાન આવશ્યક છે, માત્ર આગમમૂલકત્વનું જ્ઞાન એના માટે પરિપૂર્ણ નથી. (જિનપૂજામા આગમમૂલકત્વનું જ્ઞાન હોવા છતા ઇષ્ટસાધનત્વનું જ્ઞાન ન હોવાથી સાધુઓ પ્રવર્તતા નથી.)

* સવેગી ઉપાશ્રયની હ. લ. પ્રતમાં 'चात्र विधिवोधिते ' ઇત્યાદિ પાઠ છે. તેમાં આગમગતવિધિબોધિત... ઇત્યાદિ અર્થ જાણવો.

ताकत्वमेवानुमेय, आगमग्रहण चान्धपरपराशकाव्युदासाय, इति नागमकल्पनोत्तर विध्यर्थबोधकल्पनाद्वार-व्यवधानेन प्रवर्तकताया शब्दसाधारण्यक्षतिः, अप्रत्यक्षेणागमेन प्रकृतार्थम्य बोधयितुमशक्यत्वात्,

એટલે પ્રસ્તુતમા આગમમૂલકત્વનુ અનુમાન કર્યા પછી પણ ઇષ્ટ સાધનતાનું જ્ઞાન ('આ મારા ઇષ્ટનું સાધન છે' એવુ જ્ઞાન) કરવાનુ તો ઊભુ જ રહે છે. આ જ્ઞાન કયુ કરવુ? કેવી રીતે કરવુ?

આગમવચનથી એ ઇષ્ટસાધનતાનુ જ્ઞાન થવું માની શકાતુ નથી. કારણકે જીતવ્યવહાર તરીકે અભિપ્રેત પ્રસ્તુત આચરણોને જણાવનાર કોઇ આગમવચન ઉપલબ્ધ આગમોમા સાભળવા મળતું નથી. એટલે અપ્રત્યક્ષ આગમથી 'વિવક્ષિત આચરણ ઇષ્ટ સાધન છે' એવો એ પ્રસ્તુત અર્થનો બોધ થવો શક્ય નથી.

**પ્રશ્ન** – ગીતાર્થના આચરણ પરથી આગમમૂલકત્વનુ જે અનુમાન કરવામા આવે છે તેમા આગમ એ પણ એક પ્રકારનુ વચન જ છે એટલે ગીતાર્થના આચારણ પરથી એવા આગમવચનમૂલકત્વનું અનુમાન કરવુ કે જે ઇષ્ટસાધનત્વને જણાવનાર વિધિપ્રત્યયથી ઘટિત જ હોય એટલે અપ્રત્યક્ષ હોવા છતા અનુમેય એવા તે આગમવચનથી તે ઇષ્ટ સાધનત્વનુ જ્ઞાન થઇ શકે છે

**ઉત્તર** – આ વાત પણ અયોગ્ય છે. કારણકે ગીતાર્થ આચરણ પરથી અનુમિત થતા આગમવચનની વર્ણાનુપૂર્વી કોઇ નિશ્ચિત થઇ શકતી નથી એટલે કે આગમવચનમા કયા શબ્દો કયા ક્રમે વપરાયા હશે તે નક્કી કરી શકાતુ નથી દા ત કલ્પ(કપડા) નુ પ્રાવરણ એક ગીતાર્થ આચરણ રૂપ છે એને જણાવનાર આગમવચન 'કલ્પાના પ્રાવરણ કુર્યાત્' આવું હશે કે 'કલ્પાન્ પ્રાવૃણુયાત્' આવુ હશે કે અન્ય કોઇ? ઇત્યાદિ નક્કી કરી શકાતુ નથી જે વચનના ઘટકીભૂત શબ્દોનો નિર્ણય ન થઇ શકતો હોય તે વચન પણ અનિર્ણીત જ રહે છે. અને અનિર્ણીત વચન તો અર્થબોધક પણ શી રીતે બને? માટે જ તો સિદ્ધાન્તમુક્તાવલિની દિનકરી ટીકામા કહ્યુ છે કે 'कल्प्यते = अनुमीयते। अनेन च मगलस्य समाप्तिहेतुत्वेऽनुमानमेव प्रमाण, न तु शिष्टाचारानुमिता श्रुति, इदानीमानुपूर्वीविशेपनिर्णयाभावेन तम्या अबोधकत्त्वाद्।'

**અર્થઃ**– કલ્પાય છે = અનુમાન કરાય છે આમ 'અનુમાન કરાય છે' એવુ કહીને એ સૂચિત કર્યું છે કે 'મગલ સમાપ્તિનુ કારણ છે' એ બાબતમા અનુમાન જ પ્રમાણ છે, નહી કે શિષ્ટાચાર પરથી શ્રુતિનુ અનુમાન કરી એ શ્રુતિરૂપ આગમ પ્રમાણ તે પણ એટલા માટે કે હમણા એ શ્રુતિના અનુમાન પરથી પણ શ્રુતિની વર્ણાનુપૂર્વીવિશેપનો નિર્ણય કરી શકાતો ન હોવાથી એવી અનિર્ણીત શ્રુતિ અબોધક છે ' માટે અપ્રત્યક્ષ આગમથી ઇષ્ટ સાધનત્વરૂપ પ્રસ્તુત અર્થનો બોધ થઇ શકતો નથી એ નક્કી થયુ દ્વાદશાગી રૂપ આગમસમુદ્રમાં ચોક્કસ શબ્દોથી બનેલ હોવા રૂપે વ્યવસ્થિત એવુ જે આગમવચન પ્રસ્તુત અર્થનો બોધ કરાવી શકે એવુ રહ્યુ હશે તે તો હાલ ઉપસ્થિત નથી તેથી એ પણ બોધક નથી આમ તે તે આચરણના ઇષ્ટસાધનત્વને જણાવનાર તે તે વિશેષ આગમવચન પ્રત્યક્ષ કે અનુમાનથી જાણી શકાતુ નથી તેથી બધા આચરણો અંગે સામાન્યથી જ અનુમાન કરી શકાય છે. કહ્યુ છે કે 'આચરણા પણ આજ્ઞા = આગમ જ છે.' [આ ઉપચરિત વચન જાણવુ વાસ્તવિક અર્થ એનો પણ પ્રસ્તુતમા આવો જાણવો કે આચરણામા પણ આજ્ઞા રહેલી જ હોય છે.][આ જ કારણે આગમબોધિતેષ્ટોપાયકત્વના અભિપ્રેત અનુમાનમા પણ એ સામાન્યથી જ અનુમાન જાણવુ ]

આમ ગીતાર્થઆચરણ પરથી 'એ આગમમૂલક છે' એટલુ જ જો અનુમાન કરવામા આવે ને "આ આચરણ આગમવચનથી જણાયેલી ઇષ્ટસાધનતાવાળુ છે, કેમકે અશઠગીતાર્થોથી આચરાયેલુ છે, જેમકે મહાવ્રતપાલન" આવુ અનુમાન અશક્ય રહે તો ઇષ્ટસાધનતાનુ જ્ઞાન આગમથી થયેલુ હોવુ માની શકાતુ નથી. એટલે એ જ્ઞાન માટે 'વિવક્ષિત આચરણ ઇષ્ટસાધન છે, કેમકે આગમમૂલક છે' ઇત્યાદિ રૂપ અનુમાન જ કરવુ પડે છે. એ

व्यवस्थितस्य चानुपस्थितेः सामान्यत एव तदनुमानात्, तदिदमुक्तं 'आयरणा वि हु आणत्ति'। वस्तुत

અનુમાન કર્યા પછી જ સજ્જનો એ પ્રવૃત્તિ કરે એટલે કે આગમમૂલકત્વના અનુમાન પછી પ્રવૃત્તિ માટે વિધિ પ્રત્યયના અર્થરૂપ જે ઇષ્ટસાધનતા તેના બોધ માટે કરવામા આવતી કલ્પના (અનુમાન) રૂપ દ્વારનુ વ્યવધાન થયું. [વિધ્યર્થબોધકલ્પના...ઇત્યાદિ જે પદ છે તેનો સમાસ વિધ્યર્થબોધાય કલ્પના એવો કરવો. અથવા કલ્પનાનો અર્થ અનુમિતિ કરીએ તો વિધ્યર્થબોધરૂપા કલ્પના વિધ્યર્થબોધકલ્પના એવો સમાસ કરવો. અથવા તો ત્યાં પ્રતમાં કદાચ લહિયાથી અશુદ્ધિ થઇ ગઇ હોય અને શુદ્ધપાઠ વિધ્યર્થબોધકકલ્પના ..ઇત્યાદિ હોય. એવો પાઠ જો હોય તો અર્થ આવો થાય કે વિધ્યર્થ જે ઇષ્ટસાધનતા તેની બોધક જે કલ્પના (અનુમાન)...] આવું વ્યવધાનભૂત જે અનુમાન કરવું પડે છે એમાં આપત્તિ એ આવે કે 'પ્રવર્તકતા શબ્દસાધારણ હોય છે' એટલે કે 'જે કોઇ પ્રવર્તક હોય તે શબ્દ હોય' એવી જે માન્યતા છે તેની ક્ષતિ થઇ જાય. કારણકે વિધિ પ્રત્યયને જે પ્રવર્તક માનવામાં આવે છે તે પણ ઇષ્ટસાધનતાબોધકત્વરૂપે (જુઓ ધર્મપરીક્ષા ગાથા ૫૫ ની વૃત્તિ). એટલે જણાય છે કે જેમાં ઇષ્ટસાધનતાબોધકત્વ હોય તે પ્રવર્તક બને. પ્રસ્તુતમાં આ ઇષ્ટસાધનતાબોધકત્વ 'વિવક્ષિત આચરણ ઇષ્ટસાધન છે, કેમકે આગમમૂલક છે' એવા અનુમાનમાં આવ્યું. તેથી અનુમાન પ્રવર્તક બનવાથી ઉક્તમાન્યતાની ક્ષતિ થાય.

એટલે પહેલા કહ્યું તેમ માનવું પડે છે કે ગીતાર્થના આચરણ પરથી માત્ર આગમમૂલકત્વનુ અનુમાન નથી કરાતુ, કિન્તુ આગમબોધિતેષ્ટોપાયતાકત્વનુ અનુમાન કરાય છે આમાં ઇષ્ટોપાયત્વ આગમથી જણાયેલુ કલ્પવાનુ હોવાથી 'પ્રવર્તકતા શબ્દસાધારણ હોય છે' એવી માન્યતા બાધિત થતી નથી [આમાં એ આગમવચન કેવા શબ્દોવાળુ હોય એ જાણવાની આવશ્યકતા રહેતી નથી અને સામાન્યથી આ અનુમાન થાય છે એ જાણવું.]

પ્રશ્ન – પ્રવૃત્તિ માટે તો માત્ર ઇષ્ટસાધનતાનુ જ્ઞાન આવશ્યક છે. એટલે પ્રસ્તુતમાં પણ માત્ર ઇષ્ટોપાયતાકત્વનું અનુમાન માનો ને! આગમબોધિતેષ્ટોપાયતાકત્વનુ અનુમાન માનવાની શી જરૂર છે? અર્થાત્ એમા 'આગમ' ને ઘુસાડવાની શી જરૂર છે?

ઉત્તર – સામાન્યજનની પ્રવૃત્તિ જોઇને ચાલતી અધ પરપરામાં પણ એ અધપરપરા ચલાવનારાઓ 'ફલાણો આ પ્રવૃત્તિ કરે છે તો આપણે પણ કરીએ, આપણને પણ એનાથી કઇક ઇષ્ટલાભ થશે' ઇત્યાદિ રૂપે એમા ઇષ્ટોપાયત્વનુ અનુમાન કરીને જ એ પ્રવૃત્તિ કરે છે, અને તેમ છતા એ અધપરંપરારૂપ બને છે. એટલે પ્રસ્તુતમા સજ્જનોની વિવક્ષિત પ્રવૃત્તિ માટે પણ, જો એ માત્ર ઇષ્ટોપાયત્વના અનુમાનથી થયેલી હોય, તો અધપરપરાની શકા ઊભી થઇ શકે છે. એટલે એ શકાને દૂર કરવા માટે પ્રસ્તુતમા 'આગમ' નુ ગ્રહણ કર્યું છે

['આગમબોધિતેષ્ટોપાયતાકત્વ' નું ક્લિષ્ટ અનુમાન અનુભવાતું નથી. એટલે ગ્રન્થકાર સ્વઅભિપ્રાય દેખાડવા વસ્તુતઃ વગેરે કહે છે–] વસ્તુત' તો યુક્તિસગત શિષ્ટાચારથી જ ઇષ્ટસાધનત્વ રૂપ વિધ્યર્થ સિદ્ધ થઇ જાય છે. એટલે કે 'વિવક્ષિત આચરણ ઇષ્ટસાધન છે, કારણકે યુક્તિસગત શિષ્ટાચાર (ગીતાર્થ આચરણ) રૂપ છે, જેમકે મહાવ્રતપાલન' આવા અનુમાન દ્વારા શિષ્ટાચાર જ ઇષ્ટસાધનત્વનો બોધ કરાવી દે છે એટલે 'આગમથી ઇષ્ટસાધનતા જણાયેલી છે' ઇત્યાદિ માનવુ આવશ્યક ન રહેવાથી એ માટે આગમાનુમાન કરવુ પડતું નથી. ['યુક્તિસગત' એવુ જે શિષ્ટાચારનુ વિશેપણ વાપર્યું છે એનાથી અધપરંપરાની શકા દૂર થઇ જાય છે એ જાણવુ ] [વળી આમ શિષ્ટાચારથી ઇષ્ટસાધનતાબોધ થવાથી શિષ્ટાચાર જ પ્રવર્તક બન્યો. તેથી પ્રવર્તકતા શબ્દસાધારણ હોય' એવા નિયમમા ગ્રન્થકારને સ્વરસ નહી હોય એમ લાગે છે. આ રીતે શિષ્ટાચાર

उपपत्तिकेन शिष्टाचारेणेव विध्यर्थसिद्धावागमानुमान भगवद्वहुमानद्वारा समापत्तिसिद्धये इति द्रष्टव्य-म् ।।३।।

**सूत्रे सद्धेतुनोत्सृष्टमपि क्वचिदपोद्यते।**
**हितदेऽप्यनिषिद्धेऽर्थे किं पुनर्नास्य मानता।।४।।**

सूत्र इति। सूत्रे = आगमे उत्सृष्टमपि = उत्सर्गविपयीकृतमपि सद्धेतुना = पुप्टेनालंवनेन क्वचिदपोद्यते = अपवादविपयीक्रियते। हितदेऽपि = इप्टसाधनेऽप्यनिपिद्धे = सूत्रावारिते कि पुनरस्य = शिप्टाचारस्य न मानता = न प्रमाणता? ।।४।। उदासीनेऽर्थे भवत्वस्य मानता, वारितं तु कारणसहस्रेणापि परावर्त्त-यितुमशक्यमित्यत आह-

---

પણ પ્રવર્તક બને છે માટે જ સિદ્ધાન્તમુક્તાવલીમાં પણ, મંગલમાં રહેલી, સમાપ્તિ કે વિઘ્નધ્વંસ રૂપ ઇષ્ટની સાધનતાને 'શિષ્ટાચારવિષયત્વ' હેતુથી જ સિદ્ધ કરી દેખાડી છે, શિષ્ટાચારવિષયત્વ દ્વારા શ્રુતિનું અનુમાન કરી એ શ્રુતિ પરથી ઇષ્ટસાધનતાની સિદ્ધિ કરી દેખાડી નથી.]

[આગમાનુમાનનું પ્રયોજન]

પ્રશ્ન - આગમાનુમાન જો ઇષ્ટસાધનત્વને જણાવવા માટે નથી કરાતું તો શા માટે કરાય છે ?

ઉત્તર - ભગવદ્બહુમાનદ્વારા સમાપત્તિની સિદ્ધિ માટે આગમાનુમાન કરાય છે. આશય એ છે કે બીજી બત્રીશીમાં ૨૫મા શ્લોકમાં જણાવી ગયા કે 'આજ્ઞાના આદર દ્વારા શ્રી જિનશ્વરદેવ હૃદયસ્થ થયે સમરસાપત્તિ- - સમાપત્તિ થાય છે જે ધ્યાનનું પ્રકૃષ્ટ ફળ છે. આગમાર્થના સ્મરણ પૂર્વક કરાતું અનુષ્ઠાન જ વચનાનુષ્ઠાન બને છે જે અસગાનુષ્ઠાનનુ જનક હોય છે. આ માટે આજ્ઞાનો આદર જ આવશ્યક છે ઈત્યાદિ : ' પ્રસ્તુતમાં શિષ્ટાચારથી ઈષ્ટસાધનતાનો બોધ થવા દ્વારા તે તે અનુષ્ઠાનની પ્રવૃત્તિ કરાય છે એમ કહ્યું . એટલે આગમાનુમાન જો કરવામાં ન આવ્યું હોય તો આ આગમાર્થનું સ્મરણ વગેરે અશક્ય બનવાથી સમાપત્તિ શી રીતે થાય ? તેથી સમાપત્તિ વગેર રૂપ વિશિષ્ટ લાભ માટે આગમાનુમાન કરાય છે એ જાણવું.॥૩॥ [આગમની જેમ સંવિગ્નઅશઠ ગીતાર્થનુ આચરણ (શિષ્ટાચાર) પણ પ્રમાણભૂત છે જ એનું વધુ સમર્થન કરવા ગ્રન્થકાર કહે છે–]

આગમમાં વિધિ કે નિષેધ રૂપે ઉત્સર્ગનો વિષય બનેલી ચીજ પણ પુષ્ટકારણ રૂપ સદ્ધેતુ પામીને નિષેધ કે વિધિ રૂપે અપવાદનો વિષય બની જાય છે એટલે કે એવા વિશેષ અવસરે આચરેલા વિરુદ્ધ આચરણને પણ આગમમા પ્રમાણભૂત ઠેરવ્યુ છે. તો પછી જે હિતકર છે = ઇષ્ટ સાધનભૂત છે તથા સૂત્રથી નિષેધ કરાયેલ નથી તે શિષ્ટાચાર પણ પ્રમાણભૂત શા માટે ન ઠરે ? અર્થાત્ એ પ્રમાણભૂત છે જ. ॥૪॥ જે શિષ્ટાચાર પ્રત્યે આગમ ઉદાસીન છે એટલે કે આગમમા જેનો નિષેધ પણ નથી કે વિધાન પણ નથી તેવો શિષ્ટાચાર ભલે પ્રમાણભૂત ઠરે, પણ જે શિષ્ટાચારનો સૂત્રમાં સાક્ષાત્ શબ્દોથી નિષેધ કર્યો છે તેને હજાર કારણ ભેગા થાય તો પણ બદલી શકે નહિ, એટલે કે હજાર કારણ ભેગા થઈને પણ એ નિષિદ્ધ આચરણને અનુજ્ઞાત = વિધિઆચરણરૂપ બનાવી શકે નહિ. આવી શંકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–

આગમમાં કોઈ પણ ચીજનો સર્વથા નિષેધ નથી કે સર્વથા વિધાન નથી. [આમાં 'મૈથુન' નો અપવાદ સમજવો. એ રાગદ્વેષ વિના અશક્ય હોઇ એનો સર્વથા નિષેધ છે કહ્યું છે કે - ण वि किंचि अणुन्नायं पडिसिद्धं वा वि जिणवरिंदेहि। मोत्तु मेहुणभाव न त विणा रागदोसेहि।। ] [જો સર્વથા નિષેધ કે વિધાન નથી તો સાધક પ્રવૃત્તિ

**[1]निषेधः सर्वथा नास्ति विधिर्वा सर्वथाऽऽगमे।**
**आयं व्ययं च तुलयेल्लाभाकाङ्क्षी वणिग्यथा।।५।।**

निषेध इति। सूत्रे विधिनिषेधौ हि गौणमुख्यभावेन मिथः संवलितावेव प्रतिपाद्येते, अन्यथाऽनेकान्तमर्यादातिक्रमप्रसंगादिति भावः।।५।।

**प्रवाहधारापतितं निषिद्धं यन्न दृश्यते।**
**अत एव न तन्मत्या दूषयन्ति विपश्चितः।।६।।**

प्रवाहेति। शिष्टसमतत्त्वसंदेहेऽपि तद्दूषणमन्याय्यं किं पुनस्तन्निश्चय इति भावः। तदिदमाह –
*जं च विहिअं ण सुत्ते(ण सुत्ते विहिअं) ण य पडिसिद्धं जणंमि चिररूढं।

---

કરવી કે નિવૃત્ત થવું એનો નિર્ણય કઈ રીતે કરે ? આ રીતે- ] જેમ નફો મેળવવાની ઇચ્છાવાળો વાણિયો લાભ નુકશાનને નજરમાં રાખીને વ્યાપારમાં પ્રવૃત્ત કે નિવૃત્ત થાય છે એમ કર્મનિર્જરાના લાભ-નુકશાનની તુલના કરીને એ મુજબ પ્રવૃત્ત-નિવૃત્ત થવું.

સૂત્રમાં સર્વથા વિધિ કે સર્વથા નિષેધ નથી એવું જે કહ્યું એનો અર્થ એ થાય કે એકાન્તે કોઈ વિધાન નથી કર્યું કે એકાન્તે કોઈ નિષેધ નથી દેખાડ્યો. કોઈ પણ સૂત્રમાં વિધિ અને નિષેધ એ બન્ને ગૌણમુખ્યભાવે પરસ્પર સંકળાયેલા જ પ્રતિપાદિત કરાય છે. એટલે કે વ્યવહારદૃષ્ટિએ જે વિધિ પ્રતિપાદક સૂત્ર હોય છે તેમાં પણ ગૌણ ભાવે (અપવાદપદે) તેનો નિષેધ કરવાનો અભિપ્રાય અર્થથી તો હોય જ છે. એમ જે નિષેધક સૂત્ર હોય છે તેમાં પણ ગૌણભાવે (અપવાદપદે) તેનું વિધાન કરવાનો અભિપ્રાય અર્થથી તો રહેલો જ હોય છે. આ રીતે ગૌણમુખ્યભાવે બંને જો સંકળાયેલા ન હોય તો અનેકાન્તની મર્યાદાનું ઉલ્લંઘન જ થઈ જાય. [આશય એ છે કે વિધિ- નિષેધ બન્ને સંવલિત ન હોય તો એ સૂત્ર એકાન્ત ઉપદેશક બની જાય. અને તો પછી તે તે સૂત્રરૂપ ભગવદ્વચન અને કુતીર્થિકોના તેને સમાન દેખાતાં વચન 'न हिंस्यात् सर्वभूतानि' ઈત્યાદિ વચન... એમાં કોઈ ફેર જ ન રહે. તેમજ ઉત્સર્ગ-અપવાદ ઉભયઘટિત પરિપૂર્ણ અર્થનું એ એ સૂત્રમાં બોધકત્વ ન આવવાથી એ નિશ્ચયદૃષ્ટિએ 'પ્રમાણ' પણ ન બને. વળી નિશ્ચયથી પ્રામાણ્ય માટે સિદ્ધાન્તો પર સ્યાદ્વાદ-અનેકાન્તવાદની મહોર છાપ પણ આવશ્યક છે. વિશેષ અર્થ માટે જુઓ ઉપદેશ રહસ્ય શ્લોક ૧૩૩ ] [ આમ તે તે શિષ્ટાચારનો સૂત્રમાં જે નિષેધ કરાયો હોય છે તે પણ કારણ વિશેષભાવી અપવાદપદીય વિધિથી સંવલિત જ હોય છે. એટલે કે એવી પરિસ્થિતિમાં એ નિષિદ્ધ જ ન હોઈ પ્રમાણભૂત શા માટે ન બને ? ] ॥૫॥ [આ જ બાબતનું વધુ સમર્થન કરવા ગ્રન્થકાર કહે છે-

### [આચરણામાં સ્વમતિકલ્પિત દોષ ન દર્શાવાય]

જેનો આદ્યપ્રવર્તક અજ્ઞાત હોય એવી પણ જે પ્રવૃત્તિ પ્રવાહધારામાં = પરંપરામાં આવેલી હોય, અને જે શાસ્ત્રમાં નિષિદ્ધ ન દેખાતી હોય તેવી પ્રવૃત્તિને કારણે (શિષ્ટાચાર પણ પ્રમાણ છે એ કારણે જ ) પ્રાજ્ઞ પુરુષો સ્વમતિથી દૂષિત ઠેરવતા નથી. અહી 'પ્રવાહધારાપતિત' એવા શબ્દથી એ સૂચિત થાય છે કે એના પ્રવર્તક અશઠસંવિગ્નગીતાર્થ હતા કે અન્ય ? તેનો તેમજ સમાનકાલીન અન્ય ગીતાર્થોને તે માન્ય હતું કે નહી ? તેનો

---

૧ સરખાવો तम्हा सव्वाणुन्ना सव्वनिसेहो य पवयण नत्थि। आय वय तुलिज्जा लाहाकंखि व्व वाणियओ।। उ. माला ३९२।।
* यच्च न सूत्रे विहितं न च प्रतिषिद्धं जने चिररूढम्। स्वमतिविकल्पितदोषात्तदपि न दूषयन्ति गीतार्थाः।।

समइविगप्पियदोसा त पि ण दूसति गीयत्था।।धर्मरत्न. - ९९।। ६।।

**संविग्नाचरणं सम्यक् कल्पप्रावरणादिकम्।**
**विपर्यस्तं पुनः श्राद्धममत्वप्रभृति स्मृतम्।।७।।**

संविग्नेति। सविग्नानामाचरण सम्यक् = साधुनीत्या कल्पप्रावरणादिकम्। तदाह-

[1]अन्नह भणियपि मुए किचि कालाइकारणाविक्ख।
आइन्नमन्नहच्चिय दीसइ सविग्गगीएहि।।

[2]कप्पाण पावरण अग्गोअरच्चाओ झोलिआभिक्खा।
उवग्गहियकडाहयतुवयमुहदाणदोराई।। इत्यादि। विपर्यस्तं = असविग्नाचरण पुन श्राद्धममत्त्वप्रभृति स्मृतम्। तदाह -[८७]

[3]जह सड्ढेसु ममत्त राढाइ असुद्धउवहिभत्ताई।

હાલ નિર્ણય નથી એટલે કે એ શિષ્ટસમત હોવામા સંદેહ છે. તેમ છતા એને દૂષિત ઠેરવવુ એ જો ન્યાયસંગત નથી તો જે શિષ્ટાચરણ માટે શિષ્ટની સમતિનો નિર્ણય છે તેને અપ્રમાણ કહી દૂષિત ઠેરવવુ એ શી રીતે ન્યાયી ઠરે ? ધર્મરત્નપ્રકરણ (૯૯)માં કહ્યું છે કે 'સૂત્રમા જે વિહિત નથી, તેમજ પ્રતિષિદ્ધ પણ નથી, અને ગીતાર્થજનમા ચિરરૂઢ થયેલું છે તેને પણ 'આમા આવા આવા દોષો રહેલા છે' ઈત્યાદિ રીતે સ્વમતિથી દોષોને કલ્પીને ગીતાર્થો દૂષિત ઠેરવતા નથી ' માટે શિષ્ટાચારને અપ્રમાણ માનવો એ યોગ્ય નથી ॥૬॥ [પ્રમાણ અને અપ્રમાણ આચરણોના ઉદાહરણ આપે છે–]

કલ્પપ્રાવરણ વગેરે આચરણ એ સાધુમર્યાદાપૂર્વકનુ સંવિગ્નોનુ સમ્યક્ આચરણ છે ધર્મરત્ન પ્રકરણમા (૮૧,૮૨) કહ્યુ છે કે ' આગમ શાસ્ત્રમા જુદા જ પ્રકારે કહેલી મળતી હોવા છતા, સંવિગ્ન ગીતાર્થ મહાત્માઓએ કાળ વગેરે કારણોની અપેક્ષાએ કેટલીક બાબતો એના કરતાં જુદા જ પ્રકારે આચરી હોય એવુ જોવા મળે છે, જેમકે ભિક્ષાચર્યા વગેરે માટે કપડા ઓઢીને જવુ, અગ્રાવતારનો ત્યાગ અને કટીપટ્ટકને જુદી રીતે કરવો , ઝોળીને ગાઠ મારીને ભિક્ષા લાવવી. ઔપગ્રહિક કટાહક = કડાઈ, તગારુ=પરાત (કાપ કાઢવા માટે), તુંબડું = તુબડામાથી બનાવાતી તરપણી, એને પકડી શકાય એ માટે મોઢુ = કાઠો બનાવવો, કાંઠામાથી પકડવા માટે દોરી લગાવવી ' ઇત્યાદિ આનાથી વિપર્યસ્ત તરીકે એટલે કે અસવિગ્નોના આચરણ તરીકે શ્રાદ્ધમમત્વ વગેરે આચરણો પ્રસિદ્ધ છે ધર્મરત્નપ્રકરણમા (૮૭) કહ્યુ છે કે ' જે પ્રમાદરૂપ બને છે તે આચરણ આવું જાણવું - શ્રાવકો પર મમત્વ, રાઢીની = શરીર શોભાની ઇચ્છાથી અશુદ્ધ ઉપધિ– ભોજનાદિ ગ્રહણ કરવા, યાવત્કાલ માટે આપેલી વસતિ, પથારી, ઓશિકું વગેરેના પરિભોગ ' ॥૭॥ [ આગળ તમે કહી ગયા કે કોઈનો સર્વથા નિષેધ નથી કે વિધાન નથી તેથી સૂત્રમાં ઉત્સર્ગે નિષિદ્ધ એવા કલ્પપ્રાવરણાદિ કે શ્રાદ્ધમમત્વાદિ એ બન્ને આચરણો સમાન જ થયા. તો એ બેમા તમે શુ ભેદ જુઓ છો કે જેથી એકને સંવિગ્ન આચરણ રૂપે પ્રમાણ માનો છો અને અન્યને અસવિગ્નઆચરણ રૂપે અપ્રમાણ માનો છો ? આવા પ્રશ્નનો જવાબ આપવા ગ્રન્થકાર કહે છે–]

१ अन्यथा भणितमपि सूत्रे किचित्कालादिकारणापेक्षम्। आचीर्णमन्यथैव दृश्यते सविग्नगीत ।।
२ कल्पाना प्रावरणमग्रावतारत्यागो झोलिकाभिक्षा। औपग्रहिककटाहकतुवकमुखदानदवरकादि।।
३ यथा श्राद्धेपु ममत्व राढ्याऽशुद्धोपधिभक्तादीनि। प्रदत्तवसतितूलीमसूरकादीना परिभोग ।।

णिदिट्ठ(णिद्देज्ज)वसहितूलीमसूरगाईण परिभोगेत्ति ।।७।।

**आद्यं ज्ञानात्परं मोहाद्विशेषो विशदोऽनयोः।**
**एकत्वं नानयोर्युक्तं काचमाणिक्ययोरिव।।८।।**

आद्यमिति। ज्ञानं = तत्त्वज्ञानं, मोह = गारवमग्नता।।८।।

---

આમાંનું કલ્પપ્રાવરણ વગેરે રૂપ પ્રથમપ્રકારનું આચરણ તત્ત્વજ્ઞાનથી (સંયમપાલનાદિના ઉચિત ઉપાયના જ્ઞાનથી) થયું છે જ્યારે શ્રાદ્ધમમત્વ વગેરે રૂપ દ્વિતીય પ્રકારનું આચરણ રસ, ઋદ્ધિ અને શાતાગારવની મગ્નતા રૂપ મોહથી થયુ છે. વળી દરેક પ્રવૃત્તિમા પ્રાણ તો આતરિક ભાવ જ હોય છે. એટલે આ બે આચરણોમાં પ્રાણરૂપ આંતરિક ભાવોનો આ ભેદ એ જ એ બેનો આસમાન જમીનનો ભેદ છે. તેથી એ બેને કાચ અને માણેકની જેમ એક = સમાન રીતે પ્રમાણભૂત માનવા એ યોગ્ય નથી #।।૮।।

---

#[આ અર્થાધિકાર માધ્યસ્થ્યપૂર્વક સૂક્ષ્મવિચાર માગી લે છે આચાર્યાદિ મહાત્માઓની પ્રવૃત્તિમાં જરાપણ ફરફાર થયેલો કે કરેલો દેખાય તો એ પ્રવૃત્તિનો નિષેધ કરનાર શાસ્ત્રવચનોને કે તે પ્રવૃત્તિથી ભિન્નપ્રવૃત્તિ જણાવનાર શાસ્ત્રવચોનોને આગળ કરીને એ ફેરફારવાળી પ્રવૃત્તિને શાસ્ત્રવિરુદ્ધ કહેવાય કે નહિ ? તેમજ એવી પ્રવૃત્તિ કરનાર મહાત્માઓને વિરાધક, આજ્ઞાભંજક, ગુરુદ્રોહી, મિથ્યાત્વી, કુગુરુ વગેરે કહી શકાય કે નહી ? કે પછી એ પ્રવૃત્તિ પણ જીત આચારરૂપ અને માર્ગરૂપ બને ?

શંકા - આવો પ્રશ્ન જ કેમ ઊઠાવવો પડે છે? જે આચરણ 'જીત' રૂપ બની શકે છે એના માટે ધર્મરત્ન પ્રકરણની ૯૯ મી ગાથામા 'ણ ય પડિસિદ્ધં' અંશ પણ જણાવેલો છે. એટલે કે સુત્રમાં જેનો નિષેધ ન હોય તે આચરણ જ માન્ય બની શકે. એટલે જો એ પ્રવૃત્તિનુ નિષેધક શાસ્ત્રવચન મળતુ હોય તો એ પ્રવૃત્તિ માર્ગરૂપ ન બનવાથી એને આદરનારા વિરાધક બને જ એ સ્પષ્ટ છે.

સમાધાન - આ 'ણ ય પડિસિદ્ધં' જે કહ્યુ છે તેનો અર્થ 'જેનો સર્વથા નિષેધ ન હોય તે' એવો લેવાનો છે, નહીં કે 'જેનો સામાન્યથી પણ નિષેધ ન હોય તે ' અર્થાત્ જે સર્વથા નિષિદ્ધ હોય તે જ 'જીત' રૂપ બની શકતુ નથી, એ સિવાયનુ આચરણ તો, સામાન્યથી નિષિદ્ધ હોવા છતાં, 'જીત' રૂપ બની શકે છે.

શંકા - આવુ શાના પરથી કહો છો?

સમાધાન - આવી સ્પષ્ટ અસન્દિગ્ધ તારવણી કરાવી આપનારા ઘણાં કારણો છે.

(૧) જો આવુ ન માનીએ તો ગ્રન્થકારે બીજા માર્ગ તરીકે દર્શાવેલ 'જીત' નો ઉચ્છેદ જ થઇ જાય છે કારણકે જે આચરણ શાસ્ત્રવિહિત છે તેનો તો 'ભગવદ્વચન' રૂપ પ્રથમમાર્ગમા જ સમાવેશ છે. અને જે આચરણ શાસ્ત્રનિષિદ્ધ છે તેનો તો જીતમા સમાવેશ થઇ શકતો નથી એમ તમે કહો છો.

શંકા - ના, જીતનો ઉચ્છેદ માનવાની આપત્તિ નથી, શાસ્ત્ર જે બાબતોનુ વિધાન કરતું નથી કે નિષેધ કરતું નથી, કિન્તુ ઉદાસીન રહે છે, તેવી બાબતોનું દેશકાળાદિને આશ્રીને થતુ આચરણ 'જીત' બની શકે છે.

સમાધાન - આવી કલ્પના ઉચિત નથી. 'જીત' તરીકે માન્ય આચરણો માટે 'અન્નહ ભણિય પિ સુએ' 'આઇન્નમન્નહચ્ચિય' 'શાસ્ત્રમા અન્યથા કહેલુ છે અને આચરણ અન્યથા જોવા મળે છે' આવુ જે કહેલુ છે એના પરથી જ શુ એ જણાઇ જતું નથી કે જેવુ આચરણ થયું છે એવુ શાસ્ત્રવિહિત નથી, શાસ્ત્રવિહિત આચરણ એનાથી ભિન્ન હોય છે

શંકા - પણ એમા, એ આચરણ શાસ્ત્રનિષિદ્ધ છે એવુ ક્યા સિદ્ધ થયું?

સમાધાન - 'એક વિશેષનુ વિધાન અન્ય વિશેષના નિષેધમા ફલિત થાય છે' આવો એક ન્યાય છે. જેમકે, ગૃહસ્થ માટે ન્યાયસપન્ન વૈભવનુ વિધાન કર્યુ છે એનાથી જ અન્યાયોપાર્જિત વૈભવનો નિષેધ થઇ જાય છે પ્રસ્તુતમા 'જે રીતનું આચરણ ગીતાર્થ સવિગ્નોએ કરેલું છે એના કરતા, અન્ય પ્રકારે શ્રુતમા વિધાન કર્યુ છે' એવુ જે જણાવ્યુ છે તેનાથી જ, આ ન્યાયાનુસારે, જણાઇ જાય છે કે ગીતાર્થ સવિગ્નોનું તે આચરણ નિષિદ્ધ હતું

(૨) વળી શાસ્ત્રનિષિદ્ધ આચરણા 'જીત' બની શકે નહી એવુ માનવામા તો ધર્મરત્નપ્રકરણમાં કલ્પપ્રાવરણ વગેરે જે 'જીત' ના ઉદાહરણો આપેલા છે એ બધા પણ અસગત ઠરી જવાની આપત્તિ આવશે, કારણકે એ બધા શાસ્ત્રનિષિદ્ધ છે એ અધિકારમા સંવત્સરી અને ચોમાસીની તિથિના ફેરફારને પણ 'જીત' તરીકે જણાવેલ છે. જ્યાં સુધી સવત્સરી પાંચમની હતી

दर्शयद्भिः कुलाचारलोपादामुष्मिकं भयम्।
वारयद्भिः स्वगच्छीयगृहिणः साधुसंगतिम्।।९।।
द्रव्यस्तवं यतीनामप्यनुपश्यद्भिरुत्तमम्।
विवेकविकलं दानं स्थापयद्भिर्यथा तथा।।१०।।
अपुष्टालंबनोत्सिक्तैर्मुग्धमीनेषु मैनिकैः।
इत्थं दोषादसंविग्नैर्हहा विश्वं विडम्बितम्।।११।।

दर्शयद्भिरिति। आमुष्मिकं = प्रेत्यप्रत्यवायविपाकलक्षणम्(...विपाकफलं इति पूर्वमुद्रितप्रते)।।९।।
द्रव्यस्तवमिति। अपिना आगमे यतीनां तन्निषेधो द्योत्यते। अनुपश्यद्भिः = मन्यमानैः।।१०।।
अपुष्टेति। व्यक्तः।।११।।

---

[અસંવિગ્નોએ પોતાના મોહપ્રેરિત આચરણોથી વિશ્વની કેવી વિડંબણા કરી છે એને ૩ શ્લોકો વડે જણાવતા ગ્રન્થકાર કહે છે–]

[અસંવિગ્નાચરણથી વિડંબણા]

અયોગ્ય આચારોને કુલાચાર તરીકે જણાવી, 'આનો લોપ કરશો તો પરલોકમાં એના વિપાક ભોગવવા પડશે' એવો પરલોકસંબધી ભય દેખાડતા, (અથવા 'આપણા સાધુઓનો જ સગ વગેરે કરવો એ તમારો કુલાચાર છે, એનો લોપ કરીને અન્ય સાધુઓનો સંગ કરશો તો પરલોકમાં એના વિપાક ભોગવવા પડશે' આવું દેખાડતા અને એ રીતે) સ્વગચ્છના ભક્ત ગૃહસ્થોને (અન્ય ગચ્છના) સાધુપુરુષો સાથે સંગ કરતા અટકાવતા, સાધુઓ માટે જેનો આગમમાં નિષેધ કર્યો છે (આટલો અર્થ અપિ શબ્દથી ઘોતિત થાય છે) તેવો પણ દ્રવ્યસ્તવ સાધુઓ માટે પણ ઉત્તમ છે એવું માનતાં, વિવેકશૂન્ય દાનની પણ 'દાન તો જે કાંઇ આપીએ છીએ એનાથી લાભ જ લાભ છે' ઇત્યાદિ રીતે ગમે તેમ સ્થાપના કરતાં અપુષ્ટ આલંબનને પકડીને ઊભા થયેલા તેમજ મુગ્ધજીવો રૂપ માછલાંઓ અંગે માછીમાર સમાન (એટલે કે મુગ્ધજીવોને ઠગીને આત્મહિતરૂપ પ્રાણોથી વિયુક્ત કરનારા) એવા અસંવિગ્નોએ આ પ્રમાણે દોષથી હા! હા!! વિશ્વની વિંટબણા કરી છે.॥૯॥૧૦॥૧૧॥ [અસંવિગ્નોની જ અન્ય અયોગ્ય વાતને ઉઘાડી પાડતાં ગ્રન્થકાર કહે છે–]

---

ત્યા સુધી ચોથ તો અપર્વતિથિ હતી. અપર્વમા પર્વ કરવાનો નિષેધ હોવો તો સ્પષ્ટ જ છે. તેમ છતાં, સંવત્સરી પર્વ ચોથનું થયુ છે ને એ 'જીત' કહેવાયુ છે

શંકા - પણ તિથિ તો સિદ્ધાન્ત છે, સામાચારી નહીં સામાચારીમાં ફેરફાર થઇ શકે, સિદ્ધાન્તમાં નહીં. તેથી તિથિમાં પણ ફેરફાર તો ન જ થઇ શકે ને?

સમાધાન - શાસ્ત્રની અનભિજ્ઞતા વગેરેના કારણે થયેલી આ માત્ર ભ્રાન્તિ જ છે .. નહીંતર તો શ્રી કાલિકસૂરિમહારાજ પણ પાંચમની ચોથ કરવા સ્વરૂપ ફેરફાર શી રીતે કરી શકત? તેઓશ્રીએ ચોથ કરી છે ને આખા સંઘે અપનાવી છે, માટે આત્મહિતેચ્છુએ આ ભ્રાન્તિ વહેલી તકે કાઢી નાખવા જેવી છે. [પૂ. કાલિકસૂરિ મહારાજની ગુરુપંરપરા (અને પોતે પણ ત્યાં સુધી) પાચમની જ સવત્સરી કરતા હતા અને ઉપદેશતા હતા, તેમ છતાં, ચોથની સંવત્સરી તેઓએ કરી એટલા માત્રથી તેઓ 'વિરાધક', 'જિનાજ્ઞાભજક', 'ગુરુદ્રોહી', 'પોતે ત્યાં સુધી જે કરતા હતા અને કહેતા હતા તેના કરતાં વિરુદ્ધ કરનારા તથા કહેનારા...' વગેરે દોષારોપણ થતુ નથી-થયુ નથી એ નોંધનીય છે ](પુનમ-અમાસની ક્ષય-વૃદ્ધિએ તેરસની ક્ષય-વૃદ્ધિ કરવા એ શાસ્ત્રનિષિદ્ધ છે એવી પોતાની માન્યતા હોવા છતા પૂ. સ્વ આચાર્ય વિજયરામચન્દ્રસૂરિ મહારાજે પણ વિ. સંવત ૨૦૨૦

**अप्येष शिथिलोल्लापो न श्राव्यो गृहमेधिनाम्।**
**सूक्ष्मोऽर्थ इत्यदोऽयुक्तं सूत्रे तद्गुणवर्णनात्।।१२।।**

अपीति। एषोऽपि शिथिलानामुल्लापो यदुत 'न श्राव्यो गृहमेधिनां सूक्ष्मोऽर्थः' इत्यदः = वचनमयुक्तं, सूत्रे = भगवत्यादौ तेषां = गृहमेधिनामपि केषाञ्चिद् गुणवर्णनात्, 'लद्धट्ठा गहिअट्ठा' इत्यादिना साधूक्त-सूक्ष्मार्थपरिणामशक्तिमत्त्वप्रतिपादनात्। **सम्यक्त्वप्रकरणप्रसिद्धोऽयमर्थः।।१२।।**

શિથિલાચારીઓનો આ પણ જે ઉલ્લાપ છે કે 'ગૃહસ્થોને શાસ્ત્રોની સૂક્ષ્મ વાતો કહેવી ન જોઇએ.' તે યોગ્ય નથી, કેમકે ભગવતીજી વગેરે સૂત્રમાં કેટલાક ગૃહસ્થોના વર્ણનમાં #'લદ્ધટ્ઠા ગહિઅટ્ઠા' વગેરે વિશેષણો વપરાયાં છે જે વિશેષણો 'તેઓએ શાસ્ત્રના સૂક્ષ્મ અર્થને જાણેલો છે' ઇત્યાદિ જણાવે છે. તેમજ આનાથી 'સાધુ વડે કહેવાતા સૂક્ષ્મ પદાર્થોને પરિણમાવવાની તેઓમાં શક્તિ હોય છે' એનું પ્રતિપાદન થાય છે. આ વાત **સમ્યક્ત્વ પ્રકરણમાં** પ્રસિદ્ધ છે. એટલે જે ગૃહસ્થો સૂક્ષ્મ બાબતોને પરિણમાવી શકતા હોય તેઓને તેનાથી નુકશાન થવાનો સંભવ રહેતો નથી. તો એ બાબતો તેમને શા માટે ન જણાવવી?॥૧૨॥ [આવા શિથિલાચારી અસવિગ્નો સાચા સાધુઓની જે નિદા કરે છે તેનો ફલિતાર્થ દેખાડતા ગ્રન્થકાર કહે છે –]

# જેમકે શ્રીસૂયગડાગના બીજા શ્રુતસ્કધના સાતમા નાલન્દીય અધ્યયનના પ્રારભે લેપ નામના શ્રમણોપાસકના લદ્ધટ્ઠે ગહિયટ્ઠે પુચ્છિયટ્ઠે વિણિચ્છિયટ્ઠે અભિગહિયટ્ઠે આવા વિશેષણો કહેલા છે જેનો અર્થ આ પ્રમાણે છે-- લબ્ધાર્થ = તત્ત્વના જાણકાર, ગૃહીતાર્થ = મોક્ષમાર્ગ સ્વરૂપ અર્થને ગ્રહણ કરેલો છે, પૃષ્ટાર્થ = જેણે વિશેષ પ્રકારે અર્થ પૂછેલો છે, અને તેથી વિનિશ્ચિતાર્થ = જેણે વિશેષ પ્રકારે અર્થનો નિશ્ચય કર્યો છે, અભિગતાર્થ = જેણે એ અર્થ પ્રતીત થયો છે તે.

થી ૨૦૪૭ સુધી એવી જે આચરણા કરી ને એ પૂર્વે તથા પછી એનાથી ભિન્ન આચરણા કરી, તો આ બેમાથી કઇ આચરણા શાસ્ત્રસિદ્ધ ને કઇ શાસ્ત્રનિષિદ્ધ? બેમાંથી એક તો શાસ્ત્રનિષિદ્ધ હશે જ? એ અંગે એમને શાસ્ત્રપાઠ પૂછવા જોઇએ? તથા, પહેલાં તેઓ જુદું કરતા હતા, હવે જુદું કરે છે, અસ્થિરમનના છે.. આવુ બધું કહી શકાય? તથા એ શાસ્ત્રનિષિદ્ધ આચરણા જે આચરી એ વિરાધના કરી એમ કહી શકાય?

"પણ એ તો અભિયોગ વગેરે પરિસ્થિતિવશાત્ એમણે એવી આચરણા કરવી પડેલી..."

છતાં, ચતુર્વિધ સંઘના એમને અનુસરનારા સભ્યોને પણ એ આચરણાનું પ્રાયશ્ચિત્ત કરાવવામાં નથી આવ્યું એ જણાવે છે કે એ આચરણા સામાન્યથી શાસ્ત્રનિષિદ્ધ હોવા છતાં વિરાધના રૂપ નહોતી, ને તેથી માર્ગરૂપ હતી.

સંવિગ્નગીતાર્થ મહાત્માઓ પણ પટ્ટક વગેરે દ્વારા જે ફેરફાર કરે છે તે દેશ-કાળાદિની પરિસ્થિતિવશાત્ જ કરે છે ને તેથી એવો ફેરફાર વિરાધનારૂપ ન બનતા માર્ગરૂપ જ બને છે એ સ્વીકારવુ જોઇએ.)

પૂર્વે, શ્રીઆચારાગજીનું શસ્ત્રપરિજ્ઞા અધ્યયન સૂત્રથી અને અર્થથી ભણી લીધા બાદ જ શિષ્યની વડી દીક્ષા કરવાનું વિધાન હતુ એટલે એ પૂર્વે વડી દીક્ષા કરવાનો નિષેધ હતો એ સમજી શકાય છે. અને હવે?... શ્રીઆચારાંગજીને ભણે એ પૂર્વે જ શ્રીદશવૈકાલિકસૂત્રના ષડ્જીવનિકાય અધ્યયનને શિષ્ય સૂત્રથી-અર્થથી ભણી લે એટલે વડી દીક્ષા કરવામાં આવે છે આ આચરણ પણ 'જીત' કહેવાયુ છે. 'વિરાધના' નહીં.

એટલે, શાસ્ત્રનિષિદ્ધ હોવા માત્રથી, વિવક્ષિત આચરણા 'જીત' રૂપ બની ન શકે, એ 'વિરાધના' જ કહેવાય એવુ કહી શકાતુ નથી

(૩) અનેક શાસ્ત્રવચનો પણ આ નિષ્કર્ષ પર પહોંચવા પ્રેરે છે કે જે આચરણા શાસ્ત્રનિષિદ્ધ હોય તે, તેવા દેશકાલ વગેરેને લક્ષમા લઇને ગીતાર્થ સંવિગ્નોથી આચરવામાં આવે તો 'જીત' રૂપ બને છે, વિરાધના રૂપ નહીં. જેમકે આચરણામા કોઇપણ ફેરફાર માટે કયા આગમવચન સામે જોવુ? એ માટે ધર્મરત્નપ્રકરણના વૃત્તિકારે કહ્યુ છે કે --

दोसा जेण णिरुज्झन्ति, जेण खिज्जति पुव्वकम्माइ।
सो सो मुक्खोवाओ रोगावत्थासु समण व।।

**અર્થ** - જેનાથી દોષો દૂર થતા જાય, જેનાથી પૂર્વબદ્ધકર્મોનો નાશ થતો જાય તે બધુ મોક્ષના ઉપાયરૂપ છે (એટલે કે માર્ગ

## तेषां निन्दाऽल्पसाधूनां वह्वाचरणमानिनाम्।
## प्रवृत्तांगीकृतात्यागे मिथ्यादृग्गुणदर्शिनी।।१३।।

तेपामिति। तेपा = असविग्नानामल्पसाधूना = विरलाना यतीनां, वह्वाचरित(रण)मानिनां = वहुभिराचीर्ण खलु वयमाचराम स्तोका: पुनरेते सविग्नत्वाभिमानिनो दाम्भिका इत्यभिमानवता निन्दा, अगीकृतस्य मिथ्याभूतस्यापि वह्वाचीर्णस्यात्यागेऽभ्युपगम्यमाने मिथ्यादृशा गुणदर्शिनी प्रवृत्ता, सम्यग्दृगपेक्षया मिथ्यादृशामेव वहुत्वात्। तदाह-

[1]वहुजणपवित्तिमिच्छ (मेत्त) इच्छतेण(हि) इहलोइओ चेव।

धम्मो न उज्झियव्वो जेण तहि वहुजणपवित्ति।।उ. पद ९०९।।१३।।

---

'ઘણાઓએ જે આચર્યું છે તેને અમે આચરીએ છીએ, જાતને સંવિગ્ન માનતા આ થોડા સાધુઓ જે ક્રિયાચુસ્ત હોવાનો દેખાવ કરે છે તેઓ તો દભી છે' આવા અભિમાનવાળા તે અસવિગ્નો વિરલ સખ્યામા રહેલા ઉદ્યતવિહારી સવેગી સાધુઓની જે નિન્દા કરે છે (કે તમે તો ઓછા છો એટલે તમારુ આચરણ ત્યાજ્ય છે, અમે ઘણા છીએ એટલે અમારુ આચરણ ગ્રાહ્ય છે ઇત્યાદિરૂપ) તે નિદા મિથ્યાત્વીઓને ગુણવાન તરીકે જોવામાં ફલિત થાય છે. આવુ એટલા માટે ફલિત થાય છે કે 'તેઓએ સ્વીકારેલ માર્ગ મિથ્યા હોવા છતા, માત્ર જો બહુ આચરનારા હોવાથી જ અત્યાજ્ય માનવાનો હોય તો એ રીતે તો સમ્યગ્દૃષ્ટિની અપેક્ષાએ મિથ્યાત્વીઓ જ ઘણા હોવાથી મિથ્યાત્વીઓનો માર્ગ જ અત્યાજ્ય બની જાય એટલે કે એને જ ગુણકર માનવો પડે. ઉપદેશપદ ૯૦૯ મા કહ્યુ છે કે 'જે લોકોને બહુજનપ્રવૃત્તિમાત્ર માન્ય છે તેઓએ ઇહલૌકિક ધર્મ છોડવો નહિ, કારણ કે તેમા ઘણા લોકો પ્રવર્તતા હોય છે.'।।૧૩।। [એ અસવિગ્નો જો ખોટા છે તો ધર્મસ્થાનોમાં તેઓની બોલબાલા જ કેમ ચાલે છે? એનો જવાબ આપવા ગ્રન્થકાર કહે છે–]

---

1 वहुजनप्रवृत्तिमात्रमिच्छद्भिर्लौकिकश्चैव। धर्मो नोज्झितव्यो यन तत्र वहुजनप्रवृत्ति।।

---

રૂપ બને છે) જેમકે રુગ્ણ અવસ્થામા જે જે ચીજથી રોગ મટતો જાય એ બધુ ઔપધ રૂપ છે

'વિવક્ષિત નવા આચરણનુ નિપેધક કોઇ શાસ્ત્ર વચન મળતુ હોય તો એ આચરણ અપનાવવુ નહીં' એવુ વૃત્તિકારે કહ્યુ નથી

'જીત' તરીકે પ્રમાણભૂત ઠરેલ અનેક આચરણો દર્શાવીને છેવટે, અથવા વધુ શુ કહેવુ?

'ज सव्वहा न सुत्ते पडिसिद्ध नेव जीववहहेऊ।

त सव्वपि पमाण चारित्तधणाणमणिय च।।

अर्थ - સૂત્રમા, મૈથુનસેવનની જેમ જેનો સર્વથા નિપેધ નથી, તેમજ જે જીવહિસાના કારણભૂત નથી તે બધી વાતો ચારિત્રધનવાળા મહાત્માઓને પ્રમાણ છે, માન્ય છે ' આ પ્રમાણે ધર્મ રત્ન પ્રકરણના મૂળકારે પણ કહ્યું છે પૂર્વાચાર્યોએ પણ કહ્યુ છે કે

'अवलंविऊण कज्ज ज किपि समायरति गीयत्था।

थोवावराहवहुगुण सव्वेसिं त पमाण तु।।

अर्थ - સયમોપકારક કાર્યને આશ્રીને ગીતાર્થ પુરુપો અલ્પદોપવાળું અને અનેકગુણોવાળુ જે કાઇ આચરે છે તે બધા ચારિત્રસપન્ન મહાત્માઓને 'પ્રમાણ' હોય છે.'

નિષિદ્ધ વાતો જ તેવા દેશ-કાળમા અનિષિદ્ધ બની જઇ કલ્પ્ય બની જાય છે એવુ વાચકવર્ય શ્રીઉમાસ્વાતિ મહારાજાએ પ્રશમરતિપ્રકરણમા કહ્યુ છે

'किंचिच्छुद्ध कल्प्यमकल्प्य स्यादकल्प्यमपि कल्प्यम।

**इदं कलिरजःपर्वभस्म भस्मग्रहोदयः।**
**खेलनं तदसंविग्नराजस्यैवाधुनोचितम्।।१४।।**

इदमिति। व्यक्त.।।१४।।

**समुदाये मनाग्दोषभीतैः स्वेच्छाविहारिभिः।**
**संविग्नैरप्यगीतार्थैः परेभ्यो नातिरिच्यते।।१५।।**

समुदाय इति। समुदाये मनाग्दोपेभ्य. = ईपत्कलहादिरूपेभ्यो भीतैः स्वेच्छाविहारिभिः = स्वच्छन्दचारिभिः सविग्नैरपि = वाह्याचारप्रधानैरप्यगीतार्थै. परेभ्यः = असविग्नेभ्यो नातिरिच्यते = नाधिकीभूयते।।१५।।

---

આ કલિકાળરૂપ રજઃ પર્વ = હોળી છે. વળી એમાં ભસ્મગ્રહના ઉદય રૂપ ભસ્મ = રાખ એટલે કે ધૂળ યાવત્.. ઊડી રહી છે. જેમ હોળી પર્વમા ધૂળ ઉડતી હોય ત્યારે એમા અશિષ્ટ લોકો જ નાચે-કૂદે છે એમ એક તો કલિકાળ અને એમાં પાછી ભસ્મગ્રહની અસર . એટલે આ કાળમા અસંવિગ્નો રૂપ રાજાનો નાચ હોવો જ યોગ્ય છે.॥૧૪॥ [સુખશીલતા વગેરેના કારણે બાહ્ય આચારમાર્ગથી શિથિલ થયેલાઓના દોપ દેખાડ્યા. હવે બાહ્ય આચારમાર્ગને મુખ્ય કરનારા પણ સ્વેચ્છાચારીઓના દોપ દેખાડવા ગ્રન્થકાર કહે છે-]

[સ્વેચ્છાચારીઓના દોષ]

'સમુદાયમા કંઇક કલહ વગેરે થાય છે' આવા અલ્પ દોપથી બીને (સમુદાયનો ત્યાગ કરીને) સ્વચ્છન્દચારી બનેલા બાહ્ય આચારને પ્રધાન કરનારા અગીતાર્થો બીજા અસવિગ્નો કરતા જુદાં નથી. અર્થાત્ અસંવિગ્નો જેમ અનેક દોપોનુ સ્થાન બને છે તેમ સવિગ્ન જેવા દેખાતા આ સ્વચ્છન્દાચારીઓ પણ અનેક દોપોનું સ્થાન બને છે ॥૧૫॥ [તેઓના દોપોનુ દિગ્દર્શન કરતા ગ્રન્થકાર કહે છે–]

---

पिण्ड शय्या वस्त्र पात्र वा भेपजाद्य वा।।

અર્થ - પિંડ, શય્યા, વસ્ત્ર, પાત્ર, ઔપધ વગેરેમાથી તેવી કોઇક શુદ્ધ અને કલ્પ્ય ચીજ પણ તેવા દેશકાળાદિમા અકલ્પ્ય બની જાય છે, એમ, અકલ્પ્ય બાબત પણ વિશેપપ્રકારના દેશકાળાદિમા કલ્પ્ય બની જાય છે.'

જે પૂર્વે અકલ્પ્ય હતુ, એટલે જ નિપિદ્ધ હતુ, તે જ પછી કલ્પ્ય = આચરણીય = 'જીત' માર્ગ રૂપ બને છે એવું આમા પણ જણાવ્યુ છે.

પ્રશ્ન - આમાં, અકલ્પ્ય કલ્પ્ય બની જવાની જે વાત છે એ તો 'અપવાદમાર્ગ' માટે છે 'જીત' માટે ક્યા છે?

ઉત્તર - સામાન્યથી, 'અપવાદ' અને 'જીત' શબ્દોથી બે જુદી જુદી બાબતો ઉપસ્થિત થવાના કારણે એ બેને સાવ ભિન્ન માનવાના કારણે આ પ્રશ્ન ખડો થાય છે. અમુક ચોક્કસ દેશ-કાળ-પુરુપાદિને નજરમાં લઇને ગીતાર્થ સવિગ્નોથી આચરાયેલ બાબત જ 'જીત' બને છે કે 'અપવાદ' બને છે આ બે વચ્ચે ભેદ પાડવો હોય તો એવો પાડી શકાય કે, દેશકાળાદિને નજરમાં લઇને એકવાર કરેલ આચરણ, બીજીવાર કરતી વખતે જો, દેશકાળાદિના વિશેપ પ્રકારે નિરીક્ષણ કર્યા બાદ આવશ્યક લાગે તો કરવાનું હોય એ 'અપવાદ' તરીકે સમજાય છે. પણ, અવસર્પિણી કાળ વગેરેને નજરમા લઇ, જ્યાં સુધી દેશકાળાદિમાં બીજો વિશેપ ફેરફાર ન થાય ત્યા સુધી માટે, હમેશ માટે, સવિગ્ન ગીતાર્થો જે આચરણ નિશ્ચિત કરી દે એ 'જીત' તરીકે સમજાય છે. પછી, આ આચરણમા દરેક વખતે, 'તેવા દેશકાળાદિ છે કે નહીં?' એ માટેના ગીતાર્થના વિશિષ્ટ નિર્ણયની આવશ્યકતા હોતી નથી.

આ તો આવો કંઇક ભેદ ભાસે છે એ માટે કહ્યુ બાકી, 'જીત' પણ એક વિશેપ પ્રકારનો અપવાદ જ છે અને તેથી ઉક્ત વચન એના માટે પણ છે જ

(૪) ઉપદેશમાળા (૩૯૨)..

**वदन्ति गृहिणां मध्ये पार्श्वस्थानामवन्द्यताम्।**
**यथाच्छन्दतयात्मानमवन्द्यं जानते न ते।।१६।।**

वदन्तीति। परदोप पश्यन्ति, स्वदोपं च न पश्यन्तीति महतीयं तेपा कदर्थनेति भावः।।१६।।

આ સ્વેચ્છાચારી સાધુઓ ગૃહસ્થોની સભામા શિથિલાચારી બનેલા પાસત્થાઓને અવન્દ્ય તરીકે જણાવે છે, પણ 'સ્વય પણ યથાછન્દ બન્યા હોવાના કારણે અવન્દ્ય છે' એ વાત તેઓ જાણતા નથી. પાસત્થા જેમ અવન્દ્ય છે તેમ યથાછદ પણ અવન્દ્ય છે જ. કહેવાનો ભાવ એ છે કે તેઓ પરદોપને (પાસત્થાઓના દોપને) જુએ છે (અને તેથી અવન્દ્ય કહે છે) અને પોતાના યથાછંદપણાંના દોપને જોતા નથી અને (તેથી તે જાતને અવન્દ્ય માનતા નથી.) એટલે આ તેઓની બહુ મોટી કદર્થના છે.।।૧૬।। [આ સ્વેચ્છાચારીઓ પણ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે તર્ક પૂર્વક વધુ આરાધના થાય એવા આચારપાલનમાં તત્પર દેખાય છે. તો તેઓના એ ઉદ્યત આચારથી તેઓ મોક્ષમાર્ગમાં આગળ તો વધશે જ ને? એવી શંકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–]

तम्हा सव्वाणुन्ना सव्वनिसेहो य पवयणे नत्थि।
आय वय तुलिज्जा लाहाकंखिव्व वाणियओ।।

અને પ્રસ્તુત ગ્રન્થમા (૩-૫)મી ગાથા-

निपेध सर्वथा नास्ति विधिर्वा सर्वथाऽऽगमे।
आय व्यय च तुलयेल्लाभाकांक्षी वणिग्यथा।।

બન્નેનો અર્થ - (તેથી) પ્રવચનમાં = આગમમાં કોઇપણ વાતનો સર્વથા નિપેધ નથી કે સર્વથા અનુજ્ઞા નથી. લાભાકાંક્ષી વાણિયાની જેમ આય-વ્યયનો હિસાબ લગાવી પ્રવૃત્તિ યા નિવૃત્તિ કરવી.

શાસ્ત્રોમા ડગલે ને પગલે વિધાન કે નિપેધ હોવા છતાં એ વિધાન-નિપેધ સર્વથા (એકાન્તે) હોતા નથી. દેશકાળાદિને અનુસરીને વિહિત ચીજ નિષિદ્ધ ને નિષિદ્ધ ચીજ વિહિત બની શકે છે.

કોઇપણ પરિસ્થિતિમાં જેનું આચરણ વિરાધના રૂપ જ રહે, માર્ગ રૂપ ન જ બને એવી ચીજ તો એક માત્ર મૈથુન છે. કહ્યુ છે--

न य किंचि अणुन्नाय पडिसिद्ध वा वि जिणवरिंदेहिं।
मोत्तु मेहुणभाव न त विणा रागदोसेहि।।

અર્થ - શ્રીજિનેશ્વર ભગવતોએ કોઇ ચીજની સર્વથા અનુજ્ઞા આપી નથી કે મૈથુન સિવાય અન્ય કોઇ ચીજનો સર્વથા નિપેધ કર્યો નથી. મૈથુનનો સર્વથા નિપેધ એટલા માટે છે કે એ રાગ-દ્વેપ વિના થઇ શકતુ નથી

જેનાથી રાગ-દ્વેપની હાનિ થાય એવી તો કોઇ પણ પ્રવૃત્તિ આચરણીય છે એમ પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ અનેક ગ્રન્થોમા ઉપસહાર રૂપે જણાવે છે--

किं वहुना इह जह जह रागदोसा लहु विलिज्जति।
तह तह पयट्टिअव्व एसा आणा जिणिदाण।।

અર્થ - વધારે શુ કહેવુ? 'જે જે રીતે રાગ-દ્વેપ શીઘ્ર વિલીન થતા જાય તે તે રીતે પ્રવર્તવુ' આ શ્રીજિનેશ્વરદેવની આજ્ઞા છે

આ બધા ગ્રન્થાધિકારો પરથી સ્પષ્ટ છે કે, શાસ્ત્રમા સામાન્યથી નિપેધ મળતો હોવા માત્રથી, તે તે ફેરફાર સંવિગ્ન ગીતાર્થો દેશ-કાળાદિને જોઇને પણ કરી ન જ શકે એવો બધો ફેરફાર શાસ્ત્રવિરુદ્ધ જ હોય . વિરાધનારૂપ જ હોય... આવી બધી વાતો સત્યથી વેગળી છે

તેથી જ ઉપાધ્યાયજી મહારાજે પણ આ માર્ગ દ્વાત્રિશિકાની આઠમી ગાથામા, કલ્પપ્રાવરણાદિ જીત રૂપ જે છે અને શ્રાદ્ધમમત્વાદિ વિરાધનારૂપ જે છે એના કારણ તરીકે એમ નથી કહ્યુ કે 'કલ્પપ્રાવરણાદિ શાસ્ત્રનિષિદ્ધ નથી માટે જીત રૂપ છે જ્યારે શ્રાદ્ધમમત્વાદિ શાસ્ત્રનિષિદ્ધ છે માટે વિરાધનારૂપ છે,' કિન્તુ એમ કહ્યુ છે કે 'કલ્પપ્રાવરણાદિ તત્ત્વજ્ઞાનથી થયેલા છે માટે 'જીત' છે અને શ્રાદ્ધમમત્વાદિ મોહથી (= રાગ-દ્વેપથી) થયેલા છે માટે 'વિરાધના' છે.'

**गीतार्थपारतंत्र्येण ज्ञानमज्ञानिनां मतम्।**
**विना चक्षुष्मदाधारमन्धः पथि कथं व्रजेत्।।१७।।**

गीतार्थेति। मुख्यं ज्ञानं गीतार्थानामेव, तत्पारतन्त्र्यलक्षणं गौणमेव तदगीतार्थानामिति भावः।।१७।।

અગીતાર્થોને ગીતાર્થના પારતંત્ર્યરૂપે જ જ્ઞાન હોવુ મનાયું છે. એટલે ગીતાર્થના આધાર વિના તેઓ મોક્ષમાર્ગમાં આગળ શી રીતે વધી શકે? દેખતા માણસની સહાય વિના આંધળો રસ્તે શી રીતે ચાલી શકે? જેઓ ગીતાર્થ છે તેઓને જ મુખ્ય (=અનુપચરિત) જ્ઞાન હોય છે. અગીતાર્થો તો તેઓને પરતંત્ર રહે– તેઓના દોરવાયા દોરવાય તો જ જ્ઞાનના કાર્યાકાર્યના વિવેક વગેરે રૂપ ફળને પામી શકતા હોવાથી ગૌણપણે એટલે કે પારતન્ત્ર્યરૂપે જ્ઞાનવાળા હોય છે આશય એ છે કે જ્ઞાનનું ફળ કાર્ય-અકાર્યનો વિવેક વગેરે છે.-ગીતાર્થને એ સ્વકીય જ્ઞાનથી થઇ જાય છે. અગીતાર્થને એવુ જ્ઞાન ન હોવા છતાં, જો ગીતાર્થને પૂછીને જ કાંઇપણ કરવુ એવું ગીતાર્થનું પારતન્ત્ર્ય હોય, તો ગીતાર્થ તેને અકાર્યને અકાર્ય રૂપે જણાવી નિવૃત્તિ કરાવે છે ને કાર્યને કર્તવ્યરૂપે જણાવી પ્રવૃત્તિ કરાવે છે અગીતાર્થને પોતાનુ જ્ઞાન હોત તો પણ એના પ્રભાવે આ જ થવાનું હતુ. એટલે અગીતાર્થને જ્ઞાન ન હોવા છતાં જ્ઞાનનું ફળ ગીતાર્થપારતન્ત્ર્ય દ્વારા મળી જતુ હોવાથી ફળતઃ જ્ઞાન હોવાનું કહેવાય છે. તેથી અગીતાર્થમાં રહેલું ગીતાર્થપારતન્ત્ર્ય એ જ એનું જ્ઞાન છે. વળી આ ગુરુપારતન્ત્ર્ય એ વાસ્તવિક જ્ઞાન તો નથી જ, પણ જ્ઞાનના કાર્યભૂત કાર્યાકાર્ય વિવેકના કારણભૂત છે. માટે, ઉપચારથી જ્ઞાન રૂપ કહેવાતુ હોવાથી એને ગૌણ રૂપે જ્ઞાન કહ્યુ છે.॥૧૭॥ તેથી જ ગુરુપારતન્ત્ર્ય છોડનારને થતું નુકશાન જણાવવા ગ્રન્થકાર કહે છે–]

**પ્રશ્ન** - આ બધા પ્રતિપાદન પરથી શુ તમારો એવો અભિપ્રાય ફલિત થતો નથી કે સર્વથા નિષિદ્ધ મૈથુનને છોડીને, જેણે જે ફેરફાર કરવો હોય તે કરી શકે છે, ભલે ને એ શાસ્ત્રનિષિદ્ધ હોય, તો પણ, એ વિરાધનારૂપ બનતું નથી. પણ 'જીત' માર્ગ રૂપ જ બને છે?

**ઉત્તર** - ના, આવો અભિપ્રાય ફલિત થતો નથી. કારણકે કોઇપણ આચરણને 'જીત' બનવા માટેની એક મહત્ત્વની શર્ત્ત એ છે કે સંવિગ્નગીતાર્થ મહાત્માઓએ એ આચરેલુ હોવુ જોઇએ એટલે જે તે વ્યક્તિના આચરણની તો કોઇ કિંમત જ નથી. આચરણમા રાગદ્વેષના કારણે આવનારી અનુચિતતાને સંવિગ્નતા ટાળે છે અને દેશ-કાળના તથા તેને અનુરૂપ આચરણના નિર્ણયમાં સંભવિત અનુચિતતાને ગીતાર્થતા ટાળે છે. માટે, સંવિગ્નગીતાર્થનુ આચરણ 'જીત' બનવામા કોઇ અનુપપત્તિ નથી.

જે સંવિગ્નગીતાર્થ નથી એનું તો સુદરબુદ્ધિથી કરેલુ આચરણ પણ શાસ્ત્રકારો ક્યાં માન્ય કરે છે?

अप्पागमो किलिस्सइ जइवि करेइ अइदुक्करं तु तवं।
सुंदरबुद्धिए कयं बहुयं पि न सुन्दरं होइ।।उपदेशमाळा ४१४।।

**અર્થ** - અલ્પ આગમજ્ઞાની અતિદુષ્કર તપ કરે તો પણ ક્લેશ પામે છે, કારણકે 'આ હિતકર અનુષ્ઠાન છે' એવા ખ્યાલથી તેણે કરેલુ ઘણુ કાર્ય પણ પરિણામે સુદર બનતું નથી.

આચરણમા જે રાગદ્વેષપ્રયુક્ત શિથિલતા આવે છે એ તો રાગ-દ્વેષ પ્રયુક્ત હોવાના કારણે જ 'જીત' રૂપ બનતી નથી એ સ્પષ્ટ છે. અર્થાત્ એવા કોઇ દેશ-કાળાદિને નજરમા લેવામા આવ્યા નથી, પણ રાગ-દ્વેષ કે પ્રમાદને વશ બની શિથિલ આચરણ કર્યું, ને પછી એના બચાવ માટે દેશ-કાળને આગળ ધરવામાં આવે તો એ વિરાધના રૂપ છે એ સ્પષ્ટ છે.

**શંકા** - છતાં, આચરણામા પટ્ટક વગેરે દ્વારા ફેરફાર કરનારા આ આચાર્યાદિ મહાત્માઓ શાસ્ત્રના રહસ્યાર્થ પામેલા ન હોવાથી અગીતાર્થ છે, ને તેથી એમણે ફેરવેલુ આચરણ વિરાધનારૂપ જ બને ને?

**સમાધાન** - 'બીજા બધા અગીતાર્થ છે ને અમે જ સાચું તત્ત્વ સમજેલા ગીતાર્થ છીએ' આવું માનવાવાળા જ વસ્તુતઃ તત્ત્વના અનભિજ્ઞ અગીતાર્થ હોય છે એવું યોગસારમા કહ્યુ છે.

तात्त्विका वयमेवान्ये भ्रान्ताः सर्वेऽप्यतात्त्विकाः।

तत्त्यागेनाफलं तेषां शुद्धोञ्छादिकमप्यहो।
विपरीतं फलं वा स्यान्नौभंग इव वारिधौ।।१८।।

तदिति। तत्त्यागेन = गीतार्थपारतन्त्र्यपरिहारेण तेषा = संविग्नाभासाना शुद्धोञ्छादिकमप्यफल विपरीतफल वा स्यात्, वारिधाविव नौभंग ।।१८।। यदि नामैतेषा नास्ति ज्ञान, कथं तर्हि मासक्षपणादिदुष्करतपोऽनुष्ठातृत्वमित्यत आह–

[ગચ્છનિર્ગતને નુકશાન]

ગીતાર્થપારતન્ત્ર્ય રૂપ જ્ઞાનનો ત્યાગ કરવાથી પછી તે સવિગ્ન જેવા દેખાતા અગીતાર્થો શુદ્ધ ભિક્ષા વગેરેને જે આચરે છે એ બધું પણ તેઓનુ યા તો નિષ્ફળ જાય છે યા તો વિપરીતફળ આપનારુ બને છે. જેમ સમુદ્રમા હોડીમા છિદ્ર પડી જાય તો એ હોડી સમુદ્રને તરવા માટે યા તો નિરર્થક બની જાય છે યા તો એમા જ પાણી ભરાવાથી એને વળગી રહેનાર માટે ઉપરથી ડુબાડનારી બને છે એમ ભવસમુદ્રને પાર પમાડવા અંગે ગચ્છબાહ્ય તે અગીતાર્થોના શુદ્ધભિક્ષા વગેરે અનુષ્ઠાનો જાણવા મુખ્યતયા જ્ઞાનપૂર્વકની ક્રિયા આત્માને હિતકર્તા છે. અગીતાર્થોના આ શુદ્ધભિક્ષા વગેરે અનુષ્ઠાનો જ્ઞાનપૂર્વકના ન થવાથી તાપસાદિના અજ્ઞાનકષ્ટની જેમ અજ્ઞાનકષ્ટરૂપ જ બની રહેવાથી એ આત્માને લાભકર્તા શી રીતે બને?॥૧૮॥ જો આ અગીતાર્થોને જ્ઞાન નથી તો માસક્ષમણ વગેરે દુષ્કરતપ તેઓ શી રીતે કરે છે? વિશિષ્ટ જ્ઞાન-વિવેક વિના આવો તપ થોડો સંભવે? એવી શંકાને દૂર કરવા ગ્રન્થકાર કહે છે–

ગચ્છબહાર નીકળેલા આ અગીતાર્થો પ્રાય કરીને અભિન્નગ્રન્થિક (ગ્રન્થિભેદ નહિ કરેલા) હોય છે, મૂઢ એટલે કે અજ્ઞાનઆવિષ્ટ હોય છે એટલે અત્યત દુષ્કર એવા પણ માસક્ષપણ વગેરે અનુષ્ઠાનો આચરે તો પણ કુતીર્થિકોની જેમ તેઓ વ્રતપરિણામ રહિત હોય છે. [એટલે કે અન્ય તાપસો વગેરે પણ જેમ તેવા વિશિષ્ટ

इति मत्सरिणो दूरोत्सारितास्तत्त्वसारत ।।२-१०।।

'માત્ર અમે જ તત્ત્વના સાચા જાણકાર = ગીતાર્થ છીએ. બીજા બધા તો તત્ત્વને સમજવામા ભ્રાન્ત થયેલા છે અને તેથી અતાત્ત્વિક = અગીતાર્થ છે' આવી માન્યતા ધરાવનારા મત્સરીઓ તત્ત્વના સારથી ક્યાય દૂર ફેંકાઇ ગયા છે.

આમ, દેશકાળાદિને અનુસરીને સવિગ્નગીતાર્થો જે કાઇ આચરે છે તે, શાસ્ત્રનિષિદ્ધ હોવા છતા, વિરાધના રૂપ બનતું નથી, બલ્કે જીત-માર્ગ રૂપ બને છે અને તેથી આરાધના રૂપ હોવાના કારણે એને આચરનારા એના દ્વારા આત્મહિત સાધે છે એવો આ અધિકારનો રહસ્યાર્થ નિશ્ચિત થયો અને તેથી જ, સવિગ્નગીતાર્થો દેશકાળાદિને જોઇ પટ્ટક વગેરે દ્વારા જે કાઇ ફેરફાર કરે-- નવુ આચરણ પ્રવર્તાવે તે અગે, 'શાસ્ત્ર શુ કહે છે? શાસ્ત્રમા તો આનાથી ભિન્ન વાતો કહી છે, આનો તો નિષેધ કર્યો છે, માટે આ બધા શાસ્ત્રવિરુદ્ધ છે, જિનાજ્ઞાભજક છે, વિરાધક છે, ગુરુદ્રોહી છે, કુગુરુ છે, અવન્દનીય છે' આવી બધી બૂમરાણ મચાવી મૂકવી એ શાસ્ત્રના રહસ્યાર્થની અનભિજ્ઞતા જ છે કે બીજુ કાંઇ? તથા, 'અમને શાસ્ત્રપાઠ આપો, કયા શાસ્ત્રવચનના આધારે તમે આ ફેરફાર કરો છો?' વગેરે રીતે શાસ્ત્રપાઠ માગવા એ પણ મૂઢતા જ રહે છે ને કે બીજુ કાંઇ? તેમજ, વિવક્ષિત આચરણથી વિપરીત પ્રતિપાદન કરનારા શાસ્ત્રપાઠો લોકો સમક્ષ રજુ કરીને પોતાની જાતને શાસ્ત્ર-સિદ્ધાન્તસરક્ષક, શાસ્ત્રાનુસારી, ગીતાર્થ વગેરે માની લેવી એ તથા, 'આચરણમા ફેરફાર કરનારા આ મહાત્માઓ આ વિવક્ષિત શાસ્ત્રપાઠને અનુસરતા નથી, માટે અગીતાર્થ છે, ને તેથી એમણે કરેલા ફેરફાર અગીતાર્થકૃત હોવાથી 'જીત' રૂપ ન બને, વિરાધના જ બને ' વગેરે માન્યતાઓ અપનાવવી એ આ બધુ નરી ભ્રાન્તિ જ રહે છે ને કે બીજુ કાઇ? વસ્તુતઃ વિરાધના રૂપ શુ બને એને ગ્રન્થકારે નવમા વગેરે શ્લોકમા જણાવ્યુ છે. એમા સ્વગચ્છ પર શ્રદ્ધા ધરાવનારા ગૃહસ્થોને અન્ય સાધુઓનો સંગ કરતા વારવા આવા આચરણને પણ વિરાધનારૂપ જણાવ્યું છે એટલે, બીજા ગચ્છના સાધુઓને હાથ ન જોડવા, વદન ન કરવા, એમના પ્રવચનાદિ ન સાંભળવા, સપર્ક ન કરવો વગેરે સ્વશ્રદ્ધાળુ શ્રાવકોને જે શીખવવામા આવે છે તે વિરાધનારૂપ શા માટે નહીં? એ બધા સુજ્ઞોએ વિચારવા યોગ્ય છે]

**अभिन्नग्रन्थयः प्रायः कुर्वन्तोऽप्यतिदुष्करम्।**
**बाह्या इवाव्रता मूढा ध्वांक्षज्ञातेन दर्शिताः।।१९।।**

अभिन्नेति। अभिन्नग्रन्थयः = अकृतग्रन्थिभेदा प्रायः कुर्वन्तोऽप्यतिदुष्करं मासक्षपणादिकं वाह्या इवाऽव्रताः स्वाभाविकव्रतपरिणामरहिता मूढाः = अज्ञानाविष्टा ध्वाक्षज्ञातेन = वायसदृष्टान्तेन दर्शिताः। यथाहि केचन वायसा निर्मलसलिलपूर्णसरित्परिसरं परित्यज्य मरुमरीचिकासु जलत्वभ्रान्तिभाजस्ताः प्रति प्रस्थिताः, तेभ्यः केचनान्यैर्निपिद्धाः प्रत्यायाताः सुखिनो वभूवुः, ये च नाऽऽयातास्ते मध्याह्नार्कतापतरलिताः पिपासिता एव मृताः। एवं समुदायादपि मनाग्दोषभीत्या ये स्वमत्या विजिहीर्षवो गीतार्थनिवारिताः प्रत्यावर्तन्ते, तेऽपि ज्ञानादिसंपद्भाजनं भवन्ति, अपरे तु ज्ञानादिगुणेभ्योऽपि भ्रश्यन्तीति। तदिदमाह–

[1]पाय अभिन्नगंठी तवा(मा)इतह दुक्करं पि कुव्वंता।

---

જ્ઞાન વિના ય મોહથી પંચાગ્નિતપ વગેરે રૂપ કષ્ટમય અનુષ્ઠાન કરે છે, અને તેમ છતાં વાસ્તવિક સાધુતા તો પામતા જ નથી તેમ પ્રસ્તુતમાં જાણવુ.]

આ વાત કાગડાના દૃષ્ટાન્તથી પચાશક વગેરેમા બતાવી છે. કાગડાનું દૃષ્ટાન્ત આ પ્રમાણે જાણવુ – સુસ્વાદુ, શીતળ, સ્વચ્છ અને કમળની રજકણોથી સુંગધી બનેલા જળવાળું એક મનોહર સરોવર હતુ. તેને કિનારે કેટલાક કાગડાઓ રહેતા હતા. તૃષાતુર બનેલા કેટલાક કાગડાઓ સરોવર તરફ ન જતા બીજી બાજુ મૃગજળમા પાણીની ભ્રાન્તિ પામી એ તરફ ઉપડ્યા. તે વખતે કોકે તેમને સલાહ આપી, 'એ તો મૃગજળ છે. પાણી જોઇએ છે તો સરોવરમાં જ જાવ ' આ સાભળી કેટલાક કાગડા સરોવરે પાછા ફર્યા અને પાણી પામીને સુખી થયા. જેઓ પાછા ન ફર્યા તેઓ મધ્યાહ્નના સૂર્યતાપથી ક્લાન્ત અને તૃષાતુર થઇ મરી ગયા. આમ ગુણાલય એવો ગુરુગચ્છ એ સરોવર છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર એ પાણી છે, ધર્માર્થી જીવો એ કાગડા છે. ગુરુગચ્છથી બહાર થઇ જવુ એ મૃગજળ તરફ જવા સમાન છે. સમુદાયમાં દેખાતા અલ્પદોષથી ડરીને સ્વમતિમુજબ ગચ્છબહાર વિહાર કરી જવાની ઇચ્છાવાળા જે અગીતાર્થો ગીતાર્થોએ વારવાથી પાછા ફરે છે તેઓ જ્ઞાનાદિ સપત્તિ પામીને સુખી થાય છે, અને જેઓ પાછા ફરતા નથી તેઓ જ્ઞાનાદિગુણો રૂપી પાણીથી ભ્રષ્ટ થાય છે અને છેવટે દુ ખી થાય છે. પચાશક (૧૧/૩૮) માં કહ્યું છે કે - '(ગચ્છબહાર નીકળેલા તેઓ) પ્રાય' અભિન્નગ્રન્થિક હોય છે તેઓ અજ્ઞાનથી દુષ્કર તપ વગેરે કરતાં હોવા છતાં બાહ્ય કુતીર્થિકોની જેમ સાધુ નથી હોતા એ ધ્વાક્ષના = કાગડાના ઉદાહરણથી જાણવું.' આગમમાં (આચારાંગ સૂ. ૧૮૮) પણ કહ્યું છે કે 'દ્રવ્યથી નમતા પણ કેટલાક જીવો પોતાના સંયમજીવિતનો વિપરિણામ = નાશ કરી નાખે છે.'

તાત્પર્ય એ છે કે તે અગીતાર્થોનુ અનુષ્ઠાન જ્ઞાનથી નહિ, પણ મોહથી થયું હોય છે. આવું મોહથી થયેલું અનુષ્ઠાન નિષ્ફળ યા વિપરીતફલક બને છે. [ગુરુ પ્રત્યેનો દ્વેષ વગેરે રૂપ તેવા અતિક્રૂર પરિણામના કારણે નહી, કિન્તુ અપવાદસેવનાદિનો ભય હોવાના કારણે એકલવિહારી બનનાર કોક સાધુ કોઇક વસ્તુના ઉત્સર્ગપદે કરેલા નિષેધને સૂત્રથી જાણતો હોવા છતા અર્થાપત્તિથી અપવાદપદે તેની જે અનુજ્ઞા હોય છે તેને જાણતો હોતો નથી તેથી અપવાદપદે અનુજ્ઞાત એવી તે વસ્તુને એ તો નિષિદ્ધ જ માનતો હોવાથી પોતાનાથી તે સેવાઇ ન જાય એવા ભયવાળો હોય છે. આ જ કારણે તે ગચ્છવાસથી પણ ભીરુ હોય છે. (કારણકે ગચ્છવાસમાં

---

१ प्रायोऽभिन्नग्रन्थयस्तमसस्तथा दुष्करमपि कुर्वन्त। वाह्या इव न ते साधव ध्वाक्षोदाहरणेन विज्ञेया।।

वज्झव्व ण ते साहू धखाहरणेण विन्नेया।। आगमेप्युक्त-

[1]'नममाणा वेगे जीविअ विप्परिणामति' [आचा. १८८]

द्रव्यतो नमन्तोऽप्येके सयमजीवित विपरिणामयन्ति नाशयन्तीत्येतदर्थ।।१९।।

**वदन्तः प्रत्युदासीनान् परुपं परुषाशयाः।**
**विश्वासादाकृतेरेते महापापस्य भाजनम्।।२०।।**

वदन्त इति। उदासीनान् = मध्यस्थान् शिक्षापरायणान् प्रति परुप 'भवन्त एव सम्यक्क्रिया न कुर्वते कोऽयमस्मान् प्रत्युपदेश' इत्यादिरूप वचन वदन्त परुपोऽज्ञानावेशादाशयो येपा ते तथा, एते आकृते: = आकारस्य विश्वासान्महापापस्य परप्रतारणलक्षणस्य भाजन भवन्ति, पामराणां गुणाभासमात्रेणेव

---

આવી ઉત્સર્ગનિષિદ્ધ બાબતોનું સેવન અવરનવર સભવિત હોય છે.) આ ગચ્છવાસભીરુતાના કારણે જ વિચિત્ર કર્મોદયવશાત્ જે એકાકી બન્યો હોય છે અને છતા, સૂત્રને અનુસરવાની રુચિ ખસી ન હોવાથી, સૂત્રના સ્વમતિમુજબ અર્થ કરી એ પ્રમાણે 'હુ શાસ્ત્રને અનુસરીને વર્તુ છુ' એવા આશ્વાસન સાથે પ્રવૃત્તિ કરે છે તેની આ પ્રવૃત્તિઓ ઘણું ખરુ તો અજ્ઞાન કષ્ટ રૂપે જ પરિણમે છે. તેમ છતા, તેવા વિશેપ પ્રકારના પરિણામના કારણે ક્યારેક ક્યાક આગમાનુસારી કૃત્યરૂપે પણ એ પરિણમે છે આવા જીવોની બાદબાકી માટે અહીં 'પ્રાયઃ' શબ્દ વપરાયો છે તે જાણવુ ભગવતી સૂત્રની વૃત્તિમા આરાધક-વિરાધક ચતુર્ભંગીના અધિકારમા આવા જીવોને દેશઆરાધક જણાવ્યા છે. તે જાણવુ

આમ ગચ્છબાહ્ય થયા હોવા છતાં કેટલાક જીવો પરિણામવિશેપના કારણે દેશઆરાધક હોય છે, ને તેનો વ્યવચ્છેદ કરવા પ્રાય શબ્દ છે. એમ, કેટલાક વિદ્વાનો એમ પણ કહે છે કે પરિણામવિશેષના કારણે કો'કને ગચ્છબહાર નીકળવા છતાં સર્વવિરતિ પણ સભવિત છે ને તેથી પ્રાય શબ્દથી એનો પણ વ્યવચ્છેદ કરી શકાય આમા તેઓ દલીલ આપે છે કે પ્રસ્તુત શ્લોકમા 'प्राय अव्रता:' ને પચાશકજીના ઉક્ત શ્લોકમાં 'પાયં ણ તે સાહૂ' આવો અન્વય હોવાથી, પ્રાયઃ શબ્દ, કોઇ વ્રતી-સાધુ હોવા પણ સભવે છે એમ જણાવે છે. એ વખતે 'अभिन्नग्रन्थय' એ બાહ્યાનુ વિશેપણ સમજવુ. અથવા, 'प्राय अभिन्नग्रन्थय' = પ્રાયઃ અભિન્નગ્રન્થિ હોય, પણ કોક 'ભિન્નગ્રન્થિ = ગ્રથિ– પરિગ્રહને ભેદનાર નિર્ગ્રન્થ-સાધુ' સભવે છે એવો અર્થ જાણવો.]॥૧૯॥

[સ્વચ્છન્દાચારી બનેલા આ અગીતાર્થોને બીજો મોટો પ્રત્યપાય દેખાડવા ગ્રન્થકાર કહે છે–]

વળી હિતશિક્ષા આપનારા મધ્યસ્થ હિતેચ્છુઓ પ્રત્યે 'તમે જ બરાબર ક્રિયા કરતા નથી, અમને શુ સલાહ આપો છો?' ઇત્યાદિ રૂપ કઠોર વચન બોલતા અને અજ્ઞાનના આવેશથી કઠોર આશયવાળા એવા આ અગીતાર્થો આકૃતિના વિશ્વાસથી અન્યને ઠગવાના મહાપાપના ભાગીદાર બને છે, કારણ કે પામરજીવોની ગુણોનો આભાસ થવા માત્રથી સ્ખલના થઇ જવી સભવે છે આશય એ છે કે આવા અગીતાર્થોનો બાહ્ય દેખાવ તો સમ્યક્ ક્રિયાનો તેમજ વિશિષ્ટ આરાધક ભાવનો જ હોય છે. વળી બાળજીવો તો બાહ્ય દેખાવને જ જુએ છે એ બીજી બત્રીશીમા કહી ગયા એટલે એવા પામર બાળજીવો આ બાહ્યલિગના વિશ્વાસમા આવી આવા અગીતાર્થોને વિશિષ્ટ આરાધક તરીકે સ્વીકારે છે, અને તેઓના દોરવાયા દોરવાય છે. તેથી ભવિષ્યમા સ્ખલના પામે છે એટલે તેઓના વિશ્વાસનો આ જે ઘાત થાય છે તેના પાપના તે અગીતાર્થો ભાગી બને છે.॥૨૦॥

[આમ શિથિલવિહારી બનેલાને તેમજ ઉદ્યતવિહારી બનવાના અભિમાનવાળા ગચ્છબહાર થયેલા અગીતાર્થોને

---

१ नमन्तो वेके जीवित विपरिणामयन्ति।।

स्खलनसभवात् ।।२०।।

**ये तु स्वकर्मदोषेण प्रमाद्यन्तोऽपि धार्मिकाः।**
**संविग्नपाक्षिकास्तेऽपि मार्गान्वाचयशालिनः।।२१।।**

ये त्विति। ये तु स्वकर्मदोपेण = वीर्यान्तरायोदयलक्षणेन प्रमाद्यन्तोऽपि = क्रियास्ववसीदन्तोऽपि धार्मिका = धर्मनिरता संविग्नपाक्षिकाः = सविग्नपक्षकृतस्तेऽपि मार्गस्यान्वाचयो भावसाध्वपेक्षया पृष्ठलग्नतालक्षणस्तेन शालन्त इत्येवंशीला। तदुक्तं [उप. माला - ५२२] - '[1]लब्भिहिसि तेण पह ति' ।।२१।।

**शुद्धप्ररूपणैतेषां मूलमुत्तरसंपदः।**
**सुसाधुग्लानिभैषज्यप्रदानाभ्यर्चनादिकाः।।२२।।**

शुद्धेति। एतेपां = सविग्नपाक्षिकाणा शुद्धप्ररूपणैव मूल सर्वगुणानामाद्यमुत्पत्तिस्थान, तदपेक्षयतनाया एव तेपा निर्जराहेतुत्वात्। तदुक्त [उप. माला ५२६]–

[2]हीणस्स वि सुद्धपरूवगस्स सविग्गपक्खवाइस्स।
जा जा हविज्ज जयणा सा सा से णिज्जरा होइ।। इच्छायोगसभवाच्चात्र नेतरागवैकल्येऽपि फलवैकल्य,

---

સંભવિત દોષો બતાવ્યા. હવે વીર્યાન્તરાયકર્મના ઉદયથી શિથિલ બનેલાને થોડે ઘણે અશે પણ બચાવ જે રીતે મળી શકે એ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

[સંવિગ્નપાક્ષિક વિચાર]

વીર્યાન્તરાયકર્મના ઉદયરૂપ સ્વકર્મદોષના કારણે ક્રિયાઓમા સીદાતા હોવા છતા પણ ધર્મરત = સ્વક્રિયા પ્રત્યે શ્રદ્ધાશીલ જેઓ સંવિગ્નપાક્ષિક બને છે એટલે કે મોક્ષાભિલાપી સવિગ્ન સુસાધુઓ પ્રત્યે પક્ષવાળા = સુદરબુદ્ધિવાળા જેઓ બને છે તેઓ પણ માર્ગના અન્વાચયથી શોભતા હોય છે. આમાં માર્ગનો અન્વાચય એટલે ભાવસાધુની પુંઠ પકડી રાખવી તે એટલે કે ભાવસાધુને દરેક બાબતમા આગળ કરવા તે. [તેથી ભવિષ્યમા તેઓ પુન: માર્ગને પામી શકે છે.] ઉપદેશમાળા (૫૨૨) મા કહ્યું છે કે ['બહુવાર પણ સમજાવવા છતાં વેશના ગાઢ અનુરાગથી વેશ ન છોડે તો એને સમજાવાય કે તુ સંવિગ્નપાક્ષિકપણુ પાળ, જેથી ચારિત્રધર્મનું બીજાધાન રહેવાથી ભવાંતરે] તું આ સંવિગ્નપાક્ષિકતાથી મોક્ષમાર્ગ પામી શકીશ '।।૨૧।। [સવિગ્ન પાક્ષિકો શેના બળ પર પુનઃ માર્ગ પામી શકે છે? એ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

[સવિગ્નપાક્ષિક જીવોની રુચિ શુદ્ધમાર્ગ પર અક્ષત રહેલી હોય છે. એટલે તેઓ સ્વશિથિલતાનો બચાવ કરવા માર્ગની અન્યથા પ્રરૂપણા કરતા નથી, કિન્તુ શુદ્ધમાર્ગની જ પ્રરૂપણા કરે છે.] તેઓની આ શુદ્ધ પ્રરૂપણા (જિનવચનના સર્વે સર્વા આદર પરિણામને આધીન હોવાથી) ઉત્તરોત્તર સર્વગુણોને ઉત્પન્ન થવા માટે પ્રથમ ઉત્પત્તિકારણ બને છે, કારણકે શુદ્ધ પ્રરૂપણાની સાપેક્ષ જયણા જ તેઓને માટે કર્મનિર્જરાના હેતુભૂત બને છે. ઉપદેશમાળા (૫૨૬) માં કહ્યુ છે કે 'નિષ્કલક ચારિત્રગુણે કરીને તો દૂર, (એટલુ જ નહી) ઉત્તરગુણોએ કરીને પણ ન્યૂન એવા સંવિગ્નપક્ષપાતી શુદ્ધ પ્રરૂપકની (કાયાથી શિથિલ હોવા છતાં હૈયે શુદ્ધ આરાધના પર દૃઢ રાગ અને સદનુષ્ઠાન પર ગાઢ મમતા હોવાથી) પરિમિત જળગ્રહણાદિમા દોપ ઓછા લગાડવાની કાંઇક

---

१ अच्चणुरत्तो जो पुण न मुयइ वहुसो वि पन्नविज्जतो। सविग्गपक्खियत्त करिज्ज, लब्भिहिसि तेण पह।।५२२।।
२ हीनस्यापि शुद्धप्ररूपकस्य सविग्नपक्षपातिन। या या भवेद्यतना सा सा तस्य निर्जरा भवति।।

सम्यग्दर्शनस्येवात्र सहकारित्वात्, शास्त्रयोग एव सम्यग्दर्शनचारित्रयोर्द्वयोस्तुल्यवदपेक्षणात्। तदिदमुक्तम् [आ. नि. ११६५]-

[1]दसणपक्खो सावय चरित्तभट्ठे य मदधम्मे य।

दसणचरित्तपक्खो समणे परलोगकखिमि।। उत्तरसंपदः = उत्कृष्टसपदश्च सुसाधूनां ग्लानेरपनायक यद्भैपज्य तत्प्रदानं चाभ्यर्चनं च तदादिका।।२२।।

**आत्मार्थं दीक्षणं तेषां निषिद्धं श्रूयते श्रुते।**
**ज्ञानाद्यर्थान्यदीक्षा च स्वोपसंपच्च नाहिता।।२३।।**

आत्मार्थमिति। आत्मार्थं = स्ववेयावृत्त्याद्यर्थं तेपा = सविग्नपाक्षिकाणां दीक्षणं श्रुते निपिद्धं श्रूयते, '[2]अत्तट्ठा न वि दिक्खइ' इति वचनात्। ज्ञानाद्यर्थाऽन्येपा भावचरणपरिणामवत्पृष्ठभाविनामपुनर्वन्धकादीना

શુભ પરિણતિ રૂપ જે જે કોઇ જયણા હોય છે, તે તે એને નિર્જરા કરાવનારી થાય છે [આમાં સવિગ્નપાક્ષિકનુ 'શુદ્ધપ્રરૂપક' એવું જે વિશેષણ મૂક્યુ છે એનાથી જણાય છે કે શુદ્ધ પ્રરૂપણા એ જ આ નિર્જરામાં મુખ્ય ભાગ ભજવનાર ચીજ છે. એ ન હોય તો શેષ જયણા વધારે હોય તો પણ નિર્જરા નથી, અને એ હોય તો શેષ જયણા જેટલી ઓછી/વધારે હોય એ પ્રમાણે ઓછી/વધારે નિર્જરા અવશ્ય થાય.]

પ્રશ્ન - જ્ઞાન-દર્શન-ચારિત્રમાથી ચારિત્ર અહી અવિદ્યમાન હોવાથી કર્મનિર્જરા રૂપ ફળ શી રીતે મળે?

[સંવિગ્નપાક્ષિકને ઇચ્છાયોગનો સંભવ]

ઉત્તર - સંવિગ્નપાક્ષિકને શુદ્ધમાર્ગની રુચિ અખડિત હોય છે. એટલે શ્રુતોક્ત અનુષ્ઠાન કરવાની ઇચ્છા વિદ્યમાન હોઇ ઇચ્છાયોગ સભવી શકે છે, તેથી ચારિત્રરૂપ અન્ય અંગની વિકલતા હોવા છતા ફળનો અભાવ રહેતો નથી. એટલે કે ઇચ્છાયોગના ફળરૂપ નિર્જરા તો થાય જ છે. તે પણ એટલા માટે કે ઇચ્છાયોગ માટે સમ્યગ્દર્શન જ (સમ્યગ્જ્ઞાનનો પણ આમાં જ અંતર્ભાવ સમજી લેવો) સહકારી છે, ચારિત્ર નહી. શાસ્ત્રયોગ માટે જ સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્ર એ બન્નેની સમાન રીતે અપેક્ષા હોય છે આવશ્યકનિર્યુક્તિ (૧૧૬૫)મા કહ્યું છે કે "શ્રાવક, ચારિત્રભ્રષ્ટ પુરાણ અને ચારિત્રપાલનમાં શિથિલ થયેલ મન્દધર્મ જીવોમાં દર્શન પક્ષ હોય છે. પરલોકાકાક્ષી શ્રમણમા = સુસાધુમાં દર્શન-ચારિત્ર પક્ષ હોય છે" (આમ ચારિત્ર રૂપ એક અગ ન હોવાથી શાસ્ત્રયોગજન્ય ફળ ન મળવા છતા ઇચ્છાયોગજન્ય ફળ તો અબાધિત રહેવુ સંભવે છે એ જાણવુ.) આમ શુદ્ધ પ્રરૂપણા એ તેઓની પાયાની સપત્તિ છે એ નક્કી થયુ એ સિવાય સુસાધુઓને ગ્લાનિ દૂર કરે એવું ઔષધ આપવુ, તેમની ભક્તિ કરવી વગેરે તેઓની ઉત્તરસપદ્ = ઉત્કૃષ્ટ સંપત્તિ જાણવી. ।।૨૨।। [આ સવિગ્નપાક્ષિકોનો એક મહત્ત્વનો આચાર બતાવતા ગ્રન્થકાર કહે છે–]

સવિગ્નપાક્ષિક સ્વવૈયાવૃત્ત્ય વગેરે માટે અન્યને દીક્ષા ન આપે એવો શાસ્ત્રમાં નિષેધ સંભળાય છે. ઉપદેશમાળામા (૫૧૬) મા કહ્યું છે કે '(સવિગ્નપાક્ષિક) સ્વનિમિત્તે ઉપસ્થિત થયેલાને પણ પોતાને માટે શિષ્ય તરીકે દીક્ષા આપતો નથી તેમ છતા, ભાવચારિત્રના પરિણામવાળા જીવોની પાછળ રહેલા અપુનર્બન્ધક વગેરે અન્યજીવોને જ્ઞાન વગેરેની એને પ્રાપ્તિ થાય એ માટે, પોતાના નામે દીક્ષા આપવી તેમજ એ માટે સ્વઉપસપત્ તરીકે એને સ્વીકારવો એ અહિતકર નથી જે ભાવચારિત્રપરિણામવાળા નથી તેઓને દીક્ષા શી રીતે અપાય?

१ दर्शनपक्ष श्रावके चारित्रभ्रष्टे च मन्दधर्मे च। दर्शनचाचित्रपक्ष श्रमणे परलोककाङ्क्षिणि।।

२ वदइ न य वदावइ, किइकम्म कुणइ, कारवे नेय। अत्तट्ठा न वि दिक्खइ, देइ सुसाहूण वोहेउ।।५१६।। उपदेश

दीक्षा च तदर्थं च तेषां स्वोपसपच्च नाहिता = नाहितकारिणी, असद्ग्रहपरित्यागार्थमपुनर्बन्धकादीनामपि दीक्षणाधिकारात्। तदुक्त '[२]सइअपुणबंधगाण कुग्गहविरह लहु कुणइत्ति'। तात्त्विकाना तु तात्त्विकैः सह योजनमप्यस्याचार। तदुक्तं - 'देइ सुसाहूण वोहेउ' ति।।२३।।

**नावश्यकादिवैयर्थ्यं तेषां शक्यं प्रकुर्वताम्।**

**अनुमत्यादिसाम्राज्याद् भावावेशाच्च चेतसः।।२४।।**

नेति। आवश्यकादिवैयर्थ्यं च तेषा स्ववीर्यानुसारेण शक्य स्वाचार प्रकुर्वता न भवति, तत्करण एवाचारप्रीत्येच्छायोगनिर्वाहात्। तथाऽनुमत्यादीनां = अनुमोदनादीनां साम्राज्यात् = सर्वथाऽभंगात्। चेतस = चित्तस्स भावावेशात् = अर्थाद्युपयोगाच्च श्रद्धामेधाद्युपपत्ते।।२४।।

**द्रव्यत्वेऽपि प्रधानत्वात्तथाकल्पात् तदक्षतम्।**

**यतो मार्गप्रवेशाय मतं मिथ्यादृशामपि।।२५।।**

द्रव्यत्वेऽपीति। तदावश्यकस्य भावसाध्वपेक्षया द्रव्यत्वेऽपि प्रधानत्वाद्, इच्छाद्यतिशयेन भावकारण-

---

એવું ન પૂછવુ, કારણ કે અસદ્ગ્રહ છોડાવવા માટે અપુનર્બન્ધક વગેરેને દીક્ષા આપી શકાય છે. પચાશકમાં (૨/૪૪) મા કહ્યુ છે કે "ભાવિત કરાતુ શ્રીજિનોક્ત દીક્ષાવિધાન પણ સકૃદ્ બધક અને અપુનર્બન્ધક જીવોના અસદ્ગ્રહનો શીઘ્રનાશ કરે છે." આમ તાત્ત્વિક પરિણામ શૂન્ય જીવને તાત્ત્વિક પરિણામ શૂન્ય એવા પોતાની પાસે રાખી શકે એ જણાવ્યુ પણ જે પ્રતિબુદ્ધ જીવ ચારિત્રના તાત્ત્વિક પરિણામવાળો હોય તેને તો તાત્ત્વિકોની સાથે = સુસાધુઓની સાથે જ જોડી આપે છે આ પણ એનો એક આચાર છે. ઉપદેશમાળા (૫૧૬) માં કહ્યું છે– "સંવિગ્નપાક્ષિક જીવ યોગ્યજીવને બોધ પમાડીને પછી સુસાધુઓને સોપી દે."।।૨૩।। [તેઓથી સેવાતા અનુષ્ઠાનો નિષ્ફળ જતાં નથી એવુ ગ્રન્થકાર જણાવે છે.–]

સ્વવીર્યને અનુસારે શક્ય સ્વઆચારને કરતા તેઓનાં આવશ્યક વગેરે વ્યર્થ જતા નથી, કારણકે સ્વવીર્યાનુસાર અનુષ્ઠાનો કરતા રહેવામા આવે તો જ એના પ્રત્યેની પ્રીતિ જળવાઇ રહેવાથી ઇચ્છાયોગનો નિર્વાહ થાય છે [સ્વવીર્યને અનુસારે પણ એ ન કરવામા આવે તો એના પ્રત્યે બેદરકારી વગેરે ભાવ આવવાથી પ્રીતિ રહી શકતી નથી ] વળી આચારોની અનુમોદના વગેરે તો સર્વથા અક્ષત રહેલી હોય છે. તેમજ ચિત્તનો આવશ્યકાદિના અર્થમા ઉપયોગ હોવાથી શ્રદ્ધા-મેધા વગેરે (ધૃતિ, ધારણા, અનુપ્રેક્ષા) ઉપપન્ન થઇ શકે છે. ૧ ઇચ્છાયોગનો નિર્વાહ, ૨ અનુમોદનાની અખંડિતતા તેમજ ૩ ઉપયોગથી થયેલ શ્રદ્ધા વગેરે... આ ત્રણ કારણે તેઓનુ આવશ્યક દ્રવ્યઆવશ્યક હોવા છતા પ્રધાન હોઇ અક્ષત રહે છે. (આટલો અન્વય ૨૫ મા શ્લોકમાથી કરવો.)।।૨૪।। [આ જ વાતને ગ્રન્થકાર કારણ દર્શાવવા પૂર્વક કહે છે]

સવિગ્નપાક્ષિકોનું તે આવશ્યક ભાવસાધુના આવશ્યકની અપેક્ષાએ દ્રવ્યઆવશ્યક રૂપ હોવા છતાં પ્રધાનદ્રવ્યરૂપ હોઇ, તેમજ એવો જ તેઓનો આચાર હોવાથી (અર્થાત્ સ્વ આચાર મુજબ એ હોવાથી) અક્ષત રહે છે, એટલે કે સર્વથા નિષ્ફળ જતુ નથી આવુ પણ એટલા માટે નિશ્ચિત થાય છે કે મિથ્યાત્વીઓનુ આવશ્યક પણ માર્ગપ્રવેશ માટે થાય છે એવું ગીતાર્થોએ સ્વીકાર્યુ છે. એટલે કે તેઓનું આવશ્યક પણ સર્વથા નિરર્થક નથી તો દર્શનપક્ષને જાળવી રાખનાર સવિગ્નપાક્ષિકનુ તો એ શી રીતે નિરર્થક હોય? અનુયોગદ્વારસૂત્રની

---

२ दिक्खाविहाणमेअ भाविज्जत तु ततणीईए। सइअपुणबधगाण कुग्गहविरह लहु कुणइ।।२/४४।। पचाशक

त्वाद्, द्रव्यपदस्य क्वचिदप्रधानार्थकत्वेन क्वचिच्च कारणार्थकत्वेनानुयोगद्वारवृत्तौ व्यवस्थापनात्। तथाकल्पात् = तथाऽऽचारात् तदावश्यकं तेषामक्षत, यतो मार्गप्रवेशाय मिथ्यादृशामपि तदावश्यकं मतं = गीतार्थैरङ्गीकृत, अभ्यासरूपत्वात्, अस्खलितत्वादिगुणगर्भतया द्रव्यत्वोपवर्णनस्यैतदर्थद्योतकत्वाच्च।।२५।।

**मार्गभेदस्तु यः कश्चिन्निजमत्या विकल्प्यते।**

**स तु सुन्दरबुद्ध्यापि क्रियमाणो न सुन्दरः।।२६।।**

मार्गेति। व्यक्त।।२६।।

---

વૃત્તિમા 'દ્રવ્ય' શબ્દની બે વ્યવસ્થા દેખાડી છે જે સર્વથા નિરર્થક હોય તે અનુષ્ઠાન અપ્રધાનદ્રવ્ય કહેવાય છે. અને જે ભાવનુ કારણ બનતુ હોય તે અનુષ્ઠાન પ્રધાન દ્રવ્ય કહેવાય છે આમ 'દ્રવ્ય' પણ પ્રધાન-અપ્રધાન દ્વિવિધ હોઇ પ્રસ્તુતમા અપ્રધાનદ્રવ્ય આવશ્યકની શકા ન પડે એ માટે 'પ્રધાન' શબ્દ વપરાયો છે. સંવિગ્નપાક્ષિકનુ આવશ્યક, 'ઇચ્છા' વગેરે પ્રબળ કક્ષાના હોઇ ભાવનું કારણ બને છે એટલે એ પ્રધાનદ્રવ્ય આવશ્યક રૂપ હોય છે. મિથ્યાત્વીઓનુ આવશ્યક પણ સાવ નિષ્ફળ નથી હોતુ, કિન્તુ માર્ગપ્રવેશ કરાવનાર હોય છે એવુ જે કહ્યુ એમા આ બે કારણો જાણવા. (૧) તે અભ્યાસરૂપ હોય છે. જેમ જિનોક્ત દીક્ષાવિધિ અન્યતીર્થિકોની ક્રિયાઓના અભ્યાસના સંસ્કારથી થયેલ કુગ્રહનો વિરહ કરી માર્ગ પ્રવેશ માટે થાય છે એમ આ અભ્યાસરૂપ આવશ્યક પણ અન્યક્રિયાભ્યાસજન્ય સસ્કારથી થયેલ કુગ્રહનો વિરહ કરી માર્ગપ્રવેશ માટે થાય છે. (૨) દ્રવ્યઆવશ્યકનુ પણ અસ્ખલિત ઉચ્ચારણ વગેરે ગુણોથી સુશોભિત હોવા રૂપે જે વર્ણન કરવામાં આવ્યું છે તેનાથી પણ આ વાત દ્યોતિત થાય છે કે એ સર્વથા નિરર્થક નથી હોતું. જે સર્વથા નિષ્ફળ હોય તેને માટે આ અસ્ખલિતત્વ વગેરે ગુણો હોય યા ન હોય એનો કોઇ ફેર ન હોવાથી એનુ વર્ણન પણ શા માટે કરે?॥૨૫॥

[આમ શુદ્ધ પ્રરૂપણાના બળ પર સવિગ્નપાક્ષિકો પણ નિર્જરા સાધી શકે છે અને તેઓના અનુષ્ઠાનો પણ સાવ નિષ્ફળ જતા નથી એ જણાવ્યુ. એટલે આવા જીવોને પણ ધર્મમાં સ્થાન તો છે જ. વળી સાધુધર્મ અને ગૃહસ્થધર્મ એમ બે પ્રકારે પ્રસિદ્ધ ધર્મમાર્ગમાથી તો એકેયમા આ જીવોનો નબર લાગતો નથી. વળી તેઓની આચાર મર્યાદાનુ પણ ઉપદેશમાલા વગેરેમા વર્ણન છે. એટલે સવિગ્નપાક્ષિક એ પણ એક ત્રીજો માર્ગ છે એવું સિદ્ધ થાય છે. તેમ છતા, જરાક જરાક ફેરફાર દેખાય અને એનો જુદો જુદો માર્ગ કલ્પી લેવામાં આવે તો મહા અનર્થ થાય એટલે એ અંગે લાલબત્તી ધરીને, પછી પ્રસ્તુતમા સંવિગ્નપાક્ષિકનો ત્રીજો માર્ગ તો આગમસિદ્ધ છે એવુ બતાવી 'એને કોઇએ સ્વમતિકલ્પનાથી કલ્પ્યો નથી, માટે એ અસુદર નથી' એવું જણાવવાનો ગ્રન્થકારનો અભિપ્રાય છે એટલે ૨૬ મી ગાથામા લાલબત્તી ધરતા ગ્રન્થકાર કહે છે—]

સ્વમતિથી જે અન્ય માર્ગ કલ્પી કાઢવામા આવે છે તે ગમે એટલી સારી બુદ્ધિથી આચરવામા આવે તો પણ સુદર-પરિણામ લાવનારો બનતો નથી. (કોઇ પણ અનુષ્ઠાનમા જિનાજ્ઞા એ જ પ્રધાન છે સ્વમતિકલ્પિત માર્ગમા એ ન હોઇ એ સુંદર શી રીતે બને?)॥૨૬॥ [પણ સવિગ્નપાક્ષિકોનો આ જે માર્ગ છે તે સ્વમતિકલ્પિત નથી કિન્તુ આગમસિદ્ધ છે એવુ જણાવવા શ્રીમદ્ આચારાગની અને શ્રીમદ્ ઠાણાંગની શ્રુતિને ગ્રન્થકાર જણાવે છે—]

### [દ્વિવિધ બાલતા]

'સંયમથી નિવૃત્ત થતા કેટલાક જીવો આચારમાર્ગને યથાર્થ કહે છે' આવી અને 'માર્ગને કહેનારો, પણ

**निवर्तमाना अप्येके वदन्त्याचारगोचरम्।**
**आख्याता मार्गमप्येको नोञ्छजीवीति च श्रुतिः।।२७।।**

**निवर्तमाना इति।** एके सयमान्निवर्तमाना अप्याचारगोचर यथावस्थित वदन्ति 'वयमेव कर्तुमसहिष्णव., मार्ग पुनरित्थभूत एवे' ति। **यदाचारसूत्रं** (१८७) '[1]नियट्टमाणा वेगे आयारगोअरमाइक्खंति' । अत्र सयमाल्लिगाद्वा निवर्तमाना, 'वा' शब्दादनिवर्तमानाश्च लभ्यन्ते, उभयथाप्यवसीदन्त एव योजिता। यथास्थिताचारोक्त्या हि तेपामेकैकवालता भवत्याचारहीनतया, न तु द्वितीयापि। ये तु हीना अपि वदन्ति 'एवंभूत एवाचारोऽस्ति योऽस्माभिरनुष्ठीयते, साप्रत दु पमानुभावेन वलाद्यपगमान्मध्यभूतेव वर्तनी श्रेयसी, नोत्सर्गावसर' इति, तेपा तु द्वितीयापि वालता वलादापतति, गुणवद्दोपानुवादात्। यदागमः [आचारागसूत्र - १८६] - '[2]सीलमता उवसता सखाए रीयमाणा असीला अणुवयमाणस्स वितिआ मदस्स वालया।' तथा 'मार्गमेक आख्याता न चोञ्छजीवी' त्यपि श्रुतिरस्ति। तदुक्त स्थानागे - [३८८] आघाइत्ता (?आघवतिता) णाम एगे णो उछजीवी (उछजीविसंपन्ने?)' इति।।२७।।

---

ઉછજીવી નહિ' આવી શ્રુતિ છે

દર્શનપક્ષને જાળવી રાખનારા કેટલાક જીવો સયમથી નિવૃત્ત થવા છતાં આચારમાર્ગ તો જેવો છે એવો જ કહે છે. શુદ્ધમાર્ગને પ્રરૂપીને તેઓ આ સ્વીકાર કરે છે કે 'અમે જ કરવા માટે અસમર્થ છીએ, બાકી માર્ગ તો આવો જ છે ' આચારાગસૂત્રમા કહ્યુ છે કે 'નિવૃત્ત થતા કેટલાક જીવો આચારવિષયને યથાવસ્થિત કહે છે.' આમા નિવૃત્ત થતા એટલે કર્મોદયે સયમથી કે લિગથી નિવૃત્ત થતા, 'વા' શબ્દથી નિવૃત્ત ન થતા જીવોની પણ વાત સમજવી. તેમ છતા, સંયમથી કે લિગથી નિવૃત્ત થતા હોય કે ન થતા હોય તો પણ સયમમા સીદાતા તો જરૂર હોય એ સમજવું. એ સીદાતા જીવોની જ આ સૂત્રમા વાત છે યથાવસ્થિત આચાર તેઓ જે કહે છે તેના પ્રભાવે બીજી બાળતામાથી (મૂર્ખતામાથી) બચાવ મળે છે. આચારહીનતાના કારણે માત્ર પ્રથમબાળતા આવે છે. પણ જેઓ સ્વય આચારહીન હોવા છતા આમ કહે છે કે "અમે જેવુ આચરીએ છીએ એવો જ આચાર છે. વર્તમાનમાં દુ પમાકાળના પ્રભાવે બળ વગેરેની હાનિ થઇ હોવાથી મધ્યમમાર્ગ જ હિતકર છે, શાસ્ત્રોમા કહેલ ઉત્સર્ગ માર્ગનો હાલ અવસર નથી " આવુ કહેનારા તે આચારહીન જીવોમા બીજી બાળતા = મૂર્ખતા પણ બળાત્કારે આવી જ પડે છે, કારણકે એમા ગુણવાન્ એવા પણ શાસ્ત્રોક્ત આચાર માર્ગના 'એ અત્યારે હિતકર નથી' ઇત્યાદિરૂપે દોપ ગાવાનુ થાય છે આમ આમાં ગુણવાન્ની જે નિદા કરવાનું થાય છે એ બીજી બાળતા છે. આચારાગ (સૂ ૧૮૬) મા કહ્યુ છે કે '૧૮૦૦૦ શીલાગમય શીલવાળા, ઉપશાન્ત અને સખ્યાથી = પ્રજ્ઞાથી સયમમાં પરાક્રમ કરતા સુસાધુની પાછળ 'આ તો અશીલ છે' એ પ્રમાણે નિદા કરતા મદની = અજ્ઞાની એ બીજી બાળતા છે "

એ જ રીતે સ્થાનાગજીમા (૩૪૪) પણ આવી શ્રુતિ છે કે 'એક પ્રકાર એવો છે પુરુપોનો કે જે સૂત્રાર્થને (બરાબર) કહે છે પણ એપણા વગેરેમા નિરત હોતો નથી '।।૨૭।।[આમ ધર્મયુક્ત જીવોનો આવો પ્રકાર આગમસિદ્ધ છે એ બતાવ્યુ 'આ સવિગ્નપાક્ષિકોએ સાધુવેશ તો રાખ્યો હોય છે, વળી ધર્મની તેઓમા હાજરી

---

१ निवर्तमाना वैक आचारगोचरमाचक्षते।।१८७।।

२ शीलवन्त उपशान्ता सङ्ख्यया गच्छन्त 'अशीला' अनुवदतो द्वितीया मन्दस्य वालता।।१८६।। २ आख्यायक नाम एको नोञ्छजीविकासपन्न।।३८८।।

असंयते संयतत्वं मन्यमाने च पापता।
भणिता तेन मार्गोऽयं तृतीयोऽप्यवशिष्यते।।२८।।

असंयत इति। असयते सयतत्वं मन्यमाने च पापता भणिता, '[1]असंजए संजयलप्पमाणे पावसमणुत्ति वुच्चइ' त्ति पापश्रमणीयाध्ययनपाठात्, असयतं यथावस्थितवक्तरि पापत्वानुक्तेः। तेन कारणेनाय = सविग्नपक्षरूपम्तृतीयोऽपि मार्गोऽवशिष्यते, साधुश्राद्धयोरिव सविग्नपाक्षिकस्याप्याचारेणाविसवादिप्रवृत्तिसभवात्। तदुक्तं –

[2]सावज्जजोगपरिवज्जणाइ सव्वुत्तमो अ जइधम्मो।

वीओ सावगधम्मो तइओ सविग्गपक्खपहो।। [उप. माला ५१९] योगाख्यो मार्गः सविग्नपाक्षिकाणा नासभवी, मैत्र्यादिसमन्वितवृत्तादिमत्त्वेनाध्यात्मादिप्रवृत्त्यबाधात्। 'अविकल्पतथाकाराविपर्यत्वेन नैतद्धर्मो मार्गः,

---

છે. તો તેઓને પણ સાધુ માની સાધુમાર્ગમાં જ સમાવી લ્યોને! જેથી અન્ય માર્ગ કલ્પવાની જરૂર નહી રહે' એવી શકાનું વારણ કરીને ત્રીજા માર્ગની સિદ્ધિ કરવા ગ્રન્થકાર કહે છે–]

અસંયતમા સંયતત્વ માનવું એ પાપ કહેલું છે. તેથી સંવિગ્નપાક્ષિક રૂપ આ ત્રીજો માર્ગ અવશિષ્ટ રહે છે.

[સંવિગ્નપક્ષ એ ત્રીજો માર્ગ]

ઉત્તરાધ્યયનસૂત્રના ૧૭ માં પાપશ્રમણીય અધ્યયનમાં કહ્યુ છે કે "અસયતને 'સંયત' તરીકે જે બોલાવે છે તે પાપશ્રમણ કહેવાય છે." વળી 'અસંયત' ને યથાસ્થિત જે કહે છે (એટલે કે અસંયત તરીકે જે કહે છે) તેને પાપશ્રમણ તરીકે નથી કહ્યા એટલે જણાય છે કે અસંયતમા સંયતત્વ માનવું એ પાપ છે. સંવિગ્નપાક્ષિક પણ સયત તો હોતા નથી જ. એટલે અસંયત એવા તેઓમાં સયતત્વ માની તેઓનો સાધુમાર્ગમાં જ સમાવેશ કરી દેવો એ 'પાપ' હોઇ યોગ્ય નથી. [વળી એને ગૃહત્યાગ કર્યો હોવાથી એ ગૃહસ્થ તો નથી જ.] તેથી સંવિગ્નપક્ષ રૂપ ત્રીજો માર્ગ માનવાનો જ એક માત્ર માર્ગ બાકી રહે છે એટલે કે સવિગ્નપક્ષ એ પણ એક ત્રીજો ધર્મ માર્ગ છે, કારણ કે સાધુ અને શ્રાદ્ધની જેમ સવિગ્નપાક્ષિકની પણ આચારથી અવિસવાદી પ્રવૃત્તિ સંભવી શકે છે [એટલે કે સાધુ અને શ્રાદ્ધની પોતપોતાના માટે શાસ્ત્રપ્રતિપાદિત આચાર સાથે અવિસંવાદી પ્રવૃત્તિ હોવાથી એ બે જેમ માર્ગરૂપ છે તેમ સવિગ્નપાક્ષિકની પણ પોતાના માટે (ઉપદેશમાલા વગેરે) શાસ્ત્રપ્રતિપાદિત આચાર સાથે અવિસવાદી પ્રવૃત્તિ સભવિત હોવાથી એ પણ એક માર્ગ છે.] ઉપદેશમાલા (૫૧૯) મા કહ્યુ છે કે "સર્વ પાપપ્રવૃત્તિના ત્યાગના કારણે સાધુધર્મ એ સર્વોત્તમ(મોક્ષમાર્ગ) છે. બીજો માર્ગ શ્રાવકધર્મ અને ત્રીજો માર્ગ સંવિગ્નપાક્ષિક ધર્મ છે. (પાછલા બે ધર્મ મોક્ષમાર્ગરૂપ 'ચારિત્ર'ની પ્રત્યે કારણ હોવાથી એ બે પણ મોક્ષમાર્ગ છે. કારણમા કાર્યનો ઉપચાર થાય.) આ વાત યોગ્ય પણ છે, કારણકે સંવિગ્નપાક્ષિકોને 'યોગમાર્ગ' (યોગ એ જ માર્ગ યોગમાર્ગ) વિદ્યમાન હોવો અસભવિત નથી. તે પણ એટલા માટે કે મૈત્રી-પ્રમોદ-કરુણા અને માધ્યસ્થ્યથી યુક્ત વૃત્ત (શુદ્ધ પ્રરૂપણા-યથાશક્ય અનુષ્ઠાન વગેરે રૂપ)

---

१ सम्मद्दमाणो पाणाणि वीयाणि हरियाणि य। असजए सजयमन्नमाणे पावसमणित्ति वुच्चइ।।उत्तरा।। १७/६।।
२ सावद्ययोगपरिवर्जनात् सर्वोत्तमश्च यतिधर्मः। द्वितीयः श्रावकधर्मस्तृतीयः सविग्नपक्षपथः।।

[1]कप्पाकप्पे परिनिट्ठिअस्स ठाणेसु पचसु ठिअस्स

सजमतवड्ढगस्स उ अविगप्पेण तहक्कारो।। [आ. नि. ६८८] इति वचनात् साधुवचन एवाविकल्पेन तथाकारश्रवणादिति चेत्? न, एतद्वचनवलादन्यत्र लभ्यमानस्य विकल्पस्य व्यवस्थितत्वेन व्याख्यानात्। व्यवस्था चेयं-सविग्नपाक्षिकस्य वचनेऽविकल्पेनैव तथाकारोऽन्यस्य तु विकल्पेनैवेति। विवेचितं चेदं **सामाचारीप्रकरणेऽस्माभिः** [गाथा ३२]।।२८।।

વિદ્યમાન હોવાના કારણે અધ્યાત્મ અને ભાવના યોગ પ્રવર્તવો બાધિત નથી *

શંકા- આવશ્યકનિર્યુક્તિ (૬૮૮) માં કહ્યું છે કે "કલ્પ અને અકલ્પના રહસ્યના જાણકાર, પાંચ મહાવ્રતોમા રહેલા, સયમ અને તપના વૈભવવાળા મહાત્માના વચનમાં અવિકલ્પે = નિશ્ચિતપણે તથાકાર કરવો, એટલે કે તેઓના વચન નિઃશંકપણે તહત્તિ કરવા." આ વચનાનુસારે સુસાધુના વચન જ અવિકલ્પે તથાકારનો વિષય હોવા જણાય છે.

સંવિગ્નપાક્ષિક પાચ મહાવ્રતમા રહેલા ન હોઇ તેઓના વચન અવિકલ્પે તથાકારનો વિષય બનતા નથી. તેથી તેઓનો ધર્મ માર્ગરૂપ નથી. સંવિગ્નપાક્ષિકનો ધર્મ પણ માર્ગ રૂપે એટલા માટે સ્વીકારવો છે કે (૧) એનાથી પણ વિશેષ કર્મનિર્જરા થાય છે. તેમજ (૨) એના અનુષ્ઠાનો પણ વ્યવહારથી તાત્ત્વિક અધ્યાત્મ અને ભાવના યોગ રૂપ બને છે. પણ આ બન્ને બાબતો બનવામાં મુખ્ય પરિબળ એમની મૂળ સંપદ્ રૂપ શુદ્ધ પ્રરૂપણા જ છે. અહી તેના વચનમાં અવિકલ્પે તથાકાર કરવાનો કહ્યો નથી એ જણાવે છે કે એના વચનો અસત્ય પણ સભવે છે. તેથી એની પ્રરૂપણા શુદ્ધ ન રહેવાથી એનો ધર્મ માર્ગરૂપ નથી એ ફલિત થાય છે.]

સમાધાન - આવશ્યકનિર્યુક્તિના ઉક્તવચનબળે, સુસાધુ ભિન્ન વ્યક્તિના વચન પ્રત્યે જે 'વિકલ્પે તથાકાર' મળે છે એમા વિકલ્પ એ વ્યવસ્થિત વિભાષા રૂપ છે, માત્ર વિકલ્પરૂપ નથી. એટલે કે અન્ય વ્યક્તિના વચનમાં ક્યારેક તથાકાર કરવો ક્યારેક ન કરવો એવો વિકલ્પ એનાથી ધ્વનિત નથી થતો કિન્તુ "અન્ય કેટલીક વ્યક્તિઓના (સવિગ્ન પાક્ષિકના) વચનોમા અવિકલ્પે તથાકાર કરવો અને શેષ અન્ય વ્યક્તિઓના વચનમાં વિકલ્પે તથાકાર કરવો" એવી વ્યવસ્થા એનાથી ધ્વનિત થાય છે. આ બાબતની વિવેચના અમે (ગ્રન્થકારે) **સામાચારી પ્રકરણમા** (શ્લોક - ૩૨, પુસ્તક પૃ. ૪૧) કરી છે આમ સવિગ્નપાક્ષિકના વચનમા પણ અવિકલ્પે તથાકાર કરવાનો હોઇ એનો ધર્મ પણ માર્ગરૂપ છે જ એટલે સંવિગ્નપાક્ષિક એ ત્રીજો માર્ગ છે એમ સિદ્ધ થયુ.॥૨૮॥ [છેવટે આ માર્ગદ્વાત્રિંશિકાનો ઉપસંહાર ૪ ગાથાઓથી કરતાં ગ્રન્થકાર કહે છે–]

સાધુ, શ્રાદ્ધ અને સવિગ્નપાક્ષિક આ ત્રણ મોક્ષના માર્ગ છે. શેષ ગૃહસ્થ, દ્રવ્યલિગી અને કુલિગી એ ત્રણ

१ कल्पाकल्पे परिनिष्ठितस्य स्थानेषु पञ्चसु स्थितस्य। सयमतपआढ्यकस्य त्वविकल्पेन तथाकार ।।

* યોગબિન્દુ (૩૫૮) અને ૧૮ મી યોગભેદદ્વાત્રિંશિકા (૨)માં અધ્યાત્મ અને ભાવના યોગના લક્ષણ આવા આપ્યા છે કે 'ઉચિતપ્રવૃત્તિરૂપ ઔચિત્યથી અણુવ્રત/મહાવ્રત રૂપ વૃત્ત યુક્ત જીવનું, મૈત્ર્યાદિથી વણાયેલું જીવાદિપદાર્થો અગેનું જે તત્ત્વચિંતન જિનવચનના આધારે ચાલે છે એ 'અધ્યાત્મ યોગ' છે. આનો જ પ્રતિદિન વૃદ્ધિ પામતો અને મનઃસમાધિસયુક્ત એવો પુન. પુન' અભ્યાસ એ 'ભાવનાયોગ' છે. આ વ્યાખ્યાઓ પરથી જણાય છે કે આ બન્ને યોગમાર્ગ સાધુ કે શ્રાવકને હોય છે. તો સવિગ્નપાક્ષિકને એ શી રીતે સભવે? આવા પ્રશ્નનો ઉત્તર - યોગબિન્દુ ૩૬૯ અને ૧૯મી યોગવિવેક દ્વાત્રિંશિકા (૧૪)મા જણાવ્યુ છે કે અપુનર્બન્ધક અને સમ્યગ્દૃષ્ટિને કારણમા કાર્યનો ઉપચાર કરવા રૂપ વ્યવહારથી તાત્ત્વિક અધ્યાત્મ અને ભાવનારૂપ યોગમાર્ગ હોય છે. કારણ પણ કથચિદ્ કાર્યરૂપ હોવાથી આને વ્યવહારથી તાત્ત્વિક કહ્યો છે. એટલે સવિગ્નપાક્ષિકનુ સમ્યક્ત્વ અક્ષત હોઇ આ વ્યવહારથી તાત્ત્વિક યોગમાર્ગ હોવા અસભવિત નથી યોગ જેવો ભાસતો અતાત્ત્વિક યોગાભાસ સકૃદ્બધક વગેરેને હોય છે

साधुः श्राद्धश्च संविग्नपक्षी शिवपथास्त्रयः।
शेषा भवपथा गेहिद्रव्यलिंगिकुलिंगिनः।।२९।।
गुणी च गुणरागी च गुणद्वेषी च साधुषु।
श्रूयन्ते व्यक्तमुत्कृष्टमध्यमाधमवुद्धयः।।३०।।
ते च चारित्रसम्यक्त्वमिथ्यादर्शनभूमयः।
अतो द्वयोः प्रकृत्यैव वर्तितव्यं यथावलम्।।३१।।
इत्थं मार्गस्थिताचारमनुसृत्य प्रवृत्तया।
मार्गदृष्ट्यैव लभ्यन्ते परमानन्दसंपदः।।३२।।

साधुरित्याद्यारभ्य चतुःश्लोकी सुगमा।।२९।।३०।।३१।।३२।।

---

સંસારના માર્ગ છે. [ઉપદેશમાલા (૫૨૦) મા કહ્યું છે કે 'सेसा मिच्छद्दिट्ठी गिहिलिंगकुलिंगदव्वलिंगेहिं। जह तिण्णि य मुक्खपहा, ससारपहा तहा तिण्णि॥५२०॥ 'બાકીના ગૃહીલિગ, કુલિગ અને દ્રવ્યલિગથી (મનાયેલ ગુરુ) એ મિથ્યાદૃષ્ટિ છે. જેમ ત્રણ મોક્ષમાર્ગ છે એમ ત્રણ સંસાર માર્ગ જાણવા."]॥૨૯॥ જેઓ સ્વય ગુણી છે (સર્વવિરત અને દેશવિરત) તેઓ ઉત્કૃષ્ટબુદ્ધિવાળા છે, જેઓ ગુણોના રાગી છે (સંવિગ્નપાક્ષિક અને અવિરતસમ્યક્ત્વી) તેઓ મધ્યમબુદ્ધિવાળા છે અને જેઓ સાધુઓ પર ગુણદ્વેષી છે તેઓ અધમબુદ્ધિવાળા છે આ વાત શાસ્ત્રોમા વ્યક્તપણે સાભળવા મળે છે [અથવા સાધુપણુ લીધેલા સાધુઓમા જેઓ ગુણી છે (સયમગુણથી યુક્ત છે) તેઓ (સુસાધુ) ઉત્કૃષ્ટબુદ્ધિવાળા છે, જેઓ ગુણરાગી છે (સ્વય સંયમથી શિથિલ બન્યા છે, પણ સંયમગુણના રાગી છે) તેઓ (સવિગ્નપાક્ષિક) મધ્યમબુદ્ધિવાળા છે અને જેઓ ગુણદ્વેષી છે (સ્વયં સંયમથી શિથિલ થયા છે અને સાચા સયમમાર્ગરૂપ ગુણના દ્વેષી છે) તેઓ અધમબુદ્ધિવાળા છે.]॥૩૦॥ આવા ત્રણ પ્રકાર ચારિત્ર, સમ્યક્ત્વ અને મિથ્યાત્વદર્શનની ભૂમિકા પર ઊભા છે માટે શક્તિને અનુસરીને ગુણી અને ગુણરાગી એ બે પ્રકારમા સ્વાભાવિક રીતે જ વર્તવુ॥૩૧॥ આ પ્રમાણે માર્ગસ્થિત આચારને અનુસરીને પ્રવૃત્ત થયેલી માર્ગદૃષ્ટિથી જ પરમાનન્દ સપત્તિઓ પ્રાપ્ત થાય છે ॥૩૨॥

[માર્ગદ્વાત્રિંશિકા અંગે કેટલીક વિચારણા]

શ્રુતોક્ત માર્ગમા (શ્રુતવ્યવહારમા) ફેરફાર કરીને જે આચરણો પ્રવર્તે છે તેની આ બત્રીશીમા વિચારણા કરી છે. મુખ્યતયા એના ૪ પ્રકારો છે. (૧) જીતવ્યવહાર (૨) શિથિલાચાર (૩) સ્વચ્છંદવિહાર અને (૪) સંવિગ્નપક્ષ આમાંનો પ્રથમ તત્ત્વજ્ઞાનથી થયો હોય છે, બીજો અને ત્રીજો મોહથી થયો હોય છે જ્યારે ચોથો વીર્યાન્તરાયના ઉદયથી થયો હોય છે. (બીજામા પણ વીર્યાન્તરાયનો ઉદય હોય છે પણ મોહનો ઉદય મુખ્ય હોય છે. ત્રીજામા બાહ્ય દૃષ્ટિએ વધુ કઠોર જેવા દેખાતા આચાર પણ હોય, એટલે વીર્યાન્તરાયનો ઉદય એ અપેક્ષાએ ન પણ હોય.)

પ્રથમમાં દ્રવ્યથી શાસ્ત્રોક્તમાર્ગ કરતાં ભેદ છે પણ ભાવથી નથી માટે એ નિશ્ચયથી તાત્ત્વિક માર્ગ રૂપ જ છે. બીજામા દ્રવ્યથી અને ભાવથી ઉભયથી માર્ગભેદ થયેલ છે માટે એ માર્ગ રૂપ નથી. ત્રીજામાં ગુરુકુલવાસનો ત્યાગ તેમજ અગીતાર્થોનો ગીતાર્થ અનિશ્રિત વિહાર એ અશમા માર્ગ ભેદ હોવા છતાં

અન્યઅનુષ્ઠાનો શ્રુતોક્ત માર્ગને વધુ નજીક હોવાનો આભાસ કરાવનારા હોઇ (અપ્રધાન) દ્રવ્યથી માર્ગભેદ નથી (એમ કહી શકાય) અને ભાવથી માર્ગભેદ છે. માટે એ ય માર્ગરૂપ નથી. કિન્તુ માર્ગાભાસ - અતાત્ત્વિક માર્ગ છે. તેથી જ, ભગવતીજીમાં આરાધક-વિરાધક ચતુર્ભંગી જે કહી છે તેમાનો માત્ર શીલની હાજરીવાળો દેશઆરાધક ભાંગો પણ આ જીવોને હોતો નથી આમાં અલ્પદોષથી ભય પામી ગચ્છને છોડનારા અગીતાર્થો આવે છે તેમ યથાછદો પણ આવે છે એ જાણવુ. ચોથામા દ્રવ્યથી માર્ગભેદ છે ભાવથી આચરણ અંશમા માર્ગભેદ છે, પ્રરૂપણા-માન્યતા અશમા નથી એટલે એનો આચાર વ્યવહારથી તાત્ત્વિક માર્ગ રૂપ છે. આરાધક વિરાધક ચતુર્ભંગીમાંથી આ જીવોને બીજો દેશવિરાધક ભાંગો હોય છે, કારણકે પ્રાપ્તચારિત્રનું અપાલન હોવા છતા શ્રુત અખંડિત હોય છે.

દુષમકાળના પ્રભાવે શ્રુતોક્ત કઠોર માર્ગ કરતાં સરળ એવો જે જીતવ્યવહાર રૂપ આચાર હીન હીન કાળમા પળાય છે તેવો જ આચાર પૂર્વ પૂર્વના કાળમા થયેલ સવિગ્નપાક્ષિકોનો પણ સંભવે છે. વળી બન્નેની શ્રુતોક્તમાર્ગ પર શ્રદ્ધા તો સમાન રીતે અખડિત હોય છે તો પછી એકના એ આચરણમાં સંપૂર્ણ ચારિત્ર પાલન અને બીજાના એ આચરણમા ચારિત્ર પાલનનો અભાવ (શિથિલતા) એવો ભેદ કેમ? એવા પ્રશ્નનો જવાબ આવો જાણવો કે આચરણ કેવું કઠોર યા અકઠોર છે એના પર ચારિત્રની વિદ્યમાનતા કે અવિદ્યમાનતાનો આધાર નથી, પણ વીર્યના અનિગૂહન-નિગૂહન પર એનો આધાર છે. ઉપદેશમાલા (૩૮૪) માં કહ્યુ છે કે 'सां वि य निययपरक्कमववसायधिइवल अगूहतो । मुत्तूण कूडचरिअ जइ जयंतो अवस्स जइ ।।" હીન સઘયણ વગેરે કારણે યથોક્ત બજાવવાને જે અસમર્થ હોય તે પણ પોતાના પરાક્રમ = સઘયણવીર્યથી શક્ય બાહ્ય પ્રવૃત્તિ તથા ધૈર્યના બળને છૂપાવે નહિ, ને એમા માયા પ્રપંચનો ત્યાગ કરી પ્રામાણિક પ્રયત્ન કરે તો નિયમા (જિનાજ્ઞા બજાવવાથી) સુસાધુ જ છે " આના પરથી વીર્યને ગોપવવાનુ ન હોય તો ચારિત્રપાલન સપૂર્ણ રહે છે એ જણાય છે. જીતવ્યવહારમા વીર્યનિગૂહન હોતુ નથી માટે ચારિત્ર અખડ રહે છે, સવિગ્નપાક્ષિકમા તે હોય છે માટે ચારિત્ર રહેતુ નથી

આ બત્રીશી અંગે એક પ્રશ્ન ઊઠે છે કે આ બત્રીશીના પ્રથમ શ્લોકમાં માર્ગના બે પ્રકારો કહ્યા છે – જિનવચન અને સવિગ્ન અશઠ ગીતાર્થનુ આચરણ. જ્યારે ૨૯ મા શ્લોકમા ને એ પૂર્વના શ્લોકોમા પણ સાધુ, શ્રાદ્ધ અને સવિગ્નપાક્ષિક એમ ત્રણ મોક્ષના માર્ગ કહ્યા છે તો આવો ભેદ કેમ?

આ પ્રશ્નનો જવાબ આવો સમજવો યોગ્ય લાગે છે કે પ્રથમ શ્લોકમાં જે દ્વિવિધ માર્ગ કહ્યો છે તે પ્રવર્તક (= પ્રવૃત્તિજનક, ને ઉપલક્ષણથી ત્યાજ્યની નિવૃત્તિ જનક) પ્રમાણ સ્વરૂપ માર્ગ છે જ્યારે ૨૯ મા વગેરે શ્લોકોમા જે ત્રિવિધ માર્ગ કહ્યો છે તે પ્રવૃત્તિ (ને ઉપલક્ષણથી નિવૃત્તિ) સ્વરૂપ માર્ગ છે માટે કોઇ વિરોધ નથી. આશય એ છે કે આત્મહિત માટે તે તે પ્રવૃત્તિ (કે નિવૃત્તિ) કરવી? એનો અભ્રાન્ત નિર્ણય કરવા માટે સાધકે નજરમા લેવાના પ્રમાણ બે જ છે – એક છે જિનવચનો ને બીજુ છે અશઠસવિગ્નગીતાર્થનુ આચરણ. આ પ્રમાણ પરથી (૧) અભ્રાન્ત નિર્ણય જેવો થાય એ મુજબ જ સપૂર્ણતયા પ્રવૃત્તિ (કે નિવૃત્તિ) પ્રતિજ્ઞાપૂર્વક કરવી એ, તથા (૨) એ અભ્રાન્ત નિર્ણયને અશત અનુસરવાની પ્રતિજ્ઞા કરી એ મુજબ પ્રવૃત્તિ (કે નિવૃત્તિ) કરવી એ, તથા (૩) એ અભ્રાન્ત નિર્ણયને સપૂર્ણ અનુસરવાની પ્રતિજ્ઞા કરવા છતા, પાછળથી પ્રમાદવશ એ મુજબ પ્રવૃત્તિ (કે નિવૃત્તિ) ન કરવા છતા, પોતાના આચરણમાં રહેલા એ વિસવાદનો બચાવ ન કરતા એ અભ્રાન્ત નિર્ણયને તો યથાર્થ રૂપે જ પ્રરૂપવો એ આવી ત્રણે જીવનપદ્ધતિઓ જીવને મોક્ષ તરફ લઇ જનારી હોવાથી 'માર્ગ' સ્વરૂપે કહેવાયેલી છે. માટે એ અપેક્ષાએ સાધુ, શ્રાદ્ધ અને સવિગ્નપાક્ષિક એમ ત્રણ ભેદ માર્ગના બતાવ્યા.

ટૂકમા 'જ્ઞાનક્રિયાભ્યા મોક્ષ:' એ સૂત્રાનુસારે જ્ઞાન અને ક્રિયા એ મોક્ષમાર્ગ છે એમાથી જ્ઞાનાત્મક અશના ઉપાય સ્વરૂપ માર્ગ (પ્રમાણાત્મક કારણમાં જ્ઞાનાત્મકકાર્યનો ઉપચાર કરીને) જિનવચન ને સંવિગ્નગીતાર્થ આચરણ એમ દ્વિવિધ કહેવાયો છે. ને જ્ઞાન-ક્રિયાસમુદાય સ્વરૂપ સ્વય (અનુપચરિત) માર્ગ સાધુ, શ્રાવક ને સંવિગ્નપાક્ષિક એમ ત્રિવિધ કહેવાયો છે. એ જાણવુ

વળી બીજો એક પ્રશ્ન એ ઊભો થાય છે કે પ્રથમ સાધુમાર્ગ, બીજો શ્રાવકમાર્ગ ને ત્રીજો સવિગ્નપાક્ષિકમાર્ગ . એમ નબર પૂર્વક ત્રણ માર્ગ કહ્યા છે. તો શું સવિગ્નપાક્ષિક એ શ્રાવક કરતાં નિમ્ન માર્ગ છે?

આ પ્રશ્નનો જવાબ 'હા' મા છે - શ્રાવકપણુ ઊચુ છે ને સવિગ્નપાક્ષિકપણુ નિમ્ન. આમાં પ્રથમ કારણ તો એ જ કે એને ત્રીજાનબરનો માર્ગ કહ્યો છે. જ્યારે શ્રાવકપણાને બીજા નંબરનો.

તથા, શ્રી ઉપદેશમાળામા (૫૦૧ માં) કહ્યુ છે કે જો ઉત્તરગુણ સહિત મૂળગુણોને ધારણ કરી શકતો ન હોય તો શ્રેયસ્કર એ છે કે (પોતાની જન્મભૂમિ, દીક્ષાભૂમિ અને વિહારભૂમિ એ) ત્રણ ભૂમિ સિવાયના (પ્રદેશમાં રહી) સુશ્રાવકપણુ પાળવુ તથા એની ૫૨૨ મી ગાથામા કહ્યું છે કે "અત્યત નિર્ગુણી, ગીતાર્થોએ વારવાર સમજાવવા છતા વેશના ગાઢ અનુરાગના કારણે વેશ ન છોડે તો (ને કંઇક કોમળ ભાવવાળો હોય તો) (એને સમજાવાય કે) તુ સવિગ્નપાક્ષિકપણુ પાળ જેથી (ચારિત્રધર્મનુ બીજાધાન રહેવાથી ભવાતરે) મોક્ષમાર્ગ પામી શકીશ.

આમા પણ પ્રથમ વિકલ્પ તો વેશ છોડાવવાનો જ બતાવ્યો છે જે સવિગ્નપાક્ષિકપણાને નિમ્ન જણાવે છે. તથા, એના શ્લોક ન ૫૦૨-૫૦૩ મા જણાવ્યુ છે કે – "પ્રભુપ્રતિમા, સુસાધુની પૂજામાં ઉદ્યમશીલ ને (દેશવિરતિના અણુવ્રતાદિ) આચાર પાલનમા દૃઢ સુશ્રાવક વધુ સારો છે (પણ) સાધુવેશ ધારી રાખનાર સંયમભ્રષ્ટ જીવ નહી" "સર્વ (પાપ પ્રવૃત્તિઓની) પ્રતિજ્ઞા કરીને જે સર્વવિરતિ જાળવતો નથી એ સર્વવિરતિવાદી સર્વવિરતિ અને દેશવિરતિ બન્નેથી ચૂકે છે"

વળી, ૫૧૩ મા શ્લોકમા કહ્યુ છે કે – સુસાધુ (સર્વ કર્મ મળ ધોવા દ્વારા) શુદ્ધ થાય છે, સમ્યક્ત્વાદિ ગુણોથી યુક્ત સુશ્રાવક પણ શુદ્ધ થાય છે. ચરણ-કરણમાં શિથિલ પણ જો સવિગ્નપક્ષરુચિવાળો હોય તો તે પણ નિર્મળ થાય છે (મુનિને સાક્ષાત્ શુદ્ધિ ને અન્ય બેને પરપરાએ જાણવી.) આમાં પણ શ્રાવકને પહેલાં ને સવિગ્નપાક્ષિકને પછી જણાવ્યો છે

વળી આરાધક-વિરાધક ચતુર્ભંગીમાં, શ્રાવકને ઉપચારથી સર્વઆરાધક કહ્યો છે જ્યારે સંવિગ્નપાક્ષિકને દેશવિરાધક કહ્યો છે

આ બધી બાબતો સૂચવે છે કે શ્રાવકપણુ ઊચુ છે ને સંવિગ્નપાક્ષિકપણું નિમ્ન છે. જો કે આ વાત મૂળગુણમાં (વિશેષત· ચોથા વ્રતમા) ગરબડ હોવાની અપેક્ષાએ જાણવી ઉચિત લાગે છે.

उत्सर्गे वाऽपवादे वा व्यवहारेऽथ निश्चये।
ज्ञाने कर्मणि वाऽय चेन्न तदा ज्ञानगर्भता।। [અધ્યાત્મસાર. ૬-૩૫]

જો કોઇ વિરક્ત જણાતો મુનિ ઉત્સર્ગ કે અપવાદના વિષયમા, વ્યવહાર કે નિશ્ચયના વિષયમા, જ્ઞાન કે ક્રિયના વિષયમા– ક્યાય પણ એકાન્ત આગ્રહ સેવે, તો તે મુનિનો વૈરાગ્ય જ્ઞાનગર્ભિત ન હોઇ શકે.

# ।। अथ जिनमहत्त्वद्वात्रिंशिका ।।४।।

मार्गविवेचनानन्तर तद्देशकस्य भगवतो माहात्म्य व्यवस्थाप्यते-

**वप्रत्रयध्वजच्छत्रचक्रचामरसंपदा।**
**[१]विभुत्वं न विभोस्तादृङ्मायाविष्वपि संभवात्।।१।।**

**वप्रेति।** तादृक् = प्रेक्षावच्चमत्कारजनक, मायाविष्वपि = ऐन्द्रजालिकेष्वपि। यदि हि वाह्यसपदैव महत्त्ववुद्धिर्धर्मजननी स्यात्तदा मायाविष्वपि सा स्यादित्यर्थः। तदिदमुक्त **समन्तभद्रेणापि-**

देवागमनभोयानचामरादिविभूतयः। मायाविष्वपि दृश्यन्ते नातस्त्वमसि नो महान्।। [आप्तमी. १] इति। न च व्यक्तिविशेपविपयकत्वेन नातिप्रसग इति **शंकनीय**, प्रमेयत्वादिना महत्त्वप्रकारकज्ञानादपि

---

ક્યારેક એવી અક્ષન્તવ્ય ગરબડ ન હોવા છતાં, 'ગરબડ છે, અને છતાં પ્રરૂપણામાં એનો બચાવ ન કરતાં યથાર્થતા જ જળવાતી હોવાથી સવિગ્નપાક્ષિક' આવી અપેક્ષાએ સંવિગ્નપાક્ષિકતા કહી હોય તો એની કક્ષા શ્રાવકથી નિમ્ન ન પણ હોય . એવું લાગે છે.

ત્રીજી બત્રીશીમા માર્ગનુ વિવેચન કર્યું. એમાં પ્રથમ શ્લોકમાં જિનવચનને માર્ગસ્વરૂપે કહેલ છે. વળી પુરુષવિશ્વાસે વચનવિશ્વાસ, એ ન્યાયે, એ પ્રમાણભૂત વચનો કહેનાર શ્રી તીર્થંકર દેવો પ્રત્યે વિશ્વાસ-શ્રદ્ધા કેળવાય એ માટે શ્રી તીર્થંકર દેવોની મહત્તા દર્શાવવી જોઇએ. એટલે હવે જિન મહત્ત્વ દ્વાત્રિંશિકા કહેવામાં આવે છે

[મહત્ત્વબુદ્ધિથી ધર્મજનન]

બુદ્ધિશાળીને પણ જે ચમત્કાર પમાડે એવુ પ્રભુનુ મહત્ત્વ (મહાનૂપણુ) સમવસરણના ત્રણ કિલ્લા, ઇન્દ્રધ્વજ, છત્ર, ધર્મચક્ર, ચામર વગેરે બાહ્ય સપત્તિના કારણે નથી, કેમકે એવી બાહ્યસમૃદ્ધિ પ્રયુક્ત મહત્ત્વ તો માયાવીઓમા પણ સભવે છે. આશય એ છે કે પ્રભુને વિશે 'આ મહાન્ છે' એવી બુદ્ધિ થવી એ ધર્મજનિકા છે. પ્રભુની સમવસરણ વગેરે બાહ્ય સપત્તિ માત્રના કારણે, 'પ્રભુ મહાન્ છે, કારણકે આવી વિશિષ્ટ સપત્તિવાળા છે' આ રીતે થયેલી એ બુદ્ધિ જો ધર્મજનની હોત તો તો એ રીતે માયાવીઓએ પણ જે બાહ્ય સપત્તિનો માયા પ્રપંચ ખડો કર્યો હોય છે તેને જોઇને 'આ મહાન્ છે' એવી થયેલી બુદ્ધિ પણ ધર્મજનની બનવી જોઇએ. દિગંબર આચાર્ય **સમન્તભદ્રે** પણ [આપ્તમીમાસા - ૧ મા] કહ્યુ છે કે "દેવોનુ આગમન, ગગનવિહાર, ચામર વગેરે વિભૂતિ તો માયાવીઓ પાસે પણ જોવા મળે છે તેથી એ બધાના કારણે અમે તને મહાન્ માનીએ છીએ એવું હે પ્રભો! નથી."

**શંકા** - 'વ્યક્તિવિશેષવિષયકત્વ' એવુ વિશેષણ લગાડવાથી એ અતિપ્રસગ નહી આવે. આશય એ છે કે મહત્ત્વબુદ્ધિ પણ જેને તેને વિશે થયેલી હોય તો કાંઇ ધર્મજનિકા બનતી નથી. કિન્તુ અમુક ચોક્કસ વ્યક્તિ વિશે થયેલી હોય તો જ ધર્મજનિકા બને છે એટલે કે 'વ્યક્તિવિશેષવિષયક મહત્ત્વબુદ્ધિ ધર્મજનિકા છે' એવું અમે કહીએ છીએ. માયાવીએ રચેલી ઇન્દ્રજાળથી એના વિશે જે મહત્ત્વબુદ્ધિ થાય છે એ વ્યક્તિવિશેષવિષયક હોતી નથી, કારણકે માયાવી એ 'વ્યક્તિવિશેષ' નથી. તેથી એ ધર્મજનિકા બનતી નથી. માટે પ્રભુમાં બાહ્ય સપત્તિના કારણે મહત્ત્વ માનવામા હવે કોઇ દોષ રહેતો ન હોવાથી બાળજીવો પણ જેને જોઇને મહાનતાને

---

१ 'विभुत्व' इति लिखितमुद्रितप्रतेपु। 'महत्त्व न' इत्यनन्तरमनुमेय ' इत्यादिवृत्तिपाठात् 'महत्त्व' इति मूलपाठो निश्चीयते।

फलापत्तेर्विशेपरूपेण महत्त्वप्रकारकत्वनिवेशस्यावश्यकत्वात् । अत एवासाधावाप्यालयविहारादिमत्त्वेन साधुत्ववुद्धावपि विशेपादर्शनदशायां न फलाभाव इति तत्र तत्र व्युत्पादितम् । अव्यक्तसमाधिफलविशेपे तु

પિછાણી લે છે એવી આ બાહ્ય સંપત્તિથી જ મહત્ત્વ માનવું યોગ્ય છે.

સમાધાન -- આવી શંકા યોગ્ય નથી, મહત્ત્વબુદ્ધિ એટલે મહત્ત્વપ્રકારક બુદ્ધિ. એટલે કે જેમા મહત્ત્વ એ પ્રકાર હોય, અને કોઇ વ્યક્તિ વિશેષ્ય હોય એવી વિશિષ્ટ બુદ્ધિ, જેમકે 'अय महान्' 'આ મહાન્ (મહત્ત્વવાન્) છે' એવી બુદ્ધિ. દા. ત 'जलवान् घट' માં જળ પ્રકાર છે અને ઘડો વિશેષ્ય છે આ બુદ્ધિ 'घट विपयक' છે 'જળપ્રકારક' છે. આને 'જળબુદ્ધિ' પણ કહેવાય છે આમાં જળ જે પ્રકાર બન્યું છે તે પોતાનામા રહેલ જળત્વધર્મને આગળ કરીને બન્યુ છે. આ બુદ્ધિ થવા પર તૃષાશમનાર્થીની 'પ્રવૃત્તિ' થવા રૂપ કાર્ય થાય છે. એટલે એમ કહેવાય કે જળબુદ્ધિ ઉક્ત પ્રવૃત્તિજનિકા છે. હવે, જો એમ કહેવામા આવે કે (અમુક ચોક્કસ ઘટ) ઘટવિશેષવિષયક જળબુદ્ધિ ઉક્ત પ્રવૃત્તિજનિકા છે. તો એનો અર્થ એ થાય કે એ થનારી બુદ્ધિમા ઘટવિશેષ (= એ ચોક્કસ ઘડો) વિશેષ્ય હોવો આવશ્યક છે. પછી 'જળ' ભલેને ગમે તે ધર્મને આગળ કરીને પ્રકાર બન્યુ હોય. એટલે કે એવા ઘટવિશેષને વિશેષ્ય તરીકે રાખીને 'द्रव्यवान् घट' એવી જે બુદ્ધિ થાય કે જેમાં 'દ્રવ્ય તરીકે પણ 'જળ' જ રહેલુ હોઇ 'જળ' પ્રકાર છે, પણ સ્વનિષ્ઠ દ્રવ્યત્વ ધર્મને આગળ કરીને, તે પણ ઉક્ત પ્રવૃત્તિજનિકા બનવી જોઇએ, કારણકે એ પણ ઘટવિશેષવિષયક જળબુદ્ધિ છે. પણ એ બનતી નથી. પાણી ભરેલા ઘટવિશેષને ઉદ્દેશીને કોઇ એમ બોલે કે 'દ્રવ્યવાન્ ઘટ.' તો તૃષાશમનાર્થી શ્રોતા કાંઇ ઉક્તપ્રવૃત્તિ કરતો નથી. ઉક્તપ્રવૃત્તિ માટે તો 'જલવાન્ ઘટ'' એ રીતે જ જળબુદ્ધિ થવી જોઇએ. એટલે કે એમા 'જળ' નો અમુક ચોક્કસરૂપે જ (જળત્વરૂપે જ) ઉલ્લેખ થયો હોવો જોઇએ. [પછી 'ઘટ' નો તો અન્ય ધર્મરૂપે ઉલ્લેખ થયો હોય તો પણ ચાલે. જેમકે 'જલવાન્ અય' અથવા 'જલવદ્ દ્રવ્યમ્' ઇત્યાદિ બુદ્ધિથી પણ ઉક્તપ્રવૃત્તિ થાય છે ]

આ જ રીતે, પ્રસ્તુતમા, 'મહત્ત્વવાન્ અય' આવી બુદ્ધિ ધર્મજનિકા જે બને છે તેને જો માત્ર આ રીતે જ વિશેષિત કરવામા આવે કે એ વ્યક્તિવિશેષવિષયક (જિનવિષયક) હોવી જોઇએ. એટલે કે એમાં 'અયં' તરીકે જિન હોવા જોઇએ તો એ ધર્મજનિકા બને. તો અર્થ એ થયો કે એમા 'મહત્ત્વ' જે પ્રકાર છે એ કયા રૂપે (= સ્વનિષ્ઠ કયા ધર્મને આગળ કરીને) પ્રકાર છે એની અહી કોઇ વિવક્ષા નથી. અને તો પછી જિનને વિશે જ 'प्रमेयवान् अय' આવી જે બુદ્ધિ થાય કે જેમા પ્રમેય તરીકે પણ 'મહત્ત્વ' જ પ્રકાર છે, (પણ સ્વનિષ્ઠ પ્રમેયત્વધર્મરૂપે એ પ્રકાર છે) એ પણ ધર્મજનિકા બનવી જોઇએ, કેમકે એ પણ વ્યક્તિવિશેષવિષયક મહત્ત્વબુદ્ધિ જ છે પણ એ કાઇ ધર્મજનિકા બનતી નથી તેથી જણાય છે કે 'મહત્ત્વ' ની બુદ્ધિ પ્રમેયત્વ વગેરે ગમે તે ધર્મને લઇને થઇ હોય તો ન ચાલે, પણ અમુક વિશેષ ધર્મને લઇને જ થઇ હોવી જોઇએ, તો જ એ બુદ્ધિ ધર્મજનિકા બને.

આમ, ધર્મજનિકા બુદ્ધિ માટે અમુક ચોક્કસ વિશેષ્ય જ જોઇએ એવુ આવશ્યક નથી. જ્યારે પ્રકાર માટે અમુક ચોક્કસરૂપે જ પ્રકાર જોઇએ એવી જે વાસ્તવિકતા છે તેના કારણે જ અસાધુ અગે પણ આલય-વિહારાદિમત્ત્વેન જે સાધુતાની બુદ્ધિ થાય છે તેના, વિશેષનુ દર્શન ન હોય એવી અવસ્થામાં પુણ્યબધ વગેરે રૂપ ફળનો અભાવ રહેતો નથી એ વાતને તે તે ગ્રન્થોમા (આવશ્યકનિર્યુક્તિ - અધ્યાત્મમતપરીક્ષા વગેરે ગ્રન્થોમા) યુક્તિ પુરસ્સર પ્રતિપાદિત કરી છે. આશય એ છે કે સામે રહેલા સાધુ સુવિહિત છે કે નહી એ જાણવા માટે આવશ્યકનિર્યુક્તિ (૧૧૪૮) માં આ પ્રમાણે કહ્યું છે -- 'आलएण विहारेण ठाणाचकमणेण य । सक्को सुविहिओ णाऊ भासावेणइएण य ।। અર્થઃ આલય (ઉપાશ્રય), વિહાર, સ્થાન (=કાયોત્સર્ગાદિ), ચંક્રમણ (ઇર્યાસમિતિ પૂર્વક

विषयविशेषोऽपि निवेश्यः। यदि चालयविहारादिलिंगेन साधुत्वमनुमीयत एव तदनुमितिप्रयोज्यवन्दनादिना च फलविशेष इति विभाव्यते, तदा भगवत्यपि विशिष्टरूपेण महत्त्वानुमित्यनन्तरमेव स्मरणादिना फलोदया-

ગમનાગમન), ભાષાસમિતિ, વિનય વગેરે સબધી નિપુણ નિરીક્ષણથી સુવિહિતતા જાણી શકાય છે." આના પરથી એ ફલિત થાય છે કે આ પ્રમાણેના આલયવિહારાદિથી યુક્ત હોવા રૂપે સાધુ તરીકેની જે બુદ્ધિ થાય છે એટલે કે આલયવિહારાદિને જોઇને 'આ સાધુ છે' એવી જે બુદ્ધિ થાય છે તે ધર્મજનિકા છે. અર્થાત્ આલયવિહારાદિથી યુક્ત હોવા રૂપે સાધુતાની થયેલી બુદ્ધિ ધર્મજનિકા છે. આમા વિશેષ્ય માટે 'આવી બુદ્ધિ સુવિહિતસાધુવિષયક જ હોવી જોઇએ' આવી વિશેષ કોઇ શરત નથી તેથી જ જ્યારે, જે સુવિહિત નથી અને તેથી જે વાસ્તવમા અસાધુ છે તેના પણ આલય-વિહારાદિના પ્રયત્નપૂર્ણ બાહ્ય દેખાવને જોઇને જે 'આ સાધુ છે' એવી બુદ્ધિ થાય છે તે વિશેષઅદર્શનદશામા નિષ્ફળ નથી રહેતી બાહ્ય દેખાવ પરિપૂર્ણ હોવા છતાં કોઇપણ રીતે જો મૂળ ગુણની ગરબડ વગેરે રૂપ વિશેષ જણાઇ ગયો હોય તો તેના આલયવિહારાદિ ઠગારા છે એવુ જણાઇ જતું હોવાથી પછી 'આ સાધુ છે' એવી સ્વારસિક બુદ્ધિ જ થતી નથી એ જાણવુ.

સમડી મૃત્યુ સમયે નવકાર સાંભળવાથી રાજકુમારી બની એ કાઇ અરિહત ભગવાન્ વગેરેનું વિશેષ સ્વરૂપ જાણતી નહોતી એમ કોઇ મુગ્ધજીવને તીર્થંકર દેવના વિશેષ ગુણોને જાણ્યા વિના પણ 'આ મહાન્ છે' એવી જે બુદ્ધિ થાય છે એનાથી વિશેષ ફળ મળે જ છે સપ્રતિરાજાનો જીવ ભિખારી ચારિત્રના વિશેષ સ્વરૂપને જાણતો ન હોવા છતા એના પરના બહુમાનથી રાજા બન્યો... આ બધું અવ્યક્તસમાધિનું ફળ કહેવાય છે. આના માટે 'વિષયવિશેષ' પણ એક શરત રૂપે આવશ્યક છે. આ બધામા વિષયવિશેષ હોવાથી જ એ ફળ મળ્યુ છે. સમડીને અન્ય દેવાદિને નમસ્કાર ગર્ભિત બીજો કોઇ મત્ર સાંભળવા મળ્યો હોત તો એ રાજકુમારી ન થાત મુગ્ધને અન્ય કોઇ વ્યક્તિ વિશે 'આ મહાન્ છે' એવી થયેલી બુદ્ધિથી વિશેષ ફળ ન મળે. ભિખારીને તાપસ દીક્ષા વગેરે પર એવું બહુમાન જાગ્યુ હોત તો કાઇ એ સપ્રતિ રાજા ન બનત *

શંકા - આવશ્યકનિર્યુક્તિમા તો આલયવિહારાદિ જોઇને સાધુતાનુ અનુમાન કરી વદનાદિ કરવાનું કહ્યુ છે એનાથી જણાય છે કે આલયવિહારાદિથી તો માત્ર 'આ સાધુ છે' એટલી અનુમિતિ જ થાય છે, વિશેષ ફળ તો એ પછી જે વદનાદિ કરવામા આવે છે તેનાથી પ્રાપ્ત થાય છે એટલે પ્રભુ વિશે પણ 'આ મહાન્ છે' એટલી બુદ્ધિ માત્ર જ ધર્મજનિકા શી રીતે બની જાય?

સમાધાન - સાધુ અંગે આ રીતે જો વિચારવુ હોય તો પ્રભુ અગે પણ આ રીતે વિચારવું કે ભગવાન્ અંગે પણ વિશિષ્ટ રૂપે 'આ મહાન્ છે' એવી અનુમિતિ કર્યા પછી તરત જ સ્મરણ– નમસ્કારાદિ જે થાય છે તેનાથી વિશેષ ફળ મળે છે આવો અર્થ પ્રાપ્ત કરવા માટે, મૂળ શ્લોકમા જે 'મહત્ત્વ ન' એવો શબ્દ પડેલો છે તેના પછી 'અનુમેય' એટલા શબ્દનો અધ્યાહાર કરવો, એટલે પછી કોઇ અસગતિ રહેશે નહિ. તેથી શ્લોકાર્થ આવો થશે "સમવસરણ વગેરે બાહ્ય સંપત્તિથી પ્રભુના તેવા વિશેષ મહત્ત્વનુ અનુમાન થઇ શકતું નથી, કારણ કે તેવી બાહ્ય સપત્તિ તો માયાવીઓમાં પણ સંભવે છે "

શંકા - બાહ્યસપત્તિ જોઇને તો માયાવી અંગે પણ 'આ મહાન્ છે' એવી અનુમિતિ થઇ જ જાય છે ને! પછી ભલે ને એનાથી ફળવિશેષ ન મળતુ હોય!

* અવ્યક્ત સમાધિનુ વિશેષ ફળ મળવામા વિષયવિશેષ જેમ આવશ્યક છે એમ કદાગ્રહનો અભાવ પણ આવશ્યક હોય છે એ જાણવુ અધ્યાત્મ ઉપનિષદ્‌ના પ્રથમ અધિકારની ૭૬મી ગાથાના ઉત્તરાર્ધમા આ પ્રમાણે કહ્યુ છે–

समाधेरव्यक्ताद्यदभिदधति व्यक्तसदृश फल योगाचार्या ध्रुवमभिनिवेशे विगलिते।।७६।।

विशेषा'न्महत्त्व नें' त्यनन्तर'मनुमेयमि'त्यध्याहारान्नानुपपत्तिः, स्वेतरनिष्ठात्यन्ताभावप्रतियोगिगुणवत्त्व-रूपस्य महत्त्वस्य वाह्यसपदाऽनुमातुमशक्यत्वात्, मायाविष्वेव व्यभिचारात् ।।१।।

**स्वामिनो वचनं यत्तु संवादि न्यायसंगतम्।**
**कुतर्कध्वान्तसूर्यांशुर्महत्त्वं तद्यदभ्यधुः ।।२।।**

स्वामिन इति। यत्तु स्वामिनः = वीतरागस्य वचन सवादि = समर्थप्रवृत्तिजनक न्यायसगतं =

---

સમાધાન - સ્વભિન્નમા રહેલા અત્યન્તાભાવનો જે પ્રતિયોગી હોય તેવા ગુણવત્ત્વરૂપ મહત્ત્વની બાહ્યસપત્તિથી અનુમિતિ થઇ શકતી નથી અર્થાત્ સ્વભિન્ન વ્યક્તિમા જેવા ગુણોનો અભાવ હોય તેવા ગુણો (અર્થાત્ પોતાના અસાધારણ ગુણો) રૂપ મહત્ત્વનુ બાહ્યસપત્તિ લિગ બની શકતી નથી, કારણકે માયાવીઓમાં તેવી બાહ્યસપત્તિ હોવા છતા તેવુ મહત્ત્વ ન હોવાથી બાહ્યસંપત્તિ મહત્ત્વસાધક અનુમાનના હેતુ તરીકે વ્યભિચારી = અનૈકાન્તિક છે.।।૧।। [ભગવાન્‌મા રહેલ વિશિષ્ટ પ્રકારનું મહત્ત્વ બાહ્યસંપત્તિવત્ત્વરૂપે નથી. અથવા બાહ્યસપત્તિ એનુ અનુમાપક લિગ નથી એવુ તમે કહ્યું. તો એ મહત્ત્વ કયા વિશિષ્ટ રૂપે છે? અથવા એનુ કયુ લિગ છે? એ તો જણાવો . એવા પ્રશ્નનો જવાબ આપવા ગ્રન્થકાર કહે છે–]

**[સંવાદી વચન એ મહત્ત્વ]**

વીતરાગપ્રભુનુ સવાદી, ન્યાયસગત અને કુતર્કરૂપી અધકાર માટે સૂર્યકિરણ સમાન એવુ જે વચન છે એ જ તેમનુ વિશિષ્ટ મહત્ત્વ છે, કારણકે શ્રી હરિભદ્રસૂરિ મહારાજે પણ 'પક્ષપાતો ન મે વીરે ..' ઇત્યાદિ કહ્યું છે. ઇષ્ટફળની પ્રાપ્તિ કરાવી આપવામા સમર્થ પ્રવૃત્તિનુ જે વચન જનક હોય તે સંવાદી જાણવુ. સ્યાદ્વાદમુદ્રાનું જે વચન ઉલ્લઘન કરતું ન હોય તે ન્યાયસગત જાણવુ, કારણકે તાત્ત્વિકદૃષ્ટિએ વિચારીએ તો એકાન્ત (એકાન્તવચન) અન્યાય્ય છે. [અહી 'अन्यायत्वात्' શબ્દમા 'अन्याय' શબ્દને નઞ્બહુવ્રીહિ સમાસવાળો જાણવો, નઞ્તત્પુરુષવાળો નહી ] એકાન્ત શા માટે અન્યાય્ય છે? આ માટે - ધર્મ અને ધર્મી વચ્ચે એકાન્તે ભેદસબંધ માનવો કે અભેદસંબધ? જો ભેદસબધ માનવામા આવે તો એનો અર્થ એ થયો કે ધર્મ ધર્મીથી સાવ જુદો છે અને કો'ક સબધથી એમા રહેલો છે. વળી આ સંબધ પણ ધર્મીમાં રહ્યો છે (જેમકે 'रूपवान् घट'મા રૂપ સમવાય સબધથી ઘડામા રહ્યુ છે અને સમવાયસબધ પણ ઘડામા રહ્યો છે.) એ સંબંધને ધર્મીમા રહેવા માટે વળી કોઇ અન્ય સબધ જોઇશે. (જેમકે સમવાય સબંધ સ્વરૂપસબધથી ઘડામાં રહ્યો છે.) વળી એ અન્ય સબંધને ધર્મીમા રહેવા ત્રીજો કોઇ સબધ જોઇશે. આમ એકાન્તે ભેદ સબધ માનવામા અનવસ્થા ચાલશે. તેથી જો એકાન્તે અભેદ સંબંધ માનવામા આવે તો એનો અર્થ એ થયો કે ધર્મ અને ધર્મી વચ્ચે સર્વથા અભેદ છે. અને તો પછી જેમ 'ઘડો ઘડો' એવો સહ પ્રયોગ અસગત છે તેમ 'રૂપવાન્ ઘડો' એવો પણ સહ પ્રયોગ અસગત બની જાય.

શંકા — ધર્મ-ધર્મી વચ્ચે ભેદ સબધ જ માનવો જોઇએ પણ એ માનવામા ધર્મ-ધર્મી વચ્ચે જે સબધ સિદ્ધ થાય છે તે સબંધ ધર્મીમાં સ્વતઃ જ જોડાયેલો છે એમ માનવું. એટલે એ સંબંધને રાખવા માટે બીજો સંબંધ કલ્પવાનો ન હોવાથી અનવસ્થા દોષ નહી આવે.

સમાધાન — 'रूपवान् घट' ઇત્યાદિ વિશિષ્ટ બુદ્ધિ રૂપ પ્રમાણથી (અનુમાનના હેતુથી) રૂપ અને ઘટ વચ્ચે સ્વતઃ સંબદ્ધ એવા અન્ય સબંધની કલ્પના આ રીતે કરવી એના કરતા તો એ વિશિષ્ટબુદ્ધિ સ્વરૂપ પ્રમાણથી જ શબલ વસ્તુને સિદ્ધ થતી માનવી એ ન્યાય સગત છે એટલે કે ધર્મને ધર્મીમા અન્ય સબંધથી રહેલો માનીને પછી પણ સંબધને જો ધર્મીમા સ્વતઃ સબદ્ધ માનવો પડે છે તો પ્રથમથી જ વિશિષ્ટ બુદ્ધિ રૂપ પ્રમાણથી ધર્મ

स्याद्वादमुद्रामनतिक्रान्तं, एकान्तस्य तत्त्वतोऽन्यायत्वात्, धर्मधर्मिसंवन्धभेदेऽनवस्थानात्, तदभेदे च सहप्रयोगाद्यनुपपत्तेः, धर्मिग्राहकमानेन स्वतः सवद्धस्य संवन्धान्तरस्य कल्पनाऽपेक्षया तेनैव सिद्धस्य शवलस्य वस्तुनोऽभ्युपगमस्य न्याय्यत्वात्। तदनुभवेऽपि चैकान्तभ्रमस्य दोपप्रावल्यादुपपत्तेः, विशेपदर्शनेन च तस्य निवर्तयितु शक्यत्वादिति दिक्। कुतर्का एव ध्वान्तानि तेपु सूर्याशु। तन्महत्त्वं, अवच्छेद्यावच्छेदकयोर्लि-

---

અને ધર્મી વચ્ચે ભેદાભેદ સબંધ (અર્થાત્ ભેદાનુસ્યુત અભેદ સંબંધ, નહી કે ભેદ + અભેદ) જ માનવાથી ઉપરોક્ત ભેદપક્ષનો કે અભેદપક્ષનો એકેય દોપ નહી આવે. જેમ, એકલી સૂઠ પિત્તકારક છે, ગોળ કફકારક છે, પણ બન્નેની ગોળી બનાવવાથી સૂઠના દોપને ગોળ, ને ગોળના દોપને સૂંઠ ખાઇ જાય છે. ને નવા જ અનેક ગુણો પેદા થાય છે, એમ ભેદાભેદ માનવાથી ભેદપક્ષના દોપોને અભેદ અને અભેદ પક્ષના દોપોને ભેદ ગળી જાય છે, તથા વસ્તુતત્ત્વની યથાર્થ સંગતિ વગેરે ગુણો પેદા થાય છે. માટે ભેદાભેદ વગેરે રૂપે શબલ વસ્તુ માનવી એ ન્યાયસગત છે.

આ અનેકાન્ત એકત્વ-અનેકત્વ, નિત્યત્વ-અનિત્યત્વ, ભેદ-અભેદ વગેરે સર્વ બાબતોમાં વણાયેલો છે અને તેનો અનુભવ પણ થાય જ છે  તેમ છતા સર્વથા નિત્ય કે સર્વથા અનિત્ય વગેરે રૂપે એકાન્તનો જે ભ્રમ થાય છે તેની મિથ્યાત્વ વગેરે રૂપ દોપની પ્રબળતાથી સંગતિ કરી શકાય છે. જેમ રેલવેના બે પાટા ભેગા નથી થતા, પણ સમાંતર જ જાય છે એ વાત અનુભવસિદ્ધ હોવા છતા આખની એવી મર્યાદા વગેરેના કારણે એ ભેગા થતા હોવા જે દેખાય છે તેની સંગતિ કરી શકાય છે.

શંકા – રેલવેના પાટા તો જ્યા ભેગા થતા દેખાય ત્યાં પહોચીને જોઇએ તો જુદા-સમાંતર રહેલા જ જણાઇ જાય છે. એટલે એ ભેગા થતા જે દેખાતા હતા તે ભ્રમ હતો એવો નિર્ણય થઇ શકે છે અને ભ્રમ દૂર થઇ શકે છે. પણ આ નિત્યત્વ વગેરે બાબતોમાં તો હરહંમેશ એકાન્ત જ જણાયા કરે છે. માટે એને ભ્રમ શી રીતે મનાય? ભ્રમ હોય તે તો ક્યારેક દૂર થવો જોઇએ ને

સમાધાન – દ્રવ્ય રૂપે જે નિત્ય છે એ જ વસ્તુ પર્યાય રૂપે અનિત્ય છે વગેરે વિશેપનું વિવેકથી જ્યારે દર્શન થાય છે ત્યારે એ ભ્રમ દૂર થવો શક્ય છે. માટે એ ભ્રમરૂપ જ છે એ જાણવું.

અહી સંવાદી વચનને જ પ્રભુના મહત્ત્વ તરીકે કહ્યું  આમ તો, 'બાહ્યસંપત્તિવાળા હોવાથી પ્રભુ મહાન્ છે એવુ નથી' એવા નિપેધથી જે અર્થ ફલિત થતો હતો કે 'બાહ્યસંપત્તિરૂપે મહાનતા નથી' તેના અનુસંધાનમા આ પ્રરૂપણા છે કે 'સવાદીવચનવાળા હોવાથી મહાન્ છે.' એટલે ફલિત એ થયુ કે સવાદીવચન રૂપે મહાનતા (મહત્ત્વ) રહેલ છે. જેમ 'जलवान् घट' એવી બુદ્ધિના વિપયભૂત પાણીમા જલત્વરૂપે પ્રકારતા હોવાથી જલત્વ એ અવચ્છેદક બને છે અને પ્રકારતા અવચ્છેદ્ય (અવચ્છિન્ન) બને છે એમ પ્રસ્તુતમા સંવાદીવચન અવચ્છેદક બન્યુ અને પ્રભુમાં રહેલુ મહત્ત્વ અવચ્છેદ્ય બન્યું. અથવા જે બીજો પક્ષ અનુમિતિનો દેખાડેલો એમાં વિચારીએ તો "બાહ્યસપત્તિથી મહત્ત્વનુ અનુમાન થઇ શકતું નથી, અર્થાત્ 'આ મહાન્ છે, કારણકે બાહ્યસંપત્તિવાળા છે' આવુ અનુમાન થઇ શકતુ નથી, એવો નિપેધ પૂર્વે કરેલો." એટલે એના અનુસંધાનમાં અહી જણાય છે કે "સંવાદીવચનથી મહત્ત્વનું અનુમાન થઇ શકે છે, અર્થાત્ 'આ મહાન્ છે, કારણકે સવાદી વચનવાળા છે' આવુ અનુમાન થઇ શકે છે." એટલે કે સવાદીવચન એ લિગ = હેતુ છે અને મહત્ત્વ એ લિગી = સાધ્ય છે.  આમ સવાદીવચન અવચ્છેદક યા લિગ છે અને મહત્ત્વ અવચ્છેદ્ય યા લિગી છે. આ વાસ્તવિકતા છે. તેમ છતાં સ્યાદ્વાદનો આશ્રય કરીએ તો અવચ્છેદ્ય-અવચ્છેદક અને લિગ-લિગીનો કથચિદ્ અભેદ હોવાથી અહીં સંવાદીવચનને જ મહત્ત્વ તરીકે જણાવ્યુ છે.॥૨॥ પ્રભુનુ વિશિષ્ટ મહત્ત્વ સંવાદી વચનરૂપે જ છે એનું સૂચન

गलिगिनोर्वा स्याद्वादाश्रयणेन कथंचिदभेदात्। यदभ्यधु श्रीहरिभद्रसूरयः।।२।।

**पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु।**

**युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः।।३।।**

पक्षपात इति। न मे = मम वीरे = श्रीवर्धमानस्वामिनि पक्षपातः = गुणानालोचनपूर्व एव रागः। कपिलादिषु च न मे द्वेषः। किन्तु यस्य वचन युक्तिमत्तस्य परिग्रह = स्वीकारः कार्यः। इत्थं चात्राविसंवादिवचनत्वेनैव भगवतो महत्त्वमाचार्यैरभिप्रेतम्।।३।। औदयिकभावस्यापि विशिष्टस्य महत्त्वप्रयोजकत्वं व्यवस्थापयति–

**पुण्योदयभवैर्भावैर्मतं क्षायिकसंगतैः।**

**महत्त्वं महनीयस्य बाह्यमाभ्यन्तरं तथा।।४।।**

पुण्येति। पुण्योदयभवैस्तीर्थकरनामकर्माद्युदयोत्पन्नैः भावैः = विशिष्टसहननरूपसत्त्वसंस्थानगतिप्र-

---

જેના પરથી થાય છે એવુ શ્રી હરિભદ્રસૂરિ મહારાજે જે કહ્યું છે તેનો અનુવાદ કરતા ગ્રન્થકાર કહે છે–

મને શ્રી વર્ધમાનસ્વામી પર પક્ષપાત નથી કે કપિલ વગેરે અન્ય દર્શનના પ્રણેતા પર દ્વેષ નથી. [તો પછી તમે શ્રીમહાવીરપ્રભુના વચનો સ્વીકારો છો અને કપિલ વગેરેના નથી સ્વીકારતા, આવો ભેદ કેમ?. . એટલા માટે કે] જેનું વચન યુક્તિસંગત હોય તેનો સ્વીકાર કરવો જોઇએ. [અમને શ્રીવીરવિભુના વચનો યુક્તિસંગત લાગ્યા છે એટલે એનો અમે સ્વીકાર કરીએ છીએ ] આમ, શ્રી મહાવીરદેવને ભગવાન્ તરીકે જે સ્વીકાર્યા છે અને કપિલ વગેરે ને જે નથી સ્વીકાર્યા એનુ કારણ 'પ્રભુ મહાવીરદેવ પાસે સમવસરણ વગેરેની ઋદ્ધિ છે જે કપિલ વગેરે પાસે નથી' એવુ ન જણાવતા 'પ્રભુનુ વચન અવિસંવાદી છે, કપિલાદિનુ તેવુ નથી.' એવુ જ જે જણાવ્યુ છે તેનાથી આચાર્ય શ્રીહરિભદ્રસૂરિ મહારાજાને 'અવિસંવાદી વચનરૂપે જ પ્રભુમાં અસાધારણ મહત્ત્વ છે' એવુ અભિપ્રેત છે એ સૂચિત થાય છે ॥૩॥ [શાસ્ત્રોમા તો 'અષ્ટ મહાપ્રતિહાર્યની પૂજાને યોગ્ય એ અર્હન્' વગેરે દ્વારા, જિનનામકર્મના ઉદયે પ્રાપ્ત થયેલ બાહ્યસંપત્તિ વગેરે રૂપે પણ પ્રભુમાં મહત્ત્વ હોવુ જણાવ્યુ છે એટલે] વિશિષ્ટ ઔદયિકભાવ પણ મહત્ત્વપ્રયોજક છે એ વાતને વ્યવસ્થાપિત કરતાં ગ્રન્થકાર કહે છે–

**[વિશિષ્ટ ઔદયિકભાવ પણ મહત્ત્વ પ્રયોજક]**

કેવલજ્ઞાન વગેરે ક્ષાયિક ભાવોથી સહચરિત, જિનનામકર્મ વગેરે પુણ્યના ઉદયથી ઉત્પન્ન થયેલ વિશિષ્ટ સઘયણ-રૂપ-સત્ત્વ-સસ્થાન-ગતિ વગેરે ઔદયિક ભાવોથી પણ મહનીય પ્રભુમાં મહત્ત્વ હોય છે એવુ શાસ્ત્રજ્ઞો માને છે. આમ (૧) ક્ષાયિક સંગત આ ઔદયિકભાવોથી થયેલું આ બાહ્ય મહત્ત્વ છે અને અવિસંવાદી વચનથી થયેલુ પૂર્વોક્ત આભ્યન્તર મહત્ત્વ છે. એમ આ બન્ને મહત્ત્વ પૂજ્ય પુરુષમાં હોય છે અથવા તો (૨) ઔદયિકભાવો અને અવિસવાદીવચન એ બન્નેથી એક વિશિષ્ટ જ મહત્ત્વ ઉત્પન્ન થયું હોય છે જે કથચિદ્ બાહ્ય મહત્ત્વ અને આભ્યન્તર મહત્વ એમ બન્ને વ્યપદેશ પામે છે. જ્યારે બાહ્ય સંપત્તિની પ્રધાન વિવક્ષા હોય ત્યારે એ બાહ્યમહત્ત્વ કહેવાય અને જ્યારે અવિસવાદી વચનની પ્રધાન વિવક્ષા હોય ત્યારે એ આભ્યન્તર મહત્ત્વ કહેવાય. [અથવા આવો અર્થ સમજવો – (૧) વિશિષ્ટ સઘયણ-રૂપ વગેરે ઔદયિકભાવ એ બાહ્ય મહત્ત્વ ને કેવલજ્ઞાન વગેરે ક્ષાયિકભાવ એ આભ્યન્તર મહત્ત્વ. આમ બન્ને સ્વતત્ર મહત્ત્વ થયા. અથવા (૨)

भूतिभिः क्षायिकसंगतैः = क्षायिकज्ञानादिमिलितैर्महत्त्वं महनीयस्य = पूज्यस्य मतं वाह्य तथाऽऽभ्यन्तरं प्रत्येक विशिष्टमेव वा कथचिदुभयव्यपदेशभाक्। इत्थ च विशिष्टवाह्यसपदोऽन्यासाधारणत्वान्नातिप्रसगत्वमिति भावः।।४।।

**बहिरभ्युदयादर्शी भवत्यन्तर्गतो गुणः।**
**मणेः पटावृतस्यापि बहिर्ज्योतिरुदञ्चति।।५।।**

वहिरिति। व्यक्तः।।५।। स्वभावभेदादपि कार्यैकलिगकं महत्त्वमाह–

**भेदः प्रकृत्या रत्नस्य जात्यस्याजात्यतो यथा।**
**तथाऽर्वागपि देवस्य भेदोऽन्येभ्यः स्वभावतः।।६।।**

भेद इति। अर्वागपि = मिथ्यात्वादिदशायामपि। स्वभावत इत्यन्यथा स्वस्मिन्नन्यवृत्तिगुणापत्तेः। न च

---

ક્ષાયિકભાવ વિશિષ્ટ ઔદયિક ભાવ એ જ એક વિશિષ્ટ પ્રકારનુ મહત્ત્વ છે જે કથંચિદ્ ઉભયવ્યપદેશ પામે છે, એટલે કે ઔદયિક ભાવના પ્રાધાન્યની વિવક્ષા હોય ત્યારે એ બાહ્ય મહત્ત્વ કહેવાય છે ને ક્ષાયિકભાવના પ્રાધાન્યની વિવક્ષા હોય ત્યારે એ આભ્યન્તર મહત્ત્વ કહેવાય છે.] વળી આવી ક્ષાયિકભાવવિશિષ્ટ બાહ્ય સપદ્ અન્ય જીવોમા હોતી નથી. એટલે તેઓમા તેવુ અસાધારણ મહત્ત્વ સિદ્ધ ન થવાથી તેઓ અગે 'આ મહાન્ છે' એવી બુદ્ધિ દ્વારા ધર્મજનન થવા રૂપ અતિપ્રસગ દોષ રહેતો નથી. [તેમજ તેઓમાં વિશિષ્ટ બાહ્ય સંપદ્ રૂપ આ લિગ જ રહ્યુ ન હોવાથી વ્યભિચાર પણ રહેતો નથી.] [શંકા - અનતિશયિત જ્ઞાનવાળા છદ્મસ્થે ક્ષાયિકભાવોનું અનુમાન કરવાનુ હોય છે. તેથી કોઇ માયાવીના તેવા પ્રપચથી તે અનુમાન દ્વારા તેની બાહ્ય સપદ્ વિશિષ્ટ હોવી પણ એને લાગી જાય. અને તો પછી એ અજિન વિશે 'આ મહાન્ છે' એવી બુદ્ધિ થવાનો અતિપ્રસંગ આવશે જ ને! સમાધાન - આ અનુમાતાનો દોષ છે, લિગરૂપ વિશિષ્ટ બાહ્યસંપદ્નો નહિ. વિશિષ્ટ બાહ્યસપદ્ રૂપ લિગનો નિર્ણય કરવામાં એ ભ્રાન્ત થયો માટે ભ્રમાત્મક અનુમિતિ થઇ આ વાત, આલયવિહાર વગેરે દ્વારા સુવિહિતત્વના કરતા અનુમાન અગે શાસ્ત્રોમા જે કહ્યુ છે તે મુજબ જાણવી.]॥૪॥ [કેવલજ્ઞાન વગેરે આતરિક ગુણથી વિશિષ્ટ બાહ્યસંપદ્થી મહત્ત્વ માનવાની વાત કરી. એમા આંતરિકગુણ અને બાહ્યસંપદ્ વચ્ચેનો સંબધ દર્શાવતા ગ્રન્થકાર કહે છે–]

કેવલજ્ઞાન વગેરે આતરિક ગુણ બહાર અભ્યુદય દેખાડનારો હોય છે. કપડાથી વીટળાયેલા પણ મણિની જ્યોતિ બહાર ફેલાય છે [એટલે કે આતરિક ગુણ પ્રયુક્ત અભ્યુદય જેમાં ભળેલો હોય એવી બાહ્યસંપદ્થી મહત્ત્વ મનાયુ છે ]॥૫॥ [આમ અવિસવાદી વચન પ્રયુક્ત મહત્ત્વ અને ક્ષાયિકભાવસંગત બાહ્યસપદ્ પ્રયુક્ત મહત્ત્વની વાત કરી. શ્રીતીર્થંકર દેવોનુ જીવદળ જ અન્યજીવો કરતા વિશિષ્ટ હોય છે. એટલે અન્યજીવો કરતાં તેઓનો આ જે સ્વભાવ જ જુદો હોય છે તત્પ્રયુક્ત મહત્ત્વને હવે ગ્રન્થકાર જણાવે છે. આ મહત્ત્વ કાર્યૈકલિગક હોય છે. એટલે કે તીર્થસ્થાપના વગેરે રૂપ કાર્યથી જ શ્રીમહાવીરપ્રભુ વગેરે જિનેશ્વરદેવોનો તે તે આત્મા તેવા વિશિષ્ટ સ્વભાવવાળો હતો અને તેથી તત્પ્રયુક્ત મહત્ત્વવાળો હતો એવુ અનુમાન કરી શકાય છે.]

[વિશિષ્ટસ્વભાવપ્રયુક્ત મહત્ત્વ]

માટી વગેરેથી મલિન રહેલા પણ જાત્યરત્નનો જેમ અન્ય અજાત્ય રત્નકરતા તથાસ્વભાવે જ ભેદ = વિશેષતા હોય છે એમ મિથ્યાત્વ વગેરે અર્વાગ્ દશામા પણ શ્રીજિનેશ્વરદેવનો અન્ય જીવ કરતાં તથાસ્વભાવે

प्रागभावाभावान्नेयमापत्तिः, स्वगुणप्रागभावस्य स्वयोग्यतापरिणतिपर्यवसितत्वादिति भावः ।।६।।

**नित्यनिर्दोषताऽभावान्महत्त्वं नेति दुर्वचः।**

**नित्यनिर्दोषता यस्माद् घटादावपि वर्तते।।७।।**

नित्येति। नित्यनिर्दोषताया अभावान्महत्त्वं न प्रक्रमाद्वीतरागे इति दुर्वचः = दुष्टं वचनं, यस्मान्नित्यनिर्दोषता = दोषात्यन्ताभाववत्त्वरूपा नित्यत्वे सतीयमेव वा घटादावपि वर्तते। आदिनाऽऽकाशादिग्रहः। इत्थं च 'वीतरागो न महान्, नित्यनिर्दोषत्वाभावादि'त्यन्वयिनि घटादौ दृष्टान्ते साधनवैकल्यमुपदर्शितं भवति,

---

જ ભેદ = વિશેષતા હોય છે કાષ્ઠાપ્રાપ્ત પરોપકાર વગેરે વિશિષ્ટ ગુણોને અનુરૂપ આવો વિશેષ સ્વભાવ જો તેઓમા પહેલેથી માનવામાં ન આવે તો પોતનામા અન્યના ગુણો પ્રકટ થવાની આપત્તિ આવે. જેનો યોગ્યતા રૂપ અશ પણ પોતાનામા ન હોય તે ગુણ પોતાનો ન હોઇ શકે. જેમકે આકાશમા રૂપ-રસ વગેરેની યોગ્યતા નથી તો રૂપ/રસ વગેરે ક્યારેય આકાશના હોતા નથી તેથી વિશિષ્ટ યોગ્યતા રૂપ વિશેષસ્વભાવ પહેલેથી ન હોય તો એ વિશિષ્ટગુણો પોતાના ન રહ્યા (અન્યના જ થઇ ગયા)

શંકા — મિથ્યાત્વાદિદશામા આવો કોઇ વિશેષ સ્વભાવ માનવાની જરૂર નથી. તેમ છતા પોતાનામાં અન્યના ગુણો ઉત્પન્ન થઇ જવાની આપત્તિ એટલા માટે નથી આવતી કે પોતાનામા અન્યના ગુણોનો પ્રાગભાવ રહ્યો નથી જ્યા જેનો પ્રાગભાવ રહ્યો હોય ત્યાં તે ઉત્પન્ન થાય.

સમાધાન — પરકીય ગુણોનો પ્રાગભાવ તેઓમા રહ્યો હોતો નથી માટે પરકીય ગુણો-ઉત્પન્ન થતા નથી. સ્વગુણોનો પ્રાગભાવ તેઓમા રહ્યો હોય છે, માટે સ્વગુણો ઉત્પન્ન થાય છે. આવું તમારા કથનથી ફલિત થાય છે આ સ્વગુણપ્રાગભાવ જે તેઓમાં રહ્યો હોવો તમે સ્વીકારો છો એ જ સ્વયોગ્યતાપરિણતિ રૂપે ફલિત થાય છે એટલે તમે જે અનાદિ કાળથી તેઓમા સ્વગુણપ્રાગભાવની વિદ્યમાનતા કહો છો એનાથી જ તેવા વિશિષ્ટસ્વભાવની વિદ્યમાનતા સિદ્ધ થઇ જાય છે આશય એ છે કે જે પોતાનામા જ હોય ને અન્યત્ર કોઇનામા ન હોય એ, તે તે વસ્તુનો વિશિષ્ટ સ્વભાવ = સ્વયોગ્યતાપરિણતિ છે સ્વગુણપ્રાગભાવ માત્ર સ્વમાં જ હોય છે, અન્યત્ર ક્યાય નહી તેથી એ પ્રાગભાવ વિશિષ્ટસ્વભાવ-સ્વયોગ્યતાપરિણતિ રૂપે જ સિદ્ધ થઇ જાય છે.।।૬।।

['अर्वागपि' એવા શબ્દથી તમને પૂર્વની મિથ્યાત્વાદિ દોષયુક્ત અવસ્થા અભિપ્રેત છે. આનાથી ફલિત એ થયુ કે તમારા ઇષ્ટદેવ જિન નિત્યનિર્દોષ નથી. તો તો દોષયુક્ત અવસ્થામાથી સાધના દ્વારા દોષમુક્ત બનનારા તેઓમા મહત્ત્વ શુ? આવુ માનનારાઓની શકા દેખાડી સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે—]

[નિત્યનિર્દોષતા મહત્ત્વપ્રયોજક નથી]

'વીતરાગમાં નિત્યનિર્દોષતાનો અભાવ હોવાથી મહત્ત્વ પણ રહ્યું નથી' આવુ વચન દુર્વચન જાણવું, કારણકે નિત્યનિર્દોષતા તો ઘડા વગેરેમા પણ રહી છે [તેમ છતા તેમા મહત્ત્વ રહ્યુ નથી.] આમા નિત્યનિર્દોષતા એટલે દોષાત્યન્તાભાવવત્ત્વ = દોષનો અત્યતાભાવ હોવો તે અથવા તો નિર્દોષતાને જ ગુણ રૂપે લઇ નિત્ય એવી નિર્દોષતા એ નિત્યનિર્દોષતા એવો અર્થ જાણવો. 'ઘડા વગેરેમા' એવુ જે કહ્યુ છે તેમા 'વગેરે' શબ્દથી આકાશ વગેરેનો સમાવેશ જાણવો. જો કે ઘડો પોતે અનિત્ય છે તો એમાં નિત્ય નિર્દોષતા શી રીતે હોય? એવી શકા થઇ શકે, પણ એનુ સમાધાન એવું જાણવુ કે પહેલા દોષ હતો ને પછી નિર્દોષતા આવી એવું ઘડામા નથી પણ એ ઉત્પન્ન થયો ત્યારથી અત પામે ત્યા સુધી એકસરખી નિર્દોષતા જ રહે છે, માટે એ નિત્યનિર્દોષતા કહેવાય અથવા તો આદિ શબ્દથી આકાશનુ ગ્રહણ કર્યુ છે જ, એ નિત્ય હોવાથી એમાં નિત્યનિર્દોષતા હોવામાં

व्यतिरेकिणि चेश्वरदृष्टान्ते नोभयवादिसमतत्त्व, वीतरागस्यैवासिद्धौ पक्षस्याश्रयासिद्धिश्च, तत्सिद्धौ वा धर्मिग्राहकमानेन तन्महत्त्वसिद्धौ बाधश्चेति द्रष्टव्यम्।।७।।

**सात्मन्येव महत्त्वांगमिति चेत्तत्र का प्रमा।**
**पुमन्तरस्य कल्प्यत्वाद् ध्वस्तदोषो वरं पुमान्।।८।।**

सेति। सा = नित्यनिर्दोषताऽऽत्मन्येव = आत्मनिष्ठैव महत्त्वागम्। इत्थं च नित्यनिर्दोषात्मत्वाभावस्य हेतुत्वान्न दृष्टान्ते साधनवैकल्यमिति भावः। अत्राह - इति चेत्? तत्र = आत्मनि नित्यनिर्दोषत्वे का प्रमा

કોઇ શકા રહેતી નથી. આમ, 'વીતરાગ મહાન્ નથી, કારણકે નિત્યનિર્દોષતાનો તેઓમા અભાવ છે' એવા પૂર્વપક્ષીએ આપેલા અનુમાન અંગે ઘડા વગેરે અન્વયી દૃષ્ટાન્તમા સાધનવૈકલ્ય દર્શાવ્યું. આશય એ છે કે પૂર્વપક્ષીએ જે અનુમાન આપ્યુ છે તેની વ્યાપ્તિ આવી થઇ 'જ્યા જ્યા નિત્યનિર્દોષતાનો અભાવ હોય ત્યાં ત્યાં મહત્ત્વનો અભાવ હોય' મહત્ત્વના અભાવ રૂપ સાધ્ય જ્યાં નિર્ણીત હોય એ અન્વયી દૃષ્ટાન્ત બને. ઘડાવગેરેમાં તે નિર્ણીત છે, પણ ત્યાં નિત્યનિર્દોષતા જ રહી છે એટલે કે નિત્યનિર્દોષત્વાભાવ રૂપ સાધન નથી રહ્યુ. મહત્ત્વાભાવ રૂપ સાધ્યનો અભાવ (= મહત્ત્વ) જ્યાં નિર્ણીત હોય તે વ્યતિરેક દૃષ્ટાન્ત કહેવાય. એવા દૃષ્ટાત તરીકે પૂર્વપક્ષીને જે નિત્યનિર્દોષ ઇશ્વર માન્ય છે એમાં ઉત્તરપક્ષી સમત નથી, અને ઉત્તરપક્ષીને જે 'જિન' માન્ય છે તેમાં પૂર્વપક્ષી સંમત નથી. એટલે ઉભયવાદી સમત વ્યતિરેક દૃષ્ટાત પણ છે નહી. વળી પૂર્વપક્ષીને તો વીતરાગ જ અસિદ્ધ હોઇ તેના 'વીતરાગો ન મહાન્' ઇત્યાદિ વીતરાગપક્ષક આ અનુમાનમાં આશ્રયાસિદ્ધિ (પક્ષાસિદ્ધિ) દોષ રહેલ છે અગર કોઇ પ્રમાણથી એ વીતરાગની સિદ્ધિ કરશો તો ધર્મી (પક્ષ)ગ્રાહક એવા એ પ્રમાણ થી જ તેમનામા રહેલ 'મહત્ત્વ' ની સિદ્ધિ થઇ જવાથી 'મહત્ત્વાભાવ રૂપ સાધ્યના અભાવવાળો (મહત્ત્વવાળો) પક્ષ (વીતરાગ) છે' એવો નિર્ણય થઇ જવાથી બાધ દોષ પણ આવશે એ જાણવું. આશય એ છે કે ઈશ્વરમા મહાનતા બાહ્ય ઐશ્વર્ય વગેરેના કારણે નથી એ તો જણાવી ગયા. એટલે નિર્દોષતા(કે તત્પ્રયુક્ત સવાદીવચન) રૂપે જ મહાનતા હોવી ફલિત થાય છે. તેથી ભગવાન્‌ને વીતરાગ તરીકે જણાવનાર પ્રમાણ જ (વીતરાગ = રાગાદિ દોષથી મુક્ત થયેલા નિર્દોષ. . એ રીતે) નિર્દોષતા જણાવવા દ્વારા મહાનતા જણાવી જ દેશે. તેથી મહત્ત્વાભાવ રૂપ સાધ્યના અભાવ સ્વરૂપે 'મહત્ત્વ' નો નિર્ણય થઇ જવાથી બાધ દોષ આવે એ સ્પષ્ટ છે આમ પૂર્વપક્ષીના ફલિત થતા 'વીતરાગ મહાન્ નથી, કારણકે નિત્યનિર્દોષતાવાળા નથી' આવા અનુમાનમા આટલા બધા દોષો રહ્યા હોઇ એનુ વચન દુર્વચન છે એ સિદ્ધ થાય છે.॥૭॥ અન્વયી દૃષ્ટાન્તમા સાધનવૈકલ્ય દેખાડી પૂર્વપક્ષીના અનુમાનને ગ્રન્થકારે જે દૂષિત ઠેરવ્યુ તેની સામે પૂર્વપક્ષીની સંભવિત દલીલને જણાવી તેનુ નિરાકરણ કરતા ગ્રન્થકાર કહે છે—

પૂર્વપક્ષ - નિત્યનિર્દોષતા આત્મામા અને ઘટાદિ જડ પદાર્થોમાં રહેલી છે આમાંથી આત્મામા જે નિત્યનિર્દોષતા રહેલી હોય છે એ જ 'મહત્ત્વ' નુ અંગ = સાધન = હેતુ (અહી 'અગ' એટલે કારકહેતુ નહી પણ 'જ્ઞાપકહેતુ' અર્થ જાણવો ) છે, એટલે કે એને જ મહત્ત્વ વ્યાપક છે. અર્થાત્ નિત્યનિર્દોષાત્મત્વ જ્યા હોય ત્યા મહત્ત્વની સત્તા સિદ્ધ થાય. તેથી ફલિત એ થશે કે 'વીતરાગ મહાન્ નથી ..' વગેરે અમારા અનુમાનમાં નિત્યનિર્દોષત્વાભાવ એ હેતુ નથી પણ નિત્યનિર્દોષાત્મત્વાભાવ એ હેતુ છે. તેથી મહત્ત્વાભાવવાન્ તરીકે નિર્ણીત એવા ઘટાદિ અન્વયીદૃષ્ટાન્તમા સાધનવૈકલ્ય હોવાનો દોષ રહેતો નથી.

ઉત્તરપક્ષ — આત્મામાં નિત્યનિર્દોષતા રહી હોવામા શુ પ્રમાણ છે? અર્થાત્ અમુક આત્મા નિત્યનિર્દોષ

= किं प्रमाणम्? तथा च प्रतियोग्यप्रसिद्ध्याऽभावाप्रसिद्धेर्हेतुरेवासिद्ध इति भावः। महत्पदप्रवृत्तिनिमित्ततयैव नित्यनिर्दोषात्मत्त्वं सेत्स्यतीत्यत आह – पुमन्तरस्य = नित्यनिर्दोषस्य पुंसः कल्प्यत्वाद्वरं ध्वस्तदोषः पुमान् कल्पनीयः। तथा च दोषात्यन्ताभाववदात्मत्वापेक्षया लघौ दोषध्वंस एव महत्पदप्रवृत्तिनिमित्तत्वकल्पनं न्याय्यमिति भावः। वस्तुतः पदप्रवृत्तिनिमित्तमात्रं न पदार्थान्तरकल्पनक्षममिति द्रष्टव्यम्।।८।। ध्वस्तदोषत्वे भगवतः समंतभद्रोक्तं मानमनुवदति-

---

છે એવુ કોઇ પ્રમાણથી સિદ્ધ થઇ શકતું નથી. તેથી નિત્યનિર્દોષાત્મત્વ રૂપ પ્રતિયોગી અપ્રસિદ્ધ હોવાથી નિત્યનિર્દોષાત્મત્વાભાવ પણ અપ્રસિદ્ધ હોઇ હેતુ જ અસિદ્ધ થઇ જશે. એટલે કે આ રીતે સાધનવૈકલ્ય દોષ દૂર થશે, પણ હેત્વસિદ્ધિનો દોષ ઊભો થવાથી અનુમાન તો દૂષિત જ રહેશે.

પૂર્વપક્ષ - 'મહત્' પદના પ્રવૃત્તિનિમિત્તરૂપે જ નિત્યનિર્દોષાત્મત્વ સિદ્ધ થાય છે, એટલે પ્રતિયોગી સિદ્ધ હોઇ એના અભાવાત્મક હેતુ અસિદ્ધ હોવાનો દોષ રહેતો નથી. પદાર્થમાં રહેલા જે ધર્મના કારણે તે તે પદાર્થનો તે તે પદથી ઉલ્લેખ થાય છે તે ધર્મને 'પદ પ્રવૃત્તિ નિમિત્ત' કહે છે ઈશ્વરાત્માનો જે 'મહાન્' એવા પદથી ઉલ્લેખ થાય છે તેનુ પ્રવૃત્તિનિમિત્ત તો કોઇ જોઇએ જ. એટલે એ પ્રવૃત્તિનિમિત્ત તરીકે આ નિત્યનિર્દોષાત્મત્વ સિદ્ધ થાય છે

[દોષધ્વંસમાં લાઘવ]

ઉત્તરપક્ષ – આ નિત્યનિર્દોષાત્મત્વ રૂપ પદપ્રવૃત્તિનિમિત્ત કોનામાં રહ્યુ છે? જે જીવો દેખાય છે તેમાં તો કોઇનામા રહ્યુ નથી તેથી તમારે જે નિત્યનિર્દોષ હોય તેવા કોઇ અન્ય પુરુષની કલ્પના કરવી પડશે. એટલે એના કરતા તો જેના દોષો નષ્ટ થઇ ગયા છે એવા પુરુષની કલ્પના કરવી જ વધુ સારી છે. [કેમકે એમાં કોઇ નવા પુરુષની કલ્પના કરવાની નથી અને એના સઘળા દોષો નષ્ટ થઇ ગયા છે એની કલ્પના આગળી ગાથામાં દર્શાવેલ રીતે અવિરોધીપણે થઇ શકે છે] [તેમ છતાં, કલ્પના કરવી એ વાત તો બન્નેમાં સમાન જ છે ને! એવી દલીલને નિર્મૂળ કરવા આગળ કહે છે–] નિત્યનિર્દોષાત્માની કલ્પના કરવાથી 'મહત્' પદનુ જે પદપ્રવૃત્તિનિમિત્ત મળતુ હતુ કે નિત્યનિર્દોષાત્મત્વ, તેના કરતા ધ્વસ્તદોષ (=દોષ ધ્વસવાળા) પુરુષની કલ્પના કરવાથી 'મહત્' પદનુ જે પ્રવૃત્તિનિમિત્ત મળે છે 'દોષધ્વસ' તે લઘુ છે. નિત્યનિર્દોષાત્મત્વ એટલે દોષાત્યંતાભાવવાન્મા રહેલ આત્મત્વ, એટલે કે દોષાત્યતાભાવવદાત્મત્વ એના કરતા દોષધ્વસ લઘુ છે એ તો સ્પષ્ટ જ છે. આમ ધ્વસ્તદોષ પુરુષની કલ્પના કરવામા આવે તો લઘુ એવા દોષધ્વસમા મહત્પદપ્રવૃત્તિનિમિત્તત્વ જે કલ્પવુ પડે છે એ પણ ન્યાયસંગત વાત ઠરે છે માટે એ કલ્પના કરવી જ યોગ્ય છે. તેથી નિત્યનિર્દોષાત્મત્વ સિદ્ધ ન થવાથી હેત્વસિદ્ધિ દોષ ઊભો જ રહ્યો.

વળી વાસ્તવિકતા તો એ છે કે પદપ્રવૃત્તિનિમિત્ત માત્ર એ એક નવા જ પદાર્થની કલ્પના કરાવી આપવામાં સમર્થ હોતું નથી એ ધ્યાનમા રાખવું નહિતર તો જેની કલ્પના માટે બીજુ કોઇ નિમિત્ત મળતુ નથી એવું પણ 'શશવિષાણત્વ' પ્રચલિત એવા 'શશવિષાણ' પદના પ્રવૃત્તિનિમિત્ત તરીકે સિદ્ધ થઇ જાય. તેથી એના પરથી નિત્યનિર્દોષાત્મા કે ધ્વસ્તદોષ પુરુષ એ બેમાંથી એકેયની કલ્પના કરી શકાતી નથી.॥૮॥

["દોષાત્યન્તાભાવવદાત્મત્વની અપેક્ષાએ દોષધ્વસ લઘુ હોવાથી 'મહત્' પદના પ્રવૃત્તિનિમિત્ત તરીકે ભલે સ્વીકારાય. પણ એટલા માત્રથી એવો પદાર્થ વાસ્તવિક હોય જ એવુ સિદ્ધ થતુ નથી એ તમે જ જણાવી ગયા. એટલે પરમાત્મામા દોષધ્વસ = સર્વથા દોષ નાશ થયો હોય છે, (ને તેથી એ મહાન્ છે) એવુ શી રીતે સિદ્ધ કરશો?" આવી શકાનુ અથવા "નિત્યનિર્દોષતા માનવામા કોઇ પ્રમાણ ન હોવાથી એ ઈશ્વરાત્મામા માની

**दोषावरणयोर्हानिर्निःशेषाऽस्त्यतिशायनात्।**
**क्वचिद्यथा स्वहेतुभ्यो बहिरन्तर्मलक्षयः॥९॥**

दोषेति। क्वचिद्दोषावरणयोर्निःशेषा हानिरस्ति, अतिशायनात् = तारतम्यात्, यथा स्वहेतुभ्य = मलक्षयहेतुभ्यः स्वर्णादेर्बहिरन्तश्च मलक्षयः। यद्यप्यत्र 'दोषावरणे निःशेषहानिप्रतियोगिनी, तारतम्यवद्धा-

---

ન શકાય એમ તમે કહ્યુ, તો દોષધ્વસમાં શુ પ્રમાણ છે કે જેથી એ ઈશ્વરાત્મામા માની શકાય?" આવી શકાનું સમાધાન કરવા, **શ્રીસમન્તભદ્રે** કહેલા અનુમાનનો અનુવાદ કરતા ગ્રન્થકાર કહે છે–]

**[શ્રીસમન્તભદ્રાચાર્યોક્ત અનુમાન]**

શ્રી સમતભદ્રાચાર્યે નીચેનુ અનુમાન આપ્યુ છે – કો'ક આત્માગા દોષ અને આવરણની નિ શેષ હાનિ થાય છે, કેમકે તેનુ તારતમ્ય જોવા મળે છે જે જે દોષ અને આવરણની હાનિ ઓછીવત્તી જોવા મળતી હોય તેની તેની ક્યાક સર્વથા હાનિ પણ થાય છે, જેમકે સ્વહેતુથી થતો સુવર્ણના બાહ્ય અને આતરિક મલનો ક્ષય (અહી આવરણ અને દોષ એ બેની વાત પ્રસ્તુત હોવાથી એ બેને તુલ્ય એવા સુવર્ણના બાહ્ય-આભ્યતર મલની વાત કરી છે ) મલનો નાશ કરનાર હેતુઓથી સુવર્ણમલનો જેમ સર્વથા નાશ થાય છે તેમ પ્રસ્તુતમા દોષ અને આવરણના નાશ અગે જાણવું. આત્મામા સ્વભાવ જેવા બની ગયેલા રાગ-દ્વેષ વગેરે દોષો છે, અને એના કારણે આત્મા પર ચોટેલા જ્ઞાનાવરણ વગેરે કર્મ એ આવરણ છે. જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ તેના ક્ષયહેતુઓથી એનો સર્વથા ક્ષય થાય છે એ આ અનુમાનથી સિદ્ધ થાય છે 'यद्यपि ' થી અનુમાનમા અસંગતિનું ઉદ્દ્ભાવન કર છે [પછી तथापि . કહી એનુ વારણ દેખાડશે.] નૈયાયિકોની માન્યતા એવી છે કે અનુમાન પ્રયોગ એવો કરવો કે જેમા સાધ્ય અને સાધન સમાનાધિકરણ હોય એટલે પ્રસ્તુત અનુમાનનો એવો પ્રયોગ કરવો હોય તો આ રીતે થાય - 'દોષ અને આવરણ નિ.શેષહાનિના પ્રતિયોગી છે, કારણકે તરતમભાવયુક્ત હાનિના પ્રતિયોગી છે ' આ અનુમાનના પક્ષની વિચારણા કરીએ તો જણાય છે કે એમા બાધ અને અસિદ્ધિ દોષ આવે છે. તે આ રીતે - જે દોષ અને આવરણનો હજુ સર્વથા ક્ષય નથી થયો એને (એટલે કે અવીતરાગ ગત દોષ-આવરણને) જો પ્રસ્તુતમા પક્ષ બનાવવામા આવ્યા હોય તો 'એ સર્વથા હાનિના પ્રતિયોગી નથી' એવું નિર્ણીત હોવાથી બાધદોષ સ્પષ્ટ છે જેમ જ્ઞાન અને વિષય પરસ્પરસાપેક્ષ હોવાથી જ્યા સુધી જ્ઞાન ન થાય ત્યા સુધી પદાર્થ 'વિષય' બનતો નથી, એમ ધ્વસ અને પ્રતિયોગી સાપેક્ષ પદાર્થ હોવાથી, જ્યા સુધી સર્વથા ધ્વસ થયો નથી ત્યાં સુધી દોષ-આવરણ પ્રતિયોગી ન બને, ને એટલે બાધદોષ આવે અભિપ્રેત વીતરાગના સર્વથા નાશ પામી ગયેલા દોષ-આવરણને જો પક્ષ તરીકે લેવાના હોય તો એ તો નષ્ટ થઇ ગયા હોવાથી જ અનુમાનકાળે અસિદ્ધ છે. માટે પક્ષાસિદ્ધિ દોષ આવે અથવા એ સર્વથા નષ્ટ થઇ ગયા હોવાથી એની હાનિ તારતમ્ય વાળી ન રહેવાના કારણે એ દોષ-આવરણમા તારતમ્યવદ્દહાનિપ્રતિયોગિત્વ રૂપ હેતુ ન રહ્યો હોવાથી સ્વરૂપાસિદ્ધિ દોષ (હેત્વાભાસ) આવે આ દોષોનુ વારણ 'ક્વચિત્' પદ લગાવવાથી પણ નથી થઇ શકતુ. એટલે કે 'કો'ક આત્મામા રહેલા દોષ અને આવરણને પક્ષ તરીકે લેવામાં આવે તો પણ એ દોષ દૂર થતા નથી [એમા પણ પૂર્વોક્ત દલીલ જ જાણવી એટલે કે જો ક્વચિત્ તરીકે અવીતરાગ જીવ લેવાનો હોય તો બાધ દોષ અને વીતરાગ જીવ લેવાનો હોય તો અસિદ્ધિ દોષ ] વળી આ આપત્તિ પણ જે દોષ-આવરણ વ્યક્તિ નિ·શેષહાનિના પ્રતિયોગી હોય તે દોષઆવરણવ્યક્તિને સાધ્યના આશ્રયરૂપે અન્ય દોષ-આવરણવ્યક્તિઓથી જુદી કરીને પછી એ વ્યક્તિ અગે આપીએ છીએ એવુ નથી માટે દિગ્નાગના મતમા પ્રવેશ થઇ જવાનો પણ પ્રશ્ન નથી. એટલે બાધ

निप्रतियोगित्वादि'त्यनुमाने पक्षविवेचने बाधासिद्धी न 'क्वचित्'पदग्रहणमात्रनिवर्त्ये, साध्याश्रयतया पृथक्कृता व्यक्तिमनुपादायापादनाच्च न दिग्नागमतप्रवेश, न च निःशेषहानिप्रतियोगिजातीयत्वस्य साध्यत्वे सप्रतिपन्नस्वर्णमलस्य दृष्टान्तत्वे च न कोऽपि दोष इति वाच्यं, निःशेषक्षीयमाणस्वर्णमलवृत्तिदोषाव-रणसाधारणौपाधिकत्वजातिसिद्ध्याऽर्थान्तरापत्ते । दोषत्वादिजातिग्रहे च दृष्टान्तस्य साध्यविकलत्वात्,

અને અસિદ્ધિ દોષ ઊભા જ છે.

શંકા – નિઃશેષહાનિપ્રતિયોગિજાતીયત્વને સાધ્ય બનાવીએ અને સંપ્રતિપન્નસ્વર્ણમલને દૃષ્ટાન્ત બનાવીએ તો કોઇ દોષ રહેશે નહિ. અર્થાત્ પ્રસ્તુત અનુમાન પ્રયોગ આવો કરીએ કે 'દોષ અને આવરણ નિ શેષહાનિપ્રતિયોગીને સમાન જાતીય છે, કારણકે તારતમ્યયુક્તહાનિના પ્રતિયોગી છે, જેમકે વિવક્ષિત સ્વર્ણમલ, અવીતરાગ જીવના દોષ-આવરણ પ્રસિદ્ધ છે માટે પક્ષાસિદ્ધિ દોષ નથી અથવા અવીતરાગ જીવના દોષ-આવરણમા તારતમ્યયુક્તહાનિનુ પ્રતિયોગિત્વ રૂપ હેતુ રહેલો જ હોવાથી સ્વરૂપઅસિદ્ધિ હેત્વાભાસ નથી. વળી એમા ક્ષીણ થઇ ગયેલ દોષઆવરણમા રહેલ જાતિનો અભાવ જ છે એવો નિર્ણય નથી, માટે બાધ દોષ નથી સપ્રતિપન્ન (વિવક્ષિત) સ્વર્ણ તરીકે જેનો મલ જોયો છે અને હાલ મલનો સપૂર્ણ ક્ષય થઇ રહ્યો છે તેવુ સ્વર્ણ સમજવુ. [વર્તમાન પચમકાળે, કોઇ વીતરાગ પ્રત્યક્ષસિદ્ધ નથી .. એટલે પહેલા એના દોષ આવરણ તારતમ્યવાળા હોવા જાણ્યા હોય ને પછી એનો સર્વથા ક્ષય જાણ્યો હોય આવુ શક્ય નથી. (જો પ્રત્યક્ષ હોય તો તો આ અનુમાનની આવશ્યકતા જ ન રહે ) જૈન આગમથી આ વાત સિદ્ધ છે, પણ એ પૂર્વપક્ષીને માન્ય નથી. (જો એ માન્ય હોત તો પણ આ અનુમાનની આવશ્યકતા ન રહેત.) એટલે એવા જીવગત દોષ-આવરણને દૃષ્ટાત તરીકે ટાંકવા શક્ય ન હોવાથી સપ્રતિપન્ન સ્વર્ણમલને દૃષ્ટાત તરીકે ટાકવામાં આવ્યો છે તે જાણવું.]

સમાધાન – આ રીતે બાધ-અસિદ્ધિનુ વારણ કરશો તો આપત્તિ એ આવશે કે નિઃશેષ ક્ષય પામતા સ્વર્ણમલ અને રાગાદિ દોષ-જ્ઞાનાવરણીયાદિ આવરણમા સાધારણ એવી ઔપાધિકત્વ જાતિ સિદ્ધ થઇ જવાથી અર્થાન્તર થઇ જશે રાગાદિગત દોષત્વાદિ જાતિ લેશો તો દૃષ્ટાન્ત સાધ્યવિકલ હોવાની આપત્તિ આવશે. આશય એ છે કે પ્રસ્તુત અનુમાનના સાધ્યની ઘટક જે જાતિ વિવક્ષિત છે તે સ્વર્ણમલ રૂપ દૃષ્ટાન્તમા છે કે નહી? જો નથી, તો દૃષ્ટાન્ત જ સાધ્યશૂન્ય હોવાનો દોષ આવશે, અને જો છે, તો એ એવી જાતિ સિદ્ધ થશે જે નિઃશેષ ક્ષીયમાણસ્વર્ણમલ અને રાગાદિદોષ = જ્ઞાનાવરણીયાદિ આવરણમા સાધારણ હોય. એટલે કે દોષત્વ જાતિ જેમા હોય તે સપૂર્ણ ક્ષીણ થઇ શકે છે ઇત્યાદિ સિદ્ધ નહી થાય પણ એવી સાધારણ જાતિ જેમાં હોય તે સપૂર્ણક્ષીણ થઇ શકે છે એવુ સિદ્ધ થશે અર્થાત્ ધ્વસ્તદોષપણુ સિદ્ધ નહી થાય, પણ ધ્વસ્તતાદૃશજાતિમાન્પણુ સિદ્ધ થશે. એટલે અર્થાન્તર થઇ જવાનો દોષ આવશે.

[એ અનુમાનનો પરિષ્કાર]

આમ આ રીતે અનુમાન પ્રયોગો કરવામા જો કે દોષ આવે છે તો પણ, 'દોષત્વ અને આવરણત્વ એ બંને નિ·શેષ ક્ષીણ થતી વસ્તુમાં રહેનાર છે, કેમકે આંશિક રીતે ક્ષીણ થતી વસ્તુમા રહેનાર છે જેમકે સ્વર્ણમલત્વ' આવા અનુમાન પ્રયોગનું અહી તાત્પર્ય સમજવુ તેથી બાધ, અસિદ્ધિ, અર્થાન્તર કે દૃષ્ટાન્ત સાધ્યશૂન્ય હોવું એમાનો કોઇ દોષ આવશે નહી આનાથી દોષ અને આવરણ નિઃશેષ ક્ષીણ થાય છે એ સિદ્ધ થવાથી એ બે જેના નિ શેષ ક્ષીણ થઇ ગયા છે તેવી ધ્વસ્તદોષ વ્યક્તિ પણ સિદ્ધ થઇ જશે. આવા ધ્વસ્તદોષ પુરુષમા જ દોષધ્વસરૂપે મહત્ત્વ માનવુ યોગ્ય છે નિત્યનિર્દોષઆત્મા તરીકે સિદ્ધ નહી થઇ શકતા ઈશ્વરમા નિત્યનિર્દોષતા રૂપે મહત્ત્વ માનવુ યોગ્ય નથી ॥૭॥ [આમ ધ્વસ્તદોષત્વરૂપે મહત્ત્વ સિદ્ધ થઇ જવાથી અન્ય શકાનું પણ જે

तथापि दोपत्वमावरणत्वं च निःशेपक्षीयमाणवृत्ति देशतःक्षीयमाणवृत्तिजातित्वात्, स्वर्णमलवदित्यत्र तात्पर्यम्।।९।।

**इत्थं जगदकर्तृत्वेऽप्यमहत्त्वं निराकृतम्।**
**कार्ये कर्तृप्रयोज्यस्य विशेषस्यैव दर्शनात्।।१०।।**

इत्थमिति। इत्थं = ध्वस्तदोपत्वेनैव महत्त्वसिद्धौ जगदकर्तृत्वेऽपि सति भगवतोऽमहत्त्व निराकृत, जगत्कर्तृत्वस्य क्वचिदप्यसिद्धेश्च। न च 'क्षित्यादिक सकर्तृक, कार्यत्वात्, घटादिवत्' इत्यनुमानात्तत्सिद्धिः,

---

નિરાકરણ થાય છે તે દર્શાવતા ગ્રન્થકાર કહે છે-]

આમ વીતરાગ પ્રભુમાં ધ્વસ્તદોષત્વરૂપે જ મહત્ત્વની વિદ્યમાનતા સિદ્ધ થઇ ગઇ એટલે જગત્નું અકર્તૃત્વ હોવા છતાં પણ અમહત્ત્વનુ નિરાકરણ થયેલું જાણવું. વળી કોઇ પણ આત્મામાં જગત્કર્તૃત્વ સિદ્ધ જ નથી, એટલે એ કારણે પણ એ નિરાકરણ થઇ ગયેલું જાણવુ. આશય એ છે કે કેટલાકનો એવો મત છે કે "જે જગત્કર્તા હોય તેનામાં મહત્ત્વ હોય. વીતરાગ જગત્કર્તા નથી, માટે એમનામાં મહત્ત્વ પણ નથી." આ માન્યતા એટલા માટે ખોટી ઠરે છે કે વીતરાગમાં ધ્વસ્તદોષત્વરૂપે મહત્ત્વ હોવુ સિદ્ધ થઇ જ ગયુ છે. વળી જગત્કર્તૃત્વ તો સ્વય જ અસિદ્ધ હોઇ એ રૂપે મહત્ત્વ માનવુ જ યોગ્ય નથી.

[જગત્કર્તૃત્વવિચાર]

**પૂર્વપક્ષ** – 'પૃથ્વી વગેરે સકર્તૃક છે, કારણકે કાર્ય છે, જેમકે ઘડો' આવા અનુમાનથી ક્ષિત્યાદિના કર્તારૂપે જગત્કર્તાની સિદ્ધિ થઇ શકે છે.

**ઉત્તરપક્ષ** – આવુ ન કહેવુ, કેમકે આ અનુમાન અપ્રયોજક છે, અર્થાત્ અનુકૂલતર્ક શૂન્ય છે (ક્યાંક સાધ્ય ન રહ્યું હોવા છતા હેતુ રહી ગયો હોય તો શુ વાધો? આવી વ્યભિચારની શંકાનું ઉન્મૂલન કરનાર તર્ક એ અનુકૂળતર્ક કહેવાય છે એ જાણવુ.)

**પૂર્વપક્ષ** – જેનો કર્તા ન હોય (એટલે કે સાધ્યાભાવ હોય) એવા વિપક્ષમા કાર્યત્વ (હેતુ) ની વિદ્યમાનતાના બાધક એવા કાર્યત્વેન-કર્તૃત્વેન કાર્યકારણભાવ (જે કોઇ કાર્ય હોય તેનું કર્તારૂપ કારણ હોય જ એવા કાર્યકારણભાવ) રૂપ વિપક્ષબાધક તર્ક હાજર હોઇ અમારુ અનુમાન અપ્રયોજક નથી અર્થાત્ જેનો કર્તા ન હોય એવુ કાર્ય જો સંભવે તો કર્તૃત્વેન-કાર્યત્વેન કાર્યકારણભાવ જે નિશ્ચિત છે તે જ ઊડી જાય. પણ એ ઊડી શકે એમ નથી એટલે માનવું પડે છે કે જેનો કર્ત્તા ન હોય તેમા કાર્યત્વ ન જ હોય.

**ઉત્તરપક્ષ** – "કાર્યત્વાવચ્છિન્ન પ્રત્યે કર્તૃત્વેન કારણતા છે - અર્થાત્ કાર્યમાત્ર પ્રત્યે કર્તારૂપ કારણ હોય જ" એવો કાર્યકારણભાવ માનવામાં કોઇ પ્રમાણ નથી, એટલે એ વિપક્ષબાધકતર્ક રૂપ બની શકતો નથી

**પૂર્વપક્ષ** – ઘટમાત્રમા કુલાલજન્યત્વની બુદ્ધિ થાય છે તતુવાય (વણકર) જન્યત્વ વગેરેની નહી પટમાત્રમા તતુવાયજન્યત્વની બુદ્ધિ થાય છે. પણ કુલાલજન્યત્વ વગેરેની નહી આનાથી જણાય છે કે ઘટમાત્રમાં રહેલ ઘટત્વ ધર્મ કુલાલથી પ્રયોજ્ય હોય છે અને કુલાલજન્યતાવચ્છેદક (= કુલાલનિષ્ઠ-જનકતાનિરૂપિત જન્યતાનો અવચ્છેદક) હોય છે. એમ પટમાં પટત્વ તતુવાયપ્રયોજ્ય હોય છે અને તતુવાયજન્યતાવચ્છેદક હોય છે. આ જ રીતે ઘટ-પટ વગેરે કાર્યવિશેષની વિવક્ષા વગર કાર્યમાત્રમાં જે કાર્યત્વ ધર્મ હોય છે તેને કુલાલપ્રયોજ્ય વગેરે માની શકાતો ન હોવાથી કર્તૃપ્રયોજ્ય અને કર્તૃજન્યતાવચ્છેદક માનવો પડે છે. એટલે આ રીતે કર્તૃત્વેન-કાર્યત્વેન કાર્યકારણભાવ સિદ્ધ થાય છે.

अप्रयोजकत्वात्। कार्यत्वेन कर्तृत्वेन च कार्यकारणभावस्य विपक्षबाधकस्य तर्कस्य सत्त्वान्नाप्रयोजकत्वमिति चेत्? न, कार्यत्वावच्छिन्नं प्रति कर्तृत्वेन हेतुत्वे प्रमाणाभावात्, कार्ये = घटादौ 'कर्तृप्रयोज्यस्य' = कर्तृजन्यतावच्छेदकस्य 'विशेषस्यैव' = क्षितिमेर्वादिव्यावृत्तजातिविशेषस्यैव 'दर्शनाद्' = 'इद सकर्तृकमिदं

[કર્તૃજન્યતાવચ્છેદક કોણ?]

ઉત્તરપક્ષ – કાર્યો બે પ્રકારના હોય છે (૧) જેને માટે 'ઇદ સકર્તૃક' એવી બુદ્ધિ થાય છે તે ઘટ-પટ વગેરે. (૨) જેને માટે એવી બુદ્ધિ નથી થતી તે ક્ષિતિ વગેરે ઘટ-પટ વગેરેમાં કુલાલાદિકર્તાથી પ્રયોજ્ય = કુલાલાદિજન્યતાવચ્છેદક એવા ઘટત્વ-પટત્વ વગેરે રૂપ જેમ વિશેષ ધર્મ દેખાય છે એમ કુલાલ-તંતુવાય વગેરેના વિશેષ ભેદ વિના કર્તા સામાન્યથી પ્રયોજ્ય અને કર્તૃજન્યતાવચ્છેદક રૂપે પણ ક્ષિતિ-મેરુ વગેરેથી વ્યાવૃત્તજાતિ વિશેષ (= ક્ષિતિ-મેરુ વગેરેમા ન રહેલી હોય ને ઘટ વગેરેમાં રહેલી હોય એવી ચોક્કસ જાતિ) રૂપ ધર્મ જ દેખાય છે. આ પણ, ઘટાદિ વિશે 'આ સકર્તૃક છે' એવો અને ક્ષિતિ વગેરે વિશે 'આ સકર્તૃક નથી' એવો વ્યુત્પન્ન પુરુષોનો જે વ્યવહાર થાય છે એના પરથી સિદ્ધ થાય છે આવુ પણ એટલા માટે છે કે વ્યાપ્ય ધર્મથી વ્યાપકધર્મ અન્યથાસિદ્ધ થઇ જાય છે. આશય એ છે કે વ્યાપક એવો પૃથ્વીત્વ ધર્મ ઘટ-પટ વગેરે અનેક કાર્યવિશેષોમાં રહ્યો છે છતા, પૃથ્વીત્વવાન્ ઘટ વિશે 'આ કુલાલકર્તૃક છે' એવી બુદ્ધિ થાય છે, પણ પૃથ્વીત્વવાન્ પટ વિશે આવી બુદ્ધિ થતી નથી એટલે ઘટમાં રહેલ પૃથ્વીત્વ ધર્મને કુલાલપ્રયોજ્ય કે કુલાલજન્યતાવચ્છેદક મનાતો નથી પણ ઘટત્વવાન્ જે કોઇ ઘટ છે એ દરેક વિશે 'આ કુલાલકર્તૃક છે' એવી બુદ્ધિ-વ્યવહાર થાય છે માટે ઘટમા રહેલ ઘટત્વધર્મને કુલાલપ્રયોજ્ય અને તેથી કુલાલજન્યતાવચ્છેદક મનાય છે. આમ કુલાલજન્યતા-વચ્છેદક તરીકે વ્યાપક એવો 'પૃથ્વીત્વ' ધર્મ વ્યાપ્ય એવા 'ઘટત્વ' ધર્મથી અન્યથાસિદ્ધ (= કુલાલજન્યતાના અનવચ્છેદક તરીકે સિદ્ધ) થાય છે. એમ પ્રસ્તુતમા વ્યાપક એવો 'કાર્યત્વ' ધર્મ ઘટ-પટ-ક્ષિતિ વગેરે અનેક કાર્યવિશેષોમા રહેલો છે. છતાં, કાર્યત્વવાન્ ઘટાદિ વિશે 'આ સકર્તૃક છે (= કર્તૃજન્ય છે)' એવી બુદ્ધિ થાય છે, પણ કાર્યત્વવાન્ એવા ક્ષિતિ વગેરે વિશે એવી બુદ્ધિ થતી નથી તેથી ઘટમાં રહેલા 'કાર્યત્વ' ધર્મને કર્તૃજન્યતાવચ્છેદક માની શકાતો નથી. હા, ક્ષિતિ-મેરુ વગેરે સિવાયના ઘટ-પટ વગેરે કાર્યો એવા છે જે દરેક વિશે 'આ સકર્તૃક છે' એવો વ્યવહાર થાય છે તેથી ક્ષિતિ વગેરેમાં ન રહેલો હોય ને ઘટ-પટ વગેરેમાં રહેલો હોય એવો કોઇ ધર્મ (કે જે ધર્મ કાર્યત્વને વ્યાપ્ય છે તે)(ધારો કે अ નામની વિશિષ્ટ જાતિ) કર્તૃ(સામાન્ય) પ્રયોજ્ય બનશે ને તેથી, કર્તૃજન્યતાવચ્છેદક બનશે એટલે કે કર્તૃજન્યતાવચ્છેદક રૂપે 'કાર્યત્વ' ધર્મ 'अ' થી અન્યથાસિદ્ધ બનશે. ને તેથી अ જાત્યવચ્છિન્ન પ્રત્યે જ કર્તૃત્વેન કારણતા માનવી પડવાથી કાર્યત્વાવચ્છિન્ન પ્રત્યે કર્તૃત્વેન કારણતામાં કોઇ પ્રમાણ ન રહેવાથી એ માની શકાશે નહી

પૂર્વપક્ષ - ક્ષિતિ વગેરેમાથી વ્યાવૃત્ત આ જે વિશેષ જાતિ अ ને તમે કર્તૃજન્યતાવચ્છેદક તરીકે કહો છો તે યોગ્ય નથી, કેમકે પૃથ્વીત્વ વગેરે સાથે એનુ સાકર્ય હોવાથી એ જાતિરૂપ નથી ['परस्पर अत्यन्ताभावसमानाधिकरणयोर्धर्मयोरेकत्र समावेशः साकर्यम्' = એક ધર્મનો અભાવ હોય ત્યાં બીજો ધર્મ રહ્યો હોય, બીજા ધર્મનો અભાવ હોય ત્યા પ્રથમ ધર્મ રહ્યો હોય આવા બે ધર્મો વળી કોઇ ત્રીજા અધિકરણમા એક સાથે રહી ગયા હોય તો એ બે ધર્મનુ સાંકર્ય કહેવાય છે. પ્રસ્તુતમા ક્ષિત્યાદિમાં પૃથ્વીત્વ છે, પણ એ વિશેષ જાતિ अ નથી જળમયકાર્યમાં એ વિશેષ જાતિ अ છે, પણ પૃથ્વીત્વ નથી. ઘટમા એ બન્ને છે માટે સાકર્ય છે.] એટલે એવી કોઇ વિશેષ જાતિ માની શકાતી ન હોવાથી કાર્યત્વને જ કર્તૃજન્યતાવચ્છેદક માનવું યોગ્ય છે

ઉત્તરપક્ષ - જેમ ઉપાધિસાકર્ય એ દોષરૂપ નથી એટલે કે આકાશત્વ-અભાવત્વ વગેરે રૂપ ઉપાધિઓમાં

च ने'ति व्युत्पन्नव्यवहारेण ग्रहणाद्, व्याप्यधर्मेण व्यापकधर्मान्यथासिद्धेस्तदवच्छिन्न एव कर्तृत्वेन हेतुत्वात्। पृथिवीत्वादिना साकर्यान्नायं विशेष इति चेत्? न, उपाधिसाकर्यस्येव जातिसाकर्यस्याप्यदूषणत्वस्य त्वदीयैरेव व्यवस्थापितत्वात्, कार्यत्वस्य कालिकसबधेन घटत्वपटत्वादिमत्त्वरूपस्य नानात्वात्कृत्यव्यवहितोत्तरत्वस्य

---

કો'કમા ક્યાક સાકર્ય હોય તો પણ એ ઉપાધિબાધક નથી એમ જાતિસાકર્ય પણ જાતિબાધક દોષ રૂપ નથી એ વાતની તમારા જ નૈયાયિકોએ વ્યવસ્થા દેખાડી છે. પરસ્પર સમાનાધિકરણ જાતિઓ વચ્ચે વ્યાપ્ય-વ્યાપકભાવ હોવાનો નિયમ છે જેમકે ઘટાત્મક એક અધિકરણમાં રહેલી ઘટત્વ-પૃથ્વીત્વ જાતિ વચ્ચે પ્રસ્તુતમા પૃથ્વીત્વ અને अ આ બન્ને ઘટમા હોવાથી સમાનાધિકરણ છે ને છતા એ બે વચ્ચે વ્યાપ્ય-વ્યાપકભાવ નથી. તેથી ઉક્ત નિયમનો ભગ ન થાય એ માટે સાકર્યને દોષ રૂપ માની अ નો જાતિ તરીકે નિષેધ કરવામા આવે છે. પણ નવ્યનૈયાયિકો 'ઉક્ત નિયમમા જ કોઇ પ્રમાણ નથી, અને તેથી સાકર્ય હોવા છતા એ જાતિ હોવામા કોઇ વાંધો નથી' એમ કહે છે. માટે એ વિશેષ (अ) જાતિને બાધિત માનવી અને તેથી એને કર્તૃજન્યતાવચ્છેદક ન માનતા કાર્યત્વને કર્તૃજન્યતાવચ્છેદક માનવો એ યોગ્ય નથી.

[વળી, "ક્ષિત્યાદિમા નહી રહેલા અને ઘટાદિમાં રહેલા જે ધર્મવિશેષ अ ની અમે વાત કરીએ છીએ, એ અગે, 'એનુ પૃથ્વીત્વ સાથે સાકર્ય હોવાથી એ જાતિરૂપ નથી, અને એ જાતિરૂપ ન હોવાથી એને કાર્યતાવચ્છેદક માનવામા ગૌરવ થાય તેથી એને કાર્યતાનો (જન્યતાનો) અવચ્છેદક માની શકાય નહી " આ તમારી દલીલ છે. પણ તો પછી, તમે જેને કર્તૃજન્યતાનો (કાર્યતાનો) અવચ્છેદક સિદ્ધ કરવા મથો છો તે કાર્યત્વ પણ ક્યા જાતિ છે? કે જેથી એને અવચ્છેદક માનવામા ગૌરવ ન થાય? કાર્યત્વ પ્રાગભાવપ્રતિયોગિત્વ રૂપ છે જે જાતિ રૂપ ન હોવાથી ગૌરવ સ્પષ્ટ છે જ

**શંકા** - कार्यत्त्वम्य कालिकसवन्धेन .. અમે કાર્યત્વને પ્રાગભાવપ્રતિયોગિત્વ રૂપ ન લેતા કાલિક સંબંધથી ઘટત્વવત્ત્વ (= ઘટત્વ) વગેરે સ્વરૂપ માનીશુ. આશય એ છે કે કોઇપણ જન્યપદાર્થ જ્યા સુધી વિદ્યમાન હોય ત્યાં સુધી એમા એ વખતે વિદ્યમાન અન્ય સર્વ પદાર્થો કાલિક સબધથી (સમાનકાલીન હોવાના નાતે) રહેલા હોય છે 'ઘટત્વ' જાતિ હોવાથી નિત્ય છે તેથી જે કોઇ કાર્ય ઉત્પન્ન થાય ત્યારે એ તો વિદ્યમાન જ હોવાથી, એ કાર્યમાત્રમા કાલિક સંબધથી રહેલુ હોય છે વળી નિત્યપદાર્થોમા તો કાલિક સબધથી કોઇ રહેતુ નથી. એટલે ઘટત્વ પણ રહ્યું હોતુ નથી તેથી ઘટત્વ, કાલિક સબધથી કાર્યત્વને અન્યૂનાતિરિક્તવૃત્તિ થવાથી કાર્યતાનો અવચ્છેદક બની શકે છે તેથી એને કાર્યતાવચ્છેદક માનવામા તો લાઘવ છે ને? તો પછી શા માટે अ નામનો ધર્મવિશેષ માનવો?]

**સમાધાન** - આ રીતે કાલિક સંબધથી ઘટત્વ જેમ કાર્યમાત્રમા રહેલ છે એમ તો પટત્વ વગેરે અન્ય જાતિઓ પણ કાલિક સબધથી કાર્યમાત્રમા રહેલ છે જ ને તેથી એમા કઇ જાતિ અવચ્છેદક બને અને કઇ નહી? એમા કોઇ વિનિગમક (= નિશ્ચાયક) ન રહેવાથી એ બધી નાના જાતિઓને પણ અવચ્છેદક માનવી પડવાથી પાછું ગૌરવ ઊભુ જ રહેશે એટલે ઘટત્વાદિ જાતિઓને તો અવચ્છેદક માની શકાતી નથી તેથી કૃતિઅવ્યવહિતોત્તરત્વને જ કર્તૃજન્યતાવચ્છેદક તરીકે લેવુ પડશે. અર્થાત્ – જેમ કારણ કાર્યને નિયત અવ્યવહિતપૂર્વવર્તી હોય છે – એમ કાર્ય કૃતિને અવ્યવહિતઉત્તરવર્તી હોય છે કુભાર કૃતિ કરે ને તરત જ ઉત્તરકાળમાં ઘટ કાર્ય ઉત્પન્ન થાય છે વણકર કૃતિ કરે ને તરત જ ઉત્તરકાળમા પટકાર્ય ઉત્પન્ન થાય છે આમ ઘટ-પટ વગેરે કાર્ય કૃતિઅવ્યવહિતોત્તર હોય છે તેથી ઘટાદિમા રહેલુ આ કૃતિઅવ્યવહિતોત્તરત્વ જ કર્તૃજન્યતાવચ્છેદક બની શકે છે [ક્ષિતિ-અકુરો વગેરેની ઉત્પત્તિ પૂર્વે કોઇની કૃતિ ક્યારેય જણાતી નથી તેથી

परपरासंवन्धेन कृतित्वस्यैव वा कर्तृजन्यतावच्छेदकत्वौचित्याच्च ।।१०।। द्रव्यजन्यतावच्छेदकतया सिद्ध जन्यसत्त्वमेव कर्तृकार्यत्वावच्छेदक भविष्यतीत्यत आह-

ક્ષિતિ વગેરેમા કૃતિઅવ્યવહિતોત્તરત્વ અપ્રસિદ્ધ હોવાથી તેમા કર્તૃજન્યતાવચ્છેદક રહ્યો હોવો માની શકાતો ન હોવાના કારણે કર્તૃજન્યતા પણ માની શકાય નહી ]

[કૃતિત્વને અવચ્છેદક માનવામાં લાઘવ]

[શંકા- કુભાર-વણકર વગેરે બધાની કૃતિ અલગ-અલગ અનંત હોવાથી કૃતિઅવ્યવહિતોત્તરત્વ પણ અલગ-અલગ અનત થવાથી પૂર્વવત્ ગૌરવ ઊભુ જ છે।]

સમાધાન - परम्परासवधेन .. તો પછી પરપરા સબંધથી કૃતિત્વને જ અવચ્છેદક માનવુ ઉચિત રહેશે. અર્થાત્ સ્વ = કૃતિત્વ, તેનો આશ્રય કૃતિ એને અવ્યવાહિતોત્તર ઘટ-પટ વગેરે કાર્યો હોય છે એટલે કૃતિત્વ સ્વાશ્રય-અવ્યવહિતોત્તરત્વ સબધથી ઘટ-પટ વગેરે કાર્યોમા રહ્યુ હોય છે જે જાતિ હોવાથી એક જ છે. તેથી આ સ્વાશ્રયઅવ્યવહિતોત્તરત્વ રૂપ પરપરા સબધથી કૃતિત્વને કર્તૃજન્યતાવચ્છેદક માનવુ એ ગૌરવરૂપ ન રહેવાથી યોગ્ય છે [ક્ષિતિ વગેરે તો કૃતિને અવ્યવહિતોત્તર તરીકે પ્રસિદ્ધ ન હોવાથી એમા સ્વાશ્રયઅવ્યવહિતોત્તરત્વ સબધથી કૃતિત્વ રહ્યુ ન હોવાના કારણે એ બધાને કર્તૃજન્ય માની શકાશે નહી, અને તેથી એના કર્તા તરીકે 'ઈશ્વર' ની સિદ્ધિ પણ થઇ શકશે નહી ]॥૧૦॥ [અહી એ સમજવા જેવું છે કે ઘટાદિ અને ક્ષિત્યાદિ આ બન્નેમા કાર્યત્વ-જન્યત્વ પ્રસિદ્ધ છે જ્યારે, જેમાં કૃતિ સકળાયેલી હોય એવા કૃતિપૂર્વકત્વ વગેરે ધર્મો ઘટ વગેરેમાં પ્રસિદ્ધ છે, ક્ષિતિ વગેરેમાં નહી. ઈશ્વરને સર્જનહાર નહી માનનારા જૈન વગેરે ગ્રન્થકારો ઘટાદિ અને ક્ષિત્યાદિમા રહેલી આ જ વિલક્ષણતાને આગળ કરીને ઘટાદિને કર્તૃજન્ય ને ક્ષિત્યાદિને કર્તૃઅજન્ય માને છે. તેથી જૈન વગેરે ગ્રન્થકારો કર્તૃજન્યતાવચ્છેદક તરીકે અભિપ્રેત ધર્મમા કૃતિને સાંકળી લે છે, જેથી ક્ષિતિ વગેરે કર્તૃજન્ય હોવા સિદ્ધ ન થાય કાર્યત્વ તો ક્ષિતિ વગેરેમા પણ રહેલ જ છે. એટલે કૃતિજન્યતાવચ્છેદકમા જો કાર્યત્વ (જન્યત્વ) સકળાઇ શકે, તો ક્ષિતિ વગેરે પણ કર્તૃજન્ય હોવા સિદ્ધ થઇ જાય, ને તેથી એના કર્તા તરીકે ઈશ્વર સિદ્ધ થઇ શકે તેથી નૈયાયિક વગેરે કર્તૃજન્યતાવચ્છેદકમા કાર્યત્વને સાકળવાનો પ્રયાસ કરે છે. આવો જ એક વધુ પ્રયાસ કરતા નૈયાયિકની શંકા—]

[द्रव्यजन्यता નૈયાયિકના મતે—દ્રવ્યાદિ સાત પદાર્થોમાથી સામાન્ય, વિશેષ અને સમવાય નિત્ય હોવાથી 'કાર્ય' નથી ધ્વસાત્મક અભાવ કાર્યરૂપ છે, પણ ભાવકાર્ય નથી એટલે જે જન્ય હોય ને જેમાં સત્ત્વ હોય એવા કાર્ય તરીકે દ્રવ્ય-ગુણ કે કર્મ જ સભવે છે જે દરેકનુ સમવાયિકારણ 'દ્રવ્ય' બને છે. તેથી દ્રવ્યાત્મક કારણની જન્યતાના અવચ્છેદક તરીકે જન્યસત્ત્વ સિદ્ધ થાય છે અહી જન્યસત્ત્વ એટલે સામાનાધિકરણ્ય સબધથી જન્યત્વ વિશિષ્ટ સત્ત્વ . એટલે કે જેમા જન્યત્વ પણ રહ્યુ હોય એવા ઘટાદિ અધિકરણમાં રહેલુ સત્ત્વ. વળી विशिष्ट शुद्धान्नातिरिच्यते – વિશિષ્ટ (= વિશેષણ યુક્ત વિશેષ્ય) શુદ્ધ (= વિશેષણ શૂન્ય વિશેષ્ય) કરતા ભિન્ન હોતુ નથી – એ ન્યાયાનુસારે જન્યત્વ વિશિષ્ટ સત્ત્વ, શુદ્ધ સત્ત્વ કરતા અલગ નથી. એટલે કે એ સત્ત્વ (= સત્તા) જાતિ રૂપ જ છે ને તેથી જો એને અવચ્છેદક તરીકે લેવામા આવે તો લાઘવ પણ થાય તેથી] દ્રવ્યજન્યતાવચ્છેદક તરીકે સિદ્ધ થતુ જન્યસત્ત્વ જ કર્તૃકાર્યતાવચ્છેદક તરીકે લઇ શકાશે. [અને જન્યસત્ત્વ તો ક્ષિતિ વગેરેમા પણ રહ્યું હોવાથી એ પણ કર્તાના કાર્ય બનવાથી એનો કોઇક કર્તા જોઇશે જ, જે ઈશ્વર છે. આમ ક્ષિત્યાદિના કર્તા તરીકે ઈશ્વર સિદ્ધ થઇ જશે ] [જો કે જન્યસત્ત્વ ધ્વંસમા રહેલ નથી. તેથી ધ્વસ, તેવા કાર્યતાવચ્છેદકવિશિષ્ટ ન હોવાથી એના કારણ તરીકે કર્તા સિદ્ધ થશે નહી. છતાં, ક્ષિત્યાદિમા તો જન્યસત્ત્વ

**कर्तृत्वेन च हेतुत्वे ज्ञातृत्वेनापि तद् भवेत्।**
**ज्ञानस्यैव च हेतुत्वे सिद्धे नः सिद्धसाधनम्।।११।।**

कर्तृत्वेनेति। कर्तृत्वेन च हेतुत्वे ज्ञातृत्वेनापि तद्धेतुत्वं भवेत्, तथा चानेककार्यकारणभावकल्पनमित्थमप्रामाणिकमिति भाव । घटतदुपादानप्रत्यक्षयोः कार्यकारणभावः कल्प्यमानः सामान्यव्यभिचारानुपस्थितिलाघवाभ्यां सामान्यत एव सिध्यतीति द्व्यणुकाद्युपादानप्रत्यक्षाश्रयतया जगत्कर्तृत्वं सेत्स्यतीत्यत आह-ज्ञानस्येव च हेतुत्वेऽभ्युपगम्यमाने सिद्धे न = अस्माकं सिद्धसाधनं, प्रवाहतस्तेपामनादित्वात्। तदिदमुच्यते-
[1]ज जहा भगवया दिट्ठं त तहा विपरिणमइत्ति। अपि चेवमुपादानप्रत्यक्षं निराश्रयमेव सिध्यतु, गुणस्य

રહ્યુ જ છે, ને તેથી એનો કર્તા કોઇક હોવો તો સિદ્ધ થઇ જ જશે - આવો નૈયાયિકનો અભિપ્રાય લાગે છે.]

આમ કર્તૃત્વેન કારણતા ને જન્યસત્ત્વેન કાર્યતા માનવાની નૈયાયિકની આવી શકા અગે ગ્રન્થકાર કહે છે-

કર્તૃત્વરૂપે કારણતા માનવાની હોય તો જ્ઞાતૃત્વરૂપે પણ તે માનવી પડે. એ રીતે જ્ઞાન જ કારણ તરીકે સિદ્ધ થયે અમારે જે સિદ્ધ છે એની જ સિદ્ધિ તમે કરી આપી.

આશય એ છે કે જન્યસત્ પદાર્થમાત્ર પ્રત્યે આ રીતે કર્તૃત્વેન કર્તાને કારણ માનશો તો જ્ઞાતૃત્વેન પણ માનવો પડશે. કારણકે ઉપાદાન કારણનો જ્ઞાતા ન હોય તે કાર્ય કરી શકતો નથી, ને જ્ઞાતા હોય તે કરી શકે છે એટલે કે કર્તા કે જે સ્વય જ્ઞાતા પણ છે તેની કર્તૃત્વેન અને જ્ઞાતૃત્વેન કારણતા માનવી પડવાથી અનેક કાર્ય-કારણ ભાવની કલ્પના કરવી પડશે. માટે જન્યસત્ પદાર્થમાત્ર વિશે આ રીતે કર્તૃત્વેન કર્તાને કારણ માનવો એ અયોગ્ય છે.

પૂર્વપક્ષ - घट-तदुपादान. ઉપાદાન કારણ માટીનુ જેને પ્રત્યક્ષ જ્ઞાન નથી એવો પુરુષ, ઘડો બનાવી શકતો નથી. માટે જણાય છે કે ઘડો અને તેના ઉપાદાન પ્રત્યક્ષનો કાર્યકારણભાવ છે. એમ પટ અને તેના ઉપાદાન તતુના પ્રત્યક્ષનો કાર્યકારણભાવ છે આ બધા કાર્યકારણભાવ સામાન્યથી માનવામા આવે એટલે કે 'કાર્ય પ્રત્યે ઉપાદાન કારણનુ પ્રત્યક્ષ એ કારણ છે' એ રીતે સામાન્યથી કલ્પવામા આવે તો પણ એમા સામાન્ય રીતે કોઇ વ્યભિચાર ઉપસ્થિત થતો નથી. વળી બધાનો સ્વતંત્ર જુદો જુદો કાર્યકારણ ભાવ માનવાનો ન રહેવાથી લાઘવ પણ છે. એટલે એ કાર્યકારણભાવ ઉક્ત રીતે સામાન્યથી જ સિદ્ધ થાય છે. હવે દ્વ્યણુક વગેરે પણ કાર્યરૂપ છે એટલે એના પ્રત્યે પણ ઉપાદાન પ્રત્યક્ષ કારણભૂત છે. [ઘટ પ્રત્યે કપાલપ્રત્યક્ષ, પટ પ્રત્યે તંતુપ્રત્યક્ષ વગેરે રૂપે વિશેષ કાર્યકારણભાવો ન માનતા સામાન્ય કાર્યકારણ ભાવ આ માટે જ માન્યો કે જેથી દ્વ્યણુકાદિ પ્રત્યે પણ તેનુ ઉપાદાનપ્રત્યક્ષ કારણ તરીકે સિદ્ધ થઇ જાય ] આ પરમાણુપ્રત્યક્ષ જે તે પુરુષને તો છે નહી. એટલે એ પ્રત્યક્ષના આશ્રય રૂપે નિત્યજ્ઞાની ઈશ્વરાત્માની જગત્કર્તા તરીકે સિદ્ધિ થઇ જશે. [કારણ કે જેના કારણભૂત ઉપાદાન પ્રત્યક્ષ જેમા રહ્યુ હોય તે તેનો કર્તા હોય છે.]

ઉત્તરપક્ષ - આ રીતે (ઉપાદાન પ્રત્યક્ષરૂપ) જ્ઞાનને જ કાર્ય પ્રત્યે કારણ માનવાનું સિદ્ધ થયે અમારે જે સિદ્ધ છે એની જ સિદ્ધિ થાય છે. એટલે કે આ રીતે જ્ઞાનને કારણ માનવુ એ અમારે ઇષ્ટાપત્તિ જ છે.

પૂર્વપક્ષ - આવા કાર્યો તો સૃષ્ટિ કાળથી થયા કરે છે. એટલે તેના ઉપાદાન પ્રત્યક્ષજ્ઞાનનો જ્ઞાની કોને માનશો? કારણકે તમને માન્ય સર્વજ્ઞ તો દોષધ્વસ થયા પછી સર્વજ્ઞ બન્યા છે. જ્યારે આ કાર્યો તો પૂર્વે પણ થતા હતા એટલે એ કાર્યોના ઉપાદાનપ્રત્યક્ષના આશ્રયભૂત નિત્યજ્ઞાની નિત્યનિર્દોષઆત્મા જગત્કર્તા તરીકે

१ यद्यथा भगवता दृष्टं तत्तथा विपरिणमति।

साश्रयकत्वव्याप्तौ मानाभावात्, क्षणमात्रमिव सदापि कस्यचिद्गुणस्यानाश्रयस्यावस्थितेर्वक्तुं शक्यत्वात् ।।११।। 'ब्रह्माण्डादिधृतिः प्रयत्नजन्या, धृतित्वात्, घटादिधृतिवत्' इत्यनुमानाद् ब्रह्माण्डादिधारकप्रयत्नाश्रयतया जगत्कर्तृत्वसिद्धिः । तथा च श्रुतिः 'एतस्य चाक्षरस्य प्रशासने गार्गी द्यावापृथिवी विधृते तिष्ठतः' इत्यत आह-

---

સિદ્ધ થાય છે

ઉત્તરપક્ષ - આ કાર્યો અનાદિકાળથી ચાલે છે એમ સર્વજ્ઞ ભગવતો પણ પ્રવાહથી અનાદિ છે એટલે કે કોઇ કાળ એવો હતો નહી કે જેમા સર્વજ્ઞ નહોતા તેથી એક નિત્ય ઇશ્વરની આનાથી સિદ્ધિ થતી નથી. દ્વ્યણુકાદિ કાર્ય પ્રત્યે પણ જ્ઞાન કારણ તરીકે અમને માન્ય છે એ વાત આ શાસ્ત્રવચનથી સિદ્ધ જાણવી 'ભગવાને જે પ્રમાણે જે જોયું હોય તે પ્રમાણે તે પરિણમે છે ' [તે તે વસ્તુ તે તે કાર્ય રૂપે પરિણમવા ભગવદ્જ્ઞાનને અનુસરે છે માટે ભગવદ્જ્ઞાન એના પ્રત્યે કારણ તરીકે સિદ્ધ થયુ ] વળી કારણ તરીકે ઉપાદાન પ્રત્યક્ષ સિદ્ધ થયુ એટલા માત્રથી તેના આશ્રયરૂપે જગત્કર્તાની સિદ્ધિ થઇ જતી નથી, કેમકે એ ઉપાદાનપ્રત્યક્ષ નિરાશ્રય હોય છે એવુ જ ભલે ને લાઘવથી સિદ્ધ થાય, શુ વાધો છે?

પૂર્વપક્ષ - જે કોઇ ગુણ હોય તે સાશ્રય જ હોય છે એવી વ્યાપ્તિ હોઇ સિદ્ધ થતા ઉપાદાનપ્રત્યક્ષને નિરાશ્રય શી રીતે મનાય?

ઉત્તરપક્ષ - એ વ્યાપ્તિમા કોઇ પ્રમાણ નથી ગુણના આશ્રયભૂત દ્રવ્યનો નાશ એ તે ગુણના નાશ પ્રત્યે કારણ છે એટલે જે ક્ષણે દ્રવ્યનાશ થાય છે એની પછીની ક્ષણે ગુણનાશ થાય છે. માટે એક ક્ષણ તો ગુણો નિરાશ્રય રહે જ છે તેથી ગુણો સાશ્રય જ હોય એવી વ્યાપ્તિ નથી.

પૂર્વપક્ષ - એ તો એક અતિમ ક્ષણ માટે ગુણ નિરાશ્રય રહે છે, બાકી તો એ સાશ્રય જ હોય છે માટે દરેક ગુણો માટે સાશ્રય હોવાની વ્યાપ્તિ તો છે જ

ઉત્તરપક્ષ - જેમ એક ક્ષણ માટે ગુણ નિરાશ્રય રહી શકે છે તેમ કો'ક ગુણ હંમેશ માટે પણ નિરાશ્રય રહી શકે છે એવું કહેવુ શક્ય હોઇ ઉપાદાનપ્રત્યક્ષના આશ્રયરૂપે જગત્કર્તાની સિદ્ધિ થઇ શકતી નથી. [પૂર્વપક્ષી એકક્ષણ માટે પણ ગુણને નિરાશ્રય માને છે એટલે એના પર ઊભી થઇ શકતી આ આપત્તિ બતાવી. તથા વેદાન્તી નિત્યવિજ્ઞાનને નિરાશ્રય માને છે બાકી ગ્રન્થકારના સ્વમતે કોઇપણ ગુણ નિરાશ્રય હોય (એક ક્ષણ માટે પણ) એવુ સભવિત નથી એ જાણવું તત્ત્વાર્થમાં કહ્યુ છે કે 'द्रव्याश्रिता निर्गुणा गुणाः']।।૧૧।। "આ રીતે કર્તૃત્વેન-કાર્યત્વેન કાર્યકારણ ભાવદ્વારા કે ઉપાદાન પ્રત્યક્ષાશ્રયરૂપે જગત્કર્તા ભલે સિદ્ધ ન થાય. તો પણ 'બ્રહ્માડાદિની ધૃતિ પ્રયત્નજન્ય છે, કેમકે ધૃતિરૂપ છે, જેમકે ઘટાદિની ધૃતિ'. (ધૃતિ એટલે અપતનરૂપે ધરાયેલા રહેવુ તે ) આવા અનુમાનથી જે પ્રયત્ન સિદ્ધ થશે તે બ્રહ્માડાદિના ધારક પ્રયત્નના આશ્રય રૂપે જગત્કર્તાની સિદ્ધિ થઇ શકે છે શ્રુતિમા પણ ગાર્ગી નામની મહિલાને ઉદ્દેશીને કહ્યુ છે કે "આ અક્ષર = સ્વસ્વરૂપથી ક્યારેય ભ્રષ્ટ ન થનારા પરમેશ્વરના પ્રશાસનમા જ દેવલોક અને પૃથ્વી સ્વસ્થાનથી પડી ન જતાં સ્થિર રહે છે." (આમાં પ્રશાસનશબ્દનો અર્થ ધારણા કરનાર પ્રયત્ન છે ) આવી શકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે-

[ધૃતિજનક ઈશ્વર નથી]

પતન પ્રતિબધક સયોગ રૂપ ધૃતિ અને સ્થિતિ ધર્મ-લોકસ્વભાવ વગેરેથી જન્ય હોઇ જગત્કર્તૃત્વની સિદ્ધિ માટે પ્રમાણરૂપ નથી [આશય એ છે કે ઘડો વગેરે ભારે પદાર્થો હવામા અદ્ધર રહી શકતા નથી. એને ધારી રાખવા માટે હાથ વગેરેથી પકડવા પડે છે આ હાથનો થયેલો સયોગ એ ધૃતિ છે જેમા ધારી રાખનારનો

**धृत्यादेरपि धर्मादिजन्यत्वान्नात्र मानता।**
**कृतित्वेनापि जन्यत्वाच्चेत्यन्यत्रैष विस्तरः।।१२।।**

धृत्यादेरिति। धृत्यादेरपि, धृति पतनप्रतिबन्धकः सयोगः आदिना स्थितिग्रहः, धर्मादिजन्यत्वादादिना स्वभावादिग्रहः, नात्र जगत्कर्तृत्वे मानता = प्रमाणता। उक्तश्रुतावक्षरप्रशासनपदयो सग्रहाभिमतैकात्मतद्धर्मपरतया नानुपपत्तिः। किञ्च प्रयत्नवदीश्वरसंयोगमात्रस्य धारकत्वेऽतिप्रसग, धारणानुकूलप्रयत्नवदी-

પ્રયત્ન કામ કરી રહ્યો છે બ્રહ્માંડ પણ ભારે પદાર્થ છે અને તેમ છતા એ ધારી રખાયેલ છે. એટલે એની ધૃતિના કારણભૂત પ્રયત્નના આશ્રય તરીકે જગત્કર્તાની સિદ્ધિ થાય છે. આવી પૂર્વપક્ષમાન્યતા સામે ગ્રન્થકારનુ કહેવું એ છે કે એ ધૃતિ વગેરે પ્રયત્નજન્ય નથી પણ ધર્મ-સ્વભાવ જન્ય છે. એટલે કે શ્રી તીર્થંકર દેવો વગેરેના ધર્મથી અને તથાલોકસ્વભાવથી જ વિશ્વની ધૃતિ છે. તેથી એના કારણ તરીકે પ્રયત્ન અસિદ્ધ હોઇ જગત્કર્તા પણ સિદ્ધ થતો નથી ]

**પૂર્વપક્ષ** . આ રીતે ઈશ્વરના પ્રયત્નથી ધૃતિ નહિ માનો તો ઉક્ત શ્રુતિ અસગત થઇ જશે ને!

**ઉત્તરપક્ષ** · ઉક્ત શ્રુતિમા એકવચનાન્ત અક્ષરસ્ય પદથી જે એક જ છે એવા ઈશ્વરાત્માનો તમે અભિપ્રાય રાખો છો એ બરાબર નથી એમા તો સગ્રહનયને માન્ય એકાત્મનો ઉલ્લેખ છે એટલે કે સમાનજાતીય અનેક પદાર્થોનો સગ્રહનય એક રૂપે સગ્રહ કરે છે અને એક તરીકે ઉલ્લેખ કરે છે. માટે અહી એકવચનાન્ત ઉલ્લેખથી એવું કાઇ સિદ્ધ થઇ જતુ નથી કે જે એક જ છે એવા ઈશ્વરાત્માનો અહી ઉલ્લેખ છે. વળી 'પ્રશાસન' શબ્દનો અર્થ અહી તદ્ધર્મ = તે આત્માઓનો ધર્મ છે. ટૂકમાં, ઉક્ત શ્રુતિ "અક્ષરના = ઈશ્વરાત્માના પ્રશાસનથી = પ્રયત્નથી ધૃતિ છે" એમ નથી જણાવતી, કિન્તુ "અક્ષરના = જાતિરૂપે એક આત્માના પ્રશાસનથી = ધર્મથી = પુણ્યથી ધૃતિ છે" એમ જણાવે છે. એટલે ઉક્ત શ્રુતિ પણ આત્માઓના ધર્મથી જ ધૃતિ હોવાનુ કહેતી હોવાથી અસગતિ નથી

વળી ઈશ્વરઆત્માએ પૃથ્વી-સ્વર્ગને ધારી રાખ્યા છે એવુ તમે જે માનો છો તેમા પ્રયત્નશીલ ઈશ્વરના સયોગમાત્રને જો ધારક માનશો તો અતિપ્રસગ થશે [જે વસ્તુ પતન પામી રહી છે તેની સાથે પણ એવો ઈશ્વરસયોગ વિદ્યમાન હોવાથી તે પણ ધરાઇ રહેવાનો અતિપ્રસગ અહી જાણવો ] માત્ર પ્રયત્નશીલ ઈશ્વરસયોગ નહિ, કિન્તુ ધારણાનુકૂલ પ્રયત્નશીલ ઈશ્વરસંયોગને ધારક માનશો અથવા તો ધારણાવચ્છિન્નઈશ્વરપ્રયત્નને જ ધારક માનશો તો પણ એ = અતિ પ્રસગનો દોષ આવશે. આ અતિપ્રસગ દોષ તો જ આવે છે જો સ્વજનકવૃત્તિધારણાવચ્છિન્નવિશેષ્યતાને અથવા ધારણાવચ્છિન્નવિશેષ્યતાને જ ધારકતાવચ્છેદક સબધ રૂપે માનવામા ન આવે એ અતિપ્રસગના વારણ માટે જો એને ધારકતાવચ્છેદક સબધરૂપે માનવામા આવે તો ઈશ્વરના જ્ઞાન અને ઇચ્છા પણ ધારક બની જવાની આપત્તિ આવવાથી ગૌરવ થશે, માટે લાઘવથી ધર્મને ધારક માનવો એ જ ઉચિત છે.

આશય એ છે કે ધારણાનુકૂલપ્રયત્નવદીશ્વરસયોગને ધારક માનવામા આવે તો પણ, પતન પામતી ચીજ પણ ધરાઇ રહેવાનો અતિપ્રસગ એટલા માટે આવે છે કે, સમરાગણમા શરપાત થતો હોય એ વખતે પણ ઈશ્વર, બ્રહ્માડની ધૃતિને અનુકૂલ પ્રયત્નશીલ તો હોય જ છે. વળી આવા પ્રયત્નવાળા ઈશ્વરનો સંયોગ પણ તીર સાથે છે જ એટલે એની પણ ધારણા જ થવી જોઇએ, પતન નહી, આ અતિપ્રસંગનું વારણ કરવા માટે એવુ માનવુ આવશ્યક બને છે કે સ્વજનકવૃત્તિધારણાવચ્છિન્ન વિશેષ્યતા એ ધારકતાવચ્છેદક સબધ છે ધારક

श्वरसयोगस्य धारणावच्छिन्नेश्वरप्रयत्नस्यैव वा तत्त्वे स एव दोषो यदि न स्वजनकवृत्तिधारणावच्छिन्नविशेष्यताया धारणावच्छिन्नविशेष्यताया एव वा धारकतावच्छेदकसवन्धत्वमभ्युपगम्यते, तदभ्युपगमे च तज्ज्ञानेच्छयोरपि धारकत्वापत्तौ गौरवात्, लाघवाद्धर्मस्यैव धारकत्वौचित्यम्। तदिदमुच्यते –

निरालवा निराधारा विश्वाधारा वसुन्धरा।

यच्चावतिष्ठते तत्र धर्मादन्यत्र कारणम्।। [योगशा. ४/१८] इति। तथा कृतित्वेनापि जन्यत्वाच्च न

---

જે સબધથી રહે તે સબધ ધારકતાવચ્છેદક સબધ કહેવાય છે. પ્રસ્તુતમા, ધારણાનુકૂલપ્રયત્નવદીશ્વરસંયોગ એ સ્વ = ધારક છે આ ઈશ્વરસયોગ જેમ બ્રહ્માડમા રહેલો છે એમ પતન પામતી ચીજમા પણ રહેલો છે એટલે જ તે તે ઈશ્વરસયોગના બ્રહ્માડ-પતનશીલચીજ વગેરે જનકો છે, તેમજ એ બધામા, નિરુક્ત સયોગ રહ્યો હોવાથી એની વિશેષ્યતા પણ છે.

વળી, ધારણા = પ્રતિયોગિ વ્યધિકરણ એવો પતનાભાવ ..બ્રહ્માંડમાં રહેલ છે પણ પતનશીલ વસ્તુમાં રહેલ નથી. તેથી બ્રહ્માડમા રહેલી નિરુક્તસયોગની વિશેષ્યતા જ ધારણાવિશિષ્ટ = ધારણાવચ્છિન્ન છે, પતનશીલચીજમા રહેલી વિશેષ્યતા નહી

તેથી નિરુક્તસયોગ, સ્વજનકવૃત્તિધારણાવચ્છિન્નવિશેષ્યતા સબંધથી બ્રહ્માંડમા રહેલો છે, પણ સમરાગણમા પડતા તીર વગેરેમા નહી તેથી તીર વગેરેની પણ ધૃતિ થઇ જવાનો અતિપ્રસગ આવતો નથી.

'ધારણાનુકૂલપ્રયત્નવદીશ્વરસયોગ' ની અપેક્ષાએ લઘુભૂત 'ધારણાવચ્છિન્નેશ્વરપ્રયત્ન' ને ધારક માનવો હોય તો પણ ઉક્ત અતિપ્રસગનુ વારણ કરવા ધારણાવચ્છિન્નવિશેષ્યતાને ધારકતાવચ્છેદક સબંધ માનવો આવશ્યક બને છે

ઉપરોક્ત મુજબ બ્રહ્માડમા જ ધારણા અને પ્રયત્નની વિશેષ્યતા એ બન્ને હોવાથી ધારણાવચ્છિન્નવિશેષ્યતા સબધથી ઉક્ત પ્રયત્ન રહ્યો છે, પતનશીલ ચીજમાં નહી, માટે પતનશીલ ચીજની ધારણા થઇ જવાનો અતિપ્રસગ આવતો નથી

આ રીતે વિશેષ પ્રકારનો ધારકતાવચ્છેદક સબધ માનવાથી નિરુક્ત સયોગને કે પ્રયત્નને ધારક માનવાના બન્ને વિકલ્પમા અતિપ્રસગનુ વારણ થઇ જાય છે પણ, જેમ ઈશ્વરનો પ્રયત્ન ધૃતિમા ભાગ ભજવે છે તેમ જ્ઞાન ઇચ્છા પણ ભાગ તો ભજવે જ છે વળી ધારકતાવચ્છેદક સબધ આવો વિશિષ્ટ માનવાનો હોય તો, ઈશ્વરીય જ્ઞાનને જ કે ઈશ્વરીયઇચ્છાને જ ધારક માનવામા પણ કોઇ અતિપ્રસગ આવતો નથી, કારણકે નિરુક્ત સબધથી તે જ્ઞાન કે ઇચ્છા પણ માત્ર બ્રહ્માડમા જ રહેવાથી એની જ ધૃતિ થશે, તીર વગેરેની નહી. તેથી કોઇ વિનિગમક ન રહેવાથી ઈશ્વરીય જ્ઞાન તથા ઇચ્છાને પણ ધારક માનવા પડવાનું ગૌરવ ઊભુ થાય છે. તેથી લાઘવથી, ધર્મને ધારક માનવો એ જ યોગ્ય છે. તેથી તો આ કહેવાય છે કે - "વિશ્વના આધારભૂત આ વસુધરા આલબન અને આધાર વગરની હોવા છતા જે અવસ્થિત રહે છે તેમા ધર્મ સિવાય અન્ય કોઇ કારણ નથી " માટે બ્રહ્માંડાદિધારણપ્રયત્નના આશ્રયરૂપે જગત્કર્તૃત્વની સિદ્ધિ થઇ શકતી નથી.

પૂર્વપક્ષ - ધૃતિ એ ઘટાદિના પતનની પ્રતિબધક છે એ જોવા મળે છે. વળી ધૃતિત્વાવચ્છિન્ન કોઇપણ ધૃતિ પ્રત્યે કૃતિત્વેન કૃતિ કારણ છે એ પણ નિર્ણીત છે. એટલે જગતના પતનની પ્રતિબધક જે ધૃતિ તેની જનક એક નિત્ય કૃતિ સિદ્ધ થઇ જશે (જગતનું પતન ક્યારેય થતુ નથી, એ જણાવે છે કે પતન પ્રતિબધકધૃતિ હંમેશા હાજર છે માટે એની જનક કૃતિ પણ હમેશા = નિત્ય હોવી જોઇએ ) અને એના આશ્રય રૂપે જગત્કર્તૃત્વની સિદ્ધિ થઇ જશે

जगत्कर्तृत्वसिद्धिः। कृतित्वाद्यवच्छिन्ने इच्छादेर्हेतुत्वान्नित्यकृत्यादौ मानाभावात्, जन्यत्वस्य कार्यत्वावच्छेदककोटौ प्रवेशे गौरवात्, फलमुखस्यापि तस्य क्वचिद्दोषत्वात्। 'नित्यविज्ञानमानन्दं ब्रह्म' इति श्रुतेर्नित्यज्ञानसिद्धावपि नित्येच्छाकृत्योरसिद्धेः, अत एव नित्यसुखस्यापीश्वरे सिद्धिप्रसङ्गाच्च। तस्मादुक्तश्रुतिरपि नित्यज्ञानसुखाश्रयतया ध्वस्तदोषत्वेनैव महत्त्वमीश्वरस्य बोधयतीति स्थितम्। इत्येष विस्तरोऽन्यत्र स्याद्वादकल्पलतादौ, दिग्मात्रप्रदर्शनं पुनरेतदिति बोध्यम्।।१२।।

---

ઉત્તરપક્ષ - આ રીતે પણ જગત્કર્તૃત્વની સિદ્ધિ થઇ શકતી નથી. કારણકે કૃતિત્વાવચ્છિન્ન કોઇપણ કૃતિ પ્રત્યે ઇચ્છા વગેરે હેતુભૂત હોઇ કૃતિમાત્ર કાર્યરૂપ હોય છે તેથી નિત્યકૃતિ માનવામા કોઇ પ્રમાણ નથી.

પૂર્વપક્ષ - ઇચ્છા વગેરે કૃતિત્વાવચ્છિન્ન કૃતિમાત્ર પ્રત્યે હેતુ નથી, કિન્તુ જન્યકૃતિત્વાવચ્છિન્ન જન્યકૃતિમાત્ર પ્રત્યે હેતુ છે. એટલે એનાથી ભિન્ન એવી નિત્યકૃતિ સંભવિત છે.

ઉત્તરપક્ષ - આ રીતે કાર્યતાવચ્છેદકકોટિમા (આમા જન્યત્વવિશિષ્ટકૃતિત્વ એ કાર્યતાવચ્છેદક છે) જન્યત્વનો પ્રવેશ કરવો એમાં ગૌરવ છે જે દોષરૂપ હોઇ એવો કાર્યકારણભાવ માની શકતો નથી. એટલે લાઘવથી કૃતિત્વને કાર્યતાવચ્છેદક માનવો યોગ્ય હોઇ કૃતિ માત્ર પ્રત્યે ઇચ્છા વગેરે હેતુ છે જ.

[પૂર્વપક્ષ : આ ગૌરવ ફળમુખગૌરવ હોવાથી દોષરૂપ નથી. આશય એ છે કે જેમ ઈશ્વરનુ જ્ઞાન શ્રુતિથી નિત્ય હોવું સિદ્ધ થયેલું છે તેમ તેની ઇચ્છા અને કૃતિને પણ નિત્ય માનવા પડે છે આમ નિત્યકૃતિ સિદ્ધ હોઇ કૃતિત્વાવચ્છિન્ન કૃતિને કાર્યરૂપ માની શકાતી નથી. તેથી જન્યત્વવિશિષ્ટકૃતિત્વાવચ્છિન્ન જન્યકૃતિને કાર્ય રૂપે માનવી પડે છે આ રીતે કાર્યકારણ ભાવ નિશ્ચિત થયે જે ગૌરવ ઉપસ્થિત થાય છે કે આમાં જન્યત્વનો પણ સમાવેશ કરવો એ ગૌરવરૂપ છે... ઇત્યાદિ તે ફળમુખગૌરવ રૂપ હોઇ દોષરૂપ નથી.]

ઉત્તરપક્ષ : ફળમુખગૌરવ પણ કો'ક બાબતમાં દોષરૂપ હોય છે. એટલે 'ફલમુખગૌરવ' છે એટલુ જ કહીને છૂટી શકાતુ નથી.

[પૂર્વપક્ષ : ફળમુખગૌરવ તો ક્યાક દોષરૂપ હોય છે ને! સર્વત્ર તો નહી! તો અમે કહીએ છીએ કે એ અહી તો નિર્દોષ જ છે.]

ઉત્તરપક્ષ : નિત્યકૃતિને સિદ્ધ માનીને તમે જન્યકૃતિ-ઇચ્છા વગેરેનો કાર્ય-કારણભાવ નક્કી કરો છો, અને પછી જન્યત્વપ્રવેશના ગૌરવને ફળમુખગૌરવ કહી નિર્દોષ ઠેરવો છો. પણ મૂળમા નિત્યકૃતિ જ સિદ્ધ નથી. કારણકે "नित्य विज्ञानमानन्द ब्रह्म" આ શ્રુતિથી નિત્યજ્ઞાન સિદ્ધ થતુ હોવા છતાં નિત્ય ઇચ્છા અને નિત્યકૃતિ તો સિદ્ધ થતા નથી જ

[પૂર્વપક્ષ : તેમ છતા એનાથી જે નિત્યજ્ઞાન સિદ્ધ થાય છે એના પરથી જ કલ્પી શકાય છે કે જ્ઞાનની જેમ ઈશ્વરના ઇચ્છા અને કૃતિ ગુણ પણ નિત્ય હશે અથવા તો, ઈશ્વરમા નિત્યજ્ઞાન આનાથી સિદ્ધ થાય છે એટલે જ નિત્યનિર્દોષતા સિદ્ધ થઇ જવાથી નિત્યનિર્દોષતા રૂપે જ મહત્ત્વ માનવું જોઇએ, ધ્વસ્તદોષત્વરૂપે નહી.]

ઉત્તરપક્ષ - 'नित्यविज्ञान..' ઇત્યાદિ શ્રુતિનો યથાશ્રુત અર્થ કરી ઇશ્વરમાં નિત્યજ્ઞાન સિદ્ધ માનશો તો એ રીતે જ આ જ શ્રુતિથી ઈશ્વરમાં નિત્ય સુખને પણ સિદ્ધ માનવુ પડશે પણ એ તમને માન્ય નથી અને તેથી યથાશ્રુત અર્થ ન કરતાં વિશેષ અર્થ કરવો પડે છે. તેથી આ શ્રુતિ પણ નિત્યજ્ઞાન અને સુખના આશ્રય હોવાના કારણે ઈશ્વરનુ ધ્વસ્તદોષત્વેન જ મહત્ત્વ જણાવે છે એ વાત નિશ્ચિત થઇ [એકવાર દોષધ્વંસથી પ્રાપ્ત થયા બાદ એ બન્ને ક્યારેય ચાલ્યા જવાના ન હોવાથી એ બન્નેનો નિત્ય તરીકે ઉલ્લેખ થયો છે.] આ બાબતનો વધુ વિસ્તાર સ્યાદ્વાદકલ્પલતા વગેરેમાં અન્યત્ર કર્યો છે. અહી તો... દિશાસૂચન કરવાનુ પ્રયોજન છે એ

**अन्ये त्वाहुर्महत्त्वं हि संख्यावद्दानतोऽस्य न।**
**शास्त्रे नो गीयते ह्येतदसंख्यं त्रिजगद्गुरोः।।१३।।**

अन्ये त्विति। अन्ये तु = बौद्धास्त्वाहुः 'अस्य जिनस्य हि संख्यावद्दानतो न महत्त्वम्। श्रूयते हि जिनदानस्य संख्यावत्त्वं,

'[1]तिन्नेव य कोडिसया अट्ठासीअ च हुंति कोडिओ।

असिय च सयसहस्सा एय संवच्छरे दिन्नं ।।[आ. नि. २२०] इत्यादिना। नः = अस्माकं शास्त्रे चैतद्दानमसंख्यं त्रिजगद्गुरोः = बोधिसत्त्वस्य गीयते। तदुक्तं -

एते हाटकराशयः प्रविततः शैलप्रतिस्पर्द्धिनो,

रत्नानां निचयाः स्फुरन्ति किरणैराक्रम्य भानोः प्रभाः।

हाराः पीवरमौक्तिकौघरचितास्ताराबली भासुरा,

यानादाय निजानिव स्वगृहतः स्वैरं जनो गच्छति।।१।। इत्यादि ।।१३।।

असंख्यदानदातृत्वेन हि बोधिसत्त्वस्य बहुविभूतिमत्त्वकार्पण्याभावादिना परेण महत्त्वं व्यवस्थाप्यते, संख्यावद्दानदातृत्वेन च जिनस्य तद्विपर्ययान्न महत्त्वमिति, तच्चायुक्तं, संख्यावत्त्वस्यान्यप्रयुक्तत्वादित्याशयेन समाधत्ते-

---

રાખવું ॥૧૨॥ [નૈયાયિકોનું નિરાકરણ કરી હવે બૌદ્ધોનું આ બાબતમાં નિરાકરણ કરવા ગ્રન્થકાર કહે છે]

[પરિમિતદાનદાતા વીતરાગ મહાન્ નથી-બૌદ્ધમત]

અન્ય એટલે બૌદ્ધો કહે છે કે સંખ્યાવાળું દાન આપ્યું હોવાથી જણાય છે કે જિન મહાન્ નથી. જિનનું દાન સંખ્યાતું હતું એ 'એક સંવત્સરમાં ત્રણસો અઠ્યાશી કરોડ એંશી લાખ જેટલું દાન આપ્યું.' એવા આવશ્યક નિર્યુક્તિ (૨૨૦) ના વચનથી જણાય છે. જ્યારે અમારા શાસ્ત્રોમાં તો ત્રિજગદ્ગુરુ બોધિસત્ત્વનું આ દાન અસંખ્ય હોવું કહેવાયું છે. કહ્યું છે કે "પર્વતની પ્રતિસ્પર્દ્ધા કરતાં આ બજારુ માલના વિસ્તૃત ઢગલાઓ છે. આ રત્નોના ઢગલાઓ કિરણો વડે સૂર્યની પ્રભાને આક્રાન્ત કરી ચમકી રહ્યા છે. તારાઓની પંક્તિની જેમ ચળકતા આ શ્રેષ્ઠ મોતીઓના સમૂહોથી રચાયેલા હારો છે જે બધાને સ્વગૃહમાંથી પોતાના હોય એ પ્રમાણે સ્વેચ્છા મુજબ લોક લઇ જાય છે"॥૧૩॥

આ પ્રમાણે અસંખ્યદાનના પ્રતિપાદન દ્વારા બૌદ્ધો એવું વ્યવસ્થાપિત કરવા માગે છે કે અસંખ્યદાન દાતૃત્વ હોવાથી જણાય છે કે બોધિસત્ત્વમાં બહુ વિભૂતિ અને કૃપણતાનો અભાવ વગેરે રૂપે મહત્ત્વ હતું. જ્યારે જિને તો પરિમિત સંખ્યાવાળું દાન આપ્યું હોવાથી આનાથી વિપર્યય છે. એટલે કે જિનમાં અલ્પવિભૂતિમત્તા અને કૃપણતા હોવી સિદ્ધ થવાથી બહુવિભૂતિ વગેરે રૂપે મહત્ત્વ હતું નહિ. બૌદ્ધોએ મહત્ત્વ-મહત્ત્વાભાવની કરેલી આવી વ્યવસ્થા અયોગ્ય છે, કારણકે શ્રી જિનેશ્વર દેવે જે પરિમિતસંખ્યાક દાન આપ્યું છે તે વિભૂતિની અલ્પતા કે કૃપણતાના કારણે નહી, કિન્તુ એનાથી ભિન્ન યાચકાભાવના કારણે, આવા આશયથી ગ્રન્થકાર કહે છે -

[પરિમિતદાનનું કારણ]

ભગવાનનું દાન પરિમિતસંખ્યાક હતું એ બાબતમાં અમે કારણ કહીએ છીએ- તે પરિમિતસંખ્યાક હતું

---

[1] त्रीण्येव च कोटिशतान्यष्टाशीतिश्च भवन्ति कोट्यः। अशीतिश्च शतसहस्राण्येतत्संवत्सरे दत्तम् ।।२२०।। आ. नि.।।

**अत्रोच्यते न संख्यावद्दानमर्थाद्यभावतः।**

**सूत्रे वरवरिकायाः श्रुतेः किं त्वर्थ्यभावतः।।१४।।**

अत्रोच्यते इति। अत्र = भगवद्दानस्य सख्यावत्त्वे। उच्यते- न सख्यावद्दानमर्थाद्यभावतः, आदिनोदारत्वग्रहः। अत्रैव कि मानमित्यत आह - सूत्रे = आवश्यकनिर्युक्त्यादिरूपे वरवरिकायाः = वृणुत वरं वृणुत वरमित्युद्घोपणारूपायाः श्रुतेः, तस्याश्चार्थाद्यभावविरोधात्, कि त्वर्थ्यभावतः = अन्यादृशयाचकाभावात्। तदिदमुक्तं–

महादान हि सख्यावदर्थ्यभावाज्जगद्गुरोः।

सिद्ध वरवरिकातस्तस्याः सूत्रे विधानतः।। [अष्टक २६/५] इति ।।१४।।

**स च स्वाम्यनुभावेन सन्तोषसुखयोगतः।**

**धर्मेऽप्युग्रोद्यमात्तत्त्वदृष्ट्येत्येतदनाविलम्।।१५।।**

स चेति। स च = अर्थ्यभावश्च स्वाम्यनुभावेन = भगवतः सिद्धयोगफलभाजः प्रभावेण सोपक्रमनिरुपक्रमधनादानवाञ्छाजनककर्मणा(णा) संतोषसुखस्यानिच्छा-मितेच्छालक्षणस्य योगतः = संभ-

---

એ પાસે વધુ ધન ન હતુ એવા કારણે નહી કે એવી ઉદારતા નહોતી એવા કારણે નહી આ વાતમાં શું પ્રમાણ છે? આ - **આવશ્યક નિર્યુક્તિ** વગેરે સૂત્રમા વરદાન માગો - વરદાન માગો એવી ઘોષણા રૂપ વરવરિકા જે સભળાય છે એ પ્રમાણ છે. આશય એ છે કે આ નિ મા (૨૧૯) કહ્યું છે કે “वरवरिआ घोसिज्जइ किमिच्छिअ दिज्जए वहुविहीअं। सुरअसुरदेवदाणवनरिदमहिआण निक्खमणे।।” અર્થઃ શૃગાટક, ત્રિક, ચતુષ્ક વગેરેમા વરવરિકા ઘોષિત કરાય છે એટલે વરદાન માગો - વરદાન માગા અ પ્રમાણે ઘોપણા કરાય છે કોણ શું ઇચ્છે છે? જે, જે ઇચ્છતો હોય તેને તેનું દાન કરવુ એ શાસ્ત્રીય મર્યાદામા ‘કિમિચ્છક’ કહેવાય છે. ચારેય નિકાયના દેવો-ઇન્દ્રો-રાજા વગેરેથી પૂજાયેલા શ્રીજિનેશ્વરોના દીક્ષા કાળે અનેક પ્રકારનું કિમિચ્છક વરવરિકાની ઘોષણા પૂર્વક દેવાય છે “ જો ધનનો કે ઉદારતાનો અભાવ હોય તો આવી વરવરિકા સભવી શકતી નથી. માટે જણાય છે કે પરિમિત દાનમા આ બેનો અભાવ કારણ ન હોતો. કિન્તુ બીજા એવા યાચકોનો અભાવ એમા કારણ હતો. જે અપરિમિત દાન લઇ જાય એવા કે એટલા યાચકો જ નહોતા તો એટલુ દાન પણ શી રીતે સંભવે? અષ્ટક પ્રકરણ (૨૬/૫) માં આ વાત કરી છે તે આ રીતે “જગદ્ગુરુ શ્રીજિનેશ્વરદેવનુ મહાદાન અર્થીના અભાવના કારણે સંખ્યા-વાળું હતું. આ વાત વરવરિકાથી સિદ્ધ છે તે પણ એટલા માટે કે, સૂત્રમા વરવરિકાનું વિધાન કરવામાં આવ્યુ છે ["મોટા ભાગે દારિદ્ર્યથી ઉપહત એવી આટલી વિરાટ દુનિયામા યાચકોનો અભાવ શી રીતે વર્તે? એવા પ્રશ્નને મનમાં રાખીને ગ્રન્થકાર કહે છે-]

[યાચકાભાવનું કારણ]

ધનગ્રહણ કરવાની ઇચ્છાનું જનક સોપક્રમ કે નિરુપક્રમ કર્મ ધરાવનારા યાચકો સિદ્ધયોગના ફળને પામેલા પ્રભુના પ્રભાવે ઇચ્છા શૂન્યતા રૂપ કે પરિમિત ઇચ્છા રૂપ સતોષ સુખને પામે એ વાત સંભવતી હોવાથી અર્થીઓનો અભાવ થાય છે આશય એ છે કે સિદ્ધયોગના પ્રભાવે હિસક ભાવ વગેરેની જેમ ધનેચ્છા વગેરે પણ શાત થઇ શકે છે. [આમા સોપક્રમકર્મવાળાને ઇચ્છાશૂન્યતા રૂપ સંતોષ અને અન્યને પરિમિતઇચ્છા રૂપ સતોષ થાય એવુ લાગે છે.] વળી પ્રભુ પ્રભાવે જ જીવો કુશલ અનુષ્ઠાન(પરિગ્રહ પરિમાણ) રૂપ ધર્મમાં અત્યંત

वात् तथा स्वाम्यनुभावेनैव प्राणिनां धर्मेऽपि कुशलानुष्ठानरूपे उद्योगात् = अतिशयितप्रयत्नात् तत्त्वदृष्ट्या = संसारासारतापरिज्ञानेनेत्येतत् = सङ्ख्यावद्दानमनाविलं = निर्दोषम्। तदिदमुक्तं -

महानुभावताप्येषा तद्भावेन यदर्थिनः। विशिष्टसुखयुक्तत्वात् सन्ति प्रायेण देहिनः।।

धर्मोद्यताश्च तद्योगात्ते तदा तत्त्वदर्शिनः।

महन्महत्त्वमस्यैवमयमेव जगद्गुरुः।। [अष्टक २८/७-८] इति। यत्तु संतोषजनकत्वे मितमपि दानं न स्यादिति केनचिदुच्यते तत्तूक्तसंतोषव्यवस्थाऽपरिज्ञानविजृम्भितम्। तदिदमाहाष्टकवृत्तिकृत् 'ननु यदि तीर्थकरानुभावादशेषदेहिनां संतोषभावादर्थ्यभावः स्यात्तदा सङ्ख्याकरणमप्ययुक्तं, अल्पस्यापि दानस्यासम्भवात्, इत्यत्रोच्यते- देवताशेषाया इव *संवत्सरमात्रेण प्रभूतप्राणिग्राह्यत्वाद्युक्तमेव सङ्ख्यावत्त्वमिति।।१५।।

**दानादेवाकृतार्थत्वान्महत्त्वं नेति मन्दधीः।**
**तस्योत्तरमिदं पुण्यमित्थमेव विपच्यते।।१६।।**

दानादिति। 'दानादेव हेतोरकृतार्थत्वात् = फलविशेषप्रत्याशावश्यकत्वेनासिद्धप्रयोजनत्वात् महत्त्व

ઉદ્યમશીલ બને છે તથા સંસારની અસારતાનું પરિજ્ઞાન પામે છે. (અથવા પ્રભુપ્રભાવે જ સંસારની અસારતા સમજવાથી પરિગ્રહ પરિમાણાદિ ધર્મમાં ઉદ્યત બને છે ) [તેથી પણ તેઓની યાચકવૃત્તિ ઓછી થઇ જવાથી યાચકોનો અભાવ સંપન્ન થાય છે ] આમ સંખ્યાવદ્ દાન યાચકોના અભાવ પ્રયુક્ત હોઇ નિર્દોષ છે. અષ્ટક પ્રકરણમાં આ વાત આ પ્રમાણે કહી છે - 'વળી પ્રભુની આ પણ એક મહાનુભાવના છે કે તેમની હાજરીમાં જીવો પ્રાય. કરીને સંતોષના વિશિષ્ટ સુખથી યુક્ત હોઇ અર્થી રહેતા નથી. વળી તેમના સંપર્કથી તે જીવો ત્યારે ધર્મનિરત બને છે તથા તત્ત્વદર્શી બને છે. એટલે આ જિનમાં જ મોટું મહત્ત્વ છે અને એ જ જગદ્ગુરુ છે ' 'પ્રભુપ્રભાવે જીવો જો સંતોષી બની જતા હોય તો તો પરિમિત દાન પણ સંભવશે નહિ' આવું જે કોઇએ કહ્યું છે તે તો અમે ઉપર જે સંતોષની વ્યવસ્થા કહી છે તેના અજ્ઞાનના કારણે જ કહ્યુ છે. એ વ્યવસ્થામાં અમે કહ્યુ જ છે કે નિરુપક્રમ કર્મવાળા જીવોને પરિમિત ઇચ્છા રૂપ સંતોષ થાય છે. એટલે પરિમિત ઇચ્છાનુસાર તેઓની પરિમિત યાચના ઊભી રહેવાથી પરિમિત દાન સંભવિત રહે છે. અષ્ટકજીના વૃત્તિકારે પણ (૨૭/૬ વૃત્તિમાં) કહ્યુ છે કે "શંકા - જો શ્રીતીર્થંકરના પ્રભાવે સઘળા જીવોને સંતોષ થવાથી યાચકાભાવ સંપન્ન થાય છે તો દાનની સંખ્યા દેખાડવી પણ અયોગ્ય છે, કારણ કે અલ્પ પણ દાન સંભવતું નથી. સમાધાન - દેવતાશેષની જેમ એક વર્ષમાત્રમાં પણ (મિતેચ્છાવાળા પણ) પુષ્કળ પ્રાણીઓ પ્રભુદત્ત દાન લઇ શકે છે. તેથી દાનનો સર્વથા અભાવ કે સાવ અલ્પદાન માનવુ યોગ્ય નથી. કિન્તુ ઉક્ત સંખ્યાવાળું દાન માનવુ જ યોગ્ય છે."।।૧૫।।
[પરિમિતદાનના કારણે જિનમાં મહત્ત્વાભાવ માનનારા બૌદ્ધનુ નિરાકરણ કરી હવે દાનના કારણે જ અકૃતાર્થત્વની આશંકા કરી મહત્ત્વાભાવની સ્થાપના કરનાર પૂર્વપક્ષીનુ નિરાકરણ કરવા ગ્રન્થકાર કહે છે]

[સાંવત્સરિકદાન પણ એક કલ્પ]

"શ્રી જિન દાન આપે છે એનો અર્થ જ એ કે એમણે હજુ કોઇ ને કોઇ ફળની આશા રહી છે. એટલે તેઓના સઘળા પ્રયોજનો હજુ સિદ્ધ ન થયા હોવાથી અકૃતાર્થતા હોય છે. તેથી જ શ્રીઅરિહંત મહાન્ નથી એ જણાય છે" આવુ કોઇ મંદબુદ્ધિ પૂર્વપક્ષી કહે છે તેને આ ઉત્તર આપવો કે "તીર્થંકરપણાના કારણભૂત પુણ્ય કર્મ આ રીતે દાનાદિ દ્વારા જ સ્વફળ દેખાડે છે. એટલે કે દરેક તીર્થંકર દેવોની દાનાદિ પ્રવૃત્તિ થાય

* संवत्सरमात्रेणाऽप्रभूतप्राणिग्राह्यत्वादिति अष्टकप्रकरणमुद्रितप्रतौ।

नार्हत' इति मदधीः कश्चिदाह। तस्येदमुत्तर यदुत पुण्य = तीर्थकरत्वनिबन्धनमित्थमेव = दानादिप्रक्रमेणैव विपच्यते = स्वविपाक प्रदर्शयति। तथा च स्वकल्पादेव भगवतो दान न तु फलप्रत्याशयेति नाकृतार्थत्वमिति ध्वन्यते। तदिदमाह - [अष्टक २७/२]

उच्यते कल्प एवास्य तीर्थकृन्नामकर्मणः।

उदयात् सर्वसत्त्वाना हित एव प्रवर्तते।। इति। चत्वारो हि भङ्गाः पुण्यपापयोः सभवन्ति - पुण्यानुबन्धि पुण्यमित्येकः, पापानुबन्धि पुण्यमिति द्वितीयः, पापानुबन्धि पापमिति तृतीयः, पुण्यानुबन्धि पापमिति चतुर्थः। तत्राद्य - मनुष्यादेः पूर्वभवप्रचित मानुषत्वादिशुभभावानुभवहेत्वनन्तरं देवादिगतिपरपराकारणमनन्तर नारकादिभवपरंपराकारण चेततद्द्वितीयम्। यच्च तिर्यगादेः प्राग्जन्मोपात्त तिर्यक्त्वाद्यशुभभावानुभवननिमित्तमनन्तर च नरकादिहेतु तत्तृतीयम्। तदनन्तर देवादिगतिपरपरानिमित्त चैतच्चतुर्थमिति। यदाह - [अष्टक २४/१-२-३-४]

गेहाद्गेहान्तर कश्चिच्छोभनादधिक नरः। याति यद्वत्सुधर्मेण तद्वदेव भवाद्भवम्।।

गेहाद्गेहान्तर कश्चिच्छोभनादितरन्नरः। याति यद्वदसद्धर्मात्तद्वदेव भवाद्भवम्।।

गेहाद्गेहान्तर कश्चिदशुभादधिकं नरः। याति यद्वन्महापापात्तद्वदेव भवाद्भवम्।।

गेहाद्गेहान्तरं कश्चिदशुभादितरन्नरः। याति यद्वत्सुधर्मेण तद्वदेव भवाद्भवम्।।

---

જ છે તેથી એવા સ્વકલ્પથી જ ભગવાન્ દાન દે છે, નહી કે કોઇ ફળપ્રાપ્તિની આશાથી. માટે તેઓ અકૃતાર્થ છે એવુ તેનાથી ધ્વનિત થતુ નથી. અષ્ટક પ્રકરણ (૨૭/૨) મા કહ્યુ છે કે "(૨૭/૧ ગાથામાં કરેલ પૂર્વપક્ષનો) જવાબ અપાય છે - જગદ્ગુરુનો તીર્થકર નામકર્મના ઉદયથી થયેલો એવો કલ્પ જ છે કે તેઓ દાનાદિ દ્વારા સર્વજીવોના હિતમા પ્રવર્તે છે " આ તીર્થકરનામકર્મ પુણ્યાનુબધી પુણ્ય છે. પુણ્ય-પાપના આવા ચાર ભાગા સભવે છે - (૧) પુણ્યાનુબધી પુણ્ય, (૨) પાપાનુબધી પુણ્ય, (૩) પાપાનુબધી પાપ અને (૪) પુણ્યાનુબધી પાપ આમાનુ પ્રથમ મનુષ્ય વગેરેને હોય છે તે પૂર્વભવમા બાધેલ વર્તમાન મનુષ્યત્વ વગેરે શુભભાવોના કારણભૂત તેવા કર્મ રૂપ છે જે પછી દેવાદિ ગતિની પરપરાના કારણભૂત હોય એ કર્મ પછી જો નરકાદિગતિની પરપરાના કારણભૂત બનતું હોય તો બીજા પ્રકારનુ જાણવુ ત્રીજુ કર્મ તિર્યંચાદિને હોય છે તે પૂર્વભવમા બાધેલા અને વર્તમાન તિર્યંચપણુ વગેરે અશુભભાવોના કારણભૂત તેવા કર્મરૂપ છે જે પછી નરાકાદિના કારણભૂત બનતુ હોય એ કર્મ પછી જો દેવાદિગતિની પરપરાના કારણભૂત બનતુ હોય તો ચોથા પ્રકારનુ જાણવુ અષ્ટક પ્રકરણ (૨૪/૧-૨-૩-૪) મા કહ્યુ છે કે "કો'ક પુરુષ સારા ઘરમાથી વધુ સારા ઘરમા જેમ જાય તેમ પુણ્યાનુબધી પુણ્ય રૂપ સુધર્મના પ્રભાવે સારી ગતિમાથી વધુ સારી ગતિમાં જાય છે કો'ક પુરુષ સારા ઘરમાથી જેમ ખરાબ ઘરમા જાય છે તેમ પાપાનુબધી પુણ્ય રૂપ અસદ્ધર્મથી જીવ સારા ભવમાથી ખરાબ ભવમા જાય છે. કો'ક પુરુષ ખરાબ ઘરમાથી જેમ વધુ ખરાબ ઘરમા જાય છે તેમ પાપાનુબધી પાપ રૂપ મહાપાપથી જીવ ખરાબ ભવમાંથી વધુ ખરાબ ભવમા જાય છે કો'ક પુરુષ ખરાબ ઘરમાથી જેમ સારા ઘરમા જાય છે તેમ પુણ્યાનુબધી પાપ રૂપ સુધર્મથી જીવ ખરાબગતિમાંથી સારી ગતિમાં જાય છે અહી, 'પુણ્યાનુબંધી' હોવાથી પાપનો 'સુધર્મ' રૂપે ઉપચરિત ઉલ્લેખ કર્યો છે એ જાણવુ " ભગવાનનુ પુણ્ય પ્રથમ ભગવર્તી હોય છે જન્મ મહોત્સવ, રાજ્યભોગ વગેરેમા ભોગવાઇને શેષ બચેલુ પણ તે ઉચિતક્રિયાઓ કરાવવામા જ કુશળ હોય છે. એટલે એ કર્મ એક ઉચિતક્રિયા રૂપે જ દાન દેવરાવે છે તેથી દાન પરથી અકૃતાર્થતાસિદ્ધ થઇ શકતી નથી. [તેથી મહત્ત્વાભાવ

अत्र चाद्यभगवर्तिभगवत्पुण्यमनुभूतावशिष्टमप्युचितक्रियाप्रगुणमेवेति न दानादकृतार्थत्वमिति भावनीयम्।।१६।। एतदेव गुणान्तरानुगुणविपाकशालितया स्पष्टयति-

**गर्भादारभ्य सत्पुण्याद्भवेत्तस्योचिता क्रिया।**
**तत्राप्यभिग्रहो न्याय्यः श्रूयते स्वामिनस्ततः।।१७।।**

गर्भादिति। गर्भादारभ्य सत्पुण्यात् = पुण्यानुबन्धिपुण्यात् भवेत् तस्य = तीर्थकृत उचिता क्रिया, [1]"तीर्थकृत्त्वं सदौचित्यप्रवृत्त्या मोक्षसाधक" मिति वचनादुचितप्रवृत्तिद्वारा तीर्थकृत्त्वस्य मोक्षसाधकत्वात्। ततः = तस्मात्तत्रापि = गर्भेऽपि स्वामिनः श्रीवर्धमानस्याभिग्रहः = प्रतिज्ञाविशेषः =

जीवतो गृहवासेऽस्मिन् यावन्मे पितराविमौ।
तावदेवाधिवत्स्यामि गृहानहमपीष्टत।। [अष्टक २५/४] इत्येवमुक्तस्वरूपो न्याय्यः = न्यायादनपेतः श्रूयते।।१७।।

**न्याय्यता चेष्टसंसिद्धेः पित्रुद्वेगनिरासतः।**
**प्रारंभमंगलं ह्येतद्गुरुशुश्रूषणं हि तत्।।१८।।**

न्याय्येति। न्याय्यता चोक्ताभिग्रहस्य पित्रोर्दुःप्रतिकारयोरुद्वेगस्य वियोगनिमित्तकशोकरूपस्य निरासतः

પણ સિદ્ધ થઇ શકતો નથી.] એ બરાબર વિચારવુ.॥૧૬॥

પુણ્યાનુબધી પુણ્ય એવુ તીર્થકર નામકર્મ જ એવી વિશિષ્ટતાવાળુ હોય છે કે જે સ્વઉદયે તથાકલ્પ તરીકે દાનાદિ પ્રવૃત્તિ કરાવે છે એ કહ્યુ. જિનનામકર્મ આવી આવી વિશિષ્ટતાવાળુ જ હોય છે એ વાતને 'એ કર્મ ઉચિત પ્રવૃત્તિ રૂપ અન્યગુણને અનુકૂળ વિપાકવાળુ હોય છે' એ જણાવવા દ્વારા ગ્રન્થકાર સ્પષ્ટ કરે છે -

[પ્રભુવીરના અભિગ્રહનું ઔચિત્ય]

પુણ્યાનુબધી પુણ્યના પ્રભાવે શ્રીતીર્થંકર દેવોની ગર્ભથી માંડીને ઉચિત પ્રવૃત્તિ જ થાય છે, કારણકે અષ્ટકજી (૨૫/૧) ના 'તીર્થંકરપણુ હમેશા ઉચિત પ્રવૃત્તિ દ્વારા મોક્ષસાધક બને છે.' એવા વચનથી આવુ જણાય છે. આમ જિનનામકર્મના પ્રભાવે હમેશા ઉચિત પ્રવૃત્તિ જ હોવાથી ગર્ભમાં પણ શ્રીવર્ધમાનસ્વામી એ જે અભિગ્રહ લીધો કે 'જ્યા સુધી મારા આ માતાપિતા અહી ગૃહવાસમાં જીવે ત્યા સુધી જ હુ પણ સ્વેચ્છાથી ઘરમાં રહીશ' તે પણ ન્યાયસગત હોવો સભળાય છે અભિગ્રહનુ આવુ સ્વરૂપ અષ્ટક (૨૫/૪) મા કહ્યુ છે.॥૧૭॥ [આ અભિગ્રહ તો ચારિત્રનો પ્રતિપથી છે તો એ ન્યાયોચિત શી રીતે કહેવાય? એવા આશકિત પ્રશ્નનો જવાબ આપવા ગ્રન્થકાર કહે છે -]

આ અભિગ્રહથી 'માતા-પિતાને ઉદ્વેગ ન કરવો' એ રીતે એ ઉદ્વેગના નિરાસ દ્વારા ઇષ્ટની સસિદ્ધિ થવાથી તેમજ વડીલજનોની સેવા રૂપ હોઇ પ્રવ્રજ્યાના પ્રારભમગલરૂપ બનવાથી એ અભિગ્રહ ન્યાય્ય હતો. દુષ્પ્રતિકાર એવા માતા-પિતાને સ્વવિયોગ નિમિત્તે જે શોક થાય તેનું નિરાકરણ કરવા દ્વારા - એટલે કે બીજાઓને પણ 'માતા-પિતાને શોક ન ઉપજાવવો' એવી મર્યાદાનુ પ્રદર્શન કરી એ શોકનું વારણ કરવા દ્વારા - ઇષ્ટ એવા મોક્ષની સિદ્ધિ થવાથી ઉક્ત અભિગ્રહ ન્યાયસગત જ છે આશય એ છે કે ઉચિતપ્રવૃત્તિ જ મોક્ષના ઉપાયભૂત છે અને અનુચિત પ્રવૃત્તિ મોક્ષને વિઘ્નકર્તા છે. ઉક્ત અભિગ્રહથી કહેલ રીતે મોક્ષની પ્રાપ્તિ થઇ છે. એટલે

१ अतः प्ररूपसम्प्राप्तादिद्वारेण फलमुत्तमम्। इति पूर्वार्धं। अष्टक - २५।।१।।

= अन्येपामप्येवविधस्थितिप्रदर्शनात् । इप्टस्य = मोक्षस्य ससिद्धे, उचितप्रवृत्तिर्हि तदुपायोऽनुचितप्रवृत्तिश्च तद्विघ्न इति । तदिदमुक्तम् 'पित्रुद्वेगनिरासाय महता स्थितिसिद्धये ।

इप्टकार्यसमृद्ध्यर्थमेवभूतो जिनागमे ।।' [अप्टक - २५/३] ननु भगवतो नियतकालीनचारित्र-मोहनीयकर्मविपाकोदयेनैव गृहावस्थानमिति नाभिग्रहन्याय्यतेति चेत्? न, सोपक्रमस्य तस्य पित्रुद्वेगनिरासाद्यवलवनकाभिग्रहग्रहणमन्तरा विरतिपरिणामविनाश्यत्वात् । तथापि प्रव्रज्याविरोधिगृहावस्थानकारिणोऽस्य कथ न्याय्यत्वमिति चेत्? न, आनुपूर्व्येण न्याय्यप्रव्रज्यासंपादकत्वेनैव तस्य न्याय्यत्वात्, कालान्तरे वहुफलस्य कार्यस्य क्वचित्काले निपेधेऽपि न्याय्यत्वव्यवहारस्य सार्वजनीनत्वात् । तदिदमुक्त - [अप्टक २५/५-६]

'इमौ शुश्रूपमाणस्य गृहानावसतो गुरू । प्रव्रज्याप्यानुपूर्व्येण न्याय्यान्ते मे भविष्यति ।।

सर्वपापनिवृत्तिर्यत् सर्वथैपा सता मता । गुरूद्वेगकृतोऽत्यन्त नेय न्याय्योपपद्यते ।।' इति । तथा यद्गुर्वोः = मातापित्रो शुश्रूपण = परिचरण, तद्धि प्रारभमगलम् = आदिमगल प्रव्रज्यालक्षणशुभकार्यस्येति नैतद्विना

---

જણાય છે કે એ ઉચિત પ્રવૃત્તિરૂપ છે. અષ્ટકજી (૨૫/૩) મા કહ્યુ છે કે "માતા-પિતાના ઉદ્વેગનો નિરાસ કરવા માટે તથા 'માતા-પિતાના ઉદ્વેગનો નિરાસ કરવા પૂર્વક પ્રવર્તવું' એવી મહાપુરુષોની મર્યાદા જ્ઞાપિત કરવા માટે તેમજ ઇષ્ટકાર્ય મોક્ષની સિદ્ધિ માટે પ્રભુએ આવા પ્રકારનો અભિગ્રહ લીધો એવુ જિનાગમમા સભળાય છે"

શંકા - ચારિત્ર મોહનીય કર્મનો ભગવાનૂને જે નિયત કાળ માટે વિપાકોદય રહેવાનો હતો તેટલો કાળ તે કર્મથી જ તેઓનો ગૃહવાસ પ્રવર્તવાનો હોઇ વિયોગ વગેરેનો પ્રશ્ન નહોતો, તેથી એ અભિગ્રહથી માતા-પિતાનો વિયોગનિમિત્તક શોક દૂર થયો ન હોવાથી એ અભિગ્રહ ન્યાયસગત નથી

સમાધાન - પ્રભુનુ ચારિત્ર મોહનીયકર્મ સોપક્રમ હતુ એટલે માતા-પિતાના ઉદ્વેગનો નિરાસ કરવો વગેરે રૂપ આલબનવાળા એ અભિગ્રહ વિના તો પ્રબળ વૈરાગ્ય પ્રયુક્ત વિરતિપરિણામથી એ વિનાશ પામી જાય એવુ હતુ એ જો વિનાશ પામી જાય તો માતા-પિતાનો શોક નિવારી ન શકાત. એટલે એ અભિગ્રહથી એ નિવારણ થયુ હોવાથી અભિગ્રહ ઉચિત જ હતો

શંકા - તેમ છતા, એ અભિગ્રહ પ્રવ્રજ્યાવિરોધી ગૃહવાસને કરાવનારો હતો. એટલે એને ઉચિત શી રીતે કહેવાય?

સમાધાન - આ અભિગ્રહ ગૃહવાસ, માતા-પિતાની સેવા વગેરે આનુપૂર્વીથી = ક્રમથી ન્યાયસંગત પ્રવ્રજ્યાનો સપાદક હોવાથી જ એ ન્યાય્ય હતો. એ લીધો એટલે એનાથી એટલા કાળ પૂરતો પ્રવ્રજ્યાનો નિષેધ થયો એ અનુચિત જેવુ લાગે છે. પણ વાસ્તવમા એવુ નથી. [જેમ કાલાન્તરે ઘણી શક્તિ પ્રદાન કરનાર દૂધ વગેરેનો અમુક અવસ્થામા કરાયેલો નિષેધ પણ ઉચિત ગણાય છે તેમ] કાલાન્તરે (માતા-પિતાના સ્વર્ગગમન બાદ = તેઓને ઉદ્વેગ થવાનો કાળ વીતી ગયા બાદ) બહુ ફળ આપનાર કાર્યનો (ચારિત્રનો) અમુક કાળમા (માતા-પિતાના જીવન કાળમા) જે નિષેધ કરવામા આવે છે તે ઉચિત હોવાનો વ્યવહાર સર્વજન પ્રસિદ્ધ છે. અષ્ટકજી (૨૫/૫-૬) મા કહ્યુ છે કે "ગૃહમા રહીને આ માતા-પિતાની પરિચર્યા કરતાં મારી પ્રવ્રજ્યા પણ પરિચર્યાના અતે ન્યાયોચિત બનશે. કારણકે આ પ્રવ્રજ્યા સર્વ પ્રકારે સર્વ પાપનિવૃત્તિ રૂપ છે એવું સજ્જનોને માન્ય છે. એટલે માતા-પિતાને ઉદ્વેગ કરનાર મુમુક્ષુની પ્રવ્રજ્યા (નિમિત્ત ભાવે અન્યને ખેદ ઉપજાવવા રૂપ

प्रव्रज्यासिद्धि:, इत्यस्मादेव तस्या न्याय्यत्वम् । तदिदमाह-

प्रारभमगल ह्यस्या गुरुशुश्रूषण परम् ।

एतौ धर्मप्रवृत्ताना नृणां पूजास्पद महत् ।।' [अष्टक २५/७] इति ।।१८।। ननु पित्रुद्वेगे परिणामरस्तावन्नास्त्येव मुमुक्षोरनिष्टनिमित्ततापरिहारस्तु सर्वत्र दु:शक इत्यत आह-

**तत्खेदरक्षणोपायाप्रवृत्तौ न कृतज्ञता ।**

**त्यागोऽप्यबोधे न त्यागो यथा ग्लानौषधार्थिनः ।।१९।।**

तदिति । तयो: = पित्रो: खेदस्य यद्रक्षण तदुपायेऽप्रवृत्तौ न कृतज्ञता । सा हि तत्प्रतिपत्तिसाध्यैव । यदाह --[अष्टक २५/८]

'स कृतज्ञ: पुमाल्लोके स धर्मगुरुपूजक: । स शुद्धधर्मभाक् चैव य एतौ प्रतिपद्यते ।।' इति । तथा च सर्वश्रेयोमूलभूतस्य स्वेष्टस्य कृतज्ञतागुणस्य प्रतिपक्ष: पितृखेद: सर्वथैव वर्जनीय इति भाव: । यदाह –

---

સાવદ્યથી સંકળાયેલી બનવાથી) ન્યાયસગત બની શકતી નથી " વળી પ્રવ્રજ્યા પૂર્વે ગૃહમા વસીને માતા-પિતાની શુશ્રૂષા જે થાય એ પ્રવ્રજ્યા રૂપ શુભકાર્ય માટે પ્રારભમગલરૂપ બને. તેથી એ શુશ્રૂષા વિના પ્રવ્રજ્યા સિદ્ધિ અશક્ય હોઇ આ ગૃહવાસથી જ પ્રવ્રજ્યા ન્યાયસંગત બનવાની હતી આમ અભિગ્રહથી જ ન્યાયસંગત પ્રવ્રજ્યા સપન્ન થતી હોઇ એ ન્યાય્ય જ હતો અષ્ટકજી (૨૫/૭) મા કહ્યું છે કે "માતા-પિતાની શુશ્રૂષા એ આ પ્રવ્રજ્યાનું શ્રેષ્ઠ પ્રારભમંગલ છે, કારણકે માતા અને પિતા એ ધર્મપ્રવૃત્ત મનુષ્યો માટે મહત્ત્વનું પૂજાસ્થાન છે "।।૧૮।।

શંકા - મુમુક્ષુ ચારિત્ર ગ્રહણ કરે એમા માતા-પિતાને ઉદ્વેગ પમાડવાનો એનો આશય હોતો નથી એમા પોતે નિમિત્ત બને છે એ વાત સાચી. પણ એમ તો અનિષ્ટના નિમિત્ત બનવાથી બચવુ એ સર્વત્ર શક્ય પણ નથી એટલે ક્યાક એવુ નિમિત્ત બની જવા છતા પ્રવ્રજ્યા જેમ અન્યાય્ય બની જતી નથી તેમ પ્રસ્તુતમા માતા-પિતાને ઉદ્વેગ રૂપ અનિષ્ટના નિમિત્ત બનવા છતાં પણ પ્રવ્રજ્યા કાંઇ અન્યાય્ય બની જવાની નથી. માટે આ રીતે પ્રવ્રજ્યાનો વિલબ અયોગ્ય છે.

આવી શંકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે -

માતા-પિતાનો ખેદ જેનાથી અટકે એવા ઉપાયને જો અજમાવવામા ન આવે તો એમાં કૃતજ્ઞતા ગુણની હાનિ થાય, કેમકે કૃતજ્ઞતા તે ઉપાયને અજમાવીને માતા-પિતાની સેવા કરવા દ્વારા જ સપન્ન થાય છે. અષ્ટકજી (૨૫/૮) મા કહ્યુ છે કે "તે જ પુરુષ લોકમા કૃતજ્ઞ છે, તે જ ધર્મગુરુનો પૂજક બને છે અને તે જ શુદ્ધ ધર્મનું ભાજન બને છે જે માતા-પિતાનો સેવા કરવા દ્વારા સ્વીકાર કરે છે." [ઉક્ત અભિગ્રહથી જ કૃતજ્ઞતાનુ પાલન હોઇ એ અભિગ્રહ ન્યાય્ય જ હતો. તેમજ એ રીતે કૃતજ્ઞતાનુ પાલન ન થાય તો તો શુદ્ધધર્મનુ ભાજન ન બનાય. એટલે કે પ્રવ્રજ્યા ધર્મ પણ શુદ્ધ ન બને. માટે અભિગ્રહથી થયેલ પ્રવ્રજ્યા વિલબ પણ અયોગ્ય નહોતો.] તાત્પર્ય એ છે કે સર્વકલ્યાણના મૂળભૂત જે સ્વઇષ્ટ કૃતજ્ઞતાગુણ તેના પ્રતિપક્ષરૂપ માતાપિતાનો ખેદ સર્વથા વર્જ્ય છે. પચસૂત્રમા (ત્રીજાસૂત્રમા) કહ્યુ છે કે "માતાપિતા બોધ ન પામતા હોય તો કોઇ પણ રીતે તેમને બોધ પમાડવો એટલે કે પ્રવ્રજ્યાને અભિમુખ કરવા " "તેમ છતા વિચિત્ર કર્મપરિણતિના કારણે બોધ ન પામે તો તેઓના નિર્વાહના સાધનની યથાશક્તિ વ્યવસ્થા કરી પછી તેઓની અનુજ્ઞા પ્રાપ્ત કરી સાધુ ધર્મ સ્વીકારવો " તેમ છતા તેઓ અનુજ્ઞા ન આપે તો 'દિલથી નિર્માય રહી બાહ્ય રીતે માયા કરવી' એટલે કે 'હું અલ્પ આયુષ્યવાળો

"[१]अप्पडिवुज्झमाणे कहिचि पडिवोहिज्जा अम्मापियरो" प्रव्रज्याभिमुखीकुर्वीतेत्यर्थः। "अप्पडिवुज्झमाणेसु य कम्मपरिणइए विहेज्जा जहासत्ति तदुवगरण तओ अणुण्णाए पडिवज्जेज्जा धम्म"। अथ नानुजानीतस्तदा 'अणुवद्दे चेव उवहिजुत्ते सिया' (पचसूत्र - ३) अल्पायुरहमित्यादिका माया कुर्यादित्यर्थः। एवमुपायप्रवृत्तावपि तयोरवोधे त्यागोऽपि मुमुक्षोस्तत्त्वतो न त्यागः, यथा ग्लानयोरध्वनिग्लानीभूतयोः पित्रोरौपधार्थिनस्तदुपकारकौपधानयनार्थ कथचित्तो विमुच्यापि गच्छतः पुत्रस्य, प्रव्रज्यायास्तयोः स्वस्यान्येपा चोपकारहेतुत्वात्। तदिदमाह - [२]सव्वहा अपडिवुज्झमाणे चएज्जा अद्धाणगिलाणओसहत्थचागणाएण।।१९।।

**अपरस्त्वाह राज्यादि महाधिकरणं ददत्।**
**शिल्पादि दर्शयंश्चार्हन्महत्त्वं कथमृच्छति।।२०।।**

अपरस्त्विति। अपरस्तु वाद्याह 'राज्यादि महाधिकरण = महापापकारण ददत्स्वपुत्रादिभ्यः, शिल्पादि दर्शयश्च लोकानामर्हन् कथं महत्त्वमृच्छति।।२०।।

---

छुं' इत्यादि माया करवी [जेथी धर्म माटे अनुज्ञा आपे] आ रीते उपाय करवा छतां तेओ बोध न पामे - अर्थात् अनुज्ञा आपवा समत न थाय तो तेओनो त्याग करवो मुमुक्षुए आ रीते तेओनो करेलो त्याग पण वस्तुतः त्याग नथी आ समजवा माटे नीचेनु दृष्टान्त विचारवु. माता-पिता जंगलमा बिमार पडी गया. त्या औपधादिनी कोइ सभावना नथी साथे रहेलो पुत्र जगल बहार आवेला गाममांथी औषध लाववा जवा माटे इच्छे छे मा-बाप कहे छे 'अमारी आवी हालत छे ने तु अमने छोडी जवानी वात करे छे? तु चाल्यो जाय तो पछी अमारु शु थाय?' पुत्र विचारे छे के 'जो एमनी आ वातथी अही रही जइश तो औषध वगर एमनो रोग वधतो जशे, तेमज दिवसो जता मारु पण भाथु खलास थइ जशे, पछी हु पण एमनी शु सेवा करी शकीश? अंते अमे बधा मरी जइशु एना करता शीघ्र गाममा जइ मारुं नवु भाथु अने एमनु औषध लइ आवु तो अते बधा सुखेथी जंगल पसार करी शकीशु.' आ रीते माता-पिताने उपकारक औषध लाववा माटे एमनो त्याग करवो ए जेम वास्तवमा त्याग नथी तेम प्रस्तुतमा पण जाणवु. एटले के प्रव्रज्या माटे माता-पिताने उक्त विधि पूर्वक छोडवा ए वास्तवमा न छोड्या बराबर ज छे, केमके प्रव्रज्या ए भवरोग माटे औषधरूप होइ स्व-परने उपकारक छे पचसूत्रमा आ वात आ रीते करी छे - "कोइपण रीते बोध न पामे तो माता-पिताने, अटवीमा ग्लान थयेल माता-पितानो औषध माटे कराता त्यागना दृष्टान्त अनुसार त्याग करवो"।।१९।। [आम भगवाननुं दान तथाकल्परूप होइ अकृतार्थतानु सूचक न होवाना कारणे महत्त्वाभावने सिद्ध करी शकतु नथी ए निर्णीत थयुं हवे अन्यवादी श्रीजिनमां जे रीते महत्त्वाभावनी शंका करे छे ते देखाडवा ग्रन्थकार कहे छे-]

[राज्यप्रदानादिनुं औचित्य]

अन्यवादी कहे छे के 'राज्य वगेरे महापापना कारणभूत-महाअधिकरण छे शिल्पादिमा पण घणो आरभसमारभ रह्यो छे. एटले स्वपुत्रादिने राज्य आपनारा अने लोकोने शिल्पादि शीखवनारा श्रीअरिहतमा महत्त्व कइ रीते होय?।।२०।। [आ वादीने जवाब आपवा ग्रन्थकार कहे छे-]

---

१ अप्रतिवुध्यमाने कथचित्प्रतिवोधयेन्मातापितरौ 'अप्रतिवुध्यमानयोश्च कर्मपरिणत्या विदध्याद्यथाशक्ति तदुपकरण, ततोऽनुज्ञाते प्रतिपद्येत धर्मम्। 'अनुपग्रश्चैव उपधियुक्तः स्यात्।

२ सर्वथाऽप्रतिवुध्यमाने त्यजेदध्वग्लानापधार्थत्यागज्ञातेन।

**तन्नेत्थमेव प्रकृताधिकदोषनिवारणात्।**
**शक्तौ सत्यामुपेक्षाया अयुक्तत्वान्महात्मनाम्।।२१।।**

तदिति। यदुक्तमपरेण वादिना तन्न, इत्थमेव = राज्यप्रदानादिप्रकारेणैव प्रकृतात् = राज्यप्रदानादिदोषादधिको राज्याऽप्रदानादिकृतमिथःकलहातिरेकप्रसङ्गादिरूपो यो दोषस्तस्य निवारणात्, शक्तौ परेषामधिकदोषनिवारणविषयाया सत्यामुपेक्षाया = माध्यस्थ्यरूपाया अयुक्तत्वात् महात्मना = परार्थमात्रप्रवृत्तशुद्धाशयानाम्। तदिदमाह - [अष्टक २८/२-६]

अप्रदाने हि राज्यस्य नायकाभावतो जनाः। मिथो वै कालदोषेण मर्यादाभेदकारिणः।।
विनश्यन्त्यधिकं यस्मादिह लोके परत्र च। शक्तौ सत्यामुपेक्षा च युज्यते न महात्मनः।।
तस्मात्तदुपकाराय तत्प्रदानं गुणावहम्। परार्थदीक्षितस्यास्य विशेषेण जगद्गुरोः।।
एवं विवाहधर्मादौ तथा शिल्पनिरूपणे। न दोषो ह्युत्तमं पुण्यमित्थमेव विपच्यते।।
किं चेहाधिकदोषेभ्यः सत्त्वानां रक्षणं तु यत्। उपकारस्तदेवैषा प्रवृत्त्यङ्गं तथाऽस्य च।।२१।।

**नागादे रक्षणायैव गर्त्ताद्याकर्षणेऽत्र न।**
**दोषोऽन्यथोपदेशेऽपि स स्यात्परनयोद्भवात्।।२२।।**

नागादेरिति। नागादेः सकाशाद्रक्षणाय = रक्षणार्थं जनन्याः स्वपुत्रस्य गर्त्तादेराकर्षणे हनुजानुप्रभृत्यङ्ग-

---

અન્યવાદીએ કહેલી આ વાત યોગ્ય નથી, કારણ કે આ રીતે રાજ્ય પ્રદાનાદિ દ્વારા જ, એ રાજ્ય પ્રદાનાદિમાં થનારા દોષ કરતા, રાજ્ય અપ્રદાનાદિના કારણે થનારા પરસ્પર તીવ્રકલહ વગેરે રૂપ અધિક ભારે દોષનુ નિવારણ શક્ય બન્યુ બીજાઓના અધિક દોષનું નિવારણ કરે તેવી શક્તિ હોવા છતા માધ્યસ્થ્ય રૂપ ઉપેક્ષા દાખવવી એ.પરોપકારમાત્રકરણના શુદ્ધ આશયવાળા મહાત્માઓ માટે અયોગ્ય છે અષ્ટકજીમાં (૨૮/૨ થી ૬) આ વાત આ રીતે કહી છે - પુત્ર વગેરેને રાજ્યપ્રદાન ન કરે તો નાયક વગરના લોકો અવસર્પિણી કાળના દોષે સ્વધન-પરધન વગેરેની મર્યાદા તોડી આલોક-પરલોકમાં અધિક નાશ પામે વળી શક્તિ હોય તો ઉપેક્ષા કરવી એ મહાત્માને યોગ્ય નથી. તેથી લોકો પર અધિક અનર્થમાથી બચાવવા રૂપ ઉપકાર કરવા માટે પુત્રાદિને રાજ્યપ્રદાન કરવુ એ વિશેષ કરીને પરાર્થ માટે દીક્ષિત થયેલ જગદ્ગુરુ ભગવાન માટે તો નિર્વિવાદ ગુણાવહ જ હતુ, દોષાવહ નહી આ જ રીતે વિવાહની વ્યવસ્થા, શિલ્પનિરૂપણ વગેરે કાઇ પણ પ્રભુને દોષ રૂપ ન થયુ, કારણકે પ્રકૃષ્ટ પુણ્ય આ રીતે જ ભોગવાય છે વળી જીવોનો કલહ વગેરે અધિક દોષોમાથી જે બચાવ થયો એ તેઓની હિત પ્રવૃત્તિ જ થઇ. આ ઉપકાર જ પ્રભુની રાજ્યપ્રદાનાદિ પ્રવૃત્તિનું કારણ (પ્રયોજન) હતો અર્થાત્ એ ઉપકાર કરવા માટે જ પ્રભુએ એ પ્રવૃત્તિ કરી હતી માટે એ દુષ્ટ નહોતી "॥૨૧॥ [અધિક દોષવારક પ્રવૃત્તિ દોષાવહ નથી હોતી એ વાતનુ દૃષ્ટાન્તપૂર્વક સમર્થન કરવા ગ્રન્થકાર કહે છે -]

સ્વપુત્રની સાપ વગેરેથી રક્ષા કરવા માટે એને ખાડામાથી ખેચી કાઢવામા બાળકની હડપચી, ઘૂટણ વગેરે અગો છોલાઇ પણ જાય તેમ છતા આ રીતે પુત્રને ખેચવામાં માતા જેમ દોષપાત્ર બનતી નથી એમ રાજ્યપ્રદાનાદિ કરવામા પ્રભુ પણ દોષપાત્ર બનતા નથી, કારણકે બન્નેમા મોટા અનર્થથી બચાવવાનો ઉપકાર કરવાનો આશય છે. બાકી, જેનું વારણ અસભવિત છે એવા અલ્પદોષ માત્રને આગળ કરીને બહુ ગુણકર

घर्षणकारिकर्मणीवात्र = भगवतो राज्यप्रदानादौ न दोषः, अन्यथा = असभविवारणदोपनिमित्तकस्यापि वहुगुणकर्मणो दुष्टत्वे उपदेशेऽपि = भगवतो धर्मव्याख्यानेऽपि स दोपः स्यात्, परेपा = वोद्धादीनां नयानां मिथ्यात्वमूलभूताना दर्शनानामुद्भवात् तत एवोपपत्तेः (उत्पत्तेः), 'जावइया णयवाया तावइया चेव परसमया' इति वचनात्। तदिदमाह - [अप्टक २८/७-८]

नागादे रक्षण यद्वद्गर्त्ताद्याकर्पणेन तु। कुर्वन्नदोपवास्तद्वदन्यथासभवादयम्।।

इत्थ चेतदिहेप्टव्यमन्यथा देशनाप्यलम्। कुधर्मादिनिमित्तत्वाद्दोपायैव प्रसज्यते।।२२।।

## कश्चित्तु कुशलं चित्तं मुख्यं नास्येति नो महान्।
## तदयुक्तं यतो मुख्यं नेदं सामायिकादपि।।२३।।

**कश्चित्त्विति।** कश्चित्तु मायापुत्रीयो मुख्य = सर्वोत्तम कुशल चित्त नास्य = भवदभिमतस्य भगवतः, इति नो महानयमित्याह - **तदयुक्तं**, यतो नेद = परपरिकल्पित कुशल चित्त समतृणमणिलेप्टुकाञ्चनानां सर्वसावद्ययोगनिवृत्तिलक्षणात्सामायिकादपि मुख्यम्, असद्भूतार्थविपयत्वात्।।२३।। तथाहि–

---

કાર્યને પણ જો દુષ્ટ માનવાનુ હોય તો ભગવાને ધર્મોપદેશની જે પ્રવૃત્તિ કરી એમાં પણ એ દોષ લાગશે. એટલે કે એને પણ દુષ્ટ માનવી પડશે. કારણ કે અનેક આસન્નભવ્યોને એનાથી ઉપકાર થતો હોવા છતા મિથ્યાત્વના મૂલભૂત બૌદ્ધદર્શનાદિ નયો પણ એમાથી જ ઉત્પન્ન થાય છે આ વાત 'જેટલા નયવાદો છે એટલા પર દર્શનો છે' એ વચનથી જણાય છે આમ ધર્મદેશનામા પણ આટલો દોષ સભવિત હોઇ એને પણ દુષ્ટ માનવાની આપત્તિ આવે અષ્ટકજી (૨૮/૭) મા આ વાત કરી છે - "ખાડામાથી ખેંચી કાઢવા દ્વારા પુત્રાદિનું નાગાદિથી રક્ષણ કરનાર વ્યક્તિ જેમ દોષપાત્ર નથી. તેમ, અલ્પ પણ દોષ જેનાથી ન થાય એ રીતે મોટો ઉપકાર અસંભવિત હોઇ અલ્પ દોષકારક રાજ્યપ્રદાનાદિ પ્રવૃત્તિ કરનારા શ્રી અરિહત દોષપાત્ર નથી આ રીતે રાજ્યપ્રદાનાદિને નિર્દોષ જ માનવા જોઇએ. નહિતર તો ધર્મદેશનાની પ્રવૃત્તિ પણ કુધર્મ વગેરેના નિમિત્ત કારણભૂત હોઇ અત્યંત દોષકારક જ માનવી પડે "॥૨૨॥ [શ્રીજિનમા મહત્ત્વાભાવની સિદ્ધિ કરવા મથતા અન્યવાદીનો અભિપ્રાય દર્શાવી એની અયોગ્યતા દેખાડતા ગ્રન્થકાર કહે છે -]

**[કુશલ ચિત્તની અસંભવિતતા]**

કો'ક માયાપુત્ર એમ માને છે કે તમને અભિમત આ જિન ભગવાનમા સર્વશ્રેષ્ઠ ચિત્તપરિણામ ન હોવાથી એ મહાન્ નથી તેની આ માન્યતા યોગ્ય નથી. કારણકે એ માયાપુત્રીય જે ચિત્તપરિણામનો જિનમાં અભાવ કહે છે એ ચિત્ત પરિણામ, જેઓને તૃણ અને મણિ સમાન છે, લેષ્ટુ અને કાંચન સમાન છે એવા શ્રીજિનમા રહેલા સર્વસાવદ્યવ્યાપારથી નિવૃત્તિરૂપ સામાયિક પરિણામ કરતા શ્રેષ્ઠ નથી, કારણકે એ પરપરિકલ્પિત ચિત્તપરિણામ અવિદ્યમાન પદાર્થના વિષયવાળો છે તેથી એ પરપરિકલ્પિત ચિત્તપરિણામ સર્વશ્રેષ્ઠ નથી તેમજ એના કરતા વધુ સુદર એવો સામાયિક પરિણામ તો શ્રીજિનમા છે જ, માટે શ્રીજિનમા મહત્ત્વ પણ છે જ ॥૨૩॥ પરપરિકલ્પિત કુશળચિત્ત કઇ રીતે અવાસ્તવિક વિષયવાળુ છે એ ગ્રન્થકાર જણાવે છે–

"આ જગત્ના સઘળા પાપો મારામા સકાન્ત થઇ જાઓ, અને મારા ધર્મથી જગત્ના સઘળા જીવો મુક્ત થઇ જાઓ " આવો પરિણામ એ પરમાન્ય કુશલચિત્ત છે આમાં સ્વધર્મથી જગત્ના જીવાની મુક્તિની ઇચ્છા અને તેઓના દુર્ગતિકારણભૂત પાપોની સહિષ્ણુતા (કે જે સહિષ્ણુતા પોતે એ પાપોનુ ફળ ભોગવી લે એટલે

**स्वधर्मादन्यमुक्त्याशा तदधर्मसहिष्णुता।**
**यद्द्वयं कुशले चित्ते तदसंभवि तत्त्वतः।।२४।।**

स्वधर्मादिति। स्वधर्मादन्येषां जगत्प्राणिनां मुक्त्याशा = मुक्तिवाञ्छा तेषां = अन्येषां येऽधर्मा दुर्गतिहेतवस्तेषां सहिष्णुता स्वस्मिंस्तत्फलापत्त्या परदुःखपरिजिहीर्षालक्षणा, यदेतद्द्वयं कुशले चित्ते विषयीभवति तत्तत्त्वतोऽसंभवि, बुद्धानां निर्वृतिप्रतिपादनात्, गङ्गावालुकासमा बुद्धा निर्वृता इति परेषामागमव्यवस्थितेः, स्वान्यधर्माधर्मयोः परेषु स्वस्मिंश्चोपसंक्रमे तदयोगात्। यदि चैवमसद्भूतार्थविषयं कुशलचित्तं प्रामाणिकं स्यात्तदा-

मय्येव निपतत्वेतज्जगद्दुश्चरितं यथा।
मत्सुचरितयोगाच्च मुक्तिः स्यात्सर्वदेहिनाम्।। [अष्टक २९/४] इतिवत्
अज्ञानानां यदज्ञानमास्तां मय्येव तत्सदा।
मदीयज्ञानयोगाच्च चैतन्यं तेषु सर्वदा।। इत्यपि परेण पठनीयं स्यात्।।२४।।

**अतो मोहानुगं स्यैतन्निर्मोहानामसुन्दरम्।**
**बोध्यादिप्रार्थनाकल्पं सरागत्वे तु साध्वपि।।२५।।**

अत इति। अतः = उक्तकुशलचित्तस्य तत्त्वतोऽसंभव्यर्थविषयत्वादेतद्धि मोहानुगं = मोहनीयकर्मोद-

---

અન્યોના દુઃખ તેઓએ ન ભોગવવા પડે એવી ઇચ્છા રૂપ છે) આ બે અભિવ્યક્ત થાય છે. પણ આ બે ચીજ વાસ્તવમા અસંભવિત છે, કારણ કે બુદ્ધો નિર્વાણ પામ્યાનુ પ્રતિપાદન કરાયુ છે, આ પણ 'ગંગાની રેતીના કણ જેટલા બુદ્ધો નિર્વાણ પામ્યા છે' (અથવા 'ગંગાવાલુકાસમ = ગંગાની રેતીની જેવા નિર્લેપ = અન્યના પાપથી નહીં લેપાયેલા બુદ્ધો નિર્વાણ પામ્યા છે') એવી તેઓની આગમોક્ત વાત પરથી જણાય છે. જો પોતાનો ધર્મ જગત્‌ના જીવોમા અને જગત્‌ના પાપો પોતાનામા સંક્રાન્ત થઇ શકતા હોય તો એક પણ બુદ્ધનો મોક્ષ જ અસંભવિત બની જાય કેમકે જેવા આ કુશલચિત્તવાળા બને કે તુરત જગત્‌ના જીવોના પાપથી તેઓનો આત્મા ભરાઇ જાય. વળી જો આ રીતે અવિદ્યમાનવિષયવાળું એવુ પણ આ કુશળચિત્ત પ્રામાણિક હોય તો 'આ જગત્‌નુ પાપ મારામા આવી જાઓ અને મારા સુચરિતથી સર્વજીવોની મુક્તિ થઇ જાઓ' એવા કુશલ ચિત્તની જેમ 'અજ્ઞાની જીવોનુ જે અજ્ઞાન હોય તે હમેશા મારામા આવી જાઓ અને મારુ જ્ઞાન તેઓમાં જવા દ્વારા તેઓમા હમેશા ચૈતન્ય સ્ફૂર્યા કરો' એવુ કુશળચિત્ત પણ કહેવું પડશે. અથવા, "અજ્ઞાન = જ્ઞાનશૂન્ય = જડ પદાર્થોની જડતા હમેશા મારામા આવી જાવ અને એ જડ પદાર્થોમા મારુ જ્ઞાન જવા દ્વારા હંમેશા ચૈતન્ય સ્ફૂર્યા કરો" એવુ કુશળચિત્ત પણ કહેવું પડશે.।।૨૪।। [અસંભવિત વિષયવાળુ ચિત્ત શું સર્વથા અસુંદર જ હોય? કુશળ ન જ હોય? એવી શંકાનુ સમાધાન કરવા ગ્રન્થકાર કહે છે -]

પરોક્ત કુશલચિત્ત તત્ત્વતઃ અસંભવિત વિષયવાળુ હોઇ મોહનીયકર્મના ઉદયથી સંકળાયેલુ હોય છે, કારણકે મોહનીયનો ઉદય ન હોય તો તો સઘળા વિકલ્પોના ખળભળાટ વિનાનુ જ નિસ્તરંગ ચિત્ત હોય છે. આમ મોહોદયથી યુક્ત હોવાથી એ કુશળચિત્ત નિર્મોહ એવા વીતરાગ માટે અસુંદર છે. તેથી એવું કુશળચિત્ત સર્વ શ્રેષ્ઠ નથી, કારણકે નિર્મોહતાનુ વિરોધી છે. પ્રશસ્તરાગવાળી-સરાગ અવસ્થામા આવું કુશળચિત્ત એ બોધિ, આરોગ્ય, ઉત્તમસમાધિ વગેરેની પ્રાર્થનાયુક્ત ચિત્તને સમાન હોઇ પ્રશસ્ત પણ હોય છે. અસંભવિત

यानुगतं, मोहोदयाभावे हि समस्तविकल्पोत्कलिकावर्जितमेव चित्त स्यादिति निर्मोहाना = वीतरागाणामसुन्दरम्। तथा च कुशलचित्तस्य न मुख्यत्त्व, निर्मोहत्वविरोधादित्यर्थः। सरागत्वे तु = प्रशस्तरागदशाया त्वेतद्वोध्यादिप्रार्थनाकल्पमादिनाऽऽरोग्योत्तमसमाधिग्रहः साध्वपि = प्रशस्तमपि, असभविविपयकयोरपि वाड्मनसो प्रशस्तभावोत्कर्पकत्वेन चतुर्थभङ्गान्तःपातित्वसभवात्। तदुक्त - 'वोध्यादिप्रार्थनाकल्प सरागत्वे तु साध्वपि'। ननु चतुर्थभङ्गस्थवाड्मनसोर्भगवत्यपि सभवात्कथ न कुशलचित्तयोग इति चेत्? न, वेकल्पिकभक्तिभावप्रयुक्तस्य चतुर्थभगस्य प्रार्थनारूपस्य भगवत्यनुपपत्ते, विचित्रवर्गणासद्भावेनेव तत्र तदुपवर्णनादिति वोध्यम्।।२५।। यदपि व्याघ्रादेः स्वकीयमासदानादावतिकुशल चित्त वुद्धस्येप्यते, न चेतदर्हत इति नात्र महत्त्वमित्याशक्यते तदप्यसगतम्, तच्चित्तस्येवानतिकुशलत्वेन मोहानुगतत्वाविशेपादित्यभिप्रायवानाह–

**सत्त्वधीरपि या स्वस्योपकारादपकारिणि।**
**सात्मंभरित्यपिशुना परापायानपेक्षिणी।।२६।।**

**सत्त्वधीरिति।** याऽपि वुद्धस्यापकारिणि = स्वमासभक्षकव्याघ्रादो स्वस्योपकारात् कर्मकक्षकर्त्तनसा-

---

विपयवाળा વચન અને મન પણ પ્રશસ્તભાવોનો ઉત્કર્ષ કરાવનાર હોઇ ચોથા ભાંગામા સમાવિષ્ટ થવા સભવે છે આશય એ છે કે ભગવાન્ વીતરાગ હોઇ 'પ્રસન્ન થઇને બોધિ આપે' એ વાત અસભવિત છે તેમ છતા પ્રશસ્તભાવોત્કર્ષ કરનાર હોઇ એનો જેમ સત્ય, મૃષા, મિશ્ર અને અસત્યઅમૃષાભાષા-વ્યવહારભાષા રૂપ ચાર ભાગામાથી ચોથા વ્યવહારભાષાના ભાગામાં સમાવેશ હોવો આવશ્યક નિર્યુક્તિ વગેરેમા કહ્યો છે તેમ પ્રસ્તુતમાં પણ અસંભવિત વસ્તુ વિષયક ચિત્તનો તે ભાવોત્કર્ષ હોઇ ચોથા ભાગામાં સમાવેશ સભવે છે કહ્યુ છે કે 'સરાગ અવસ્થામા બોધિ વગેરેની પ્રાર્થના સમાન તે કુશલચિત્ત સુદર હોવુ પણ સભવે છે.'

**શંકા** - વીતરાગ ભગવાન્મા પહેલી અને છેલ્લી ભાષા હોય છે. એટલે ચોથો ભાગો સભવિત હોઇ આવુ કુશળચિત્ત પણ કેમ ન હોય?

**સમાધાન** - સામાન્યથી ચોથો ભાગો હોવા છતા વિકલ્પાત્મક ભક્તિભાવ પ્રયુક્ત પ્રાર્થનારૂપ ચોથો ભાંગો વીતરાગપ્રભુમા સભવતો નથી, (કારણકે પ્રભુ કૃતકૃત્ય હોઇ પ્રાર્થના જ હોતી નથી), વિચિત્રવર્ગણા વિદ્યમાન હોવાના કારણે જ તેઓમા ચોથાભાગાની હાજરી કહી છે [નહી કે પ્રાર્થનારૂપ ભાષાની વિદ્યમાનતાના કારણે] એ જાણવું. [જીવ ભાષા વર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરીને ભાષા રૂપે પરિણમાવે છે કાર્યભેદે કારણભેદ હોવો જોઇએ, એ ન્યાયે કાર્યરૂપે જ્યારે સત્યભાષા હોય ત્યારે તેમા કારણભૂત વર્ગણા અમુક પ્રકારની હોવી જોઇએ. એમ અસત્યભાષા વગેરે રૂપે પરિણમનારી વર્ગણાઓ અલગ-અલગ પ્રકારની ભાષા વર્ગણા હોવી જોઇએ. પ્રસ્તુતમા, વ્યવહારભાષા રૂપે પરિણામ પામનારી ભાષાવર્ગણાઓ વીતરાગને પણ ઉપલબ્ધ હોવાથી વ્યવહારભાષા પણ હોવાની વાત ગ્રન્થોમા કરી છે. અર્થાત્ વ્યવહારભાષાસામાન્યની વિદ્યમાનતા કહી હોવા માત્રથી, પ્રાર્થના કે જે વ્યવહારભાષાનો એક પ્રકારવિશેષ છે, તે પણ વીતરાગમા હોય જ એવુ માની શકાય નહી]॥૨૫॥

"વાઘ વગેરેને સ્વકીય માસ ખાવા દેવામા બુદ્ધનુ ચિત્ત જેવુ અતિકુશલ હોય છે એવુ શ્રીજિનનું ન હોવાથી શ્રીજિનમાં મહત્ત્વ નથી" એવી જે આશંકા કરાય છે તે પણ અસગત છે, કેમકે મૂળમા એ ચિત્ત જ મોહાનુગત હોઇ અતિકુશલ હોતુ નથી આવા અભિપ્રાયથી ગ્રન્થકાર કહે છે -

हाय्यककरणलक्षणात् सत्त्वधी", माऽऽत्मानमेव न परं विभर्ति = पुष्णातीत्यात्मभरिस्तत्त्व पिशुनयति = सूचयतीत्यात्मभरित्वपिशुना परेषा स्वमासभक्षकव्याघ्रादीनामपायान् दुर्गतिगमनादीन्नापेक्षत इत्येवंशीला। तथा चात्रात्मभरित्व परापायानपेक्षत्व च महद्दूषणमिति भावः। तदुक्त –

अपकारिणि सद्बुद्धिर्विशिष्टार्थप्रसाधनात्।
आत्मभरित्वपिशुना परा(?तद)पायानपेक्षिणी।। इति [अष्टक २९/७]।।२६।।

**पदार्थमात्ररसिकस्ततोऽनुपकृतोपकृत्।**
**अगूढलक्षो भगवान् महानित्येष मे मतिः।।२७।।**
**अर्हमित्यक्षरं यस्य चित्ते स्फुरति सर्वदा।**
**परं ब्रह्म ततः शब्दब्रह्मणः सोऽधिगच्छति।।२८।।**
**परःसहस्राः शरदां परे योगमुपासताम्।**
**हन्तार्हन्तमनासेव्य गन्तारो न परं पदम्।।२९।।**

---

સ્વમાસભક્ષક વાઘ વગેરે અપકારી જીવ પર 'આ તો કર્મસમૂહને તોડવામાં સહાય કરવા રૂપે મારા પર ઉપકાર કરનારા છે, માટે સારા છે = સારુ કરનારા છે' આવી બુદ્ધની જે અતિકુશલચિત્ત રૂપ સત્ત્વધી છે તે બુદ્ધના આત્મભરિત્વની ચાડી ખાનારી છે, કારણકે એમા પરના = વ્યાઘ્રાદિના અપાયની કોઇ ચિતા નથી, એટલે કે એમા માત્ર સ્વાર્થનો જ વિચાર છે અને અન્યના દુર્ગતિગમન વગેરે અપાયોનો વિચાર નથી. એટલે કે એમા આત્મભરિત્વ અને પરાપાયાનપેક્ષત્વ રૂપ મોટા દૂષણ રહ્યા છે. અષ્ટકજી (૨૯/૭) માં કહ્યુ છે કે "વાઘ વગેરે અપરાધી પર, 'આ કર્મક્ષયમાં સહાયક બની સર્વજ્ઞતારૂપ વિશિષ્ટ ચીજનુ સંપાદન કરી આપનાર છે માટે સારો છે' એવી સદ્‌બુદ્ધિ આત્મંભરિત્વસૂચિકા છે, કારણકે એમા પરના અપાયનો કોઇ વિચાર નથી." આમ આ અતિકુશલચિત્ત વસ્તુત અતિ કુશળ જ નથી. એટલે એનો અભાવ હોવા માત્રથી જિનમા મહત્ત્વાભાવ સિદ્ધ થઇ જતો નથી ॥૨૬॥ [આમ શ્રીજિનમાં મહત્ત્વની સ્થાપના કરીને અને જુદી જુદી અનેક રીતે આશંકિત મહત્ત્વાભાવનુ નિરાકરણ કરીને છેવટે છ શ્લોકો દ્વારા જિનમહત્ત્વબત્રીશીનો ઉપસહાર કરતા ગ્રન્થકાર કહે છે -]

### [પરમાનંદ સંપત્તિનું બીજ-પ્રભુભક્તિ]

પદાર્થમાત્રમા રસિક (એટલે કે એના પર રાગદ્વેષ કરવામા નહી, માત્ર સઘળા પદાર્થોમાં રસિક = સઘળા પદાર્થોનું જ્ઞાન કરવાના સ્વભાવવાળા) અને તેથી અનુપકારી પર પણ ઉપકાર કરનારા અને અગૂઢલક્ષણવાળા ભગવાન મહાન્ છે એવુ મને લાગે છે. અથવા પદાર્થમાત્ર રસિક એટલે પદાર્થના વાસ્તવિક સ્વરૂપમા રસિક. 'પરસ્પરોપગ્રહો જીવાનામ્' સૂત્રાનુસારે અન્યજીવો પર ઉપકાર કરવો એ જીવનું = પોતાનુ સ્વરૂપ છે. તેના રસિક હોવાથી ભગવાન્ અનુપકારી પર પણ ઉપકાર કરે છે. એમ 'ઉપયોગલક્ષણો જીવઃ' અનુસારે સર્વ પદાર્થોનું જ્ઞાન કરવાના સ્વરૂપવાળા હોવાથી ભગવાન્ અગૂઢલક્ષવાળા છે. આવા ભગવાન્ મહાન્ છે એવુ મને લાગે છે.॥૨૭॥ એ ભગવાન્ ના વાચક 'અર્હમ્' એ અક્ષરો જેના ચિત્તમાં હરહંમેશ સ્ફુરિત રહે છે તે ભવ્યજીવ, તે શબ્દબ્રહ્મથી પરં બ્રહ્મની પ્રાપ્તિ કરે છે.॥૨૮॥ અન્ય ધર્મીઓ હજારો વર્ષ સુધી યોગની ઉપાસના કર્યા કરો. હત! શ્રી અર્હન્ દેવની ઉપાસના વગર તેઓ પરમપદને પામવાના નથી.॥૨૯॥ શ્રી અરિહતદેવના ધ્યાનથી

**आत्मायमर्हतो ध्यानात्परमात्मत्वमश्नुते।**
**रसविद्धं यथा ताम्रं स्वर्णत्वमधिगच्छति।।३०।।**
**पूज्योऽयं स्मरणीयोऽयं सेवनीयोऽयमादरात्।**
**अस्यैव शासने भक्तिः कार्या चेच्चेतना स्त वः।।३१।।**
**सारमेतन्मया लब्धं श्रुताब्धेरवगाहनात्।**
**भक्तिर्भागवती बीजं परमानन्दसंपदाम्।।३२।।**

पदार्थेत्याद्यारभ्य षट्श्लोकी सुगमा।।२७।।२८।।२९।।३०।।३१।।३२।।

।। इति जिनमहत्त्वद्वात्रिंशिका ।।

---

આ (સસારી) આત્મા પરમાત્મપણુ પામે છે, જેમ રસાનુવિદ્ધ તાબુ સ્વર્ણપણુ પામે છે ॥૩૦॥ માટે આ અરિહતદેવ જ પૂજ્ય છે, એ જ સ્મરણીય છે, એ જ આદરપૂર્વક સેવનીય છે જો તમારામા ચૈતન્ય છે (કદાગ્રહ પ્રેરિત પૂજ્યાપૂજ્ય વગેરેનો વિવેક કરવાની તૈયારીના પણ અભાવ રૂપ જો જડતા નથી) તો આ શ્રી અરિહતદેવના શાસનમા જ ભક્તિ કરવા જેવી છે.॥૩૧॥ સારી જિદગી શ્રુતસાગરમા ડૂબકીઓ જે મારી છે એનાથી મને આ સારભૂત રત્ન પ્રાપ્ત થયુ છે કે 'શ્રી અરિહંત ભગવાનૂની ભક્તિ એ પરમાનંદ (મોક્ષ) અને સંપત્તિઓનુ અથવા મોક્ષની સપત્તિઓનુ બીજ છે પદાર્થ. વગેરે છએ શ્લોકો સુગમ છે ॥૩૨॥

[જિનમહત્ત્વદ્વાત્રિંશિકા અંગે કંઇક વિચારણા]

પ્રભુ મહાન્ હોવામા મુખ્ય કારણ 'અવિસવાદી વચન' કહ્યુ કલિકાલસર્વજ્ઞ **શ્રીહેમચન્દ્રસૂરીશ્વરજી** મહારાજે **અન્યયોગવ્યવચ્છેદદ્વાત્રિંશિકામાં**

अय जनो नाथ! तव स्तवाय गुणान्तरेभ्य स्पृहयालुरेव।
विगाहता किन्तु यथार्थवादमेक परीक्षाविधिदुर्विदग्ध।।२।।

આ શ્લોક દ્વારા અને એની **સ્યાદ્વાદમંજરી** વૃત્તિના વૃત્તિકાર **શ્રીમલ્લિષેણસૂરિ** મહારાજે એની વૃત્તિમા - तस्मिन्नेकस्मिन्नपि हि गुणे वर्णिते तन्त्रान्तरीयदेवेभ्यो वैशिष्ट्यख्यापनद्वारेण वस्तुत सर्वगुणस्तवनसिद्धे એમ કહીને પ્રભુની યથાર્થવાદિતાને જ પ્રાધાન્ય આપ્યુ છે યથાર્થ વચન પ્રભુની મહાનતાની બાબતમા જ પ્રધાન છે એવુ નથી કિન્તુ જ્યા જ્યાં એક બાજુ યથાર્થવચન હોય અને બીજી બાજુ અન્ય આચાર, સમૃદ્ધિ, ગુણ વગેરે હોય ત્યા ત્યા પ્રાય બધે જ યથાર્થ વચનને પ્રધાન કરવામા આવે છે એવુ ઘણી બાબતોમા જાણવા મળે છે જેમકે

(૧) નવકારમત્રમા - શ્રી અરિહતદેવો કરતા સિદ્ધભગવતો સ્વરૂપની બાબતમા સપૂર્ણ શુદ્ધ હોવા છતા યથાર્થ વચન દ્વારા ઉપકારક હોવાથી શ્રી અરિહતોને પ્રથમ નમસ્કાર છે

(૨) આઠ પ્રભાવકોમા શાસ્ત્રોની યથાર્થ વાતો કહી શકનારા એવા પ્રાવચનિકને પ્રથમ સ્થાન અપાયુ છે.

(૩) સામાન્યતયા તો આલોચના સવિગ્નગીતાર્થ પાસે લેવાની છે. પણ તેવા સવિગ્નગીતાર્થ ન મળે તો કોની પાસે લેવી? એક સવિગ્ન છે પણ ગીતાર્થ નથી. બીજા ગીતાર્થ છે પણ સંવિગ્ન નથી આવી પરિસ્થિતિમા અસવિગ્નગીતાર્થ પાસે લેવાની કહી છે, પણ અગીતાર્થ સવિગ્ન પાસે નહી, કેમકે અસવિગ્નગીતાર્થ યથાર્થ પ્રાયશ્ચિત્ત કહી શકે છે

(૪) ગીતાર્થોનો અને ગીતાર્થનિશ્રિતોનો એમ બે પ્રકારે જ વિહાર કહેવાયો છે.

(૫) ધર્મની ત્રણ પરીક્ષામા, ઉક્ત આચારાદિ સાથે પૂર્વાપર અવિરુદ્ધ વચનને તપાસનાર તાપ પરીક્ષા જ મુખ્ય કરવામા આવી છે એમ (૬) બાળ, મધ્યમ અને પડિત જીવોમાથી આગમવચનોને જોવા એ જ પડિત જીવની પડિતાઇ કહેવાઇ છે.

(૭) આચારપાલન હોવા છતા, ઉત્સૂત્રભાપણ કરનારા નિહ્નવાદિનો ધર્મશાસનમા સમાવેશ કરવામાં આવ્યો નથી, જ્યારે આચારપાલનમા શિથિલ બન્યા હોવા છતા શુદ્ધ પ્રરૂપણા કરનારા સવિગ્નપાક્ષિકોનો ત્રીજા માર્ગ તરીકે નબર ઊભો રખાયો છે સવિગ્નપાક્ષિકને થતી નિર્જરામા મુખ્ય અપેક્ષા એના સૂત્રભાપણની જ હોવી દેખાડેલી છે આ યથાર્થ વચનના કારણે જ એના વચનોને અવિકલ્પે તથાકારનો વિપય કહ્યા છે જ્યારે સવિગ્ન અગીતાર્થના વચનોને તેવા કહ્યા નથી

(૮) સર્વત્ર ઐદપર્યાર્થ તરીકે 'આજ્ઞા ધર્મે સાર ' એ પ્રમાણે જિનવચનરૂપ આજ્ઞાને જ પ્રધાન કરવામા આવી છે, અહિસા વગેરેને નહી

પ્રથમ શ્લોકની વૃત્તિમા 'આલયવિહારાદિમત્ત્વેન સાધુતાની બુદ્ધિને ધર્મજનિકા' કહી છે. આમાં પ્રશ્ન થાય છે કે જે અત્યત મુગ્ધ જેવી કક્ષાના બાળ જીવો હોય છે તેઓને આલયવિહારાદિશૂન્ય એવા પણ સાધુ વેશધારીને જોઇને 'આ સાધુ મહારાજ છે' એવી અહોભાવયુક્ત બુદ્ધિ થઇ જાય છે. આ બુદ્ધિ શુ તેઓને ધર્મજનિકા નહી બને? આવા પ્રશ્નનો જવાબ એવો લાગે છે કે સાધુવેશ જોઇને તેઓને જે અહોભાવ યુક્ત બુદ્ધિ થાય છે તે 'સાધુવેશ હોય એટલે વિશિષ્ટ સદાચારો હોય જ' એવી માન્યતાના કારણે. એટલે સાધુવેશવત્ત્વેન જે બુદ્ધિ તેઓને થાય છે એ વિશિષ્ટ સદાચારવત્ત્વેન બુદ્ધિરૂપ હોઇ તેઓ માટે 'આલય વિહારાદિમત્ત્વેન' જ હોય છે, કારણકે તેઓ માટે વિશિષ્ટ સદાચાર એ જ આલયવિહારાદિ છે માટે એ બુદ્ધિ ધર્મજનિકા બને.

પ્રશ્ન - શ્રી હરિભદ્રસૂરિ મહારાજે પ્રથમ અપ્ટકમાં આ પ્રમાણે કહ્યું છે

यस्य सक्लेशजननो रागो नास्त्येव मर्वथा।
न च द्वपोऽपि मत्त्वपु शमेन्धनदवानल ।।
न च मोहोऽपि मज्ज्ञानच्छादनोऽशुद्धवृत्तकृत्।
त्रिलाकख्यातमहिमा महादेव म उच्यते।।

આમા રાગાભાવ, દ્વેપાભાવ, મોહાભાવ અને ત્રિલોક પ્રસિદ્ધ મહિમા હોવા રૂપે મહત્ત્વ કહ્યુ છે એ જણાય છે જ્યારે અહીં તો અવિસવાદીવચન રૂપે મહત્ત્વ કહ્યુ છે એટલે આપ્ત પુરુપનો વિરોધ નહી થાય?

ઉત્તર - રાગ, દ્વેપ અને મોહ આ ત્રણમાના કોઇથી પણ વચન વિસવાદી (અસત્ય) બને છે એવુ શાસ્ત્રમાં જણાવ્યુ છે એટલે અવિસવાદી વચન રૂપે જે મહત્ત્વ કહ્યુ છે એનાથી જ રાગાભાવ, દ્વેપાભાવ અને મોહાભાવ રૂપે મહત્ત્વ હોવુ પણ સૂચિત થઇ જ જાય છે વળી ક્ષાયિકભાવોથી સગત એવી બાહ્યસપત્તિ રૂપે જે મહત્ત્વ કહ્યુ છે તેનાથી ત્રિલોકખ્યાત મહિમા હોવા રૂપે મહત્ત્વ હોવાનુ પણ કથન થઇ જ જાય છે. માટે કોઇ વિરોધ થતો નથી.

જે બીજભૂત ગણાય છે ત્રણ પદ ચતુર્દશ પૂર્વના,
ઉપ્પન્નેઇ વા વિગમેઇ વા ધુવેઇ વા મહતત્ત્વના,
એ દાન સુશ્રુતજ્ઞાનના દેનાર ત્રણ જગનાથ જે,
એવા પ્રભુ અરિહતને પચાગભાવે હુ નમુ.

# ।। अथ भक्तिद्वात्रिंशिका ।।५।।

जिनमहत्त्वज्ञानानन्तर तत्र भक्तिरावश्यकीति सेयमिदानीं प्रतिपाद्यते–

**श्रमणानामियं पूर्णा सूत्रोक्ताचारपालनात्।**
**द्रव्यस्तवाद् गृहस्थानां देशतस्तद्विधिस्त्वयम्।।१।।**

श्रमणानामिति। इय = भक्ति ।।१।।

**न्यायार्जितधनो धीरः सदाचारः शुभाशयः।**
**भवनं कारयेज्जैनं गृही गुर्वादिसंमतः।।२।।**

न्यायेति। धीरः = मतिमान् गुर्वादिसमतः = पितृपितामहराजामात्यप्रभृतीना वहुमतः। ईदृग्गुणस्यैव जिनभवनकारणाधिकारित्वमिति भावः।।२।।

**तत्र शुद्धां महीमादौ गृह्णीयाच्छास्त्रनीतितः।**
**परोपतापरहितां भविष्यद्भद्रसन्ततिम्।।३।।**

तत्रेति। तत्र = जिनभवनकारणे प्रक्रान्ते, शास्त्रनीतितः = वास्तुविद्याधर्मशास्त्रोक्तन्यायानतिक्रमेण।

---

શ્રી જિનમા નિરુપચરિત નિરુપમ મહત્ત્વ છે એ જાણ્યા પછી એમના પર ભક્તિભાવ ઉછળવો એ સહૃદય જીવો માટે અત્યંત આવશ્યક છે. એટલે હવે એ ભક્તિનું પાચમી બત્રીશીમા પ્રતિપાદન કરાય છે –

[અથવા, પૂર્વની બત્રીશીમા છેલ્લે ભગવદ્ભક્તિ એ પરમાનદસપત્તિનું બીજ છે એમ કહ્યું. હવે એ બીજનું સપાદન કરવા ભક્તિનુ નિરૂપણ કરાય છે–]

[ અથવા, મહાન્ વ્યક્તિનો 'આ મહાન્ છે' એવી પ્રતીતિપૂર્વક યોગ થવો એ પ્રથમયોગાવંચક છે. એનુ સપાદન થઇ શકે એ માટે પૂર્વની બત્રીશીમા પ્રભુની મહાનતાની પિછાણ કરાવી. આવો યોગ = સમાગમ થવા પર એમની પ્રણામાદિ દ્વારા અવશ્ય ભક્તિ કરવાનો નિયમ એ બીજો ક્રિયાવંચક છે. એનું સંપાદન થઇ શકે એ માટે આ બત્રીશીમાં ભક્તિનુ નિરૂપણ કરવામા આવે છે–]

સાધુઓમા આ = ભક્તિ પરિપૂર્ણ હોય છે, કારણકે સૂત્રોક્ત આચારોનુ પૂર્ણ પાલન હોય છે. ગૃહસ્થોને દ્રવ્યસ્તવ દ્વારા એ (ભક્તિ) દેશથી = અશતઃ હોય છે. દ્રવ્યસ્તવનો વિધિ આ પ્રમાણે છે. [૪ થી બત્રીશીની છેલ્લી ગાથામા ભગવાન્ની ભક્તિ પરમાનંદ સપત્તિનુ બીજ છે એમ કહ્યુ હતુ. એટલે આ પ્રથમ ગાથામાં 'ઇયં = આ' સર્વનામથી એ ભક્તિનો ઉલ્લેખ છે એ જાણવુ ]।।૧।।

[જિનભક્તિ માટે જિનમદિર જોઇએ. એટલે સૌ પ્રથમ કેવો ગૃહસ્થ જિનમદિર બધાવે એ ગ્રન્થકાર જણાવે છે–]

### [જિનમંદિર નિર્માણના અધિકારી વગેરે]

ન્યાયોપાત્ત ધનવાળો, બુદ્ધિમાન, સદાચારી, શુભાશયયુક્ત પિતા-પિતામહ-રાજા-અમાત્ય વગેરે ગુરુવર્ગને બહુમાન્ય એવો ગૃહસ્થ જિનમદિર બધાવે આવા ગુણોવાળો ગૃહસ્થ જ જિનમદિર બંધાવવાને અધિકારી છે એવુ જણાવવાનું અહી તાત્પર્ય છે.।।૨।। [એ જિનમંદિર માટે ભૂમિ કેવી જોઇએ એ હવે ગ્રન્થકાર

परोपताप = प्रातिवेश्मिकादिखेद ।।३।।

**अप्रीतिर्नैव कस्यापि कार्या धर्मोद्यतेन वै।**

**इत्थं शुभानुवन्धः स्यादत्रोदाहरणं प्रभुः।।४।।**

अप्रीतिरिति। धर्मोद्यतस्य परपीडापरिहारप्रयत्नातिशयो मुख्यमगम्, यथा तापसाप्रीतिपरिहारार्थं भगवतो वर्षास्वपि गमनमिति भाव ।।४।।

**आसन्नोऽपि जनस्तत्र मान्यो दानादिना यतः।**

**इत्थं शुभाशयस्फात्या बोधिवृद्धिः शरीरिणाम्।।५।।**

आसन्नोऽपीति। आसन्नोऽपि = तद्देशवर्ती स्वजनादिमवन्धरहितोऽपि। इत्थ = भगवद्भक्तिप्रयुक्तोदार्ययोगात्।।५।।

**इष्टकादि दलं चारु दारु वा सारवन्नवम्।**

**गवाद्यपीड्या ग्राह्यं मूल्यौचित्येन यत्नतः।।६।।**

इष्टकादीति। आदिना पापाणादिग्रह । चारु = गुणोपेतम्। दारु वा चारु यत्नानीत देवताद्युपवनादेः प्रगुण च। मारवत् = स्थिर खदिरसारवत्। गवादीनामपीडा वहुभारारोपणकृतपीडापरिहाररूपा तया।

---

જણાવે છે–]

જિનમદિર બંધાવવા માટે સૌ પ્રથમ વાસ્તુવિદ્યા અને ધર્મશાસ્ત્રમા દેખાડેલી મર્યાદાને ઉલ્લઘ્યા વગર એવી જમીન ખરીદવી જેમા પાડોશી વગેરેને ખેદ પહોચતો ન હોય તેમજ ભવિષ્યમા કલ્યાણની પરપરા ચાલવાની હોય ।।૩।। [જેમા કલ્યાણપરપરા ચાલે એવી શુભલક્ષણવાળી જમીન ખરીદવી એ વાત તો બરાબર છે. પણ પાડોશી વગેરેને ખેદ ન થવો જોઇએ એવી શરત શા માટે છે? એ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

ધર્મોદ્યત જીવે કોઇને પણ અપ્રીતિ થાય એવુ કરવુ ન જોઇએ એ જ રીતે શુભાનુબધ થાય છે આ બાબતમા પ્રભુ ઉદાહરણ રૂપ છે. ધર્મોદ્યત જીવનો અન્યની પીડાનો પરિહાર કરવાનો અતિશયિત પ્રયત્ન એ જ મુખ્ય અગ - શુભાનુબધ વગેરેનુ મુખ્ય કારણ છે. જેમકે તાપસોની અપ્રીતિનુ વારણ કરવા માટે પ્રભુ મહાવીર સ્વામીએ ચોમાસામા પણ વિહાર કરી દીધો ।।૪।। આડોશ પાડોશને અપ્રીતિ ન કરવી એટલુ જ નહી, પણ-

સ્વજનાદિ સબધ રહિત એવા પણ આસપાસમાં જે લોકો રહેતા હોય તેઓને'ય દાનાદિથી અનુકૂળ કરવા - આવર્જિત કરવા ભગવાન્ પ્રત્યેની ભક્તિથી થયેલી આવી ઉદારતાના યોગે શુભાશય સ્ફીત થવાથી જીવોને બોધિની પ્રાપ્તિ અને વૃદ્ધિ થાય છે.।।૫।। [ભૂમિ અગેની વિધિ દેખાડ્યા બાદ ભીત અગેની વિધિ દેખાડતા ગ્રન્થકાર કહે છે–]

ઇટ-પાપાણ વગેરે સુદર ગુણોપેત વાપરવા દેવતા વગેરેના ઉપવનમાથી પ્રયત્નપૂર્વક લવાયેલુ, લક્ષણયુક્ત અને ખદિરાદિની જેમ સ્થિર - સારવાળુ લાકડુ વાપરવુ. બળદ વગેરેની, બહુભાર લાદવો- અન્ન પાણી વહેલા મોડા આપવા વગેરે- પીડાનો પરિહાર કરવો ઇટ વગેરે યોગ્ય મૂલ્યનુ વિતરણ કરીને ખરીદવુ તે પણ પૂર્ણકલશ વગેરે શુભશુકન પૂર્વક ખરીદવુ એ હિતકર નીવડે છે. અને આ શુભશુકન ચિત્તોત્સાહને અનુસરનાર હોય છે એ જાણવુ અર્થાત્ પૂર્ણકલશ વગેરે બાહ્યશુકન છે અને અદરથી ચિત્તનો ઉત્સાહ એ આતરિકશુકન છે [આ

मूल्यौचित्येन ग्राह्य तत्कारिवर्गत । तद्ग्रहण च पूर्णकलशादिसुशकुनपूर्व श्रेयः, सुशकुनश्च चित्तोत्साहानुग इति भावनीयम् ।।६।।

**भृतका अपि सन्तोष्याः स्वयं प्रकृतिसाधवः।**
**धर्मो भावेन न व्याजाद्धर्ममित्रेषु तेषु तु।।७।।**

भृतका इति। स्वय प्रकृतिसाधव एव भृतका नियोज्याः। तेऽपि सन्तोष्याः, तेपामपि धर्मनिमित्तत्वेन धर्ममित्रत्वात्तेपु वञ्चनविरहितभावेनेव धर्मोपपत्तेः।।७।।

**स्वाशयश्च विधेयोऽत्रानिदानो जिनरागतः।**
**अन्यारंभपरित्यागाज्जलादियतनावता।।८।।**

स्वाशयश्चेति। स्वाशयश्च = शुभाशयश्च विधेयोऽत्र = जिनभवनकृत्येऽनेनालंवनत्वाख्यविपयतया शुद्धिरभिहिता, अनिदान = निदानरहितो जिनरागत = भगवद्भक्तेः, अनेनोद्देश्यत्वाख्यविपयतया शुद्धिरभिहिता। अन्येपा = गृहादिसम्वन्धिनामारभाणा परित्यागात्। जलादीना या यतना स्वकृतिसाध्य-

---

ઉપરાત ગ્રન્થકારે પોડશકની વૃત્તિમાં ગુરુવચનાનુગતત્વનો પણ ઉપલક્ષણથી અહી સમાવેશ કર્યો છે એ જાણવુ. એટલે કે બાહ્યશુકન, આતરિક ઉત્સાહ અને ગુરુવચન એ ત્રણેને અનુસરીને થયેલ કાર્ય શીઘ્ર સિદ્ધ થાય છે એ જાણવુ (આ વાત યો. બિ. ૨૩૨ મા તેમજ ૧૪ મી બત્રીશીના ૨૭ મા શ્લોકમાં પણ છે.)]।।૬।। [કાચા માલ સામાન અગેની વિધિ બાદ હવે નોકર-મજૂરો અંગેની વિધિ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

જેઓ સ્વભાવથી જ સજ્જન પ્રકૃતિના હોય તેવા નોકરો રાખવા. તેઓને પણ 'તમે પણ આ મંદિર નિર્માણમા સહાયક છો' ઇત્યાદિ રૂપ વચનની ઉદારતાથી અને યોગ્ય વેતન આપવાની આર્થિક ઉદારતાથી સતોપ આપવો. ધર્મમાં નિમિત્ત બનનારા હોઇ તેઓ પણ ધર્મ મિત્ર રૂપ હોય છે એટલે તેઓ પ્રત્યે નિષ્કપટ રહેવું [કારણ કે નિષ્કપટ પ્રવૃત્તિમા રહેલ શુદ્ધ આશયથી જ ધર્મ થાય છે.]।।૭।। [જિનમંદિર નિર્માણ અંગેની બાહ્યવિધિ દેખાડ્યા બાદ હવે નિર્માતાની આતરિક વિધિ દેખાડવા ગ્રન્થકાર કહે છે–]

આ જિનમદિર કૃત્ય અગે સ્વાશય = શુભાશય ઊભો કરવો આના દ્વારા આલબનત્વાખ્ય વિષયતારૂપે શુદ્ધિ કહી આ શુભાશય ભગવદ્ભક્તિથી નિયાણા રહિત કરવો. એટલે કે 'જિનમદિર નિર્માણ એ ગૃહસ્થોનું કર્તવ્ય છે' આવા ભગવદ્ ભક્તિભાવથી આ કાર્ય કરવુ, આ કરતી વખતે ઐહિકાદિફળની અભિલાષા રાખવી નહી આનાથી ઉદ્દેશ્યત્વાખ્યવિષયતા રૂપે શુદ્ધિ કહી વળી સ્વપ્રયત્નથી જીવોની પીડાનો જેટલો પરિહાર શક્ય હોય એટલો પરિહાર કરવા રૂપ જયણાવાળા રહીને તેમજ ઘર વગેરે સંબંધી આરભોનો ત્યાગ કરીને પણ શુભભાવ ઊભો કરવો. આનાથી સાધ્યત્વાખ્યવિષયતા રૂપે શુદ્ધિ કહી. [આશય એ છે કે જિનભવન નિર્માણાદિનો ઉદ્દેશ પ્રભુભક્તિ કરવાનો છે, એટલે "જિનભવનનિર્માણ કરીશ તો મારુ નામ રહી જશે... વાહ-વાહ થશે. "વગેરે ભાવો ન રાખતા "જિનભવન નિર્માણ કરીશ તો ઉત્તમ પ્રભુભક્તિનો લાભ મળશે.. " વગેરે ભાવ રાખવો એ ઉદ્દેશ્યતા સબંધી શુદ્ધિ દ્વારા થયેલી આશયશુદ્ધિ છે પ્રભુભક્તિ માટે જિનમંદિર (ઉપલક્ષણથી જિનપ્રતિમા) આલંબનરૂપ છે. (જિનમદિર-મૂર્તિના આલંબને પ્રભુભક્તિ થાય છે.) એમાં કોઇ નિયાણું ન કરવુ એ આલંબન સબધી શુદ્ધિ દ્વારા થયેલી આશય શુદ્ધિ છે જિનમંદિર નિર્માણાદિ કાર્યમાં પણ ગૃહ વગેરે સબધી આરભાદિનો ત્યાગ કરવા દ્વારા અને ઉપયુક્ત જળ વગેરે સબધી જયણા પાળવા દ્વારા દયા

जीवपीडापरिहाररूपा तद्वता, अनेन साध्यत्वाख्यविषयतया शुद्धिरभिहिता ।।८।।

**इत्थं चैषोऽधिकत्यागात्सदारंभः फलान्वितः ।**
**प्रत्यहं भाववृद्ध्याप्तैर्भावयज्ञः प्रकीर्तितः ।।९।।**

इत्थमिति । इत्थं च = यतनावत्त्वे चैषः = प्रकृत आरंभोऽधिकत्यागान्निष्फलाधिकारंभनिवृत्तेः फलान्वितः = श्रेयःफलयुक्तः सदारंभः प्रत्यहं = प्रतिदिवसं भाववृद्ध्या = कृताकृतप्रत्युपेक्षणादिशुभाशयानुबन्धरूपयाऽऽप्तैः साधुभिर्भावयज्ञः = भावपूजारूपः प्रकीर्तितः । तदाह '[1]एतदिह भावयज्ञः' [षो. ६/१४] इति । न चैव द्रव्यस्तवव्यपदेशानुपपत्तिः, द्रव्यभावयोरन्योऽन्यसमनुवेधेऽपि द्रव्यप्राधान्येन तदुपपादनादिति द्रष्टव्यम् ।।९।।

**जिनगेहं विधायैवं शुद्धमव्ययनीवि च ।**
**द्राक् तत्र कारयेद्बिंबं साधिष्ठानं हि वृद्धिमत् ।।१०।।**

जिनगेहमिति । अव्ययनीवि = परिपालनसंवर्धनद्वाराऽहीयमानमूलधनम् ।।१०।।

---

સાધવાની છે માટે એ સાધ્ય છે. એટલે આ આરભત્યાગ- જયણા રાખવી વગેરેને સાધ્ય સંબધી શુદ્ધિ દ્વારા થયેલી આશયશુદ્ધિ જાણવી. આમ ત્રણેય રીતે શુભ આશય કેળવવો એવું જણાવવાનો અહી આશય લાગે છે.]।।૮।। [આ બધી વિધિના પાલનથી શું થાય છે? તે હવે ગ્રન્થકાર જણાવે છે–]

આ રીતે જયણાયુક્ત રહેવામાં નિરર્થક વધારાના આરભથી બચવાનું થાય છે. એટલે જયણાપૂર્વકનો જિનમદિર નિર્માણનો આ પ્રસ્તુત આરભ એ હિતકર ફળયુક્ત સદારભ રૂપ બને છે. આ શુભાશયની 'આટલુ કાર્ય થઇ ગયું છે, આટલું બાકી છે' ઇત્યાદિ નિરીક્ષણ દ્વારા 'જિનમદિરના દર્શન કરીને અનેક જીવો સુગતિ પામ્યા છે અને ભવિષ્યમાં પામશે' ઇત્યાદિ રૂપે રોજ વૃદ્ધિ કરતા રહેવુ આ રીતે વિધિપૂર્વક ભાવવૃદ્ધિથી કરાયેલ જિનમદિરને આપ્તજનોએ = સાધુઓએ ભાવયજ્ઞ = ભાવપૂજા તરીકે ઉદ્ઘોષિત કર્યું છે. છટ્ઠા ષોડશકની ૧૪ મી ગાથામા કહ્યું છે કે 'સદ્ગૃહસ્થ માટે આ જિનમંદિર લોકમા ભાવયજ્ઞ છે.'

શંકા - આ જો ભાવપૂજારૂપ છે તો એને 'દ્રવ્યસ્તવ' કહેવો એ અસગત બની જશે.

સમાધાન - સંપૂર્ણ સૂત્રોક્તાચારપાલન રૂપ ભાવસ્તવના કારણભૂત હોઇ આ દ્રવ્યસ્તવ છે. વળી શુભાશય વગેરે ભાવથી સકળાયેલ હોઇ એ ભાવપૂજા રૂપ પણ છે. આમ દ્રવ્ય અને ભાવ બન્ને અન્યોન્ય સંકળાયેલા હોવા છતા 'દ્રવ્ય' નુ જ પ્રાધાન્ય હોઇ એનો 'દ્રવ્યસ્તવ' તરીકે ઉલ્લેખ સંગત ઠરી શકે છે એ જાણવુ.।।૯।। [આ પ્રમાણે જિનાલય તૈયાર થયા પછી શું કરવું? તે હવે ગ્રન્થકાર જણાવે છે–]

આ રીતે જિનાલય નિર્મિત કરી તેની સારસંભાળ સાધુઓને ન ભળાવી દેવી. કિન્તુ ગૃહસ્થે સ્વયં કરવી. એ માટે અવ્યયનીવિની વ્યવસ્થા કરવી. એટલે કે ધનની એવી વ્યવસ્થા કરવી કે જેથી રાખવામા આવેલી એ મૂડીનુ પરિપાલન અને સવર્ધન થયા કરે પણ એમાં ઘટાડો ન થાય. એ પછી એ જિનાલયમાં શીઘ્ર જિનબિબ કરાવવુ (વિધિપૂર્વક ઘડાવીને પધરાવવુ.) કારણકે અધિષ્ઠિત થયેલુ તે જિનાલય વૃદ્ધિ પામે છે. [તે પણ એટલા માટે કે જિનબિબ નિર્માણાદિ જન્ય પુણ્ય જિનાલયની વૃદ્ધિનું કારણ છે ]।।૧૦।। જિનબિબના નિર્માણનો વિધિ જણાવે છે–

---

१ एतदिह भावयज्ञः सद्गृहिणो जन्मफलमिद परमम् । अभ्युदयाव्युच्छित्त्या नियमादपवर्गबीजमिति ।। षो ६/१४ ।।

**विभवोचितमूल्येन कर्तुःपूजापुरःसरम्।**
**देयं तदनघस्यैव यथा चित्तं न नश्यति।।११।।**

विभवेति। पूजा भोजनपत्रपुष्पफलादिना। अनघस्य = अव्यसनस्य। एवकारेण स्त्रीमद्यद्यूतादिव्यसनिनो निषेधः। यथा = येन प्रकारेण चित्तं न नश्यति = कारयितृवैज्ञानिकयोः कालुष्यलक्षणश्चित्तनाशो न भवति। प्रतिषिद्धो ह्येष धर्मप्रक्रमेऽमंगलरूपस्तत्त्वज्ञैरिति।।११।।

**यावन्तश्चित्तसन्तोषास्तदा बिंबसमुद्भवाः।**
**तत्कारणानि तावन्तीत्युत्साह उचितो महान्।।१२।।**

यावन्त इति। तदा = बिंबकारणे। तावन्ति, तावद्बिंबकारणसाध्यफलोदयात्।।१२।।

**तत्कर्तरि च याऽप्रीतिस्तत्त्वतः सा जिने स्मृता।**
**पूर्या दौर्हृदभेदास्तज्जिनावस्थात्रयाश्रयाः।।१३।।**

तत्कर्तरि चेति। तत्कर्तरि च = बिंबनिर्मातरि च याऽप्रीतिः सा तत्त्वतः = फलतो जिने स्मृता, तदालंबनकाया अपि तस्या जिनोद्देशकत्वात्। सा च सर्वापायहेतुरिति तत्परिहारे यत्नो विधेयः। तदाह-

अप्रीतिरपि च तस्मिन् भगवति परमार्थनीतितो ज्ञेया।

---

[જિનબિંબ નિર્માણવિધિ]

શુભમુહૂર્ત્તે ભોજન, પત્ર, પુષ્પ, પાચ ફળ, વગેરે વડે પૂજા = સત્કારાદિ કરવા પૂર્વક સ્વવિભવોચિત મૂલ્યનુ અર્પણ કરીને સ્ત્રીલપટતા, મદ્ય, જુગાર વગેરે વ્યસનોથી મુક્ત એવા શિલ્પીને જિનબિબ ઘડવા માટે આપવું. બિબ ભરાવનાર પોતે અને શિલ્પી એ બનેના ચિત્તનો કલુષિતતા થવા રૂપ નાશ ન થાય એ રીતે બિબ ઘડાવવુ. કારણકે ધર્મની બાબતમા ચિત્તક્લેશ એ અમંગલરૂપ હોઇ તત્ત્વજ્ઞો વડે એનો નિષેધ કરાયેલો છે.।।૧૧।।

[જિનબિબ ઘડાવવામા ભાવનુ જ પ્રાધાન્ય છે એ જણાવવા કહે છે–]

બિબ ભરાવતી વખતે એ બિબ સબંધી જેટલા ચિત્તમા પ્રીતિવિશેષ = ભક્તિ- અહોભાવના ભાવો ઉછાળા મારે છે એટલા તે બિબના કારણો જાણવા, કારણકે તે બિબ ભરાવવાના એટલા પ્રમાણમાં ફળો મળે છે. ફળપ્રાપ્તિ ભાવાનુસારે હોવાથી બિબ ભરાવવામા સાનુબધ પ્રીતિવિશેષ કેળવવી એ તાત્પર્ય છે.।।૧૨।।

[ચિત્તવિનાશનો નિષેધ જે પૂર્વે કર્યો હતો તેનુ પુષ્ટકારણ પૂર્વાર્દ્ધમા દર્શાવી ઉત્તરાર્દ્ધમાં પ્રીતિવિશેષની ઉત્પત્તિની વિધિ દર્શાવતા ગ્રન્થકાર કહે છે–]

બિબ ઘડનાર શિલ્પી પરની અપ્રીતિ એ તત્ત્વત. = ફળતઃ શ્રીજિનપરની અપ્રીતિ રૂપ જ સમજવી, કેમકે શિલ્પી વિશે થયેલી તે પણ શ્રી જિનોદ્દેશક જ છે. શ્રી જિન વિશેની અપ્રીતિ તો સર્વ અપાયોના કારણભૂત છે એટલે તેનો પરિહાર કરવામાં પ્રયત્નશીલ રહેવુ જોઇએ. ૭ મા પોડશકની ૭ મી ગાથામાં કહ્યું છે કે "શિલ્પી પર કરાતી અપ્રીતિ કારણારુચિ કાર્યારુચિમૂલક હોય છે એવા પરમાર્થ ન્યાયે ભગવાન્ પરની અપ્રીતિ રૂપ જાણવી આ અપ્રીતિ સર્વઅપાયોનુ નિમિત્ત કારણ છે. માટે એ કરવી નહી " આમ શિલ્પી પરની અપ્રીતિ સર્વથા પરિહાર્ય હોવાથી શ્રીજિનની ત્રણ અવસ્થાને અનુસરીને દોહદ = મનોરથો પૂરવા. આશય એ છે કે શિલ્પી સ્વયં બાળ, કુમાર કે યુવાન છે એને ગૌણ કરીને પ્રભુની એ ત્રણ અવસ્થાનુસારે શિલ્પીના ચિત્તમાં

सर्वापायनिमित्तं ह्येषा पापा न कर्तव्या ।। [षो. ७/७] तत् तदप्रीतेः सर्वथा परिहार्यत्वात् दौर्हृदभेदाः = शिल्पिगता बालकुमारयुवलक्षणावस्थात्रयगामिनो मनोरथा तदवस्थात्रयमनादृत्य जिनावस्थात्रयाश्रया प्रतिमागतावस्थात्रयोद्भावनेन मनसोत्थापिता सन्तः पूरणीया क्रीडनकाद्युपढौकनादिना, इत्थमेव भगवद्भक्तिप्रकर्षोपपत्तेः । यदाह [षो. ७/८-९]

अधिकगुणस्थैर्नियमात् कारयितव्यं स्वदौर्हृदैर्युक्तम् ।

न्यायार्जितवित्तेन तु जिनबिंबं भावशुद्धेन ।।

अत्रावस्थात्रयगामिनो बुधैर्दौर्हृदा समाख्याता बालाद्याश्चेत्ता यत्तत्क्रीडनकादि देयमिति ।।१३ ।।

---

તેવા તેવા મનોરથો જે ઊભા થાય છે તેને પૂરવા માટે શિલ્પીની આગળ રમકડા વગેરે ધરવા આ રીતે જ પ્રભુભક્તિનો પ્રકર્ષ સંપન્ન થાય છે. સાતમાં ષોડશકની ૮ મી'૯ મી ગાથામાં કહ્યુ છે કે "અધિકગુણસ્થ = ભગવાનમા રહેલ અવસ્થાને અનુસારે શિલ્પીગત સ્વમનોરથોથી યુક્ત એવું જિનબિંબ ભાવશુદ્ધ ન્યાયોપાત્ત ધનથી ઘડાવવું. આ જિનબિંબ ઘડાવવાના પ્રકરણમાં તજ્જ્ઞોએ બાળવગેરે ત્રણ અવસ્થા ભાવી શિલ્પીના ચિત્તગત મનોરથો કહ્યા છે માટે શિલ્પીને રમકડાં વગેરે આપવા." [આ શ્લોકનો અભિપ્રાય આવો લાગે છે - પ્રતિમા ઘડનાર શિલ્પી બાલ્ય, યુવાન કે વૃદ્ધ કોઇપણ ઉમરનો હોય શકે છે. શ્રી વજ્રસ્વામીનો પ્રસંગ 'વયઃ ક્રીડતિ, ન વજ્રઃ' થી જણાય છે કે બાળ સહજ ચેષ્ટા-વૃત્તિ-રુચિ વગેરે, શિલ્પકળામા વિશારદતા કેળવી હોય એવા પણ બાળ શિલ્પીને સંભવિત હોય છે એટલે એને બાળકની રુચિને અનુરૂપ રમકડાં વગેરે આપવાથી એની પ્રસન્નતા વધે અને તેથી પ્રતિમા વધારે પ્રભાવપૂર્ણ બને. એ જ રીતે શિલ્પી યુવાન હોય કે વૃદ્ધ હોય તો તે તે વયમા જેવી રુચિ હોય એને અનુરૂપ ચીજ વસ્તુ એને અર્પણ કરવાથી એની પ્રસન્નતા વધવા દ્વારા પ્રતિમા વધારે પ્રભાવક બને. શિલ્પી યુવાન્ કે વૃદ્ધ હોય ને એને રમકડાં આપવામાં આવે તો તો એને અપમાન વગેરે લાગવાથી અપ્રીતિ થાય જે અંતતો ગત્વા પ્રભુપ્રત્યેની અપ્રીતિરૂપ ઠરતી હોવાથી અપાયકારક છે. એટલે શિલ્પીની જેવી અવસ્થા હોય એને અનુરૂપ અનિન્દ્ય ચીજ વસ્તુઓ આપવાની જ અહી વાત હોવી યોગ્ય લાગે છે

શંકા - પણ આ શ્લોકની વૃત્તિમા તો 'તદવસ્થાત્રયમનાદૃત્ય' = શિલ્પીની બાળાદિ ત્રણ અવસ્થાને ગૌણ કરવાનું જણાવ્યુ છે ને?

સમાધાન - શિલ્પીની બાલ્યાવસ્થાને શિલ્પીની જ બાલ્યાવસ્થા ન ગણી, પ્રભુની બાલ્યાવસ્થા સ્વરૂપ મનથી કલ્પી પ્રભુને જે ભક્તિભાવથી ઊંચા પ્રકારના રમકડા વગેરે અર્પવાનું થાય એવું અર્પણ કરવાનુ જણાવવા માટે આ પ્રમાણે જણાવેલુ જાણવુ જો પ્રભુની બાલ્યાવસ્થાને નજરમા લાવવામા ન આવે, તો શિલ્પી બાળક છે એમા આપણને શુ? એને રમકડાં આપીશુ તો તો એ રમવામા પડી જશે ને પ્રતિમા ઘડવામા વિલંબ થશે... વગેરે વિચારો આવી રમકડાં વગેરેનુ અર્પણ ન થાય એવુ સંભવિત છે. આવુ ન થાય એ માટે, 'બાલ્યાવસ્થા તો શિલ્પીની છે ને' એવુ ન વિચારતા 'બાલ્યાવસ્થા મારા પ્રભુની જ છે' એવુ વિચારવું - આવા અભિપ્રાયથી આ, શિલ્પીની અવસ્થાને ગૌણ કરવાનું જણાવ્યું હોવુ જોઇએ. આ જ પ્રમાણે યુવા-વૃદ્ધ અવસ્થા માટે વિચારવું ]॥૧૩॥ [ભાવશુદ્ધ ધનને જણાવવા ગ્રન્થકાર કહે છે–]

[ભાવશુદ્ધિ અને મન્ત્રન્યાસ]

'સ્વધનમા કોઇ પણ રીતે જો અન્ય ધન ભળી ગયું હોય તો એ અંશથી એને પણ પુણ્યની પ્રાપ્તિ થાઓ'

**स्ववित्तस्थेऽन्यवित्ते तत्पुण्याशंसा विधीयते।**
**मंत्रन्यासोऽर्हतो नाम्ना स्वाहान्तः प्रणवादिकः।।१४।।**

स्ववित्तस्थ इति। स्ववित्तस्थे कथचित्स्वधनान्तःप्रविष्टे परवित्ते सति तस्य = परस्य पुण्याशसा 'अत्रस्थात्परधनाशात्परस्यापि पुण्य भवत्वि'तीच्छारूपा विधीयते, एव हि परकीयवित्तेन स्ववित्तानुप्रविष्टेन पुण्यकरणानभिलापाद्भावशुद्ध न्यायार्जित वित्त भवतीति। तदिदमुक्तं[पो. ७/१०]

यद्यस्य सत्कमनुचितमिह वित्ते तस्य तज्जमिह पुण्यम्।

भवतु शुभाशयकरणादित्येतद्भावशुद्ध स्यात्।। इति। तथाऽर्हतोऽधिकृतस्य नाम्ना मध्यगतेन प्रणवादिक स्वाहान्तश्च मत्रन्यासो विधीयते, मननत्राणहेतुत्वेनास्येव परममत्रत्वात्।

यदाह-मन्त्रन्यासश्च तथा प्रणवनम पूर्वक च तन्नाम।

मत्रः परमो ज्ञेयो मननत्राणे ह्यतो नियमात्।।[पो. ७/११] इति।।१४।।

**हेमादिना विशेषस्तु न बिंबे किन्तु भावतः।**
**चेष्टया स शुभो भक्त्या तन्त्रोक्तस्मृतिमूलया।।१५।।**

हेमादिनेति। हेम = सुवर्णमादिना रत्नादिग्रहस्तेन तु न विशेप कश्चन विवे, किन्तु भावतः =

આવો શુદ્ધ ભાવ રાખવો એથી સ્વધનપ્રવિષ્ટ અન્યના ધનથી પુણ્ય કરી લેવાનો અભિલાપ ન રહેવાથી ન્યાયાર્જિત ધન ભાવશુદ્ધ બને છે પોડશક (૭/૧૦) માં કહ્યુ છે કે "આ મારા ધનમા જે અન્યનુ સ્વીકાર અયોગ્ય ધન આવી ગયુ હોય તેનાથી થયેલ પુણ્ય તેને મળો, આ પ્રમાણે શુભાશય કરવાથી આ ન્યાયાર્જિત ધન ભાવશુદ્ધ બને છે " જિનબિબ ઘડાવવાની આ પણ એક વિધિ છે કે અધિકૃત તીર્થંકરદેવના નામથી મન્ત્રન્યાસ કરવો એ મત્રમા નામ મધ્યમા હોય છે પ્રારભે પ્રણવ = ૐ અને અતે 'સ્વાહા' શબ્દ જાણવો (એટલે કે ૐ ઋપભાય સ્વાહા વગેરે મન્ત્રન્યાસ કરવો ) આનાથી મનન અને ત્રાણ નિયમત થતા હોવાથી આ જ શ્રેષ્ઠમંત્રરૂપ છે પોડશક (૭/૧૧) મા કહ્યુ છે કે "તથા પ્રણવ અને નમ પૂર્વકના અધિકૃત પ્રભુના નામ રૂપ મન્ત્રનો ન્યાસ કરવો એટલે કે 'ૐ નમ· ઋપભાય ' એવો મન્ત્રન્યાસ કરવો આ પરમ મત્ર છે, કારણકે આનાથી અવશ્ય મનન અને ત્રાણ થાય છે " [આમ, 'ૐ ઋષભાય સ્વાહા' કે 'ૐ નમ ઋષભાય' આ બન્ને પ્રકારના મન્ત્રો ચાલે એવુ લાગે છે કારણકે પ્રસ્તુત ગ્રન્થમાં સ્વાહા જણાવેલ છે ને ષોડશકમા નમ. જણાવેલ છે. તેમજ પ્રસ્તુતગ્રન્થમા ૐ ને સ્વાહાની મધ્યમાં પ્રભુનામ હોવાનુ જણાવેલ છે જ્યારે પોડશકમા 'ૐ નમ ' એવા બે શબ્દ પૂર્વક પ્રભુ નામનો ન્યાસ કરવાનુ કહ્યુ છે

શંકા - જો પોડશકમા કહેલો મન્ત્ર જુદા આકારનો છે તો એને સાક્ષીપાઠ તરીકે શા માટે રજુ કર્યો?

સમાધાન - અહી મન્ત્રના શબ્દો અંગે આ સાક્ષીપાઠ ન જાણવો, પણ, પ્રભુના નામ યુક્ત મન્ત્રન્યાસ કરવો, એ મનન અને ત્રાણ કરનાર હોવાથી પરમ મંત્ર છે આટલા અશમા જ આ સાક્ષીપાઠ જાણવો.]।।૧૪।। [રત્ન, સુવર્ણ વગેરે બહુમૂલ્ય ચીજથી બિબ બનાવવામા વધુ લાભ થાય છે કે ભાવવિશેપથી બિબ બનાવવામા? એવી જિજ્ઞાસાને સતોપવા ગ્રન્થકાર કહે છે–]

પાપાણનુ બનાવો, સોનાનું બનાવો કે રત્નનુ બનાવો એનાથી બિબમા કોઇ ફેર પડતો નથી, કિંતુ ભાવથી ફેર પડે છે [આ નિશ્ચયનયે કથન જાણવુ. પણ ભાવ પ્રગટ થવામા બહુધા દ્રવ્ય કારણ બને છે. તેથી જેમ

परिणामात् । स परिणामस्तन्त्रोक्तस्मृतिमूलया = आगमवचनस्मरणपूर्विकया चेष्टया = प्रवृत्त्या शुभो भवति, भक्तिबहुमानविनयादिलिंगानामागमानुस(स्म)रणमूलत्वात् । तदिदमाह[षो ७/१२-१३]

बिंब महत् सुरूपं कनकादिमयश्च यः खलु विशेषः ।
नास्मात्फलं विशिष्टं भवति तु तदिहाशयविशेषात् ।।
आगमतत्रः सततं तद्वद्भक्त्यादिलिंगससिद्धः ।
चेष्टायां तत्स्मृतिमान् शस्तः खल्वाशयविशेषः । ।इति । ।१५ । ।

**लोकोत्तरमिदं ज्ञेयमित्थं यद्बिंबकारणम् ।**
**मोक्षदं लौकिकं चान्यत् कुर्यादभ्युदयं फलम् । ।१६ । ।**

लोकोत्तरमिति । इत्थं = आगमोक्तविधिस्मृतिगर्भचेष्टाशुद्धेन यद्बिंबकारणमिदं लोकोत्तरं मोक्षदं च ज्ञातव्यम् । अन्यच्च = उक्तविपरीतं च बिंबकारणं लौकिकं सदभ्युदयं फलं कुर्यात् । पूर्वस्मिन्नभ्युदयस्या-

---

વધુ કીમતી ચીજ વાપરીએ એમ બહુધા વધુ શુભ ભાવ પ્રગટે છે. વળી ભાવ સ્વયં તો દુર્લક્ષ છે એટલે વ્યવહાર નય એમ માને છે કે પાષાણ કરતાં સોનાનું અને સોના કરતાં રત્નનું બિંબ બનાવવામાં ફળ વધુ વધુ મળે છે. અથવા બિંબ નિર્માણકાળે અંતરના ભાવો જેટલા વધુ શક્ય બને એટલા વધુ પ્રભુ પ્રત્યેની ભક્તિના ઉછાળાઓથી રસાયેલા હોવા આવશ્યક છે એ વાત પર જોર આપવા માટે આ રીતનું કથન જાણવું. બાકી ગ્રન્થકારે સ્વયં ષોડશક ૭-૧૩ ની વૃત્તિમાં કહ્યું છે કે "વિશિષ્ટ પ્રકારનો ભક્તિભાવ ઉભરાવવામાં નિમિત્ત બનવા રૂપે બાહ્યવિશેષ પણ આદરણીય છે જ. વ્યવહારભાષ્યમાં કહ્યું છે કે –

'लक्खणजुत्ता पडिमा पासाइआ समत्तलंकारा ।
पल्हायइ जह व मणं तह णिज्जरमो वियाणाहि ।।

લક્ષણયુક્ત, આલ્હાદક, સમસ્ત અલંકારથી વિભૂષિત પ્રતિમા મનને જેવો (= જેટલા પ્રમાણમાં) પ્રલ્હાદ કરે એટલી નિર્જરા જાણવી."]

આ ભાવ = પરિણામ આગમવચનના સ્મરણપૂર્વક કરાતી પ્રવૃત્તિથી સંપન્ન થતી ભક્તિના પ્રભાવે શુભ થાય છે, કારણકે ભક્તિ, બહુમાન, વિનય વગેરે લિંગો આગમાનુસ્મરણ મૂલક છે તે પણ એટલા માટે કે આગમાનુસારી આરાધક સતત આગમદાતા ભગવાન પરના ભક્તિ વગેરે લિંગોથી નિશ્ચિતપણે સસિદ્ધ હોય છે. ષોડશક (૭/૧૨-૧૩) માં કહ્યું છે કે 'પ્રતિમા મોટી, સુંદર આકૃતિવાળી કે કનકાદિમય હોવી... આવી બધી જે કોઇ વિશેષતા હોય છે તેનાથી વિશિષ્ટફળ નથી મળતું, કિન્તુ આશયવિશેષથી વિશિષ્ટ ફળ મળે છે. આગમાનુસારી જીવ નિરંતર આગમવાન્ પરની ભક્તિ-વિનય-બહુમાન વગેરે લિંગોથી આલિંગિત હોય છે. આવા લિંગોથી આલિંગિત હોવું તે તેમજ પ્રવૃત્તિ વખતે આગમસ્મરણ રહ્યા કરવું એ, આ બધું પ્રશસ્ત આશયવિશેષ છે.।।૧૫।। [ઉક્ત વિધિ પૂર્વક તેમજ તેનાથી શૂન્ય પણે જે બિંબ ભરાવવામાં આવે છે તેના નામ ભેદ અને ફળ ભેદને કહેવાની ઇચ્છાવાળા ગ્રન્થકાર કહે છે–]

આમ આગમોક્તવિધિના સ્મરણથી ગર્ભિત ચેષ્ટાથી શુદ્ધ થયેલ આશયથી જે બિંબ ભરાવવામાં આવે છે તે લોકોત્તર હોય છે અને મોક્ષદાતા હોય છે. આનાથી વિપરીતપણે જે બિંબ ભરાવવામાં આવ્યું હોય છે તે લૌકિક હોય છે અને સ્વર્ગ વગેરે અભ્યુદયફળ આપનારુ હોય છે એમ તો પ્રથમ લોકોત્તર બિંબથી પણ સ્વર્ગાદિરૂપ શ્રેષ્ઠ અભ્યુદય થાય છે, પણ એ ગૌણ રૂપે થાય છે જ્યારે લૌકિકબિંબથી એ મુખ્ય રૂપે થાય છે.

नुपङ्गिकत्व, अत्र च मुख्यत्वमिति विशेप । तदिदमुक्त-

एवविधेन यद्विवकारण तद्वदन्ति समयविदः ।

लोकोत्तरमन्यदतो लौकिकमभ्युदयसार च ।।

लोकोत्तर तु निर्वाणसाधक परमफलमिहाश्रित्य ।

अभ्युदयोऽपि हि परमो भवति त्वत्रानुपगेण ।।[पो. ७/१४-१५] ।।१६ ।।

**इत्थं निष्पन्नबिंबस्य प्रतिष्ठाप्तैस्त्रिधोदिता ।**

**दिनेभ्योऽर्वाग्दशभ्यस्तु व्यक्तिक्षेत्रमहाह्वयाः ।।१७ ।।**

**इत्थमिति ।** इत्थ = उक्तविधिना निष्पन्नस्य बिंबस्य प्रतिष्ठाऽऽप्तै = शिष्टैस्त्रिधोदिता दशभ्यस्तु = दशभ्य एव दिनेभ्योऽर्वाक् '[1]दशदिवसाभ्यन्तरत' इत्युक्ते, व्यक्तिक्षेत्रमहाह्वयाः - व्यक्तिप्रतिष्ठा क्षेत्रप्रतिष्ठा महाप्रतिष्ठा चेति । तत्र वर्तमानस्य तीर्थकृतः प्रतिष्ठा व्यक्तिप्रतिष्ठा । ऋषभादिचतुर्विंशति-तीर्थकृतां प्रतिष्ठा च क्षेत्रप्रतिष्ठा । सप्तत्यधिकशतजिनप्रतिष्ठा च सर्वक्षेत्रापेक्षया महाप्रतिष्ठा । तदाह –

व्यक्त्याख्या खल्वेका क्षेत्राख्या चापरा महाख्या च ।

यस्तीर्थकृद्यदा किल तस्य तदाद्येति समयविदः ।।

ऋपभाद्याना तु तथा सर्वेपामेव मध्यमा ज्ञेया ।

सप्तत्यधिकशतस्य तु चरमेह महाप्रतिष्ठेति ।।[पो. ८/२-३] ।।१७ ।।

પોડશક (૭/૧૪-૧૫) મા કહ્યુ છે "ઉક્ત શુભ આશયથી જે બિબ કરાવાય તેને શાસ્ત્રજ્ઞો લોકોત્તરબિબ કહે છે. એનાથી ભિન્નબિબને લૌકિક બિબ કહે છે અને એ અભ્યુદય ફલક હોય છે લોકોત્તરબિબ મુખ્યફળની અપેક્ષાએ નિર્વાણ આપનારુ હોય છે એનાથી આનુષગિકપણે શ્રેષ્ઠ અભ્યુદય પણ થાય છે."।।૧૬।। [આ પ્રમાણે બિબ ભરાવવાની વિધિ દર્શાવ્યા પછી હવે પ્રતિષ્ઠાવિધિને ગ્રન્થકાર જણાવે છે–]

**[ત્રિવિધ પ્રતિષ્ઠા]**

આ પ્રમાણે ઉક્તવિધિથી બિબ સપન્ન થયે એની દશદિવસની અંદર પ્રતિષ્ઠા કરવાનું શાસ્ત્રકારોએ કહ્યુ છે. આ વાત ષોડશકના (૮-૧) '[1]દશદિવસાભ્યન્તરત ' વચનથી જણાય છે તે સક્ષેપમા ત્રણ પ્રકારે છે. વ્યક્તિપ્રતિષ્ઠા, ક્ષેત્રપ્રતિષ્ઠા અને મહાપ્રતિષ્ઠા વર્તમાન તીર્થના સ્થાપક તીર્થંકરની પ્રતિષ્ઠા એ વ્યક્તિપ્રતિષ્ઠા. તે તે ક્ષેત્રમા થયેલ શ્રીઋષભદેવ વગેરે ૨૪ તીર્થંકરદેવોની પ્રતિષ્ઠા એ ક્ષેત્રપ્રતિષ્ઠા. સર્વક્ષેત્રની અપેક્ષાએ ઉત્કૃષ્ટ ૧૭૦ જિનની પ્રતિષ્ઠા એ મહાપ્રતિષ્ઠા. પોડશક (૮/૨-૩) મા કહ્યું છે - એક પ્રતિષ્ઠા 'વ્યક્તિ' નામની, બીજી 'ક્ષેત્ર' નામની અને ત્રીજી 'મહા' નામની છે જે તીર્થંકર જ્યારે વર્તમાન હોય ત્યારે તેમની પ્રતિષ્ઠા એ વ્યક્તિ પ્રતિષ્ઠા છે શ્રીઋપભદેવ વગેરે ચોવીશેય જિનની પ્રતિષ્ઠા એ ક્ષેત્રપ્રતિષ્ઠા છે. ૧૭૦ જિનની પ્રતિષ્ઠા એ મહાપ્રતિષ્ઠા છે ।।૧૭।। [આ પ્રતિષ્ઠા શુ છે? એ ગ્રન્થકાર જણાવે છે–]

**[સ્વાત્મામાં થતી પ્રતિષ્ઠા જ મુખ્ય હોવામાં પ્રથમ હેતુ]**

મુખ્યદેવને ઉદ્દેશ્ય તરીકે રાખીને, વીતરાગતા વગેરે ગુણમય દેવસ્વરૂપનુ અવગાહન કરનારી પોતાની બુદ્ધિરૂપ ભાવનુ પ્રતિષ્ઠાકારક પોતાના આત્મામા જે સ્થાપન કરે છે તે મુખ્ય = નિરુપચરિત પ્રતિષ્ઠા છે, કેમકે

१ निष्पन्नस्यैव खलु जिनबिम्बस्योचिता प्रतिष्ठाशु । दशदिवसाभ्यन्तरत सा च त्रिविधा समासेन ।।

देवोद्देशेन मुख्येयमात्मन्येवात्मनो धियः।
स्थाप्ये समरसापत्तेरुपचाराद्बहिः पुनः।।१८।।

देवोद्देशेनेति। देवोद्देशेन = मुख्य देवमुद्देश्यतया विषयीकृत्यात्मन्येव = कारयितर्येवात्मनः = स्वस्य धियो वीतरागत्वादिगुणावगाहिन्या मुख्या = निरुपचरितेय = प्रतिष्ठा, स्वार्थाऽबाधात्, प्रतिष्ठाकर्मणा वचननीत्या स्वभावस्यैव स्थापनात्। तदिदमुक्त-

भवति च खलु प्रतिष्ठा निजभावस्यैव देवतोद्देशात्।
स्वात्मन्येव पर यत्स्थापनमिह वचननीत्योच्चैः।। [षो ८/४]इति।

એમા 'પ્રતિષ્ઠા' શબ્દનો અર્થ અબાધિત છે. કારણકે પ્રતિષ્ઠા ક્રિયાથી આગમોક્ત ન્યાયે સ્વકીયભાવની જ સ્થાપના કરવામા આવે છે. (એટલે કે આવી સ્થાપના એ જ 'પ્રતિષ્ઠા' શબ્દનો અર્થ છે.) તાત્પર્ય - શારીરિક કાન્તિથી દીપતા અને તેથી દેવ કહેવાતા દેવલોકમા વસતા દેવોનો વ્યવચ્છેદ કરવા અહી 'મુખ્યદેવ' એમ કહ્યું છ શ્રી અરિહત પરમાત્મા મુખ્ય દેવ છે એમને ઉદ્દેશીને એટલે. એમના– ગર્ભકાળથી જ અત્યત ઉચ્ચ સ્થિતિ, રાજ્ય-ભોગ સામગ્રી પ્રત્યે અનાસક્તિ, નિરતિચાર-ઘોર સાધના, વીતરાગતા-કેવલજ્ઞાન-તીર્થસ્થાપનાના અનુપમ ઉપકાર વગેરે– શ્રેષ્ઠ ગુણોના આલબને પોતાના આત્મામાં પણ જે એવા જ વીતરાગતા-કેવલજ્ઞાન વગેરે ગુણો રહેલા છે તેનુ અનુસધાન કરી, આ વીતરાગતા વગેરે ગુણોએ કરીને 'હું સ્વયં તે વીતરાગ છુ' આવો ભાવ-અધ્યવસાય-પરિણામ-વિચાર-બુદ્ધિ પ્રકટ થાય છે. આ જ પોતાના આત્મામાં મુખ્ય દેવ-વીતરાગની મુખ્ય પ્રતિષ્ઠા છે, કારણકે 'પ્રતિષ્ઠા' શબ્દનો અર્થ એમા ઘટી જાય છે. તે પણ એટલા માટે કે આગમમાં જે માર્ગદર્શન આપ્યું છે તદનુસાર સ્વકીય ભાવની સ્વાત્મામા સ્થાપના કરવી એ જ 'પ્રતિષ્ઠા' શબ્દના અર્થ તરીકે સગત ઠરે છે. અહી પણ આવો ભાવ જાણવો – આગળ કહેવાશે એ મુજબ વીતરાગદેવનું પ્રતિમામાં આગમન કે સંનિધાન સંભવિત નથી એમ, એ વીતરાગદેવનુ વીતરાગતા-કેવલજ્ઞાન વગેરે ગુણમય ભગવત્ત્વ સ્વાશ્રયભૂત વીતરાગપ્રભુના આત્માને છોડીને પ્રતિમામાં કે પ્રતિષ્ઠાપકના આત્મામાં આવે એ પણ સભવિત નથી પણ વીતરાગના આલંબને, પ્રતિષ્ઠાપકને પોતાના આત્મામા શક્તિથી (યોગ્યતારૂપે) રહેલા વીતરાગતા વગેરે ગુણો કે જે સ્વય ભગવત્ત્વ જ છે તેનુ અનુસધાન થવું શક્ય છે. ને એ અનુસંધાનાત્મક ભાવને સ્વાત્મામાં યથાશક્ય સ્થિર કરવો એ શક્ય છે માટે આવા ભાવને સ્વાત્મામા સ્થાપવો એ જ વીતરાગની પ્રતિષ્ઠા તરીકે સભવિત હોવાથી એને જ આગમમા 'પ્રતિષ્ઠા' કહી છે અને તેથી આ જ મુખ્ય પ્રતિષ્ઠા છે.

પ્રતિમામા શક્તિથી પણ વીતરાગતા વગેરે ગુણો રહેલા નથી માટે એમા એની જે પ્રતિષ્ઠા કરવામાં આવે છે તે મુખ્ય પ્રતિષ્ઠા નથી પણ ઉપચારથી છે. ષોડશક (૮/૪) મા કહ્યુ છે કે "દેવતાના ઉદ્દેશથી પોતાના ભાવની જ સ્વકીય આત્મામાં પ્રતિષ્ઠા થાય છે, કારણ કે આગમોક્ત ન્યાયે સ્વાત્મામા જ અત્યત શ્રેષ્ઠ સ્થાપન = પ્રતિષ્ઠા થાય છે"

[ષોડશકની આ ગાથામા 'ઉચ્ચૈ' શબ્દ જે રહ્યો છે તેનુ રહસ્યોદ્ઘાટન કરતાં ઉપાધ્યાયજી મહારાજે સ્વવૃત્તિમા જે જણાવ્યુ છે તેનો સાર આ પ્રમાણે છે –

(શાસ્ત્રવચનને અનુસરીને થતુ અનુષ્ઠાન એ વચનાનુષ્ઠાન . વચનાનુષ્ઠાનની આવી વ્યુત્પત્તિથી જણાય છે કે શાસ્ત્રને આગળ કરીને આ અનુષ્ઠાન થઇ રહ્યુ છે. શાસ્ત્રને આગળ કરવુ એટલે વીતરાગને જ આગળ કરવા બરોબર છે એટલે શાસ્ત્રવિહિત કોઇપણ ક્રિયાકાળે વીતરાગનું સ્મરણ હોય જ છે (તો જ એ

तथैत एव स्थाप्ये वीतरागे समरसापत्तेः, वचनानलक्रियादग्धकर्ममलस्यात्मनो वीतरागत्वलक्षणस्वर्णभावापत्तिरूपपरमप्रतिष्ठाया हेतुत्वादप्यस्य मुख्यत्वम्। यदाह–

वीजमिद परम यत्परमाया एव समरसापत्तेः।
स्थाप्येन तदपि मुख्या हन्तैपेवेति विज्ञेया।।[पो ८/५]तथा,
भावरसेन्द्रात्तु ततो महोदयाज्जीवताम्व(?म्र)रूपस्य।

---

વચનાનુષ્ઠાન બની શકે), ને તેથી એ વખતે વીતરાગના ગુણોનુ આત્મામા સ્થાપન થવુ સભવે છે (વીતરાગ ગુણમય છે, માટે વીતરાગના સ્મરણમા એમના ગુણોનું સ્મરણ અવશ્ય હોવાથી એ ગુણોનુ આત્મામા સ્થાપન થવાનુ કહ્યુ છે ) એટલે પ્રતિષ્ઠાનુ અનુષ્ઠાન શું? કોઇપણ વચનાનુષ્ઠાનકાળે ભગવદ્ગુણોનું સ્વાત્મામા સ્થાપન સભવે છે, તો પ્રતિષ્ઠા માટે વિશિષ્ટ અનુષ્ઠાન-વિધાન શા માટે? આવી શકા ઊઠી શકે છે એનુ સમાધાન એ છે કે તે તે વચનાનુષ્ઠાનાત્મક ક્રિયા જે એક ગુણની સિદ્ધિ માટે (મુખ્યતયા) વિહિત હોય (જેમકે સ્વાધ્યાય જ્ઞાનાવરણીયકર્મને તોડી કેવલજ્ઞાન ગુણની પ્રાપ્તિ માટે, તપ આહારસજ્ઞાને તોડીને અણાહારીપણાની પ્રાપ્તિ માટે વગેરે) તે એક ગુણદ્વારા વ્યુત્પન્ન અનુષ્ઠાતાને પરમાત્માની સમાપત્તિ સભવિત બનાવે છે જ્યારે પ્રતિષ્ઠાના અનુષ્ઠાનમા તો સ્થાપનાના ઉદ્દેશથી જ વિધિ થતી હોવાથી, અને સ્થાપનાનો તો ભાવથી સર્વગુણોનો આરોપ એ વિષય હોવાથી, 'સર્વગુણોએ કરીને હુ એ વીતરાગ જ છુ' એ રીતે પરમાત્માની સ્થાપના થાય છે જે અન્યક્રિયા કરતા આની ઘણી મોટી વિશેષતા છે ]

[સ્વાત્મામાં થતી પ્રતિષ્ઠા જ મુખ્ય હોવામાં બીજો હેતુ]

આમ સ્વાર્થ અબાધિત હોઇ આ, મુખ્ય પ્રતિષ્ઠા રૂપ છે વળી આ સ્વભાવસ્થાપનથી જ સ્થાપ્ય વીતરાગમાં સમરસાપત્તિ થતી હોવાથી પણ એ મુખ્ય પ્રતિષ્ઠારૂપ છે. આગમવચનરૂપ અગ્નિની ક્રિયાથી જેનો કર્મમળ બળી ગયો છે તેવા આત્માને વીતરાગત્વરૂપ શુદ્ધ સુવર્ણપણું પ્રાપ્ત થાય છે આ રીતે મુખ્ય દેવતાના સ્વરૂપની તુલ્યતાની પ્રાપ્તિ થવી એટલે કે સ્વય વીતરાગ બની જવુ એ સ્થાપ્ય વીતરાગની પરમપ્રતિષ્ઠા રૂપ છે. તેનો હેતુ બનતી હોવાથી સ્વભાવસ્થાપના રૂપ પ્રતિષ્ઠા એ મુખ્ય પ્રતિષ્ઠા છે (ઔપચારિક નહી ) અહી તાત્પર્ય એ છે કે પોતાના આત્મામા વીતરાગતાનો દૃઢ ઉપયોગ આત્માથી કથચિદ્ અભિન્ન હોવાથી આત્મા સ્વરૂપ છે વળી એ જ્ઞાનાવરણીય કર્મ અને ચારિત્રમોહનીય કર્મના અમન્દક્ષયોપશમ રૂપ છે ને ઉત્તરોત્તર વધુ પ્રબળ ક્ષયોપશમ કરાવવા દ્વારા ક્ષાયિકભાવ તરફ લઇ જનાર છે એટલે છેવટે આત્મા ક્ષાયિકભાવની વીતરાગતા સર્વજ્ઞતા વગેરે પામે છે આમ કથચિદ્ આત્મ દ્રવ્યમય એ ઉપયોગ આત્માને ક્ષાયિક વીતરાગતા રૂપ પરમ રસાપત્તિ કરાવે છે કે જે પણ આત્મદ્રવ્યથી કથંચિદ્ અભિન્ન છે આમ ઉક્ત દૃઢ ઉપયોગમય આત્મદ્રવ્ય વીતરાગરૂપે પરિણમતુ હોવાથી એ દૃઢ ઉપયોગમય સ્થાપના પરમરસાપત્તિનુ પરિણામી કારણ બને છે, માટે એ મુખ્ય સ્થાપના છે. જ્યારે પ્રતિમામા ઉપચારથી થયેલી સ્થાપના વીતરાગભાવનુ વધુમાં વધુ નિમિત્ત કારણ બની શકે છે, ઉપાદાનકારણ નહી, કારણકે પ્રતિમામા યોગ્યતા રૂપે પણ વીતરાગતા-કેવલજ્ઞાન વગેરે ગુણો રહ્યા હોતા નથી તેથી પ્રતિમામા કરેલી સ્થાપના મુખ્ય નથી ષોડશક (૮/૫) મા કહ્યુ છે કે "સ્વકીય ભાવનુ જ દેવતાના ઉદ્દેશથી સ્વાત્મામાં જ સ્થાપન કરવુ એ પ્રકૃષ્ટ સમરસાપત્તિનુ પ્રધાન બીજ છે વળી બિબ દ્વારા પણ આવા ભાવનુ સ્થાપન ઉક્ત સમાપત્તિનુ બીજ બનવુ સભવે છે. એટલે નિજભાવપ્રતિષ્ઠાને જ નિરુપચરિત મુખ્ય પ્રતિષ્ઠા તરીકે જાણવી તથા ષોડશક (૮/૮-૯) માં કહ્યુ છે કે "મુખ્યદેવતા સ્વરૂપના આલંબને થયેલો (વીતરાગત્વાદિનુ અવગાહન કરનારો દૃઢ ઉપયોગમય) ભાવ રસેન્દ્ર જેવો છે. તેનાથી પુણ્યાનુબંધી પુણ્ય સ્વરૂપ

कालेन भवति परमा प्रतिवद्धा सिद्धकाञ्चनता ।।

वचनानलक्रियातः कर्मेन्धनदाहतो यतश्चैषा ।

इतिकर्तव्यतयात सफलेपाप्यत्र भावविधो ।।[षो. ८-९]नन्वेवं प्रतिष्ठाकारयितर्यत्र प्रतिष्ठोपपादने प्रतिमाया प्रतिष्ठितत्वव्यवहारः, तस्यां च पूजादिफलप्रयोजकत्व कथं स्यात्? अत आह-उपचारात् वहिः = प्रतिमाया पुनरिय = प्रतिष्ठा भवति, यत् षोडशकवृत्तिकृत् "वाह्यजिनविवगता तु प्रतिष्ठा वहिर्निज-

---

વિભૂતિ પ્રાપ્ત થતી હોવાથી એ મહોદય છે. (રાગ-દ્વેષાદિગ્રસ્ત આત્મસ્વભાવ એ તાંબુ છે.) જેમ સુવર્ણરસના સપર્કથી તાબુ સુવર્ણરૂપતા પામે છે, તેમ ઉક્ત ભાવરસેન્દ્રથી રસાતુ આત્મસ્વભાવરૂપ તાંબુ કેટલાક કાળે પરમ = શ્રેષ્ઠ અપ્રતિબદ્ધ = અનુપહત સિદ્ધકાંચનતા = સર્વકર્મમલમુક્ત સિદ્ધાવસ્થારૂપ કાંચનતાને પામે છે. [આ પ્રાપ્તિમા આવો ક્રમ જાણવો - ભાવરસેન્દ્ર - પુણ્યાનુબધી પુણ્ય - ઉત્તરોત્તર સાધનાની સુદર સામગ્રી- ઉત્તરોત્તર શુભ-શુદ્ધ ભાવો - વીતરાગતા-કેવલજ્ઞાન-મુક્તિ] આગમ વચન અગ્નિ જેવું છે, તેની નિયતવ્યાપારરૂપ ક્રિયાથી કર્મરૂપી ઇન્ધનનો દાહ થવાથી આ સિદ્ધ કાચનતા સપન્ન થાય છે, માત્ર ભાવરસેન્દ્રથી એ સિદ્ધ કાચનતા પ્રાપ્ત થઇ જાય છે એવું નથી. બિબમા થયેલ પ્રતિષ્ઠા પણ વચનક્રિયારૂપ છે. તેથી એ પ્રતિષ્ઠા ઇન્ધન પ્રક્ષેપાત્મક શુભ વ્યાપાર રૂપ ઇતિકર્તવ્યતા સ્વરૂપ હોવાના કારણે સફળ છે " [આશય એ છે કે તાબાને સુવર્ણરસથી રસવા માત્રથી સો ટચનુ સોનુ પ્રાપ્ત થતુ નથી, કારણ કે તાબાનો અશ ભલે સુવર્ણ બન્યો, તાંબામા જે મેલ-માટી વગેરે ભળેલા હતા એ તો અશુદ્ધિરૂપે હજુ પણ ઊભા જ રહે છે. એ અગ્નિ દ્વારા દૂર થાય છે ને શુદ્ધ સુવર્ણ પ્રાપ્ત થાય છે.

પ્રસ્તુતમા શંકા પડી શકે છે કે, જો શ્રીવીતરાગના આલંબને 'હું પણ તે વીતરાગ જ છું' આવા પ્રગટ થયેલા ભાવને આત્મામા સ્થાપવો એ પ્રતિષ્ઠા છે ને આ ભાવ જ ભાવરસેન્દ્ર સ્વરૂપ હોવાથી પરમાત્માની સમરસાપત્તિ કરાવનાર છે તો પ્રતિષ્ઠા માટે આવો ભાવ પ્રગટ કરી સ્થાપી દેવો એટલું જ આવશ્યક છે એટલે પ્રતિષ્ઠા માટે અન્ય બાહ્ય વિધિવિધાનની શી જરૂર છે? આ શકાનું સમાધાન ઉપરના દૃષ્ટાત અનુસારે જાણવું. અર્થાત્ આગમવચન સ્વરૂપ અગ્નિના વ્યાપારથી કર્મસ્વરૂપ ઇન્ધન જ્યા સુધી બળી જતું નથી ત્યા સુધી, માત્ર ભાવ રસેન્દ્રથી જ વીતરાગતા-કેવલજ્ઞાનાદિ મય આત્માના શુદ્ધસ્વરૂપ સ્વરૂપ સિદ્ધ કાચનતા સપન્ન થતી નથી, એટલે અગ્નિ પ્રગટીને મેલ વગેરે બાળવાનું સ્વકાર્ય કરે એ માટે જેમ ઇન્ધન પ્રક્ષેપ આવશ્યક હોય છે, એમ આગમવચન રૂપ અગ્નિને કર્મકચરાને બાળવાના સ્વકાર્ય કરવામાં પ્રવર્તાવવા માટે આગમોક્ત પ્રતિષ્ઠા (= વિધિવિધાન) પણ આવશ્યક છે આમ સ્વકીય ભાવની જ સ્થાપનાના આ વિધાનમાં બિબગત પ્રતિષ્ઠા ક્રિયા પણ સફળ = સાર્થક છે, નિરર્થક નથી ]

શંકા - આ રીતે પ્રતિષ્ઠાકારકના આત્મામા જ પ્રતિષ્ઠા થાય છે એવું તમે સિદ્ધ કરો છો તો 'આ પ્રતિમા પ્રતિષ્ઠિત છે' એવો વ્યવહાર શી રીતે થશે? તેમજ તે પ્રતિમા પૂજા વગેરેના ફળની પ્રાપ્તિમાં પ્રયોજક શી રીતે બનશે?

## [પ્રતિમામાં ઉપચરિતભાવરૂપ પ્રતિષ્ઠા]

સમાધાન - નિરુપચરિત રીતે તો સ્વઆત્મામાં જ પ્રતિષ્ઠા થાય છે. ઉપચારથી બહાર = પ્રતિમામાં પ્રતિષ્ઠા થાય છે ષોડશકના વૃત્તિકાર શ્રીયશોભદ્રસૂરિ મહારાજે (૮/૪) ની વૃત્તિમાં કહ્યું છે કે "બાહ્ય જિનબિબાદિમાં નિજભાવના ઉપચાર દ્વારા પ્રતિષ્ઠા થાય છે. મુખ્ય દેવતાના સ્વરૂપના આલબનવાળો નિજ ભાવ જ 'આ તે જ છે' એવા અભેદઉપચારથી પ્રતિષ્ઠિતત્વની જાણકારીવાળા ભક્તજનને પૂજ્ય બને છે"

भावोपचारद्वारेण, निज एव हि भावो मुख्यदेवतास्वरूपालवन: 'स एवायमि'त्यभेदोपचारेण विदुपा भक्तिमता पूज्यतापदवीमासादयती ति"। न चेवं तदध्यवसायनाशात्प्रतिमाया अप्रतिष्ठितत्वापत्तिरिति शंकनीयं, तन्नाशेऽपि तदाहितस्योपचरितस्वभावविशेपस्यानाशात्। द्विविधो ह्युपचरितस्वभावो गीयतेस्वाभाविक

[પ્રતિષ્ઠિતત્વજ્ઞાનથી ઉલ્લસિત થયેલ ભક્તિ દ્વારા પ્રતિમા વિશિષ્ટ પૂજાફળની પ્રયોજિકા બને છે એ જાણવુ ]

[વીતરાગ પ્રભુના આલબને 'હુ તે જ વીતરાગ છું' આવો જે અધ્યવસાય પ્રતિષ્ઠાપકને ઊભો થાય છે, તેનો, 'આ પ્રતિમા મારાથી અભિન્ન છે' એ રીતે (એટલે કે પ્રતિમામાં પણ વીતરાગતા વગેરે ગુણો છે એવો) અભેદ ઉપચાર કરવો એ પ્રતિમામા થયેલી પ્રતિષ્ઠા છે તેથી પૂજકને 'આ પ્રતિમા પ્રતિષ્ઠિત છે' એવા જ્ઞાનથી એ પ્રતિમામા ઉપચરિત થયેલા વીતરાગતા વગેરે ગુણોનું અનુસધાન થાય છે ને તેથી ભક્તિભાવ ઉભરાય છે જે પૂજાનુ વિશિષ્ટ ફળ આપે છે ષોડશકની આ ગાથાની જ વૃત્તિમા ઉપાધ્યયજી મહારાજે શ્રીહરિભદ્રસૂરિમહારાજની પૂજા વિશિકાની ગાથાઓનો આધાર લઇને બીજી એક હકીકત એ સ્પષ્ટ કરી છે કે - આમ પ્રતિષ્ઠા વિશિષ્ટ પ્રકારની ભક્તિ ઉભરાવવા દ્વારા ફળદાત્રી બને છે એ હકીકત હોવાથી જ આ ભક્તિ જે જે વિશેપ પ્રકારે ઉલ્લસિત થાય તે તે વિશેપ પ્રકારો આદરણીય-સ્વીકાર્ય છે.. અર્થાત્ કોઇ પૂજકને 'આ પ્રતિમા મે ભરાવી છે' એ રીતે તો કો'ક ને 'આ પ્રતિમા મારા માતા-પિતા વગેરેએ ભરાવી છે' એ રીતે તો વળી અન્યને 'આ પ્રતિમા વિશિષ્ટ વિધિપૂર્વક ભરાવેલી છે' એ રીતે અનુસંધાનથી વિશિષ્ટ ભક્તિ ઉલ્લસે છે. તો ક્યારેક શુદ્ધસ્થાનમા વિશિષ્ટ વિધિ-સામગ્રી વિના જ માત્ર નવકાર દ્વારા મનથી સ્થાપના કરી હોય તો પણ ભક્તિ ઉલ્લસે છે એટલે આ બધા પ્રકારો ફળ આપવામા સમર્થ છે તે જાણવુ. ટૂંકમા જેને જે રીતે વિશિષ્ટ ભક્તિભાવ અનુભવાય તેને માટે તે પ્રકાર ઇષ્ટ છે સારાશ એ જાણવો કે 'મે સ્થાપના કરી છે' વગેરે બુદ્ધિથી જો વિશેપ ભક્તિ ઉભરાતી હોય તો એ ઉચિત છે ને જો એ બુદ્ધિથી મમત્વ-કલહ વગેરે થતા હોય તો એ અનુચિત છે.]

**શંકા** - આ રીતે ઉપચરિત ભાવને જ પ્રતિમામા થયેલ પ્રતિષ્ઠારૂપ માનશો તો એ ભાવ નષ્ટ થઇ જવાથી પ્રતિષ્ઠા પણ નષ્ટ થઇ જવાના કારણે પ્રતિમા અપ્રતિષ્ઠિત બની જશે.

**સમાધાન** - એ અધ્યવસાય નાશ પામી જવા છતા એ અધ્યવસાયથી થયેલ ઉપચરિતસ્વભાવવિશેપ નાશ પામતો ન હોવાથી આવી શકા કરવી યોગ્ય નથી ઉપચરિતસ્વભાવ બે પ્રકારે કહેવાય છે - સ્વાભાવિક અને ઔપાધિક આમા આદ્ય = સ્વાભાવિક ઉપચાર પરજ્ઞતા-પરદર્શકત્વ સ્વરૂપ છે અર્થાત્, પર = શ્રેષ્ઠ, તેથી શ્રેષ્ઠજ્ઞાન (= કેવલજ્ઞાન) અને શ્રેષ્ઠ દર્શકત્વ (= કેવલદર્શન) (અને ઉપલક્ષણથી વીતરાગતા વગેરે) નો પ્રતિષ્ઠાપક સ્વ આત્મામા જે ઉપચાર કરે છે એ સ્વાભાવિક ઉપચાર છે. પ્રતિષ્ઠાપક આત્માના પણ કેવલજ્ઞાન-કેવલદર્શન સ્વભાવભૂત જ છે, અને હજુ એ પ્રકટ થયેલા ન હોવા છતાં એવો અધ્યવસાય ઊભો કરાઇ રહ્યો છે માટે એ મૌલિક ન હોવાથી ઉપચાર રૂપ છે, અને છતા સ્વભાવભૂત હોવાથી સ્વાભાવિક ઉપચાર રૂપે કહેવાય છે પ્રતિમામા કેવલજ્ઞાન વગેરે સ્વભાવભૂત ન હોવા છતા એનો જે અભેદ ઉપચાર થાય છે તે ઔપાધિક કહેવાય છે આ ઔપાધિક ઉપચાર અનેક પ્રકારનો હોય છે. જેમકે નવકાર-પચિદિયથી કરાતી સ્થાપના અલ્પકાલીન હોય છે જ્યારે અક્ષાદિમા વિશિષ્ટવિધિથી કરાયેલી સ્થાપના, જ્યા સુધી ઉત્થાપનવિધિપૂર્વક એનુ વિસર્જન ન થાય ત્યાં સુધી-દીર્ઘકાલીન હોય છે મુખ્ય દેવના આલબને ઊભો થતો અધ્યવસાય નાશ પામવાથી, સ્વાભાવિક ઉપચારરૂપ મુખ્ય પ્રતિષ્ઠા ભલે વિનષ્ટ થાય, પણ એના અભેદ ઉપચારથી (કે જે ઉપચાર ઔપાધિક ઉપચાર સ્વરૂપ છે તેનાથી) પ્રતિમામા જે સંસ્કારવિશેપ ઊભો થાય છે તે દીર્ઘકાળ ટકી શકતો હોવાથી કોઇ

औपाधिकश्च, आद्य परज्ञतापरदर्शकत्वलक्षण, अन्त्यश्च विचित्र इति न दोषः।।१८।।

**प्रतिष्ठितत्वज्ञानोत्थसमापत्त्या परेष्वपि।**

**फलं स्याद्वीतरागाणां सन्निधानं त्वसंभवि।।१९।।**

प्रतिष्ठितत्वेति। प्रतिष्ठितत्वज्ञानोत्थया = पूर्वपूर्वप्रतिष्ठितत्वप्रतिसन्धानोत्थापितवचनादरभगवद्बहुमानाहितया समापत्त्या परेष्वपि = प्रतिमापूजाकारिष्वपि फल = विपुलनिर्जरलक्षणं स्यात्। वीतरागाणां

---

દોષ નથી ॥૧૮॥

[પ્રતિમામાં વીતરાગનું સંનિધાન અસંભવિત]

આ રીતે, વિશેષદેવતાની પ્રતિષ્ઠા નહી માનશો અને નિજભાવની જ પ્રતિષ્ઠા માનશો તો એ પ્રતિમા પૂજનનુ ફળ પૂજકને શી રીતે મળશે? કેમકે વિશેષદેવતા તા ત્યા છે નહી. મત્રસસ્કારાદિથી વિશેષ દેવતાને જ ત્યા પ્રતિષ્ઠિત થયેલા માનો તો તો એના જ પ્રભાવે ફળપ્રાપ્તિ સગત થઇ જાય. આવી શકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–

પ્રતિષ્ઠિતત્વ જ્ઞાનથી થયેલ સમાપત્તિથી પ્રતિમાપૂંજકોને પણ વિપુલનિર્જરારૂપ ફળ પ્રાપ્ત થાય છે. વીતરાગોનુ સનિધાન અસંભવિત છે

[જ પૂજકે પૂજ્યમાન પ્રતિમાની પ્રતિષ્ઠાવિધિ નિહાળી નથી એને 'આ પ્રતિમા પ્રતિષ્ઠિત છે' એવું અનુસધાન સીધેસીધુ થઇ શકતુ નથી પણ, એ અન્ય પૂજકને પૂજા કરતો જોઇ એ પૂજકમા રહેલા આવા અનુસધાનનુ અનુમાન કરે છે. વળી એ પૂજકે પણ આ જ રીતે પોતાની પૂર્વમા કોઇ પૂજકની પૂજા જોઇને આવુ અનુમાન કર્યું હોય છે આમ પૂર્વ પૂર્વની પૂજાની પરંપરા દ્વારા પ્રતિસંધાનની પણ પરપરા ચાલે છે. તેથી પૂર્વ-પૂર્વ પ્રતિસધાન દ્વારા પ્રતિષ્ઠિતત્વનુ જ્ઞાન થવાની અહી વાત કરી છે.] 'આ પ્રતિમા પ્રતિષ્ઠિત છે' એવા પૂર્વ-પૂર્વ પ્રતિસન્ધાનથી એ પ્રતિષ્ઠાદિવિધિ જ્ઞાપક જિનવચન પર આદર થાય છે અને તેના દ્વારા ભગવાન્ પર બહુમાન થાય છે. અથવા, 'આ પ્રતિમા વીતરાગ ભગવાન્ થી પ્રતિષ્ઠિત છે' આવા પ્રતિસધાનથી જે જ્ઞાન થાય છ તે, એક સબધી જ્ઞાન અન્ય સબધીનું સ્મરણ કરાવે છે એ ન્યાયે, ભગવાન્‌ની મહાનતાના કારણભૂત ભગવાનના અવિસવાદી વચનોનુ "અહો! આ પ્રતિમામા પ્રતિષ્ઠિત પ્રભુના વચનો કેવા અવિસંવાદી યથાર્થ છે" ઇત્યાદિ રૂપે વચનાદર ગર્ભિત સ્મરણ કરાવે છે. જેમ પ્રભુના વચનને પુરસ્કૃત કરવા એ પ્રભુને જ પુરસ્કૃત કરવા બરોબર છે એમ પ્રભુના વચનનો આદર એ પ્રભુનો જ આદર છે. પ્રભુવચનનો આદર કરવાથી સમાપત્તિ થાય છે એ પૂર્વે બીજી બત્રીશીના પચ્ચીશમા શ્લોકમા જણાવી ગયા છે તેથી પ્રભુવચન પ્રત્યેના આદર બહુમાન -પ્રભુ પ્રત્યેના આદરબહુમાનથી સમાપત્તિ થાય છે. આ બહુમાનથી સપન્ન થયેલી સમાપત્તિથી પ્રતિમાપૂજકોને વિપુલનિર્જરા રૂપ પૂજાફળ મળે છે. [આમ નિજભાવની સ્વમાં જ મુખ્ય પ્રતિષ્ઠા થાય છે, ઉપચારથી પ્રતિમામા પ્રતિષ્ઠા થાય છે એ તેમજ એનાથી પૂજાફળ શી રીતે મળે છે એ જણાવ્યુ બાકી ફળ પ્રયોજક તરીકે મુખ્યદેવતાની જ પ્રતિમામા પ્રતિષ્ઠા માનવી એ સભવતુ નથી એ જણાવવા ગ્રન્થકાર કહે છે-] ગમે તેવા મન્ત્રોચ્ચાર કે વિધિવિધાનથી, વીતરાગ બનેલ મુખ્યદેવતાનું પ્રતિમામાં સનિધાન થવુ અસભવિત હોઇ તેમની પ્રતિષ્ઠા થઇ શકતી નથી. એટલે કે મન્ત્ર-સસ્કારાદિથી આકૃષ્ટ થઇને પ્રતિમામા આવી એને અધિષ્ઠિત કરવા રૂપ કાયિક આગમન કે પ્રતિમા અગે 'આ હુ છુ' એવા અહંકારરૂપે કે 'આ મારી છે' એવા મમકારરૂપે માનસિક આગમન વીતરાગદેવ માટે સભવતુ નથી સિદ્ધ થયેલા વીતરાગપ્રભુને નથી કાયા હોતી કે નથી ગતિના કારણભૂત

= रागरहितानां सन्निधान तु समीपागमनरूप कायिकमहकार-ममकाररूपं मानस च मन्त्रनमस्कारादिनाऽसभवि। तदुक्तं–

मुक्त्यादौ तत्त्वेन प्रतिष्ठिताया न देवतायास्तु।
स्थाप्ये न च मुख्येयं तदधिष्ठानाद्यभावेन।।
इज्यादेर्न च तस्या उपकार कश्चिदत्र मुख्य इति।

---

कर्मो होता, तेथी कायिक आगमन शी रीते थाय? वळी 'अह-ममेति मन्त्रोऽय मोहस्य जगदान्ध्यकृत्' मोहराजानो अह ने मम आ ज आखा जगत्‌ने आधळु करनारो मन्त्र छे वीतरागदेवे आ मोहराजाने नामशेष कर्यो होय छे तेथी अहकार के ममकार रूपे मानसिक आगमन पण शी रीते सभवे? षोडशक (८/६)मां कह्युं छे के "मुक्ति वगेरे स्थानमा परमार्थथी रहेल देवतानी स्वजीवमा के बिबमा प्रतिष्ठा थइ शकती नथी, केमके घणां दूर छे स्थाप्यबिबमां आ प्रतिष्ठा मुख्य होती नथी, केमके मुख्यदेवनु अधिष्ठान के अहकार-ममकार वासनारूप सनिधान थतु नथी, वळी पूजा, सत्कारादिथी प्रस्तुतदेवताने कोइ निरुपचरित-मुख्य उपकार थतो नथी. एटले पूजाथी मुक्तिस्थित देवताने उपकार थवानी कल्पना ए बाळक्रीडा समान थाय छे (पूजाथी जातने ज उपकार थाय ए माटे शिष्टो पूजा करे छे.)" आम निजभावनी ज प्रतिष्ठा छे एवु जे प्रतिपादन कर्युं एनाथी ज अन्यदर्शनीओना नीचेना अभिप्रायनु निराकरण थइ जाय छे

**पूर्वपक्ष :** प्रतिष्ठाविधिथी प्रतिमा वगेरेमा देवतानु अहंकार-ममकार रूप सान्निध्य करवामा आवे छे. "जडता वगेरे रूप अनेक विशपताओ (पोताना करता विलक्षणताओ) जेमां जोवा मळे छे एवी प्रतिमामां 'आ हुं छु' एवा अहंकाररूप सान्निध्य शी रीते संभवे?" एवुं न पूछवुं, कारणके एवो भेद देखातो होवा छता स्वसादृश्य देखाडनार चित्र वगेरेमा जेम स्वनो आहार्य आरोप थाय छे तेम प्रतिमामा पण थइ शके छे ज्या जेना अभावनो निर्णय होय त्या ज, तेवी प्रबळ इच्छावशात् ते वस्तुनो आरोप करवो ए आहार्य आरोप कहेवाय छे. जेमके फोटो जड छे, पोते चेतन छे. वगेरे अनेक कारणोए फोटामां पोतापणाना अभवानो निर्णय होवा छता, पोताना फोटाने उद्देशीने मानवी 'आ हु छुं' एम जाणे छे ने कहे छे. आ ज रीते प्रतिमामा देवताने 'आ हु छु' एम आहार्य आरोप स्वरूप ज्ञान थइ शके छे. "ज्यारे देवतानु 'आ हु छु' इत्यादि अहकारादिरूप ज्ञान नाश पामी जशे त्यारे देवतानुं सान्निध्य नीकळी जवाथी पूजानु फळ नही मळी शके" एवी पण शका न करवी, कारणके ज्ञाननो नाश थयो होवा छतां एना संस्कार ऊभा होवाथी पूजानु फळ प्राप्त थइ शके छे अस्पृश्यस्पर्श वगेरेथी आ सस्कारनो ज नाश थइ जाय छे एटले पछी ए प्रतिमाना पूजन वगेरेथी फळप्राप्ति थती नथी

**उत्तरपक्ष** - आगळ कही गया मुजब आवो पूर्वपक्ष निरस्त जाणवो, कारणके स्थाप्य ज्यारे वीतरागदेव होय त्यारे अहकार वगेरे असभवित होइ आवी प्रतिष्ठा पण असभवित रहे छे. "सरागी देवनी प्रतिमामां तो आवी प्रतिष्ठा मानी शकाशे ने" एवु जो कोइ कहे तो एनो जवाब ए जाणवो के सरागीने तो देव मानवा ए ज मिथ्या छे. वळी सरागीदेवने माननाराओ एवी प्रतिष्ठा माने ए पण योग्य तो नथी ज, केमके जे सरागी होय ते सर्वज्ञ होता नथी एटले ज्यारे अन्य प्रवृत्तिमा व्यग्र होय त्यारे अने दूर दूरना अनेक स्थळोमा एक साथे प्रतिष्ठानी क्रियाओ चालु होय त्यारे (सर्वत्र) उपयोग जवो अशक्य होवाथी अहकार-ममकार असगत होइ प्रतिष्ठा असगत बनी जाय छे वळी अहकार-ममकारना सस्कारनो नाश थये प्रतिमा अपूज्य बनी जवानी आपत्ति आवे छे. वळी देवतानुं अहकार-ममकार रूप ज्ञान होय त्यारे ज्ञान पूजाफळ प्रयोजक

यथार्थ प्रतिष्ठितत्वप्रत्यभिज्ञान पूजाफलसामान्य एव प्रयोजकमिष्यते तेषामयमपि दोष एव। ये तु **नव्यनैयायिकाः** – प्रतिष्ठाविधिना जनितं विचित्रमदृष्ट स्वाश्रयात्मसंयोगाश्रयस्य पूज्यताप्रयोजकमभ्युपयन्ति, तेषा तद्व्यक्तिविशिष्टसबन्धाग्रहेऽतिप्रसङ्ग, तद्ग्रहे चाननुगम इति। यत्पुनरुच्यते **चिन्तामणिकृता** - 'प्रतिष्ठित पूजयेदिति विधिवाक्येन प्रतिष्ठितायाः कारणत्व न बोध्यते, किं तु भूतार्थे

આત્મામા રહે છે, ને તેથી પ્રતિમા પૂજનીય જ રહેવાની આપત્તિ આવે.. આ ત્રણ કારણોએ અદૃષ્ટને પૂજાફળપ્રયોજક માનવુ યોગ્ય નથી. ને તેથી એવુ માનવુ જોઇએ કે પ્રતિષ્ઠા દ્વારા પ્રતિમામાં એક વિશિષ્ટ પ્રકારની શક્તિ પેદા થાય છે જે પૂજાફળ પ્રયોજિકા હોય છે. અને ચંડાળ વગેરેના સ્પર્શ થવાથી નાશ પામી જનારી હોય છે. તેથી એવો સ્પર્શ થયા પછી પ્રતિમા પૂજ્ય રહેવાની આપત્તિ પણ આવતી નથી." આવો **મીમાંસકનો** મત પણ અપાસ્ત જાણવો, કારણકે પ્રતિષ્ઠા તો, પ્રતિષ્ઠિતત્વજ્ઞાનથી પ્રગટેલ ભક્તિ દ્વારા જ પૂજાફળપ્રયોજિકા છે. 'આ પ્રતિમાને અસ્પૃશ્યસ્પર્શ થયો છે' આવુ પ્રતિસંધાન, પ્રતિષ્ઠિતત્વ જ્ઞાન થવા– હોવા છતા ભક્તિવિશેષનુ જ વ્યાઘાતક હોવાથી ભક્તિ ઉભરવા દેતું નથી, ને તેથી પૂજાફળવિશેષ ન મળવાની વાતમા કોઇ અસગતિ રહેતી નથી. બાકી શક્તિ પક્ષ માનવામાં તો, પ્રતિષ્ઠિત પ્રતિમામા એ શક્તિ રહી જ હોવાના કારણે, કો'ક પૂજકને 'આ પ્રતિમા અપ્રતિષ્ઠિત છે' એવો ભ્રમ હોવા છતાં, વિશિષ્ટપૂજા ફળ મળવાની આપત્તિ આવે.] તત્ત્વચિન્તામણિકારે જે કહ્યુ છે કે–

[તત્ત્વચિન્તામણિકાર મતનિરાસ]

'प्रतिष्ठित पूजयेद्' એવુ વિધિવાક્ય પ્રતિષ્ઠાને કારણ તરીકે નથી જણાવતું અર્થાત્ પ્રતિષ્ઠા એ પૂજ્યતાનું કારણ છે એવું નથી જણાવતું - કિન્તુ 'કર્મણિ ભૂતકૃદન્તનો ક્ત પ્રત્યય ભૂતકાળના અર્થને જણાવે છે' એવા અનુશાસનને અનુસારે એવુ જણાવે છે કે જેની પ્રતિષ્ઠા અતીતકાળમાં થઇ ગઇ છે તે પૂજ્ય છે. આમ પ્રતિષ્ઠાધ્વસ એ પૂજ્યતાપ્રયોજક તરીકે ફલિત થાય છે. અસ્પૃશ્યસ્પર્શાદિ થયા બાદ પૂજ્યતા રહી ન જાય એ માટે ધ્વંસનુ પ્રતિષ્ઠાકાલીનયાવદસ્પૃશ્યસ્પર્શાદિપ્રતિયોગિક અનાદિસંસર્ગાભાવ એ વિશેષણ જાણવુ એટલે કે પ્રતિષ્ઠા કાળે જેટલા અસ્પૃશ્યસ્પર્શના અનાદિસસર્ગાભાવ હોય તેનાથી એ પ્રતિષ્ઠાધ્વંસ યુક્ત હોવો જોઇએ. જ્યારે કોઇ પણ અસ્પૃશ્યસ્પર્શ થાય એટલે એ અસ્પૃશ્યસ્પર્શનો પ્રાગભાવ રૂપ અનાદિસંસર્ગાભાવ ન રહેવાથી એ વિશેષણનો અભાવ થઇ જાય છે. અને તેથી પછી પ્રતિમા પૂજ્ય રહેતી નથી આ વિશેષણભૂત અનાદિસંસર્ગાભાવ પ્રાગભાવ રૂપ હોય છે અને ક્વચિદ્ (જે પ્રતિમાને અસ્પૃશ્યસ્પર્શ થવાનો જ ન હોય તે પ્રતિમા અંગે) અત્યન્તાભાવરૂપ હોય છે

તત્ત્વચિન્તામણિકારનો પ્રતિષ્ઠાધ્વસને પૂજ્યત્વ પ્રયોજક માનવાનો આ અભિપ્રાય પણ જ્યાં સુધી એના પર વિચાર ન કરીએ ત્યા સુધી જ રમણીય લાગે એવો છે. કારણકે વિચાર કરીએ તો જણાય છે કે આ પ્રતિષ્ઠા જો ક્રિયાની ઇચ્છા રૂપ હોય તો એનો ધ્વસ પ્રતિમામાં ન રહ્યો હોઇ પ્રતિમામા પૂજ્યતા શી રીતે લાવે? અને જો એ સયોગ રૂપ હોય તો દ્વિષ્ઠ હોઇ પ્રતિમાની જેમ પ્રતિષ્ઠાપકમાં પણ પૂજ્યતા લાવશે આશય એ છે કે પ્રતિષ્ઠાના ધ્વંસને પૂજ્યતાનો પ્રયોજક માનવો છે. એટલે પૂર્વોક્ત સસ્કાર વગેરે રૂપ પ્રતિષ્ઠાને પ્રયોજક માની શકાતી નથી. જ્યારે પ્રતિમા પ્રતિષ્ઠિત થઇ જાય છે, ત્યારથી એ પૂજ્ય બની ગઇ હોય છે. એટલે ચિન્તામણિકારના મતે પ્રતિષ્ઠાધ્વંસ થઇ ગયો હોય છે આનો અર્થ એ થયો કે જ્યારે એ પ્રતિષ્ઠિત થઇ ત્યારે થયેલા ધ્વંસમાનો કો'ક ધ્વસ પ્રતિષ્ઠાધ્વસ રૂપ છે અને એનો પ્રતિયોગી પ્રતિષ્ઠારૂપ છે. વિચાર કરતાં જણાય છે કે એ વખતે, પ્રતિષ્ઠાપકની પ્રતિષ્ઠાવિધિ-ક્રિયા કરવાની જે ઇચ્છા હતી તેનો ધ્વંસ થયો હોય છે (કેમકે

क्तानुशासनादतीतप्रतिष्ठे पूज्यत्व वोध्यते। तथा च प्रतिष्ठाध्वंसः प्रतिष्ठाकालीनयावदस्पृश्यस्पर्शादि-प्रतियोगिकानादिससर्गाभावसहितः पूज्यत्वप्रयोजक, स च प्रागभावोऽत्यन्ताभावश्च क्वचिदिति– तदप्यवि-चारितरमणीय, प्रतिष्ठाया क्रियेच्छारूपत्वे तद्ध्वंसस्य प्रतिमाऽनिष्ठत्वात्, संयोगरूपत्वेऽपि द्विष्ठत्वात्,

---

પ્રતિષ્ઠા થયા પછી એ ઇચ્છા રહેતી નથી) તેમજ પ્રતિષ્ઠાવિધિમાટે પ્રતિષ્ઠાપકે પ્રતિમાનો હાથ વગેરેથી જે સયોગ કર્યો હોય છે તેનો ધ્વસ થયો હોય છે એટલે કે તાદૃશ ઇચ્છા કે તાદૃશસયોગ પ્રતિષ્ઠારૂપ હોવા સંભવે છે આમાથી એ ઇચ્છાને જો પ્રતિષ્ઠારૂપ માનીએ તો ઇચ્છાધ્વસ તો પ્રતિષ્ઠાપકના આત્મામાં રહેશે, [અથવા 'क्रियेच्छा' નો સમાસ 'ક્રિયાની ઇચ્છા' એવો ન કરતા 'ક્રિયા અને ઇચ્છા' એવો કરીએ તો તાદૃશ વિશિષ્ટ ક્રિયા રૂપ પ્રતિષ્ઠાનો ધ્વસ પ્રતિષ્ઠાપકના શરીરમા રહેશે, તાદૃશ ઇચ્છારૂપ પ્રતિષ્ઠાનો ધ્વંસ આત્મામાં રહેશે, પણ] પ્રતિમામા નહી, અને તો પછી એ પ્રતિષ્ઠાધ્વસ પ્રતિમાને શી રીતે પૂજ્ય બનાવે? તાદૃશ સંયોગને જો પ્રતિષ્ઠા રૂપ માનીએ તો એ દ્વિષ્ઠ હોઇ એનો ધ્વંસ પણ દ્વિષ્ઠ હોવાના કારણે પ્રતિમાની જેમ પ્રતિષ્ઠાપકમાં પણ રહ્યો હોવાથી પ્રતિષ્ઠાપકને પણ પૂજ્ય કેમ નહી બનાવે? વળી પ્રતિષ્ઠાધ્વંસને પૂજ્યતાનુ કારણ માનવામા પ્રતિષ્ઠા એ કારણીભૂત જે અભાવ (ધ્વસાત્મક) તેના પ્રતિયોગી રૂપ બનવાથી તેનો પૂજ્યતાના પ્રતિબધક તરીકે વ્યવહાર (પ્રતિષ્ઠા પૂજ્યતાની પ્રતિબંધક છે - આવો વ્યવહાર) કરવાની આપત્તિ આવશે. કારણ કે કારણીભૂત અભાવનો જે પ્રતિયોગી હોય છે તેને પ્રતિબધક કહેવાય છે

[પૂર્વપક્ષ : અમે પ્રતિષ્ઠાધ્વસને પૂજ્યતાનું કારણ નહી કહીએ, કારણ પ્રતિષ્ઠાને જ કહીશું, અને તાદૃશ વિશેષણયુક્ત ધ્વસને એનુ દ્વાર કહીશુ. તેથી પ્રતિષ્ઠાનો પ્રતિબધક તરીકે વ્યવહાર કરવાની આપત્તિ નહી આવે ]

ઉત્તરપક્ષ - એને દ્વાર તરીકે કહી પ્રતિષ્ઠાને તદ્દ્વારક કહેવી એ સભવતુ નથી, કારણકે (૧) 'પ્રોક્ષિતા વ્રીહય ' ઇત્યાદિ ક્ત પ્રત્યયસ્થળમા પણ ધ્વસવ્યાપારકત્વની કલ્પના કરવામા આવી નથી. એટલે કે પ્રોક્ષણ ક્રિયાનો, ધ્વસ એ વ્યાપાર છે એવુ કલ્પાયુ નથી. (તો અહી પણ શી રીતે કલ્પાય?) તેમજ (૨) ચિરનષ્ટ ચીજ જ્યારે કાલાન્તરભાવી ફળનુ કારણ હોય ત્યારે એ ભાવવ્યાપારક જ હોય છે. અર્થાત્ એનુ દ્વાર કોઇ ભાવ પદાર્થ જ બની શકે છે, અભાવાત્મક પદાર્થ નહી, એવો નિયમ છે. (એટલે પ્રસ્તુતમાં પણ પ્રતિષ્ઠાનો વ્યાપાર ધ્વંસાત્મક અભાવપદાર્થ બની શકતો નથી.) આવો નિયમ જો માનવામા ન આવે તો અપૂર્વનો (= અદૃષ્ટનો = પુણ્યનો) ઉચ્છેદ જ થઇ જાય આશય એ છે કે દાન આપ્યા પછી તો ઘણા કાળ બાદ સ્વર્ગપ્રાપ્તિ થાય છે એટલે દાનને અપૂર્વાત્મક દ્વાર દ્વારા સ્વર્ગનુ કારણ માનવામાં આવ્યુ છે. હવે, જો આ ચિરનષ્ટ દાનનો, ધ્વસાત્મક અભાવ પણ વ્યાપાર બની શકતો હોય તો તો દાનના વ્યાપાર તરીકે પણ દાનધ્વસની જ કલ્પના શક્ય હોઇ એક નવો પદાર્થ માનવા રૂપ ગૌરવ જેમાં છે તેવી અપૂર્વની કલ્પના જ કરી નહી શકાય. તેથી 'અપૂર્વ' ની સિદ્ધિ ન થઇ શકવાથી એ પદાર્થ જ ઊડી જશે. આમ પ્રતિષ્ઠા ધ્વસને વ્યાપારરૂપ માની શકાતો ન હોવાથી પૂર્વોક્ત રીતે પ્રતિષ્ઠાનો પ્રતિબધક તરીકે વ્યવહાર કરવાની આપત્તિ ઊભી જ રહે છે. માટે તત્ત્વચિન્તામણિકારનો મત અવિચારિત રમણીય છે

વળી કોઇક અવયવનાશ થવાથી તમારે (ચિન્તમણિકારના) મતે તો નવી જ પ્રતિમા ઉત્પન્ન થાય છે. એ નવી પ્રતિમા તો પ્રતિષ્ઠિત થયેલી ન હોઇ એમાં પ્રતિષ્ઠાધ્વસ પણ તમારે માનવાનો ન હોવાથી એને પૂજ્ય માની શકાશે નહી

પૂર્વપક્ષ - જેમ 'प्रोक्षिता व्रीहय' વગેરે સ્થળે વ્રીહિમા કો'ક અવયવનો ધ્વસ થવા છતા 'આ વ્રીહિ સંસ્કૃત

कारणीभूताभावप्रतियोगित्वेन पूजाफले प्रतिष्ठाया प्रतिबन्धकत्वव्यवहारापत्ते, क्तप्रत्ययस्थलेऽपि 'प्रोक्षिता व्रीहयः' इत्यादो ध्वसव्यापारकत्वाकल्पनात्, कालान्तरभाविनि फले चिरनष्टस्य भावव्यापारकत्वनियमाच्च, अन्यथाऽपूर्वोच्छेदापत्तेश्च। किञ्च किञ्चिदवयवनाशेन प्रतिमान्तरोत्पत्तो तव तत्र प्रतिष्ठाध्वसानभ्युपगमात्पूज्यतानापत्ति, प्रतिष्ठितत्ववुद्धिवलाद् व्रीहिपु संस्कृतत्वस्येव तेन तस्य न क्षतिरित्यभ्युपगमे च यथाप्रतीतिशवलवस्त्वभ्युपगमोऽपि वलादापतेदिति किमतिपल्लवितेन।।१९।।

**संप्रदायागतं चेह मंत्रन्यासादियुक्तिमत्।**
**अष्टौ दिनान्यविच्छित्त्या पूजा दानं च भावतः।।२०।।**

संप्रदायेति। इह = प्रतिष्ठाविधो मन्त्रन्यासादिक च क्षेत्रसशोधनाभिवर्पणादिनिष्पत्तये वायुमेघकुमारादिविपयं सप्रदायागत = शिष्टपारपर्यायात युक्तिमद्भवति। [[1]परः प्राह - इत्थं विशिष्टन्यायार्जने(?

(संस्કાર કરાયેલા) છે' એવી બુદ્ધિ થતી હોવાથી એમા સસ્કૃતત્વને અક્ષત માનવામા આવે છે એમ પ્રતિમામાં પણ કો'ક અવયવનાશ થવા છતાં પ્રતિષ્ઠિતત્વની જે બુદ્ધિ થાય છે તેના કારણે એ પ્રતિમાન્તરમાં પણ પ્રતિષ્ઠિતત્વને અક્ષત માનીએ છીએ, અને તેથી એને પૂજ્ય માની શકાય છે.

ઉત્તરપક્ષ - પ્રતિમાન્તરમાં આ રીતે પ્રતીતિને અનુસરીને જ જો પ્રતિષ્ઠિતત્વ માનો છો તો (એટલે કે પ્રતીતિને અનુસરીને જ વસ્તુનો નિર્ણય કરો છો તો) એ રીતે તો પ્રતીતિને અનુસરીને દરેક વસ્તુઓને નિત્યત્વ-અનિત્યત્વ વગેરે ધર્મોથી શબલ પણ માનવી પડશે, કારણ કે દ્રવ્યરૂપે નિત્યતાની અને પર્યાયરૂપે અનિત્યતાની તે તે દરેક વસ્તુઓમા પ્રતીતિ થાય જ છે. આ રીતે બળાત્કારે પણ સ્યાદ્વાદ સ્વીકારવો પડવાથી તમારે તમારો એકાન્તવાદ તો છોડી જ દેવો પડશે! અથવા, અવયવનાશ થવાથી થયેલ પ્રતિમાન્તરમા પ્રતિષ્ઠાવિધિ થઇ ન હોવાથી એ અપેક્ષાએ એને અપ્રતિષ્ઠિત માનવી પડશે અને પ્રતિષ્ઠિતત્વની બુદ્ધિના કારણે એને પ્રતિષ્ઠિત માનવી પડશે. એટલે એકની એક પ્રતિમામા પ્રતિષ્ઠિતત્વ અને અપ્રતિષ્ઠિતત્વ એમ બન્ને વિરુદ્ધ ધર્મો માનવા પડવાથી સ્યાદ્વાદ સ્વીકારવો પડશે, એકાન્તવાદ છોડવો પડશે. એટલે આ બાબતમા વધુ ચર્ચાથી સર્યું ।।૧૯।।

[પ્રતિષ્ઠાવિધિમા અન્તર્ગત મન્ત્રન્યાસાદિ ને જણાવવા ગ્રન્થકાર કહે છે–]

**[બલિ વગેરે વિધાનની આવશ્યકતા]**

આ પ્રતિષ્ઠાવિધિમા ક્ષેત્રસશોધન-અભિવર્ષણાદિ સપન્ન થાય એ માટે વાયુકુમાર-મેઘકુમારાદિ સંબધી સપ્રદાયમા ચાલી આવેલા મત્રન્યાસાદિ કરવા એ યુક્તિયોગ્ય બને છે.

[પૂર્વપક્ષ : ઇત્થ = ન્યાયોપાત્ત ધન, વ્યસનમુક્ત શિલ્પીને સત્કારપૂર્વક વિભવોચિત મૂલ્યે અર્પણ, દોહદપૂરણ, મન્ત્રન્યાસ વગેરે આગમોક્ત વિધિપાલનરૂપ વિશિષ્ટ ન્યાયથી નિષ્પન્ન થયેલું બિબ ભાવશુદ્ધ હોય છે તેથી એની સ્થાપનાના અવસરે વિઘ્નની શાતિ માટે બલિ-બાકળા વગેરે અયોગ્ય છે, કારણકે બિબ જે ભાવશુદ્ધ છે - એટલે કે બિબનિર્માણકાળે જે ભાવશુદ્ધિ છે - એના કારણે જ એ વિઘ્નશાતિ થઇ જવાની છે.

ઉત્તરપક્ષ : આ વાત બરાબર નથી, કારણકે ન્યાયોપાત્ત ધનવગેરે શુદ્ધ રાખવાનો શુદ્ધ ભાવ ભાવસત્ય એવી જે નિજ આત્મામા નિજભાવની અતરિત સ્થાપના થાય છે એમા જ પ્રાધાન્ય ધરાવે છે. એટલે કે એનાથી એ સ્થાપના સંપૂર્ણ ભાવસત્ય થાય છે. આ સ્વારસિક વિશિષ્ટ સત્યતાના કારણે એ અતરિત સ્થાપના અગેના

૧ [ ] કૌંસમા આવેલ ભાગ સવેગી ઉપાશ્રયની તેમજ પાટણના ભડારની હ લિ પ્રતમા નથી

न्यायार्जितद्रव्य)भावशुद्धनिष्पन्नबिम्बस्य स्थापनावसरं बल्यादि-विघ्नोपशान्त्यर्थमापादनमगारं, भावशुद्धेनैव- (? भावशुद्ध्यैव) सिद्धेः, मेवं, भावसत्यान्तरितस्थापनाया तत्प्राधान्यात्सत्यतातिशयेन स्वारसिकेनैव सिद्धे। अत्र तूपचारादेव क्षेत्राधिष्ठातृप्रस्तुतशान्त्याद्यर्थ शासनोन्नतित्वेन विशेषाभ्युदयतासिद्धे, अन्यथाऽप्रतिष्ठापत्ते। केवल भावसिद्धत्वे पद्मासनपर्यङ्कादिमुद्राविधीयमानत्वे सिद्धावस्थात्वे जलाभिषेकादिव्यवहृतित्वमनापत्ति. यत्परैरुच्यते तन्न, तदेवाभिमतफलेप्सितावाप्तिपूर्वकज्ञायकसिद्धद्रव्यशरीरमत्त्वे(? शरीरत्वे)नामग्रेरपि तद्विहितत्वात्सर्वगावद्य(?ध्वनि)वृत्तिमतामनिष्टापत्तिर्भवितेत्यारेकापहारः। तस्मात्स्था-

વિઘ્નોની શાતિ એ ભાવશુદ્ધિથી થઇ જાય છે. પણ આ બલિ વગેરેનું જે વિધાન છે એ તો ઉપચારથી પ્રતિમામાં જે પ્રતિષ્ઠા થાય છે એના અંગે છે.

આશય એ છે કે વીતરાગતા રૂપ નિજભાવ એ ભાવસત્ય છે. પણ હાલ એ કર્મોથી અન્તર્હિત છે, તેથી વીતરાગના આલબને થયેલા અધ્યવસાય દ્વારા એની સ્વઆત્મામા સ્વાભાવિક ઉપચાર રૂપે પ્રતિષ્ઠા કરવામા આવે છે. જે વ્યક્તિને વીતરાગપ્રભુ પ્રત્યે અત્યત આદર બહુમાન હોય એ જ આ રીતે પ્રતિષ્ઠાકાળે પોતના આત્મામા વીતરાગનુ સ્થાપન કરી શકે છે, અન્ય વ્યક્તિ નહીં અને જેને એવા આદર બહુમાન છે એ તો પ્રભુની આજ્ઞાનો આદર કરવાનો જ અર્થાત્ બિબનિર્માણ અંગે જે કાઇ વિધિ દર્શાવેલ હોય તેનુ પાલન કરવાનો જ. (કદાચ આદરમા થોડી કચાશ હોય તો, એને પૂર્ણ કરવાનો ઉપાય પણ આ જ છે કે ડગલે ને પગલે પ્રભુના વચનોને યાદ કરી એને અનુસરવા દ્વારા પ્રભુને હૃદયસ્થ કરતા રહેવું ) જે બિબનિર્માણ અંગેની વિધિ પ્રત્યે "એ વિધિ જાળવી તો યે શુ ને ન જાળવી તો યે શું?" એ રીતે બેદરકારી સેવે છે એને પ્રભુ પ્રત્યે એટલો આદર નથી એ સ્પષ્ટ છે. તેથી પ્રતિષ્ઠાકાળે એ ગમે એટલો પ્રયાસ કરે પણ સ્વાત્મામા વીતરાગ ભાવનું સ્થાપન કરી શકતો નથી. આ વીતરાગ ભાવનું સ્થાપન એ કાઇ જેવી તેવી ચીજ નથી કે ઇચ્છા કરી ને થઇ જાય. એટલે આ નિજભાવની સ્થાપના અગે ઉક્ત વિધિપાલન ભાવશુદ્ધિ પ્રાધાન્ય ધરાવે છે. વળી આ વિધિપાલન જો સ્વારસિક હોય (એટલે કે પોતાની જ એવી અદરની રુચિ-ઇચ્છાથી થતું હોય) તો જ એ સત્યતાના અતિશયવાળું બને છે આશય એ છે કે આગમવચનાનુ જેમ-જેમ પાલન થતું જાય એમ એમ એને સત્ય ઠેરવ્યા કહેવાય. આગમમા જણાવેલી ઝીણી ઝીણી વિધિનુ પણ પાલન હોવુ એ સત્યતાનો અતિશય છે. જો અંદરની રુચિથી વિધિ પાલન થતું હોય તો જ ઝીણી ઝીણી વિધિની પણ કાળજી લેવાય છે. અંદરની રુચિ ન હોય, પણ બહારથી કોઇના કહેવા વગેરેથી વિધિપાલન થતું હોય, તો ઝીણી વિધિ અંગે ઉપેક્ષા થાય છે ને તેથી સત્યતાનો અતિશય સિદ્ધ થતો નથી એમ જાણવુ. આમ સત્યતાના અતિશયવાળા સ્વારસિક વિધિપાલનથી જ ભાવશુદ્ધિ ઊભી થાય છે જે બિબને ભાવશુદ્ધ બનાવે છે. ને આ ભાવશુદ્ધિ સ્વઆત્મમાં નિજભાવસ્થાપના રૂપ મુખ્ય પ્રતિષ્ઠા અંગે પ્રાધાન્ય ધરાવે છે, ને એથી એ અંગેના વિઘ્નોને ઉપશાંત પણ જરૂર કરે છે

अत्र तू.. પણ પ્રતિમામા જે પ્રતિષ્ઠા થાય છે એ અંગે ક્ષેત્રદેવતા વગેરે ઉપશાન્ત રહે અને વિઘ્નાદિ ન કરે એ માટે બાકળા વગેરેના ઉપચાર જ આવશ્યક હોય છે નિર્વિઘ્નતયા પ્રતિષ્ઠા થવાથી શાસનની ઉન્નતિ થાય છે ને એ જોઇને પ્રતિષ્ઠાપકને આનંદ થવાથી વિશેષ પુણ્યાનુબંધી પુણ્ય રૂપ અભ્યુદય સિદ્ધ થાય છે. તેથી બલ્યાદિ વિધાન ઉચિત જ છે, ને એ વગર તો ક્ષેત્રદેવતા કોપવાથી વિઘ્ન કરે તો પ્રતિમાની પ્રતિષ્ઠા જ અટકી પડવાથી 'અપ્રતિષ્ઠા' ની આપત્તિ આવે

केवलं भावसिद्धत्वे... "નિજઆત્મામાં થતી મુખ્ય પ્રતિષ્ઠા ભાવથી સિદ્ધ થઇ જાય છે. પ્રતિમામાં પદ્માસન-પર્યંકાસન વગેરે મુદ્રા દ્વારા સિદ્ધાવસ્થાની સ્થાપના થાય છે ને સિદ્ધાવસ્થામા તો જળાભિષેક વગેરે હોતા નથી.

पनात्त्वेऽवस्थान्तरकल्पनाविशेषाद्भाववृद्ध्यैव विहितत्वात्तवापि सिध्येद्येन स्थापनमपि अश्लीलं(न) स्यादतो नैव शकाव्यभिचारित्वम(?त्वे)] अष्टौ दिनानि यावदविच्छित्त्या = नैरन्तर्येण पूजा विवस्य दान

એટલે પ્રતિમા અગે જળાભિષેક વગેરે વ્યવહાર ન કરવો જોઇએ." આવી જે કોઇ શકા કરે છે તે યોગ્ય નથી, તેનુ કારણ નીચે મુજબ જાણવુ—

[સિદ્ધાવસ્થાને ઉદ્દેશીને પણ અભિષેકાદિની યોગ્યતા]

સિદ્ધાવસ્થામા પોતાનુ તો કોઇ લૌકિક સસ્થાન નથી, એટલે અતિમ કાળે પ્રભુ જે પદ્માસનાદિમા રહી નિર્વાણ સાધે છે એ આસનની મુદ્રા પ્રતિમામા દર્શાવવામા આવે છે શ્રી તીર્થંકર પ્રભુનુ અભિમત ફળ 'સવિ જીવકરું શાસન રસી..' એ માટે તીર્થસ્થાપના પ્રાયોગ્ય સામગ્રી એ ઇપ્સિત... એની પ્રાપ્તિ પૂર્વક છેલ્લી નિર્વાણ સાધક પદ્માસનાદિ મુદ્રાવાળુ શરીર એ જ્ઞાયકસિદ્ધ દ્રવ્ય શરીર જાણવુ (દ્રવ્ય નિક્ષેપામાં જ્ઞશરીરદ્રવ્ય આવશ્યક વગેરેની જે વાત આવે છે એવુ આ જાણવુ ) એટલે આ શરીરની પદ્માસનાદિ મુદ્રા પ્રતિમામા ઘડવામાં આવે છે. જેમ સિદ્ધશિલા (જેના પર અનશન સીઝ્યુ હોય તે શિલા) પર રહેલ આવશ્યકના જ્ઞાતા મહાત્માનુ શરીર કે જે જ્ઞશરીર દ્રવ્ય આવશ્યક કહેવાય છે તે જોઇને "અહો! આ મહાત્મા આવશ્યકના જ્ઞાતા હતા" વગેરે ભાવોલ્લાસ પ્રગટે છે, નમસ્કારાદિ ક્રિયા થાય છે એમ નિર્વાણ સાધક પરમાત્માનુ પાવન નિશ્ચેતન શરીર જોઇને પરમાત્માના તીર્થ સ્થાપના વગેરે અનુપમ ઉપકારોનુ સ્મરણ થવા દ્વારા ભાવોલ્લાસ પ્રગટે છે. દેવો જેમ જન્મકલ્યાણક અને દીક્ષા કલ્યાણકની ઉજવણીના ભાગ રૂપે પ્રભુનો અભિષેક કરે છે એમ નિર્વાણ કલ્યાણકની ઉજવણી માટે પણ અભિષેક કરે છે પણ એ વખતે પ્રભુનો મહાન્ આત્મા તો મોક્ષમાં સિધાવી ગયો હોય છે એટલે દેવો, પ્રભુના નિર્વાણસાધક મુદ્રામાં રહેલા નિશ્ચેતન દેહનો, એમાં પ્રભુના નિર્વાણનો (સિદ્ધાવસ્થાનો) આરોપ કરીને, અભિષેક કરે છે. તેથી એવી જ પદ્માસનાદિ મુદ્રામા રહેલી પ્રતિમાના જળાભિષેક વગેરે વ્યવહાર અંગે ઉક્ત શકા કરવી ઉચિત નથી. હા, જેઓએ સર્વસાવદ્ય નિવૃત્તિ કરેલી છે તે સાધુઓને આ વ્યવહાર અનિષ્ટાપત્તિ રૂપ છે અર્થાત્ નિષિદ્ધ છે. પણ શ્રાવકો માટે, 'એમાં જળ વગેરેના જીવોની વિરાધના રહી છે, સિદ્ધાવસ્થામા અભિષેકાદિ હોતા નથી' વગેરે કારણો બતાવીને પણ નિષિદ્ધ કહેવી એ યોગ્ય નથી, કારણકે એ જો અયોગ્ય હોત તો દેવો પણ કરત નહી. એટલે કે દેવોએ જન્માવસ્થાને નજરમા લઇને અભિષેક કર્યો હોવાથી જન્માભિષેક રૂપે કરાતો અભિષેક જેમ અનુચિત નથી, એમ દેવોએ નિર્વાણ-સિદ્ધાવસ્થાને નજરમા લઇને નિર્વાણ સાધક મુદ્રાયુક્ત શરીરનો અભિષેક કર્યો હોવાથી તેવી મુદ્રાવાળી પ્રતિમાનો સિદ્ધાવસ્થાને ઉદ્દેશીને કરાતો જળાભિષેકાદિ વ્યવહાર પણ અનુચિત નથી.

વળી, આ રીતે અભિષેકાદિપૂજા ઉચિત છે ને વિહિત છે એનાથી એ પણ જણાય છે કે જળાભિષેકાદિ સબદ્ધ જન્માવસ્થા વગેરે રૂપ અન્ય અવસ્થાની સ્થાપનાનિક્ષેપસ્વરૂપ પ્રતિમામા કલ્પના પણ કરી શકાય છે અને આ રીતે કલ્પના કરવા દ્વારા જ ભાવવૃદ્ધિ થતી હોવાથી, ને એ રીતે ભાવવૃદ્ધિ માટે જ જળાભિષેકાદિ વિહિત છે. આ વાત તારે (શકાકારે) પણ સ્વીકારવી જ જોઇએ જેથી સ્થાપના અશ્લીલ = અનુચિત ન થઇ જાય. નહીતર તો, પદ્માસન વગેરે પણ સિદ્ધાવસ્થાની મુદ્રા નથી, કિન્તુ એની પૂર્વાવસ્થાની મુદ્રા છે એટલે સ્થાપનામા જો અવસ્થાન્તરની કલ્પના થઇ શકતી ન હોય, તો તો એમાં સિદ્ધાવસ્થાની કલ્પના પણ કેમ થઇ શકશે? માટે જેમ સિદ્ધાવસ્થાની કલ્પના થઇ શકે છે એમ, જન્માવસ્થા વગેરેની પણ ભાવવૃદ્ધિ માટે કલ્પના થઇ જ શકતી હોવાથી 'જન્માવસ્થા વગેરે ન હોવા છતા જન્માવસ્થા વગેરેની કલ્પના કરી જળાભિષેકાદિ કરવા' વગેરેરૂપ વ્યભિચાર નથી. આમ આમા પૂર્વોક્ત અનિષ્ટાપત્તિની શંકા કે આ વ્યભિચાર એ બેમાંથી

च विभवानुसारेण शासनोन्नतिनिमित्तमिति ।।२०।।

**पूजा प्रतिष्ठितस्येत्थं बिंबस्य क्रियतेऽर्हतः।**

**भक्त्या विलेपनस्नानपुष्पधूपादिभिः शुभैः।।२१।।**

पूजेति व्यक्त ।।२१।।

**सा च पञ्चोपचारा स्यात् काचिदष्टोपचारिका।**

**अपि सर्वोपचारा च निजसंपद्विशेषतः।।२२।।**

सा चेति। पञ्चोपचारा जानुकरद्वयोत्तमाङ्गैरुपचारयुक्ताऽऽगमप्रसिद्धैः पंचभिर्विनयस्थानैर्वाऽष्टोपचारिका =अष्टभिरङ्गैरुपचारो यस्या भवति, तानि चामूनि - 'सीसमुरोअरपिट्ठी दो बाहू उरूआ य अट्ठंगा'। सर्वोपचारापि च देवेन्द्रन्यायेन निजसंपद्विशेषत = सर्ववस्त्वविभूत्यादिना ।।२२।।

**इयं न्यायोत्थवित्तेन कार्या भक्तिमता सता।**

**विशुद्धोज्जवलवस्त्रेण शुचिना संयतात्मना।।२३।।**

इयमिति। इय = पूजा न्यायोत्थवित्तेन = भावविशेषात्परिशोधितद्रव्येण भक्तिमता सता कार्या विशुद्ध

---

કોઇ દોષ નથી એ જાણવુ ]

આ રીતે પ્રતિષ્ઠા કર્યા બાદ આઠ દિવસ સુધી ખાડો પાડ્યા વગર નિરંતર પ્રતિમાની પૂજા અને વિભવાનુસાર દાન આપવુ એ શાસનોન્નતિનું નિમિત્ત છે, માટે એ પણ અવશ્ય કરવા જોઇએ.॥૨૦॥

પ્રતિષ્ઠા બાદનુ વિધાન જણાવવા ગ્રન્થકાર કહે છે-

આ પ્રમાણ વિધિપૂર્વક પ્રતિષ્ઠિત થયેલા શ્રીઅરિહતના બિબની શુભ એવા વિલેપન-સ્નાન-પુષ્પ-ધૂપ વગેરેથી ભક્તિ પૂર્વક પૂજા કરાય છે.॥૨૧॥ [આ પૂજા અગે વિશેષવાતને જણાવવા ગ્રન્થકાર કહે છે–]

[પંચોપચારાદિ પૂજા]

એ પૂજા પચોપચાર હોય કે, કો'ક અષ્ટોપચારિકા પણ હોય. વળી નિજ વિશિષ્ટ સંપત્તિના ઉપયોગથી સર્વોપચારા પણ હોય છે બે જાનુ, બે હાથ અને મસ્તક આ પાચ અગોથી થતો પચાંગપ્રણિપાત એ પંચોપચારા પૂજા છે અથવા આગમપ્રસિદ્ધ સચિત્તત્યાગ વગેરે પાચ અભિગમ સ્વરૂપ પાચ વિનયસ્થાનોથી થયેલી પૂજા એ પચોપચારા છે મસ્તક, છાતી, ઉદર, પૃષ્ઠ, બે બાહુ અને બે ઉરુ આ આઠ અંગોથી થતો અષ્ટાંગપ્રણિપાત એ અષ્ટોપચારિકા પૂજા છે સ્વકીય સર્વસામગ્રી-વિભૂતિ વગેરેથી જેમાં વિનય કરવામાં આવે છે એ દેવેન્દ્રન્યાયે સર્વોપચારા પૂજા છે. દશાર્ણભદ્રના પ્રસગમાં દશાર્ણભદ્રે અને ઇન્દ્રે પ્રભુની જે ભક્તિ કરી એવી સ્વકીય સર્વપ્રકારની સામગ્રીથી થયેલી પૂજા એ સર્વોપચારા છે ॥૨૨॥ [આ પૂજા અંગેનો કઇક વિધિ દેખાડે છે–]

ન્યાયોપાત્ત અને પછી ભાવવિશેષથી (એટલે કે મારા આ ધનમા જો અન્યના ધનનો અંશ આવી ગયો હોય તો એના ભાગનુ ફળ એને મળો એવા શુભભાવથી) વિશુદ્ધ કરેલ એવા સ્વદ્રવ્યથી, પરમાત્માના સવાદી વચન રૂપ મહાનતા વગેરે સ્વરૂપને પિછાણવાથી ઉલ્લસિત ભક્તિથી ભરેલા હૃદયવાળા થઇ, વિશુદ્ધ રક્ત-પીત વગેરે વર્ણવાળા ઉજ્જવળ વસ્ત્રનુ પરિધાન કરીને, દ્રવ્ય-ભાવથી પવિત્ર થઇ, તેમજ અગોપાગ-ઇન્દ્રિય વગેરેના સવરવાળા થઇને પૂજા કરવી. દેશસ્નાન-સર્વસ્નાનવડે શરીરશુદ્ધિ એ દ્રવ્યથી પવિત્રતા જાણવી, અને

पट्टयुग्मादिरक्तपीतादिवर्णमुज्ज्वलं च वस्त्र यस्य तेन। तदुक्त 'सितशुभवस्त्रेणे'ति। शुचिना द्रव्यतो देशसर्वस्नानाभ्यां भावतश्च विशुद्धाध्यवसायेन। संवृतात्मना = अंगोपांगेन्द्रियसवरवता।।२३।।

**पिंडक्रियागुणोदारैरेषा स्तोत्रैश्च संगता।**
**पापगर्हापरैः सम्यक्प्रणिधानपुरःसरैः।।२४।।**

पिंडेति। पिड शरीरमष्टोत्तरलक्षणसहस्रकलित। क्रिया आचारो दुर्वारपरीषहोपसर्गजयलक्षण:। गुणाः श्रद्धाज्ञानविरतिपरिणामादय: केवलज्ञानदर्शनादयश्च तैरुदारै = गंभीरै: पापाना = रागद्वेषमोहपूर्व

વિશુદ્ધ અધ્યવસાય એ ભાવથી પવિત્રતા જાણવી. 'सितशुभवस्त्रेण' ઇત્યાદિ ષોડશક (૯/૫) માં કહ્યુ છે. આમાં અગોપાગ-ઇન્દ્રિયોની સવરતા જણાવવા દ્વારા એ જણાવ્યું કે મન-વચન-કાયાની પ્રભુભક્તિ સિવાયની કોઇપણ પ્રવૃત્તિ કરવી નહી, અટકાવવી, જેથી યોગોની ચચળતા નિવારી પ્રભુભક્તિમા સ્થિરતા આવી શકે. તથા ભાવવિશુદ્ધિમા જે વિશુદ્ધ અધ્યવસાય કહ્યો તે, આ પરમાત્માની ભક્તિથી હુ પણ એમના જેવો વીતરાગ-નિર્વિકાર-ગુણમય સર્વકર્મમુક્ત બનુ. . આવો પરિણામ જાણવો.॥૨૩॥ [હવે સ્તોત્ર પૂજાને ગ્રન્થકાર જણાવે છે–]

[સ્તોત્રપૂજા]

આ પૂજા પિડ-ક્રિયા અને ગુણોથી ગભીર, સ્વપાપોની ગર્હાથી પ્રકૃષ્ટ બનેલા, સમ્યક્ પ્રણિધાન પુર:સર સ્તોત્રો વડે યુક્ત જાણવી ૧૦૦૮ લક્ષણયુક્ત શરીર એ પિડ. દુર્વાર પરિષહ-ઉપસર્ગો પર વિજય વગેરે રૂપ આચાર એ ક્રિયા સમ્યક્ દર્શન, જ્ઞાન, વિરતિ પરિણામ વગેરે તેમજ કેવલજ્ઞાન-કેવલદર્શન વગેરે ગુણો આ બધાની ઉત્કીર્તના પ્રશસાથી ઉદાર બનેલા સ્તોત્રો જાણવા. રાગ-દ્વેષ અને મોહ પૂર્વક સ્વયં કરેલા પાપોની પ્રભુસાક્ષિક નિદા રૂપ ગર્હાના ભાવોથી સકળાયેલા સ્તોત્રો જાણવા. તેમજ એકાગ્રતાયુક્ત પણે એ સ્તોત્રો બોલવા

આમા ૧૦૦૮ લક્ષણયુક્ત શરીરના ગુણગાન ગાવાના જે કહ્યા એના જ ઉપલક્ષણથી અષ્ટ પ્રતિહાર્ય વગેરે સ્વરૂપ પ્રભુના બાહ્ય ઐશ્વર્યના ગુણગાનની વાત પણ જાણી લેવી. અહી કોઇને શંકા થઇ શકે છે આ તો બધા મુખ્યતયા ઔદયિક ભાવો છે, તો એના ગુણગાન શા માટે? તો આનું સમાધાન - (૧) આવા પ્રકૃષ્ટકક્ષાના ઔદયિકભાવો પ્રભુની પૂર્વની પ્રકૃષ્ટકક્ષાની સાધનાને સૂચિત કરે છે - અહો! પ્રભુ 'સવિ જીવ કરું શાસનરસી. ' ની શ્રેષ્ઠભાવના વગેરે કેવા સુંદર તારા ભાવો હશે જેના પ્રભાવે આ શરીર વગેરે સંબંધી ઋદ્ધિ પ્રાપ્ત થઇ, એ રીતે... ઉપાધ્યાયજી મહારાજ શ્રી ઋષભદેવપ્રભુના સ્તવનમાં કહે છે –

ઇન્દ્રચન્દ્રરવિગિરિતણા ગુણ લહી ઘડીયુ અગ લાલ રે .
ભાગ્ય કિહા થકી આવ્યુ અચરિજ એહી ઉત્તુગ લાલ રે.
જગજીવન જગવાલહો.

(૨) આકૃતિ· ગુણાન્ કથયતિ.. ન્યાયે પ્રભુના આતરિક અદ્ભુત ગુણોની કલ્પના સૌ પ્રથમ શારીરિક અદ્ભુતતા પરથી આવે છે...

પહેલા તો એક કેવલ હરખે હજાળુ થઇ હળિયો,
ગુણ દેખીને રૂપે મીલ્યો અભ્યન્તર ગુણ ભળિયા રે તારી

---

शुचिनात्मसयमपर सितशुभवस्त्रेण वचनसारेण। आशमागह्तिन च तथा तथा भाववृद्ध्योच्चै।।७।। [षो ९]

स्वयकृताना गर्हा = भगवत्साक्षिकनिन्दारूपा तया परे: = प्रकृष्टे सम्यक् = समीचीनं यत्प्रणिधानं = ऐकाग्र्य तत्पुरःसरं स्तोत्रैश्चेषा = पूजा सगता ।।२४।।

**अन्ये त्वाहुस्त्रिधा योगसारा सा शुद्धिचित्ततः (वित्तशुद्धितः)।**
**अतिचारोज्झिता विघ्नशमाभ्युदयमोक्षदा।।२५।।**

अन्ये त्विति। अन्ये त्वाचार्या प्राहुः- सा = पूजा योगसारा त्रिधा काययोगप्रधाना, वाग्योगप्रधाना मनोयोगप्रधाना च। शुद्धिचित्तत (वित्तशुद्धित) कायादिदोषपरिहाराभिप्रायादतिचारोज्झिता शुद्ध्यतिचारविकला यथाक्रम विघ्नशमदा, अभ्युदयदा मोक्षदा च। तदुक्तं षोडशके[९/९-१०]

कायादियोगसारा त्रिविधा तच्छुद्ध्युपात्तवित्तेन।
या तदतिचाररहिता सा परमान्येति समयविद ।।

---

વળી બાળજીવો તો બાહ્ય દેખાવને જ જોનારા હોવાથી તેઓને તો પ્રભુનુ આ બાહ્ય ઐશ્વર્ય જ ઉપકારક હોય છે એટલે ઉપકારક અશના ગુણગાન શા માટે નહી? વળી,

(૩) પ્રભુના બાહ્ય અલૌકિક ઐશ્વર્યના આલંબનવાળા સાલંબન ધ્યાનથી નિરાલંબનધ્યાન પર પહોંચી શકાય છે. માટે એ દૃષ્ટિએ પણ એના ગુણગાન-સ્તુતિ વગેરે દ્વારા એકાગ્રતા કેળવવી હિતકર બને છે.

પરીષહવિજયાદિ આચાર એ પ્રભુની બાહ્ય સાધનાના દ્યોતક હોવાથી સ્તવનીય છે જ. વળી, મધ્યમ જીવો આચારને જોનારા હોવાથી પ્રભુની આવી બાહ્ય ઘોર સાધના તેવા જીવોને પ્રભુ પ્રત્યે આકર્ષે છે, અહોભાવ-ભક્તિભાવ પેદા કરે છે. માટે એ જીવો માટે ઉપકારક હોઇ એ પણ શા માટે સ્તવનીય નહીં?

સમ્યગ્દર્શન-વિરતિપરિણામ વગેરે પ્રભુની આતરિક સાધના છે ને કેવલજ્ઞાનાદિ ગુણો એ સાધનાના ફળસ્વરૂપે પ્રાપ્ત થયેલી સિદ્ધિ છે ને સાધકનુ પણ લક્ષ્ય છે. એટલે એ તો સ્તવનીય છે જ. વળી પડિત જીવો આંતરિક પરિણામને જોનારા હોવાથી, તેઓને પ્રભુપ્રત્યે ભક્તિ ઉછળવામાં પ્રભુની આતરિક ગુણસંપત્તિ જ મહત્ત્વનો ભાગ ભજવતી હોય છે. માટે એના ગુણગાન હોવા તો સ્પષ્ટ છે જ.

પ્રભુભક્તિ ઉછળવામા પ્રભુનો નજરમા લેવાતો ઉત્કર્ષ (ગુણગરિમા) જેમ મહત્ત્વનું કારણ બને છે એમ પોતાનો અપકર્ષ પણ મહત્ત્વનુ કારણ બને છે.. અહો! પ્રભુ કેવા ગુણગરિષ્ઠ ને હુ કેવો દોષગ્રસ્ત.. પ્રભુ કેવા નિષ્પાપ... ને હુ કેવા પાપો આચરનારો. આ તુલના પ્રભુ પ્રત્યે દિલને ભક્તિથી ઓળઘોળ કરી જ દે.

વળી પોતાના દોષો-પાપો યાદ કરવાથી એમાથી મુક્ત થવા માટે પ્રભુનું શરણ-કૃપા પામવાની ભાવના વધુ દૃઢ થવાની. એ માટે પ્રાર્થના વધુ ગદ્‌ગદ્ દિલે થવાની... જે સાધકને દોષમુક્તિ-ગુણપ્રાપ્તિના માર્ગ પર પ્રગતિ સાધવામાં મહત્ત્વનું પરિબળ બની રહે છે માટે સ્વદોષગર્હાગર્ભિત સ્તોત્રો પણ એટલા જ આવશ્યક છે ।।૨૪।। [અન્ય રીતે પૂજાના ૩ પ્રકાર દેખાડતા ગ્રન્થકાર કહે છે-]

[ત્રિવિધ યોગસારા પૂજા]

અન્ય આચાર્યો કહે છે કે એ પૂજા ત્રણ પ્રકારે યોગસારા છે કાયયોગપ્રધાના, વાગ્યોગપ્રધાના અને મનોયોગપ્રધાના શુદ્ધિચિત્ત એટલે કોઇપણ દોષ લાગી ન જાય. શુદ્ધિ જળવાઇ રહે એવો અભિપ્રાય. શરીરથી કોઇ દોષ ન લાગી જાય એવી કાળજી હોય તો એ પૂજા કાયયોગપ્રધાના જાણવી. આ જ પ્રમાણે વાગ્યોગપ્રધાના અને મનોયોગપ્રધાના પૂજા અંગે જાણવુ. ('शुद्धिचित्तत' ના સ્થાને જો वित्तशुद्धित એવો પાઠ લઇએ તો આ મુજબ અર્થ જાણવો કે - કાયયોગાદિની જે કાયાદિના દોષોના પરિહારરૂપ શુદ્ધિ, તેનાથી પ્રાપ્ત કરેલા ધનથી

विघ्नोपशमन्याद्या गीताऽभ्युदयप्रसाधनी चान्या।
निर्वाणसाधनीति च फलदा तु यथार्थसंज्ञाभिः।।२५।।

**आद्ययोश्चारुपुष्पाद्यानयनैतन्नियोजने।**
**अन्त्यायां मनसा सर्वं संपादयति सुन्दरम्।।२६।।**

आद्ययोरिति। आद्ययोः कायवाग्योगसारयोः पूजयोः क्रमात्पुष्पादिकं = प्रधानपुष्पगन्धमाल्यादिकं सेवते च स्वयमेव ददात्यानयति च वचनेनान्यतोऽपि क्षेत्रात्। तदुक्त-

प्रवर पुष्पादि सदा चाद्याया सेवते तु तद्दाता।
आनयति चान्यतोऽपि हि नियमादेव द्वितीयायाम्।।[पो. ९/११] अन्त्यायां = मनोयोगसाराया सर्वं सुन्दर पारिजातकुसुमादि मनसा सपादयति। तदुक्त - 'त्रैलोक्यसुन्दरं यन्मनसाऽऽपादयति तत्तु चरमायाम्। इति।।२६।।

**न च स्नानादिना कायवधादत्रास्ति दुष्टता।**
**दोषादधिकभावस्य तत्रानुभविकत्वतः।।२७।।**

न चेति। न चात्र = पूजाविधौ कायवधात् = जलवनस्पत्यादिविराधनात्स्नानादिना दुष्टताऽस्ति, दोपात् = कायवधदोपादधिकभावस्य = स्नानादिजनिताधिकशुभाध्यवसायस्यानुभविकत्वतः = अनुभवसिद्ध-त्वात्। तदिदमुक्त [पो. ९/१३-१४-१५]-

---

થયેલી પૂજા અતિચાર શૂન્ય છે.) આ ત્રણ પૂજા યથાક્રમે વિઘ્નશાતિ કરનારી, અભ્યુદય સાધનારી અને મોક્ષ આપનારી હોય છે. ષોડશક [૯/૯-૧૦] માં કહ્યું છે કે "અન્ય શાસ્ત્રજ્ઞ આચાર્યો કહે છે કે પૂજા કાયયોગપ્રધાના, વાગ્યોગપ્રધાના અને મનોયોગપ્રધાના એમ ત્રણ પ્રકારે છે. અનુક્રમે કાયા વગેરેની શુદ્ધિથી પ્રાપ્ત કરેલા ધનથી જે તેની શુદ્ધિના અતિચાર શૂન્ય કરવામા આવે છે તે કાયયોગપ્રધાના વગેરે રૂપ થાય છે. આમાંથી કાયયોગપ્રધાના પૂજા વિઘ્નોપશમની હોય છે, વચનયોગપ્રધાના પૂજા અભ્યુદયસાધિકા હોય છે અને ત્રીજી નિર્વાણ પ્રદા હોય છે."।।૨૫।। [આ ત્રણે પૂજામાં અનુક્રમે જે થાય તેને ગ્રન્થકાર જણાવે છે–]

કાયયોગપ્રધાના પૂજામાં શ્રેષ્ઠ પુષ્પ-માળાઓને સ્વયં બિબપર ચઢાવે છે. વચનયોગપ્રધાના પૂજામાં શ્રેષ્ઠ પુષ્પાદિને અન્યક્ષેત્રમાથી બીજા પાસે વચન દ્વારા મગાવે છે. (ષોડ ૯/૧૧ માં) કહ્યુ છે કે "તદ્દાતા = પૂજક પ્રથમપૂજામા હમેશા પ્રવરપુષ્પ વગેરે સ્વય ચઢાવે છે. બીજી પૂજામા વચનથી કહીને અન્યક્ષેત્રમાથી બીજા પાસે મગાવે પણ છે " મનોયોગપ્રધાના અન્ત્યપૂજામા ત્રણે લોકમાં સર્વ સુદર એવા પારિજાત વગેરે પુષ્પોને નંદનવન વગેરેમાથી મનથી લાવી બિબ પર ચઢાવે છે [ષો ૯/૧૨ મા] કહ્યું છે કે 'ત્રૈલોક્યસુંદર પુષ્પોને મનથી જે સપાદિત કરે છે તે ચરમપૂજામાં ચઢાવે છે'।।૨૬।। [પૂજાવિધિમાં દ્રવ્યશૌચ જે કહ્યો તેમાં સ્નાનાદિ આવશ્યક છે એટલે એ સ્નાનાદિમાં કાયવધાદિ હોવાથી દોષ લાગે છે એવી શંકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે]

[પૂજામાં હિસા, છતાં લાભ]

આ પૂજાવિધિમા સ્નાનાદિથી પાણી-વનસ્પતિ વગેરેનો કાયવધદોષ રહ્યો હોવાથી દોષિતતા છે એવી શંકા ન કરવી, કેમકે એ કાયવધાદિ જે દોષ થાય છે એના કરતાં અધિક શુભઅધ્યવસાય સ્નાનાદિથી થતો હોવો અનુભવસિદ્ધ છે. એટલે કે અલ્પવ્યયે ઘણો લાભ થતો હોવાથી આમા દોષ તો નથી, પણ ઉપરથી ગુણ છે

स्नानादौ कायवधो न चोपकारो जिनस्य कश्चिदपि।
कृतकृत्यश्च स भगवान् व्यर्था पूजेति मुग्धमतिः।।
कूपोदाहरणादिह कायवधोऽपि गुणवान्मतो गृहिणाम्(गृहिणः)।
मन्त्रादेरिव च ततस्तदनुपकारेऽपि फलभावः।।
कृतकृत्यत्वादेव च तत्पूजा फलवती गुणोत्कर्षात्।
तस्मादव्यर्थेपारम्भवतोऽन्यत्र विमलधियः।।२७।।

**यतिरप्यधिकारी स्यान्न चैवं तस्य सर्वथा।**
**भावस्तवाधिरूढत्वादर्थाभावादमूदृशा।।२८।।**

यतिरपीति। न चेवं = स्नानादेरदुष्टत्वाद्यतिरप्यत्राधिकारी स्यात्, विभूषार्थस्नानादेस्तस्य निषेधेऽपि

---

પોડશક ૯/૧૩-૧૪-૧૫ માં કહ્યુ છે કે "સ્નાનાદિ કરવામા કાયવધ થાય છે. વળી શ્રીજિનને તો પૂજાથી કોઇ ઉપકાર થતો નથી, કારણકે તે ભગવાન્ કૃતકૃત્ય છે. માટે આ પૂજા વ્યર્થ છે. આવી શંકા મુગ્ધબુદ્ધિ જીવ કરે છે. એનું સમાધાન આ પ્રમાણે જાણવુ. - શાસ્ત્રપ્રસિદ્ધ *કૂપોદાહરણ મુજબ પૂજામાં થતો કાયવધ પણ ગૃહસ્થને ગુણકર બને છે. કેમકે અલ્પવ્યયે બહુલાભકારી હોય છે. જાપ વગેરેથી મંત્રાદિને ઉપકાર થતો ન હોવા છતા, મત્રાદિથી જેમ તથા સ્વભાવે મત્રજાપ વગેરે કરનારને ઉપકાર થાય છે તેમ પૂજાથી પ્રભુને ઉપકાર થતો ન હોવા છતા પૂજકને ફળપ્રાપ્તિ થાય છે વળી પ્રભુ કૃતકૃત્યહોવાથી જ પ્રભુની પૂજા સફળ બને છે, કેમકે એ ઉત્કૃષ્ટગુણીની પૂજારૂપ બને છે તેથી શરીરાદિ માટે આરભ કરનારા ગૃહસ્થને આ જિનપૂજા સફળ જ હોય છે આ પ્રમાણે નિર્મળ બુદ્ધિવાળા શાસ્ત્રવિશારદો કહે છે."॥૨૭॥ [અલ્પવ્યયે બહુલાભ ન્યાયે તો પૂજામા સાધુ પણ અધિકારી બની જશે એવી શકા ઉઠાવી સમાધાન કરવા ગ્રન્થકાર કહે છે–]

[સાધુ પૂજાના અનધિકારી]

'આ રીતે તો સાધુ પણ પૂજાના અધિકારી બની જશે' એવી શકા ન કરવી, કેમકે સાધુ તો સર્વથા ભાવસ્તવપર આરૂઢ થયા હોઇ તેઓને આ જિનપૂજાથી કશો લાભ થતો નથી.

શકાકારનો આશય એ છે કે અલ્પવ્યયબહુલાભન્યાયે કૂપોદાહરણ મુજબ જિનપૂજા નિર્દોષ હોય તો સાધુ પણ એના અધિકારી બની જાય, કેમકે આય-વ્યયને તોલીને પ્રવર્તવાનુ સાધુ માટે પણ વિધાન છે જ [સાધુને સ્નાનાદિનો જ નિષેધ હોઇ પૂજા શી રીતે કરે? એવુ ન કહેવું, કેમકે] સાધુને બ્રહ્મચર્યપાલન માટે વિભૂષાર્થ સ્નાનાદિનો નિષેધ હોવા છતા પૂજા માટેના સ્નાનનો નિષેધ કરી શકાતો નથી. વિભૂષાર્થ સ્નાન દુષ્ટ છે, આ નહી, આ પૂજાર્થ સ્નાન પણ જો દુષ્ટ હોઇ તેનો નિષેધ હોય તો ગૃહસ્થને પણ તેનો નિષેધ હોવો જોઇએ.

---

* अस्योत्तरार्धं अखिलगुणाधिकसद्योग सारसद् ब्रह्म यागपर ।।षो ९/१२।।

* પૂજા અગે કૂપોદાહરણનુ અર્થઘટન આવુ જાણવુ (૧) વિધિ અને જયણાથી પરિપૂર્ણ પૂજા જેમ કૂવો ખોદવો એ સ્વ-પરના તૃષાશમનાદિ કરવા દ્વારા ઉપકારક છે એમ જિનપૂજા સ્વને કરણદ્વારા અને અન્યોને અનુમોદના દ્વારા વિપુલનિર્જરાદિ ઉપકાર કરનાર છે (૨) વિધિ અને જયણાની અપરિપૂર્ણતાવાળી પૂજા જેમ કૂવો ખોદવામા શ્રમ-કાદવથી ખરડાવુ વગેરે દોષ થવા છતા પ્રાપ્ત થતા નિર્મળ જલથી એ દોષ તો દૂર થઇ જાય છે અને ઉપરથી તૃષાશમનાદિ રૂપે સ્વ-પરને ઉપકાર થાય છે એમ વિધ્યાદિવિકલ પૂજાથી અવિધિ આદિનો દોષ થાય છે પણ પૂજાનો જે પ્રચડ ભાવોલ્લાસ પ્રગટે છે એનાથી એ દોષ દૂર થઇ જાય છે અને વિપુલ નિર્જરાદિ કરણ-અનુમોદન દ્વારા સ્વ-પરને થાય છે જુઓ કૂપદૃષ્ટાન્ત વિશદીકરણ પ્રકરણ

पूजार्थस्नानादेर्निपेद्धुमशक्यत्वात्, अन्यथा गृहस्थस्यापि तन्निपेधप्रसगात्। न च कुटुवाद्यर्थमारभप्रवृत्तत्वाद् गृहस्थस्य तत्राधिकार, यतो नेकं पापमाचरितमित्यन्यदप्याचरितव्य स्यात्, गुणान्तरलाभस्तु द्वयोरपि समान" इति शङ्कनीय, तस्य = यतः सर्वथा = सर्वप्रकारेण भावस्तवाधिरूढत्वादमूदृशा = जिनपूजादि-

"સાધુ અન્ય કોઇ પ્રયોજને આરભપ્રવૃત્ત હોતા નથી તેથી તેઓ માટે સ્નાનાદિનો આરભ દુષ્ટ છે, જ્યારે ગૃહસ્થ તો કુટુબાદિ માટે આરભ કરતો જ હોઇ એને માટે આ આરભ દુષ્ટ ન રહેવાથી એનો અધિકાર છે" આવું પણ ન કહેવુ, કેમકે કુટુબાદિ માટેના આરભરૂપ એક પાપ આચર્યું એનો અર્થ કાઇ એવો નથી થઇ જતો કે પૂજાર્થ આરંભ રૂપ બીજું પાપ પણ આચરવાની છૂટ મળી જાય અને એ આરભપાપની સામે પ્રચુરનિર્જરાદિ રૂપ મોટો અન્ય લાભ જ જો ગૃહસ્થને પ્રવર્તક છે તો એ તો સાધુને પણ સમાન રીતે હોઇ સાધુને પણ પ્રવર્તક બનશે જ માટે સાધુ પણ પૂજાના અધિકારી છે

શકાકારની આવી શકા યોગ્ય નથી, કેમકે સાધુ તો સર્વથા ભાવસ્તવ પર આરૂઢ હોઇ આવા જિનપૂજા વગેરે અનુષ્ઠાનથી એમને કોઇ પ્રયોજન સિદ્ધ થવાનુ હોતું નથી. એટલે ગુણાન્તર લાભ બન્નેને સમાન છે એવી વાત સત્યથી વેગળી છે. [ગૃહસ્થને જો પૂજાથી ગુણાન્તરલાભ થાય છે તો સાધુને કેમ ન થાય? એવા પ્રશ્નનો જવાબ આ છે કે] આદ્યભૂમિકામા રહેલા જીવને જે ગુણકર હોય તે ઉપરની ભૂમિકામા રહેલાને પણ ગુણકર હોય જ એવું નથી. કેમકે રોગચિકિત્સાની જેમ ધર્મ પણ નિયત અધિકારીને હોવાની શાસ્ત્રમાં વ્યવસ્થા દેખાડી છે જેમ રોગચિકિત્સામા પ્રારભે મદહોજરી વગેરે હોવાને કારણે મગનુ પાણી વગેરે હિતકર (પુષ્ટિકારક) બને છે એટલા માત્રથી ઉત્તરકાળે (તેજ હોજરી થયે) કાઇ એ હિતકર રહેતું નથી એમ ગૃહસ્થની ભૂમિકામા જિનપૂજા હિતકર હોવા માત્રથી સાધુની ઉપલી ભૂમિકામાં કાઇ એ હિતકર બની જતી નથી. માટે જ તો રોગચિકિત્સાની જેમ તે તે ધર્મ પણ તે તે નિયત અધિકારીને કર્તવ્ય હોવાની શાસ્ત્રમા વ્યવસ્થા દેખાડી છે. [અષ્ટક ૨/૫મા] કહ્યુ છે કે "શાસ્ત્રમા દ્રવ્યસ્નાન-ભાવસ્નાન રૂપ ધર્મસાધનની [અથવા સામાન્યથી તે તે ધર્માનુષ્ઠાનની] અધિકારીની અપેક્ષાએ વ્યવસ્થા દેખાડી છે. ગુણદોષની બાબતમા એ વ્યવસ્થા વ્યાધિપ્રતિક્રિયા (ચિકિત્સા) ને તુલ્ય જાણવી." [ગ્રન્થકારે સવાસો ગાથાના સ્તવનની આઠમી ઢાલમા આ વાત આ રીતે કહી છે–

'તો મુનિને નહી કિમ પૂજના?' એમ તુ શું ચિતે શુભમના?
રોગીને ઔષધ સમ એહ, નિરોગી છે મુનિવર દેહ

ગૃહસ્થને પરિગ્રહ વગેરે રોગ વળગેલો છે ને એ કાઢવા માટે ગૃહસ્થ દ્રવ્યપૂજા કરે છે. મુનિને તે રોગ છે નહી, તો ઔષધસમ દ્રવ્યપૂજા મુનિને નિરર્થક છે. આવો આનો આશય છે.

પણ એક પ્રશ્ન રહે છે કે, દ્રવ્યપૂજા જેમ પરિગ્રહાદિરોગ નિવારી ભાવસ્તવ પામવા માટે છે, તેમ સમ્યક્ત્વની શુદ્ધિ માટે પણ છે જ કહ્યુ છે કે –

पूयाए कायवहो, पडिकुट्ठो सो उ, किं तु जिणपूया।
सम्मत्तसुद्धिहेउत्ति भावणीया उ णिरवज्जा।।

અર્થ દ્રવ્યપૂજામા હિસા થાય છે, ને હિસા તો નિષિદ્ધ છે. છતાં જિનપૂજા સમ્યક્ત્વની શુદ્ધિનુ કારણ છે, માટે એ નિરવદ્ય જાણવી ગ્રન્થકારે પણ દાનબત્રીશીમાં આ વાતનો ઉલ્લેખ કર્યો છે

સમ્યગ્દર્શનની શુદ્ધિ તો સાધુઓને પણ ઇષ્ટ છે જ એટલે જ તો તેઓ, જિનાજ્ઞાપાલન સ્વરૂપ ભાવસ્તવારૂઢ હોવા છતા, સ્તુતિ-ચૈત્યવદન-સ્તવનાદિ રૂપ ભાવપૂજા પણ કરે છે. તો શ્રાવકની જેમ, સાધુને

कर्मणाऽर्थाभावात् = प्रयोजनासिद्धेः। न हि यदाद्यभूमिकावस्थस्य गुणकरं तदुत्तरभूमिकावस्थस्यापि तथा, रोगचिकित्सावद्धर्मस्य शास्त्रे नियताधिकारिकत्वेन व्यवस्थितत्वात्। तदुक्तं - अधिकारिवशात् शास्त्रे धर्मसाधनसंस्थितिः। व्याधिप्रतिक्रियातुल्या विज्ञेया गुणदोषयोः।। [अष्टक २/५]।।२८।।

**प्रकृत्यारंभभीरुर्वा यो वा सामायिकादिमान्।**
**गृही तस्यापि नात्रार्थेऽधिकारित्वमतः स्मृतम्।।२९।।**

प्रकृत्येति। अतः = भावस्तवाधिरूढस्य यतेरत्रानधिकारित्वात् यः प्रकृत्याऽऽरम्भभीरुर्यो वा सामायिकादिमान् तस्याप्यत्रार्थे जिनपूजारूपेऽधिकारित्वं न स्मृतम्। यदष्टकवृत्तिकृत् (२/५) "अत एव सामायिकस्थः श्रावकोऽप्यनधिकारी, तस्यापि सावद्यनिवृत्ततया भावस्तवारूढत्वेन श्रमणकल्पत्वात्, अत एव गृहिणोऽपि प्रकृत्या पृथिव्याद्युपमर्दनभीरोर्यतनावतः सावद्यसंक्षेपरुचेर्यतिक्रियानुरागिणो न धर्मार्थं सावद्यारम्भप्रवृत्तिर्युक्तेति।।२९।।

---

પણ જિનપૂજા, શુભ અધ્યવસાયો પ્રવર્તાવવા દ્વારા સમ્યગ્દર્શનની નિર્મળતાનું (યાવત્ ક્ષાયિક સમ્યક્ત્વપ્રાપ્તિનું) કારણ બની શકતી હોવાથી શા માટે નિરર્થક કહેવાય?

આ પ્રશ્નનો ઉત્તર એ છે કે સાધુઓ સ્વજીવનમાં સ્થાવર જીવોની હિંસા પણ ટાળતા હોય છે. કારણવશાત્ ક્યારેક સચિત્ત જળથી ભીની પૃથ્વી પર પગ પડી જાય કે લીલોતરીનો સંઘટ્ટો થઇ જાય ત્યારે મનમાં 'હાય! હાય! વિરાધના થઇ ગઇ' આવો પશ્ચાત્તાપ ભાવ સ્ફુર્યા કરવાનો જ ગાઢ અભ્યાસ હોય છે એટલે સ્નાનાદિ કરવામાં ને કર્યા બાદ તેમ જ પુષ્પાદિને સ્પર્શવામા આ વિરાધનાનો વિચાર જ એટલો જોરમાં પ્રવર્તે કે જેથી પ્રભુભક્તિનો શુભ અધ્યવસાય સ્ફુરવાને કોઇ અવકાશ જ રહેતો નથી, ને તેથી સમ્યગ્દર્શનની નિર્મળતા થવાની કોઇ શક્યતા રહેતી નથી. ગૃહસ્થોને સ્વજીવનમાં અનેકશ. પૃથ્વીકાયાદિ સ્થાવર જીવોની વિરાધના હોવાથી પાણી-પુષ્પ વગેરેનો સ્પર્શ થવામા 'હાય હાય વિરાધના થઇ ગઇ' આવી કોઇ અરેરાટી અનુભવાતી હોતી નથી. એટલે પ્રભુભક્તિનો શુભઅધ્યવસાય સ્ફુરી સમ્યગ્દર્શનની નિર્મળતા થઇ શકવાના કારણે દ્રવ્યપૂજા આવશ્યક છે. વસ્તુતઃ શાસ્ત્રમા મલિનારંભીને દ્રવ્યપૂજાના અધિકારી કહ્યા છે. સાધુ એવા ન હોવાથી એના અનધિકારી છે. [જુઓ પ્રતિમાશતક - શ્લોક ૩૦ ની વૃત્તિ ]।।૨૮।। [આમ ભૂમિકાવશાત્ અનુષ્ઠાન ગુણકર/દોષકર બને છે એ વ્યવસ્થાનુસારે જ અન્ય વિશેષતાને ગ્રન્થકાર જણાવે છે—]

આમ ભાવસ્તવાધિરૂઢ સાધુ સ્નાનાદિનો અનધિકારી છે (કારણકે એમની ભૂમિકામા એમના માટે એ હિતકર નથી) એ કારણે જ જે પ્રકૃતિથી જ આરંભભીરુ હોય અથવા જે સામાયિકાદિમાં રહ્યો હોય તેવો ગૃહસ્થ પણ આ જિનપૂજાની બાબતમાં અનધિકારી કહેવાયો છે. અષ્ટકજીના વૃત્તિકારે (૨/૫ ની વૃત્તિમાં) કહ્યું છે કે "તેથી જ સામાયિકમાં રહેલો શ્રાવક પણ પૂજાનો અનધિકારી છે, કેમકે તે પણ સાવદ્યયોગોથી નિવૃત્ત થયો હોઇ ભાવસ્તવપર આરૂઢ થયો હોવાના કારણે સાધુ જેવો જ હોય છે. તેથી જ જેને સ્વયં ગૃહસ્થ હોવા છતાં સ્વભાવે જ પૃથ્વીકાયાદિની વિરાધનાનો ડર લાગતો હોય અને તેથી તેવી વિરાધનાથી બચતો સતત જયણાશીલ હોય, સાવદ્યયોગોનો વધુને વધુ સંક્ષેપ કરવાની રુચિવાળો હોય તેમજ સાધુક્રિયાઓનો અનુરાગી હોય તેને ધર્મ માટે ય સાવદ્ય આરંભપ્રવૃત્તિ કરવી એ યોગ્ય નથી "।।૨૯।। જે કુટુંબાદિ માટે આરભ કરતો હોવા છતા પૂજા ભાવી આરભથી બીતો હોય અને તેથી પૂજા ન કરતો હોય તો શું વાંધો? એવા પ્રશ્નનો જવાબ આપવા ગ્રન્થકાર કહે છે –

**अन्यत्रारंभवान् यस्तु तस्यात्रारंभशङ्किनः।**
**अबोधिरेव परमा विवेकौदार्यनाशतः।।३०।।**

अन्यत्रेति। यस्त्वन्यत्र = कुटुवाद्यर्थे आरभवॉस्तस्यात्र = जिनपूजानिमित्तपुष्पादावारंभशङ्किनः = स्तोकपुष्पादिग्रहणाभिव्यग्यारंभशकावतः परमा = प्रकृष्टाऽवोधिरेव = वोधिहानिरेव, विवेकः कार्याकार्यज्ञानमौदार्यं च विपुलाशयलक्षण तयोर्नाशतः। तदुक्त –

अण्णच्छारभवओ धम्मेणारभओ अणाभोगो।

लोए पवयणखिसा अवोहिवीअति दोसा अ। [पचा. ८/१२]।।३०।। नन्वेव धर्मार्थमप्यारंभप्रवृत्तिप्राप्तौ,

धर्मार्थ यस्य वित्तेहा तस्यानीहा गरीयसी।

प्रक्षालनाद्धि पङ्कस्य दूरादस्पर्शनं वरम्।।[अप्टक ४/६] तथा,

'शुद्धागमैर्यथालाभं प्रत्यग्रैः शुचिभाजनैः। स्तोकैर्वा वहुभिर्वापि पुष्पैर्जात्यादिसंभवैः।। [अप्टक ३/२] इत्यादिक विरुध्येतेत्याशङ्क्याह–

**यच्च धर्मार्थमित्यादि तदपेक्ष्य दशान्तरम्।**
**संकाशादेः किल श्रेयस्युपेत्यादि(?पि) प्रवृत्तितः।।३१।।**

यच्चेति। यच्च धर्मार्थमित्यादि भणित तद्दशान्तर सर्वविरत्यादिरूपमपेक्ष्य, आद्यश्लोकस्य सर्वविरत्य-

---

[પૂજામાં હિંસાશંકીને નુકશાન]

જે કુટુબાદિ માટે આરભ કરે છે અને જિનપૂજા નિમિત્તે પુષ્પાદિમાં આરંભની શંકા કરે છે તેને કાર્યાકાર્યના જ્ઞાનરૂપ વિવેકનો અને ઉદાર આશય રૂપ ઔદાર્યનો નાશ થવાથી પરમ અબોધિ (બોધિહાનિ રૂપ) મોટુ નુકશાન થાય છે. અન્યત્ર આરંભવાન્ આવો ગૃહસ્થ ફુલ વગેરેમા તો જીવવિરાધના રહી છે એમ દલીલ કરી પુષ્પાદિ ન ચઢાવે અથવા ઓછા ચઢાવે તો એના પરથી એ આરભની શંકાવાળો છે એમ જાણી શકાય છે. કુટુબાદિ માટેનો આરભ કર્મબધક હોઇ અકાર્ય છે એને કાર્ય = કરવા જેવો માને છે, અને પૂજાર્થ પુષ્પાદિનો આરંભ બોધ્યાદિપ્રાપક હોઇ કાર્ય છે એને અકાર્ય = ન કરવા જેવો માને છે. એટલે એનો કાર્યાકાર્યજ્ઞાનરૂપ વિવેક નષ્ટ થઇ જાય છે શ્રીજિનેશ્વરદેવની પ્રભાવક પૂજા દ્વારા સ્વ-પરના બોધ્યાદિપ્રાપ્તિનો ઉદાર આશય પણ તેનો ટકી શકતો નથી પચાશક [૪/૧૨]માં કહ્યું છે કે "અન્ય કાર્યોમાં આરભવાળા જીવનો ધર્મમાં અનારંભ એ અનાભોગ = અજ્ઞાન છે તેમજ એનાથી લોકમા 'જૈન શાસનમા પૂજાદિનુ વિધાન પણ લાગતું નથી. માટે જૈનશાસન અસાર છે' ઇત્યાદિરૂપ પ્રવચન હીલના થાય છે જે અબોધિના બીજભૂત છે. આમ એવા ગૃહસ્થને અજ્ઞાન અને અબોધિબીજ એમ બે દોષો થાય છે."॥૩૦॥

શંકા - આ રીતે ધર્મ માટે પણ જો આરભ પ્રવૃત્તિ કરવાની છે તો અષ્ટકજી (૪/૬) મા જે કહ્યુ છે કે "ધર્મ માટે જે ધનની (પરિગ્રહરૂપ સાવદ્યની) ઇચ્છા કરે છે તેને તો તેની અનિચ્છા જ વધુ હિતકર છે. પહેલાં કાદવથી (પરિગ્રહના પાપથી) ખરડાવું અને પછી (ધર્મ કરીને) પ્રક્ષાલન કરવુ એના કરતાં પહેલેથી (એ પાપથી) ખરડાવુ જ નહી એ વધુ સારુ છે. [પ્રસ્તુતમાં આરંભના પાપથી ખરડાવું અને પૂજાથી એને સાફ કરવો એના

---

१ अन्यत्रारभवतो धर्मेऽनारमकोऽनाभोग। लोके प्रवचनखिंसाऽवोधिवीजमिति दोषौ च।।

धिकारे पाठात्, द्वितीयस्य च पूजाकालोपस्थिते मालिके दर्शनप्रभावनाहेतोर्वणिक्कला न प्रयोक्तव्येत्येतदर्थख्यापनपरत्वात्, अन्यथा,

[1]सुच्चइ दुग्गयनारी जगगुरुणो सिंदुवारकुसुमेहिं।

पूआ पणिहाणेणं उववन्ना तियसलोअंमि।।[पचा. ४/४९] इत्यादि वचनव्याघातप्रसंगात्। इत्थं चेतदङ्गीकर्तव्यं - संकाशादे किल श्रेयसि = धर्मकार्ये उपेत्यापि = विषयविशेषपक्षपातगर्भत्वेन पापक्षयकरीं

---

કરતા આરભ જ ન કરવો એ વધુ ઉચિત છે ]" તેનો અને અષ્ટકજી [૩/૨]મા જે કહ્યું છે કે "ન્યાયોપાત્તધન-અચૌર્ય વગેરેથી શુદ્ધ પ્રાપ્તિવાળા, જેટલા મળી શકે એટલા, પવિત્ર પાત્રમાં રાખેલા, નહિ કરમાયેલાં, અલ્પ કે બહુ વિશિષ્ટ પુષ્પોથી (દ્રવ્યપૂજા કરવી)" તેનો . આ બનેનો વિરોધ થશે એક બાજુ તમે ધર્મ માટે આરભ કરવાનુ કહો છો અને 'ધર્માર્થં' ઇત્યાદિ શ્લોક એનો નિષેધ ફલિત કરે છે. એમ 'શુદ્ધાગમૈઃ...' ઇત્યાદિ શ્લોક પણ ન્યાયોપાત્ત ધનથી પ્રાપ્ત પુષ્પાદિની વિધિ દેખાડે છે, એટલે કે સ્વયં પુષ્પો તોડવા વગેરે આરભનો નિષેધ દેખાડે છે એટલે આ બને શ્લોકોનો વિરોધ થાય છે એ સ્પષ્ટ છે આવી શંકાનુ સમાધાન કરવા ગ્રન્થકાર કહે છે–

'ધર્માર્થં' ઇત્યાદિ અન્ય અવસ્થાની અપેક્ષાએ કહેવાયેલા છે (માટે વિરોધ નથી.) વળી સકાશશ્રાવક વગેરેની ધર્મકાર્ય અગે જાણીને પણ વેપાર વગેરેની જે પ્રવૃત્તિ થઇ છે એના પરથી પણ ધર્મ માટે આરંભ નિષિદ્ધ નથી એ જણાય છે.

આશય એ છે કે 'ધર્માર્થમ્' ઇત્યાદિ જે બે શ્લોક સાથે ધર્મ માટેના આરભની પ્રવૃત્તિનો તમે વિરોધ જણાવો છો તે યોગ્ય નથી, કેમકે એ બે શ્લોકો તો સર્વવિરતિ વગેરે રૂપ અન્ય દશાને અપેક્ષીને કહેવાયા છે એ બેમાનો પ્રથમ 'ધર્માર્થં' ઇત્યાદિ શ્લોક સર્વવિરતિના અધિકારમાં કહેવાયો છે. એના પરથી જણાય છે કે એ સર્વવિરતિની અપેક્ષાએ કહેવાયો છે. બીજો શ્લોક 'પુષ્પાદિ સ્વય ચૂટવાનો આરભ ન કરવો' એવું જણાવવાના તાત્પર્યમા નથી, કિન્તુ 'ધર્મની પ્રભાવના થાય એ માટે, પૂજાકાળે ઉપસ્થિત થયેલા માળી આગળ વણિક્કલા ન વાપરવી, (પણ યોગ્ય મૂલ્ય ચૂકવીને પુષ્પાદિ પ્રાપ્ત કરવા)' આવુ જણાવવાના તાત્પર્યમાં છે. બાકી એ શ્લોકનુ 'સ્વયં પુષ્પાદિ ચૂટવાના આરભનો નિષેધ છે' એવુ તાત્પર્ય માનીએ તો પચાશકની ૪/૪૯ મી ગાથામા દુર્ગતનારીની જે વાત કરી છે એનો વ્યાઘાત થશે. તેમાં કહ્યું છે કે "શ્રીજિનપ્રવચનમા સંભળાય છે કે દુર્ગતનારી જંગલમા મફતમા મળતા સિંદુવાર પુષ્પોને સ્વયમેવ લઇને જગદ્ગુરુ શ્રીમહાવીરપ્રભુની પૂજા કરવાના પ્રણિધાનથી દેવલોકમા ઉત્પન્ન થઇ."

વળી સકાશશ્રાવક વગેરેના દૃષ્ટાન્ત પરથી પણ આ વાત સ્વીકારવી પડે છે. તેઓની, વિશેષ વિષયના પક્ષપાતથી ગર્ભિતપણે, પાપક્ષયકરનારી, વેપાર વગેરે પ્રવૃત્તિને કરીને પણ, ધર્મમા પ્રવૃત્તિ થઇ હતી. સંકાશશ્રાવકે પ્રમાદથી દેવદ્રવ્યનુ ભક્ષણ કરેલુ. જેના કારણે લાભાન્તરાય વગેરે ક્લિષ્ટકર્મો બાધીને દીર્ઘકાળ સુધી દુરત સંસારકાંતારમા ભટક્યો. અનતકાળ બાદ મનુષ્યત્વ પ્રાપ્ત થયું જ્યા પણ એ દુર્ગત મનુષ્યોમા શિરોમણી થયો. કેવળીભગવાન્ પાસે સ્વકીય પૂર્વભવનો વૃત્તાન્ત જાણીને કેવલીપ્રભુના ઉપદેશથી દુર્ગતપણાના કારણભૂત કર્મને ખપાવવા માટે એણે અભિગ્રહ કર્યો કે 'હું વેપારથી જે કાંઇ કમાઇશ તેમાથી ભોજન અને વસ્ત્રના ખર્ચ બાદ શેષ સઘળું દ્રવ્ય શ્રીજિનાયતનાદિમાં વાપરીશ.' આ પ્રમાણેના અભિગ્રહનું પાલન કરીને કાલાન્તરે એ મોક્ષમાં ગયો આમ અહી વેપાર વગેરે કરીને પણ ધર્મ કરવાની વાત છે.

---

१ श्रूयते दुर्गतनारी जगद्गुरोः सिंदुवारकुसुमैः पूजाप्रणिधानेनोपपन्ना त्रिदशलोके।।

वाणिज्यादिक्रियामङ्गीकृत्यापि प्रवृत्तितः, सकाशश्रावको हि प्रमादाद्भक्षितचैत्यद्रव्यो निवद्धलाभान्तरायादिक्लिष्टकर्मा चिर पर्यटितदुरन्तससारकान्तारोऽनन्तकालाल्लव्धमनुष्यभावो दुर्गतनरशिरःशेखररूपः पारगतसमीपोपलव्धस्वकीयपूर्वभववृत्तान्तः पारगतोपदेशतो दुर्गतत्वनिवन्धनकर्मक्षपणाय– यदहमुपार्जयिप्यामि द्रव्य तद्ग्रासाच्छादनवर्ज सर्व जिनायतनादिपु नियोक्ष्ये' इत्यभिग्रह गृहीतवान्, कालेन च निर्वाणमवाप्तवानिति। अथ युक्तं सकाशस्यैतत्, तथैव तत्कर्मक्षयोपपत्तेः न पुनरन्यस्य, नैव, सर्वथैवाशुभस्वरूपव्यापारस्य विशिप्टनिर्जराकारणत्वायोगादिति।।३१।।

**पूजया परमानन्दमुपकारं विना कथम्।**
**ददाति पूज्य इति चेच्चिन्तामण्यादयो यथा।।३२।।**

पूजयेति। व्यक्तः।।३२।।

।।इति भक्तिद्वात्रिंशिका।।

---

શંકા - સકાશશ્રાવક જેવી વિષમ અવસ્થાવાળા માટે આ રીતે આરંભ કરીને ધર્મ કરવો યોગ્ય છે. કેમકે એ રીતે જ એનો કર્મક્ષય થવાનો હતો, પણ બધા માટે સામાન્યતયા એ ઉચિત નથી.

**સમાધાન** - આવી શંકા બરાબર નથી કેમકે આવું જો માનીએ તો એનો અર્થ એ થાય કે સામાન્ય સંજોગોમાં આરભ કરીનં ધર્મ કરવાની આવી પ્રવૃત્તિ એ સર્વથા અશુભ જ છે. પણ આવો ફલિતાર્થ યોગ્ય નથી, કેમકે સર્વથા અશુભ સ્વરૂપવાળી પ્રવૃત્તિ વિશિષ્ટ નિર્જરાનું કારણ બની શકતી નથી. એટલે આવો ફલિતાર્થ જો યોગ્ય નથી તો 'આરભ કરીને ધર્મ કરવો એ ઉચિત નથી' એવી માન્યતા પણ યોગ્ય નથી એ ફલિત થઇ જ જાય છે ॥૩૧॥ [પૂજા અગેની અવશિષ્ટ શકા ઊઠાવીને સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–]

પૂજાથી, કૃતકૃત્ય પ્રભુને કોઇ ઉપકાર તો થતો નથી, તો તેઓ પરમાનન્દ શી રીતે આપે છે? એવી જો તમારી શંકા હોય તો એનુ સમાધાન આ જાણવુ કે જેમ ચિન્તામણિ રત્ન વગેરે વિના ઉપકારે પણ તથા સ્વભાવે ફળ આપે છે તેમ પ્રસ્તુતમા જાણવુ ॥૩૨॥

[ભક્તિદ્વાત્રિંશિકા અંગે કંઇક ઉદ્‌બોધન -]

શ્લોક ૩૧ ની અવતરણિકામા, "આ રીતે ધર્મ માટે પણ આરભ-સમારભ કરવાની અનુજ્ઞા હોય તો, અષ્ટકપ્રકરણમા ધર્માર્થં યસ્ય વિત્તેહા. વગેરે જે કહ્યું છે તેનો વિરોધ થશે.. " ઇત્યાદિ કરાયેલી શકાનું સમાધાન આપતા ગ્રન્થકારે ૩૧ મા શ્લોકમા કહ્યું છે કે ધર્માર્થં. . વગેરે શ્લોક તો સર્વવિરતિના અધિકારમાં કહેવાયેલો છે. એટલે કે ધર્મ માટે આરભ સમારભ કરવાનો નિષેધ માત્ર સાધુઓ માટે છે, ગૃહસ્થો માટે નહી ને તેથી, જિનભક્તિ માટે પુષ્પાદિ જીવોની વિરાધના થતી હોવા છતાં, પ્રભુભક્તિથી તજ્જન્ય દોષ દૂર થઇ વધુ આત્મહિત થવાનો લાભ શ્રાવકોને શક્ય હોવાથી શ્રાવકો માટે એ નિષિદ્ધ નથી, છતાં ધર્માર્થં યસ્ય વિત્તેહા શ્લોકમાં જે દૃષ્ટાન્ત આપ્યુ છે કે, કાદવથી ખરડાઇને પછી કાદવને ધોવો એના કરતાં પહેલેથી ખરડાવું જ નહી એ વધુ સારું છે... આ દૃષ્ટાન્ત શ્રાવકોને પણ લાગુ તો પડે જ છે ને! એટલે પહેલા જિનપૂજા માટે હિસાદોષથી ખરડાવુ ને પછી જિનપૂજા દ્વારા એ દોષને સાફ કરવો તો એના કરતાં એ દોષ જ ન સેવવો એ વધુ સારુ નહી?

આવા પ્રશ્નનો ઉત્તર વિચારીએ. માટીથી પગને ખરડીને પછી ધોવા એના કરતાં ખરડવા જ નહી, આ ન્યાય વ્યાપક નથી. વાસણને માજવા માટે રાખ ઘસવામા આવે છે, ને એ રાખ પણ કાંઇ વાસણ પર રાખી

મૂકવાની હોતી નથી, છેવટે પાણીથી ધોઇ જ નાખવાની હોય છે, છતાં એ ઘસવામાં આવે જ છે. પગ પર માટી કે સાબુ રાખી મૂકવાના હોતા નથી, એને પણ પાણીથી દૂર કરવાના હોય જ છે, છતા પગ પર રંગ લાગ્યો હોય-- કઇક ડાઘ પડ્યા હોય તો માટી કે સાબુ વગેરે લગાવી છેવટે એ પણ ધોઇ નાખવાની પ્રવૃત્તિ શિષ્ટ પુરુષો પણ કરે જ છે. એટલે આ ન્યાયનો વિષય વિચારવો જોઇએ.

જેઓના પગ ચોકખા છે, કોઇ ડાઘ વગેરે લાગ્યા નથી તેઓએ માટીથી પગને ખરડીને સાફ કરવો એ ઉચિત નથી. કારણકે તેઓ માટે એ માત્ર વ્યાયામ જ છે, લાભ કશો નથી, ઉપરથી પગ ધોવા માટે વપરાવાના પાણીના તથા સમયના બગાડા રૂપ નુકશાન છે.

આરંભ-સમારભ વગેરે પાપ રૂપ દોષોની અપેક્ષાએ વિચારીએ તો સાધુઓનું જીવન દોષમુક્ત = ચોકખુ છે. એટલે તેઓ માટે પૃથ્વીકાયાદિ જીવોની હિસા કરી એને ધોવાની વાત ઉચિત નથી. વળી એમાં પોતાના પ્રથમ મહાવ્રતના ભંગ થવાનો તેમજ એના કારણે જે દોષ લાગે તેને ધોવામા જ કેટલાય શુભભાવો ને સમય ખર્ચાઇ જવાનો દોષ લાગે છે તેથી સાધુઓ માટે પ્રક્ષાલનાદ્ધિ પંકસ્ય . ઇત્યાદિ ન્યાયે જિનપૂજા નિષિદ્ધ છે.

ગૃહસ્થનું જીવન પૃથ્વીકાયાદિ જીવોની હિસા વગેરે રૂપ દોષોથી ખરડાયેલુ છે એટલે, જિનપૂજા સાબુનું કાર્ય કરે છ એમા થોડી ઘણી હિસાથી પહેલાં ખરડાવાનુ છે, પણ પછી ભક્તિના ઉછાળાથી આ ખરડાયાપણું ને અન્ય આરભાદિ દોષો જન્ય ડાઘ બધુ જ દૂર થઇ જાય છે. (એટલે તો, આ જિનપૂજા દ્વારા મારા ચારિત્ર મોહનીય કર્મનો ક્ષયોપશમ થવા દ્વારા હુ અને આ પ્રભુભક્તિના દર્શન દ્વારા પ્રતિબોધ પામી અન્ય ભવ્યજીવો પણ સંસારત્યાગ કરી સયમી બની સર્વજીવોને અભયદાન દેનારા બનીએ" એવી પણ શ્રાવકની ભાવના હોય છે.)

એટલે પ્રક્ષાલનાદ્ધિ પકસ્ય. ઇત્યાદિ ન્યાયનું રહસ્ય એ નિશ્ચિત થાય છે કે, જે સ્વની સાથે સ્વભિન્ન (અને પહેલેથી વિદ્યમાન) અશુદ્ધિને કાઢવા– વિશિષ્ટ શુદ્ધિ બક્ષવા સમર્થ હોય એવી ચીજ માટે આ ન્યાય લાગુ પડતો નથી. એટલે જ સાધુઓને પણ સમ્મતિતર્કપ્રકરણ વગેરે દર્શનશુદ્ધિ કરનારા ગ્રન્થોનાં અધ્યયન માટે નિર્વાહના અભાવે આધાકર્મ વગેરેની પણ અનુજ્ઞા આપવામા આવેલી છે કારણકે આધાકર્મ સેવન દ્વારા જે દોષ લાગે તે તો, આ અધ્યયનથી અધિક નિર્મળ થયેલ સમ્યગ્દર્શનના પ્રભાવે જે વધુ અપ્રમત્ત સાધનામય સયમ જીવનનું પાલન થશે તેનાથી દૂર થઇ જ જાય છે, પણ સાથે સાથે ચારિત્રની નિર્મળતા થવાથી કષાયાદિનો વિશેષ હ્રાસ, વિપુલ કર્મનિર્જરા વગેરે પણ લાભ થાય છે. (ટૂકમા આય વયં તુલિજ્જા, લાહાકંખિવ્વ વાણિયઓ... ન્યાય લગાડવો ઉચિત છે.)

એટલે જ, કોઇ એવા વિશિષ્ટ કારણની અનુપસ્થિતિમાં સામાન્ય સંયોગોમાં, કોઇ ભક્ત શ્રાવક પાસે મીઠાઇ વગેરે સારી સારી વાનગીઓ બનાવડાવું ને એનાથી અન્ય સાધુ ભગવંતોની ભક્તિ કરવાનો લાભ લઉં... આવુ કરવું સાધુઓને અનુજ્ઞાત નથી.. પણ શ્રાવકોને, "સારી સારી વાનગીઓ બનાવી અન્ય શ્રાવકોની (સાધર્મિકોની) ભક્તિ કરુ" એ વાત અનુજ્ઞાત છે.

હા, જ્યાં લાભ કરતા વ્યય અધિક હોય, બીજી રીતે કહીએ તો જેટલું શુદ્ધિકરણ થાય એના કરતાં અશુદ્ધિ વધારે થતી હોય યા દૂર થતી ન હોય તો એવી ચીજનો ઉપયોગ નિષિદ્ધ જાણવો. જેમકે કપડા પર પડેલા ડાઘને દૂર કરવા કોઇ લોહીનો ઉપયોગ કરે તો એ મૂર્ખતા છે તેથી પશુબલિ વગેરે નિષિદ્ધ છે. તેમજ, ઘણો આરભ સમારંભ ને અલ્પ ઉપકાર ધરાવનાર ઇષ્ટાપૂર્ત વગેરેને અનુકપા દાન તરીકે સ્વીકારવામાં આવ્યા નથી ને તેથી તેની અનુજ્ઞા નથી.

# ।।अथ साधुसामग्र्यद्वात्रिंशिका।।६।।

जिनभक्तिप्रतिपादनानन्तर तत्साध्य साधुसामग्र्यमाह–

**ज्ञानेन ज्ञानिभावः स्याद् भिक्षुभावश्च भिक्षया।**
**वैराग्येण विरक्तत्वं संयतस्य महात्मनः।।१।।**

ज्ञानेनेति। व्यक्तः।।१।।

**विषयप्रतिभासाख्यं तथाऽऽत्मपरिणामवत्।**
**तत्त्वसंवेदनं चेति त्रिधा ज्ञानं प्रकीर्त्तितम्।।२।।**

विषयेति। विषयप्रतिभास इत्याख्या यस्य, विषयस्यैव हेयत्वादिधर्मानुपरक्तस्य प्रतिभासो यत्र तत्। तथाऽऽत्मनः = स्वस्य परिणामोऽर्थानर्थप्रतिभासात्मा विद्यते यत्र तत्, आत्मनः = जीवस्य परिणामोऽनुष्ठानविशेषसपाद्यो विद्यते यत्रेति नये सम्यक्त्वलाभप्रयोज्यवस्तुविषयतावत्त्वमर्थो लभ्यते। तत्त्व =

---

૫ મી બત્રીશીમા જિનભક્તિનુ પ્રતિપાદન કર્યું હવે એનાથી જે સિદ્ધ કરવાનું છે તે સાધુનાં સામગ્ર્ય (= સાધુતાની પૂર્ણતા)નુ આ છટ્ઠી બત્રીશીમા પ્રતિપાદન કરાય છે. [જિનપૂજા એ દ્રવ્યસ્તવ છે, ને આ દ્રવ્યસ્તવ, સપૂર્ણતયા જિનાજ્ઞાપાલનમય સાધુજીવન સ્વરૂપ ભાવસ્તવનું કારણ છે. તેથી સાધુ સામગ્ર્યને અહી જિનભક્તિના સાધ્ય તરીકે જણાવ્યુ છે.]

[અથવા, પ્રથમ યોગાવંચકના સપાદન માટે ચોથી બત્રીશીમા જિનમહત્ત્વની વાત કરી; બીજા ક્રિયાવંચકના સપાદન માટે પાચમી બત્રીશીમા ભક્તિની વાત કરી. હવે, સાનુબધ ફળપ્રાપ્તિ સ્વરૂપ ત્રીજા ફલાવચકના સપાદન માટે દ્રવ્યસ્તવાત્મક ભક્તિના ફળ સ્વરૂપ ભાવસ્તવ-સાધુસામગ્ર્યનું છટ્ઠી બત્રીશીમાં નિરૂપણ કરે છે]

સયત મહાત્મામા સમ્યગ્જ્ઞાનથી જ્ઞાનીપણુ હોય છે, ભિક્ષાના કારણે ભિક્ષુપણુ હોય છે અને વૈરાગ્યના કારણે વિરક્તપણુ હોય છે ॥૧॥ [ચારિત્રસમૃદ્ધિથી પૂર્ણતા હોવા રૂપ સામગ્ર્ય માટે જ્ઞાન, ભિક્ષા અને વૈરાગ્ય એમ ત્રણ ચીજો કહી એમાથી 'યથોદ્દેશં નિર્દેશ:' એ ન્યાયે સૌ પ્રથમ જ્ઞાનનુ પ્રતિપાદન કરવાની ઇચ્છાવાળા ગ્રન્થકાર કહે છે–]

### [જ્ઞાનના ત્રણ પ્રકાર]

વિષયપ્રતિભાસ, આત્મપરિણામવત્ અને તત્ત્વસંવેદન એમ ત્રણ પ્રકારે જ્ઞાન કહેવાયું છે

હેયત્વાદિધર્મથી નહી સંકળાયેલ એવા વિષય માત્રનો જ જેમાં બોધ હોય તે વિષયપ્રતિભાસ જ્ઞાન છે. (વિષય પ્રતિભાસ છે આખ્યા = નામ જેનુ તે વિષયપ્રતિભાસાખ્ય આવો સમાસ જાણવો.) [અહી 'હેયત્વાદિધર્મ' જે કહ્યુ છે તેમાં 'આદિ' શબ્દથી ઉપાદેયત્વ અને ઉપેક્ષ્યત્વ ધર્મો જાણવા. આ હેયત્વાદિ ધર્મો પણ આત્માના અહિત વગેરેની દૃષ્ટિએ જાણવા. બાકી ઇન્દ્રિયની અપેક્ષાએ તો એ પણ વિષયપ્રતિભાસમાં ભાસતા જ હોય છે અર્થાત્ સ્રક્-ચદન-મધુર રસ વગેરે વિષયો ઇન્દ્રિયોને અનુકૂળ હોવાથી એ દૃષ્ટિએ એમા પ્રવૃત્તિ કરાવનાર ઉપાદેયત્વબોધ, ને કટકસ્પર્શ-કટુરસ વગેરે વિષયો ઇન્દ્રિયોને પ્રતિકૂળ હોવાથી એ દૃષ્ટિએ એમાથી નિવૃત્તિ કરાવનાર હેયત્વબોધ વગેરે તો આ 'વિષયપ્રતિભાસ'મા હોય જ છે. એ પણ ન હોય એવું નથી.] આનાથી (આત્માની દૃષ્ટિએ) અર્થ = લાભ થશે, આનાથી અનર્થ = ગેરલાભ થશે એવા બોધ રૂપ, આત્માનો = પોતાનો

परमार्थस्तत्सम्यक् = प्रवृत्त्याद्युपहितत्वेन वेद्यते यस्मिंस्तच्च (? यस्मिन्। तत्र) तत्त्वपदेन मिथ्याज्ञाननिवृत्ति, तद्विषयस्येतरांशनिषेधावच्छिन्नत्वेनातत्त्वत्वात्, सम्यक्पदेनाविरतसम्यग्दृष्टिज्ञाननिवृत्ति, तस्य ज्ञानाज्ञानसाधारणप्रतिभासत्वप्रयोज्यविषयप्रवृत्त्याद्युपहितत्वेऽपि ज्ञानत्वप्रयोज्यविरतिप्रवृत्त्याद्युपहितत्वाभावादिति। इति = अमुना प्रकारेण त्रिधा ज्ञान प्रकीर्तितम्। तदाह - [अ. ९/२]

---

પરિણામ જેમા વિદ્યમાન હોય તે આત્મપરિણામવત્ જ્ઞાન છે. અનુષ્ઠાનવિશેષથી જેનુ સંપાદન થાય એવો આત્માનો પરિણામ જેમા વિદ્યમાન હોય તે આત્મપરિણામવત્ આવી વ્યાખ્યા કરીએ (કે જે અષ્ટકપ્રકરણના વૃત્તિકારે કરી છે) તો આવો અર્થ જાણવો કે સમ્યક્ત્વપ્રાપ્તિથી પ્રયોજ્ય એવી વસ્તુની વિષયતા જેમા વિદ્યમાન હોય તેવો બોધ અર્થાત્ સમ્યક્ત્વપ્રાપ્તિના કારણે વસ્તુના માત્ર બાહ્યઆકર્ષણાદિ જ દેખાય છે એવુ નથી રહેતુ, કિન્તુ એના હેયત્વ(ત્યાગવિષયત્વ)-ઉપાદેયત્વ(ઉપાદાનવિષયત્વ) વગેરે ધર્મો પણ દેખાય છે. આમ વસ્તુનુ ત્યાગવિષયત્વ વગેરે જેમા વિષયરૂપે વિદ્યમાન હોય તેવો બોધ એ આત્મપરિણામવત્ જ્ઞાન એવુ ફલિત થયું તત્ત્વ એટલે પરમાર્થ તેનુ પ્રવૃત્ત્યાદિથી (આદિ શબ્દથી નિવૃત્તિનુ ગ્રહણ જાણવું) ગર્ભિત એવુ સમ્યક્ વેદન = સવેદન જેમા હોય તે તત્ત્વસવેદન પ્રકારનુ ત્રીજુ જ્ઞાન છે. આના લક્ષણમા 'તત્ત્વ' પદ જે મૂક્યું છે એનાથી મિથ્યાજ્ઞાનનો વ્યવચ્છેદ થઇ જાય છે, કેમકે તેનો વિષય ઇતરાશના નિષેધયુક્ત હોઇ અતત્ત્વરૂપ હોય છે અર્થાત્ તે તે વસ્તુને નિત્ય તરીકે જુએ તો અનિત્યનો નિષેધ હોય છે. અનિત્ય તરીકે જુએ તો નિત્યાશનો નિષેધ હોય છે અનિત્યત્વ કે નિત્યત્વ, સામાન્યત્વ કે વિશેષત્વ વગેરે સપ્રતિપક્ષ ધર્મોથી સકળાયેલું ન હોય એવું દુનિયામા કોઇ તત્ત્વ નથી, માટે મિથ્યાજ્ઞાનમા જે અનિત્યત્વાશાદિથી નહી સકળાયેલી વસ્તુ ભાસે છે એ અતત્ત્વ છે અથવા, તે તે વસ્તુમા આત્મહિતની દૃષ્ટિએ જે હેયત્વાદિ ધર્મ રહ્યો હોય છે તે અહી 'ઇતરાંશ' સમજવો [વિષયપ્રતિભાસમાં મધુરત્વાદિ જે ભાસે છે તેનાથી આ ઇતર છે, માટે 'ઇતરાશ' તરીકે લઇ શકાય છે.] મિથ્યાત્વી જીવ હેય પદાર્થને ઉપાદેય માને છે ને ઉપાદેય ને હેય.. એટલે કે હેય પદાર્થમા હેયત્વને નકારે છે, ને ઉપાદેયમા ઉપાદેયત્વને નકારે છે. તેથી મિથ્યાત્વીના જ્ઞાનનો વિષય તદિતરાશ નિષેધવાળો હોવાથી તદિતરાશનિષેધાવચ્છિન્ન હોવાના કારણે અતત્ત્વ છે, ને તેથી એનુ જ્ઞાન તત્ત્વ સવેદન રૂપ બનતુ નથી. લક્ષણમા 'સમ્યક્' પદ જે મૂક્યુ છે તેનાથી અવિરત સમ્યક્ત્વીના જ્ઞાનનો તત્ત્વસંવેદનમાથી વ્યવચ્છેદ થાય છે, કારણકે તેનુ જ્ઞાન, જ્ઞાન અને અજ્ઞાન એ બન્નેમા સાધારણ પણે રહેલા પ્રતિભાસત્વથી પ્રયોજ્ય વિષયપ્રવૃત્તિ વગેરેથી ઉપહિત હોવા છતા જ્ઞાન માત્રમા રહેલા વિશેષ ધર્મ રૂપ જ્ઞાનત્વથી પ્રયોજ્ય વિરતિપ્રવૃત્તિ વગેરેથી ઉપહિત હોતુ નથી આશય એ છે કે જ્ઞાન અજ્ઞાનની વિવક્ષા કર્યા વગર, મિથ્યાત્વી, અવિરતસમ્યક્ત્વી કે સયત . કોઇપણ જીવનો સાકાર ઉપયોગ = જ્ઞાનસામાન્ય એ અહી 'પ્રતિભાસ' તરીકે અભિપ્રેત છે વળી જ્ઞાનસામાન્ય એ પ્રવૃત્તિ સામાન્ય પ્રત્યે કારણ છે તેથી મિથ્યાત્વી વગેરેની 'વિષયોમાં (પાપમા) નિઃશંક પ્રવૃત્તિ' વગેરે પ્રવૃત્તિઓ પ્રવૃત્તિસામાન્યરૂપે પ્રતિભાસત્વથી પ્રયોજ્ય છે. (અહી જ્ઞાનસામાન્યને 'પ્રતિભાસ' તરીકે લઇ એમા રહેલા ધર્મ તરીકે પ્રતિભાસત્વનો ઉલ્લેખ એટલા માટે જાણવો કે, જો એનો 'જ્ઞાનત્વ' તરીકે ઉલ્લેખ કરવામા આવે તો, જ્ઞાન-અજ્ઞાનની વિવક્ષા વખતે જે જ્ઞાન હોય છે તેમા રહેલા 'જ્ઞાનત્વ' ધર્મનો ભ્રમ ઊભો થવાની સભાવના રહે છે.) એટલે કે મિથ્યાત્વીની નિઃશક પાપપ્રવૃત્તિ જેમ પ્રવૃત્તિસામાન્યરૂપે પ્રતિભાસત્વપ્રયોજ્ય છે તેમ અવિતરસમ્યક્ત્વીની પ્રવૃત્તિ (સાશક પાપ પ્રવૃત્તિ) પણ પ્રવૃત્તિસામાન્યરૂપે તો આ પ્રતિભાસત્વથી પ્રયોજ્ય છે જ . તેમ છતા, મિથ્યાત્વીની પ્રવૃત્તિની જેમ, એ પણ, જ્ઞાનત્વપ્રયોજ્ય હોતી નથી. કારણકે 'જ્ઞાનસ્ય ફલ વિરતિ ' ન્યાયે જ્ઞાનત્વપ્રયોજ્ય તો વિરતિપ્રવૃત્તિ જ હોય છે [અથવા તસ્ય જ્ઞાનાજ્ઞાનસાધારણ ઇત્યાદિ

विषयप्रतिभासं चात्मपरिणतिमत्तथा। तत्त्वसंवेदनं चैव ज्ञानमाहुर्महर्षयः।।२।।

**आद्यं मिथ्यादृशां मुग्धरत्नादिप्रतिभासवत्।**
**अज्ञानावरणापायाद् ग्राह्यत्यत्वाद्यविनिश्चयम्।।३।।**

आद्यमिति। आद्य = विषयप्रतिभासज्ञानं मिथ्यादृशामेव, मुग्धस्य = अज्ञस्य रत्नप्रतिभासादिवत् = तत्तुल्यं, तदाह–विषकण्टकरत्नादौ बालादिप्रतिभासवत्' इति। अज्ञानं = मत्यज्ञानादिकं तदावरणं यत्कर्म

---

પંક્તિનો અર્થ બીજી રીતે પણ વિચારી શકાય અવિરત સમ્યક્ત્વીના બોધનો વિષય હેય હોય તો હેય રૂપે ને ઉપાદેય હોય તો ઉપાદેય રૂપે ભાસતો હોવાથી ઇતરાંશ નિષેધાવચ્છિન્ન ન હોવાના કારણે તત્ત્વરૂપ જ હોય છે ને તેથી એનો બોધ 'જ્ઞાન' જ હોય છે, 'અજ્ઞાન' નહી. આમ અવિરતસમ્યક્ત્વીનો બોધ 'જ્ઞાન' સ્વરૂપ છે, છતા એની પ્રવૃત્તિ વિરતિપ્રવૃત્તિ નથી, પણ વિષયપ્રવૃત્તિ છે જેના પ્રત્યે એનુ 'જ્ઞાન' પ્રયોજક છે.

જ્ઞાન-અજ્ઞાનની અપેક્ષાએ વિચારીએ તો પ્રતિભાસના બે પ્રકાર છે, જ્ઞાન અને અજ્ઞાન એટલે કે પ્રતિભાસત્વ એ જ્ઞાન-અજ્ઞાન ઉભયમા રહેલ વ્યાપક ધર્મ છે, ને, જ્ઞાનત્વ એ જ્ઞાનમાં રહેલ ને અજ્ઞાનત્વ એ અજ્ઞાનમા રહેલ વ્યાપ્ય ધર્મો છે. તેથી અવિરતસમ્યક્ત્વીના બોધમા પ્રતિભાસત્વ અને જ્ઞાનત્વ એમ બે ધર્મો રહેલા છે. હવે, એનો બોધ જો 'જ્ઞાન' તરીકે જ (= જ્ઞાનત્વ ધર્મને આગળ કરીને જ) પ્રવૃત્તિ કરાવે તો એ વિરતિ પ્રવૃત્તિ જ હોય. (કારણકે જ્ઞાનસ્ય ફલં વિરતિ નિયમાનુસારે જ્ઞાનત્વપ્રયોજ્યપ્રવૃત્તિ તરીકે વિરતિપ્રવૃત્તિ જ આવી શકે છે, વિષય પ્રવૃત્તિ નહી ) પણ એની પ્રવૃત્તિ તો વિષય પ્રવૃત્તિ છે માટે એ પ્રવૃત્તિ એના બોધમા રહેલા પ્રતિભાસત્વધર્મને આગળ કરીને થઇ હોવી માનવી પડે છે એટલે અવિરતસમ્યગ્દૃષ્ટિની વિષયપ્રવૃત્તિ પ્રતિભાસત્વપ્રયોજ્ય હોવી અહી કહી છે

સભાના પ્રમુખમા પ્રમુખત્વ ને સભ્યત્વ એ બન્ને ધર્મો છે છતા એ પ્રમુખ, પોતાના પ્રમુખત્વ સ્વરૂપ વિશિષ્ટ ધર્મને ગૌણકરી સભ્યત્વ ધર્મને જ આગળ કરે ને સભ્યરૂપે જ વર્તે તો એનુ પ્રમુખ પણુ વાસ્તવિક = સમ્યક્ ન કહેવાય એ સમજી શકાય છે એમ અવિરતસમ્યક્ત્વીના બોધમા જ્ઞાનત્વ સ્વરૂપ વિશિષ્ટ ધર્મ ને પ્રતિભાસત્વ સ્વરૂપ સામાન્યધર્મ આ બન્ને હોવા છતા એ બોધ, પોતાના જ્ઞાનત્વ ધર્મને મુખ્ય કરી જ્ઞાનરૂપે વિરતિપ્રવૃત્તિ ન કરાવતા પ્રતિભાસત્વ ધર્મને મુખ્ય કરી પ્રતિભાસરૂપે વિષયપ્રવૃત્તિ કરાવે છે.] એટલે અવિરતસમ્યક્ત્વીનુ વેદન એ તત્ત્વનુ વેદન હોવા છતા તત્ત્વનું સમ્યક્વેદન = સંવેદન હોતુ નથી. જે રીતે (હેય કે ઉપાદેય રૂપે) તત્ત્વ વેદાય તેને અનુસરીને નિવૃત્તિ કે પ્રવૃત્તિ થતા હોય તો જ એ વેદન સમ્યક્વેદન = સંવેદન કહેવાય છે. માટે, અવિરતસમ્યક્ત્વીનુ જ્ઞાન 'તત્ત્વસંવેદન' નથી.

આમ, જ્ઞાન વિષયપ્રતિભાસ, આત્મપરિણતિમત્ અને તત્ત્વસંવેદન એમ ત્રણ પ્રકારે કહેવાયુ છે. અષ્ટકજી ૯/૧ મા કહ્યુ છે કે 'વિષયપ્રતિભાસ, આત્મપરિણતિમત્ અને તત્ત્વસંવેદન એમ ત્રણ પ્રકારે જ્ઞાનને મહર્ષિઓ જણાવે છે '॥૨॥ [આ ત્રણ પ્રકારમાથી પ્રથમ જ્ઞાનને દૃષ્ટાન્તાદિથી સમજાવવા ગ્રન્થકાર કહે છે–]

[જ્ઞાનના સ્વામી વગેરે]

પ્રથમ વિષયપ્રતિભાસજ્ઞાન મિથ્યાદૃષ્ટિઓને જ હોય છે મુગ્ધ = અજ્ઞ જીવ . નાનું બાળક વગેરે રત્ન હોય કે કાચ હોય, વિષ હોય કે કંટક હોય તે તો દરેકના ઉપરના રૂપ રંગને જ જુએ છે અને આકર્ષાઇ જાય છે, પછી આનાથી મને લાભ થશે કે નુકશાન થશે એનો એને વિચાર હોતો નથી એમ આ વિષયપ્રતિભાસજ્ઞાન પણ વિષયના બાહ્ય રૂપ-રંગ આકર્ષણને જુએ છે, પણ પછી એના પરિણામે આવનારા દીર્ઘ દુઃખને એ જોતું

तस्यापाय = क्षयोपशमस्तस्मात्। तदाह - [2]'अज्ञानावरणापाय' इति। ग्राह्यत्वादीना = उपादेयत्वादीनाम-विनिश्चय = अनिर्णयो यतस्तत्। तदाह- 'तद्धेयत्वाद्यवेदक'मिति। यद्यपि मिथ्यादृशामपि घटादिज्ञानेन घटादिग्राह्यता निश्चीयत एव, तथापि स्वविषयत्वावच्छेदेन तदनिश्चयान्न दोष, स्वसंवेद्यस्य स्वस्यैव तदनिश्चयात्।।३।।

## भिन्नग्रन्थेर्द्वितीयं तु ज्ञानावरणभेदजम्।
## श्रद्धावत्प्रतिबन्धेऽपि कर्मणा सुखदुःखयुक्।।४।।

भिन्नग्रन्थेरिति। भिन्नग्रन्थे = सम्यग्दृशस्तु द्वितीयं = आत्मपरिणामवत् ज्ञानावरणस्य भेद = क्षयोपशमस्तज्ज, तदाह - [3]'ज्ञानावरणह्रासोत्थ'मिति [अष्टक ९/५] श्रद्धावत् = वस्तुगुणदोषपरिज्ञान-पूर्वकचारित्रेच्छान्वित प्रतिबन्धेऽपि चारित्रमोहोदयजनितान्तरायलक्षणे सति। कर्मणा पूर्वार्जितेन

નથી અને તેથી એના હેયત્વાદિ ધર્મોને જોતુ નથી. અષ્ટક ૯/૨ મા કહ્યુ છે કે 'વિષયપ્રતિભાસજ્ઞાન બાળાદિને વિષ-કટક-રત્નાદિમા થતા પ્રતિભાસ જેવુ હોય છે ' એ મતિઅજ્ઞાન વગેરેના આવરણ જે મતિઅજ્ઞાનાવરણ વગેરે કર્મો તેના ક્ષયોપશમરૂપ અપાયથી પેદા થયુ હોય છે. ત્યાં જ કહ્યું છે કે 'અજ્ઞાનાવરણના અપાયથી થયું હોય છે.' વળી આ વિષયપ્રતિભાસજ્ઞાન એવુ હોય છે કે જેનાથી ઉપાદેયત્વ-હેયત્વ વગેરેનો નિર્ણય થતો નથી. ત્યા જ કહ્યુ છે કે 'વિષયના હેયત્વ વગેરેનુ અબોધક હોય છે.' જો કે મિથ્યાત્વીઓના ઘટાદિજ્ઞાનથી ઘટાદિ વિષયના ઉપાદેયત્વાદિ ધર્મનો નિશ્ચય થાય જ છે, તેમ છતાં, સ્વવિષયત્વાવચ્છેદેન તેનો નિશ્ચય થતો નથી, માટે એમા વિષયપ્રતિભાસજ્ઞાનના આ લક્ષણની અવ્યાપ્તિ થવા રૂપ દોષ નથી આશય એ છે કે મિથ્યાત્વીના જ્ઞાનથી ઘટાદિના ઉપાદેયત્વાદિ નિશ્ચિત થતા હોવા છતા તેના જે કોઇ વિષય હોય તે બધાના ઉપાદેયત્વાદિ નિશ્ચિત થતા નથી, જેમકે તે જ્ઞાન સ્વય પણ સ્વસવેદ્ય હોઇ સ્વને પણ વિષય કરે છે જ, અને તેમ છતાં તેના (= સ્વકીય) ઉપાદેયત્વાદિનો તેનાથી નિશ્ચય થતો નથી. [મિથ્યાત્વીનું જ્ઞાન 'અજ્ઞાન' હોવાથી 'હેય' હોય છે પણ એના હેયત્વને એ જણાવતું નથી.]।।૩।। દ્વિતીય આત્મપરિણામવત્ જ્ઞાન અંગે વિશેષતા જણાવવા ગ્રન્થકાર કહે છે–]

ભિન્નગ્રન્થિક = સમ્યગ્દષ્ટિ જીવને બીજુ આત્મપરિણામવત્ જ્ઞાન હોય છે. એ જ્ઞાનાવરણના ભેદથી = ક્ષયોપશમથી જન્ય હોય છે, નહી કે અજ્ઞાનાવરણના ક્ષયોપશમથી અષ્ટકજી ૯/૫ માં કહ્યું છે 'જ્ઞાનાવરણના હ્રાસથી થયુ હોય છે ' વળી આ બીજુ જ્ઞાન, વસ્તુના ગુણ-દોષના પરિજ્ઞાન પૂર્વક થયેલી ચારિત્રેચ્છા રૂપ શ્રદ્ધાથી સમન્વિત હોય છે, પછી ભલે ને ચારિત્ર મોહનીયકર્મના ઉદયથી ચારિત્રનો પ્રતિબંધ થયો હોય. વળી આ બીજુ જ્ઞાન પૂર્વબદ્ધ કર્મના કારણે સુખ-દુ ખ યુક્ત હોય છે. અષ્ટક ૯/૪ મા કહ્યુ છે કે "ખાડા વગેરેમાં પડી રહેલો જીવ એ પાતાદિપરતન્ત્ર જીવ એને નીચે પડવામા થનારા દોષોના નિર્ણયવાળુ, અને એમા પડવાથી થનારા અનર્થાદિની પ્રાપ્તિથી યુક્ત જ્ઞાન હોય છે અર્થાત્ નીચે પડવામાં થનારા દોષોનો એને નિર્ણય હોવા છતા એ જાતને પડતી અટકાવી શકતો નથી અને તેથી પતન પામીને હાથપગ ભાંગવા વગેરે રૂપ અનેક અનર્થને પામે છે એમ સમ્યક્ત્વીનુ જ્ઞાન આવુ હોય છે વિષયાદિમા પડેલા તેનું જ્ઞાન વિષયાદિથી થનાર દોષો અગે

१ विषयप्रतिभास स्यात्तद्धेयत्वाद्यवेदकम्। इत्युत्तरार्धं ।।अष्टक ९/२।।

२ निरपेक्षप्रवृत्त्यादिलिङ्गमेतदुदाहृतम्। अज्ञानावरणापाय महापायनिबन्धनम्।। (अ ३/३)

३ तथाविधप्रवृत्त्यादिव्यङ्ग्य सदनुबन्धि च। ज्ञानावरणह्रासोत्थ प्रायो वैराग्यकारणम्।।९/५।।

सुखदुःखयुक् = सुखदुःखान्वित, तदाह [अष्टक - ९/४]-

पातादिपरतन्त्रस्य तद्दोषादावसंशयम्। अनर्थाद्याप्तियुक्तं चात्मपरिणतिमन्मतम्।।४।।

**स्वस्थवृत्तेस्तृतीयं तु सज्ज्ञानावरणव्ययात्।**
**साधोर्विरत्यवच्छिन्नमविघ्नेन फलप्रदम्।।५।।**

स्वस्थेति। स्वस्था = अनाकुला वृत्तिः कायादिव्यापाररूपा यस्य तस्य साधोस्तृतीयं विरतिः = सदसत्प्रवृत्तिनिवृत्त्यात्मिका तयाऽवच्छिन्नमुपहितमविघ्नेन = विघ्नाभावेन फलप्रदम्। तदाह [अष्टक ९/६]-

स्वस्थवृत्तेः प्रशान्तस्य तद्धेयत्वादिनिश्चयम्।

तत्त्वसंवेदनं सम्यग् यथाशक्ति फलप्रदम्।। इदं च सज्ज्ञानावरणस्य व्ययात् = क्षयोपशमात्प्रादुर्भवति। तदाह '[1]सज्ज्ञानावरणापाय'मिति।।५।।

**निष्कंपा च सकंपा च प्रवृत्तिः पापकर्मणि।**
**निरवद्या च सेत्याहुर्लिङ्गान्यत्र यथाक्रमम्।।६।।**

निष्कंपा चेति। अत्र = उक्तेषु त्रिषु भेदेष्वज्ञानज्ञानसज्ज्ञानत्वेन फलितेषु यथाक्रमं पापकर्मणि निष्कंपा

---

નિશ્ચયાત્મક હોય છે અને તેમ છતા એ વિષયોમાથી બચી શકતો ન હોઇ એના અનર્થાદિ પામે છે. એટલે એનુ આત્મપરિણતિમત્ જ્ઞાન અનર્થાદિની પ્રાપ્તિયુક્ત કહેવાય છે."॥૪॥ [હવે તત્ત્વસવેદનની વિશેષતા જણાવવા ગ્રન્થકાર કહે છે–]

કાયાદિના અનાકૂલવ્યાપારરૂપ સ્વસ્થવૃત્તિવાળા સાધુનુ જ્ઞાન ત્રીજું તત્ત્વસવેદન હોય છે એ સત્પ્રવૃત્તિ અને અસત્થી નિવૃત્તિ સ્વરૂપ વિરતિથી ઉપહિત હોય છે, તેમજ નિર્વિઘ્ન ફળપ્રદ હોય છે. અષ્ટક ૯/૬ મા કહ્યુ છે "પ્રશાન્ત થયેલા અને તેથી સ્વસ્થવૃત્તિ વાળા સાધુને તે વિષયના હેયત્વાદિના નિશ્ચયવાળુ, સમ્યક્, યથાશક્તિ વિરતિરૂપ સ્વફળને આપનારું તત્ત્વસવેદન જ્ઞાન હોય છે." આ જ્ઞાન સમ્યક્જ્ઞાનના આવરણ કર્મના ક્ષયોપશમથી પ્રકટ થાય છે. અષ્ટક ૯/૭ મા કહ્યુ છે કે 'સજ્જ્ઞાનાવરણના અપાયવાળું હોય છે.'॥૫॥ [ આ ત્રણ જ્ઞાનના લિગોને ગ્રન્થકાર જણાવે છે–]

[જ્ઞાનનાં લિગો]

મિથ્યાત્વીનુ વિષયપ્રતિભાસજ્ઞાન એ 'અજ્ઞાન' છે, અવિરત સમ્યક્ત્વીનુ આત્મપરિણતિમત્ જ્ઞાન એ 'જ્ઞાન' છે અને સાધુનુ તત્ત્વસવેદન જ્ઞાન પ્રવત્તિ-નિવૃત્તિથી યુક્ત હોઇ સજ્જ્ઞાન છે. આમ અજ્ઞાન, જ્ઞાન અને સજ્જ્ઞાન રૂપે ફળિત થયેલા આ ત્રણના યથાક્રમ પાપકર્મની નિષ્કપ = દૃઢ પ્રવૃત્તિ, પાપકર્મની સકપ = અદૃઢ પ્રવૃત્તિ અને નિષ્પાપ પ્રવૃત્તિ એ ત્રણ લિગો કહ્યા છે અષ્ટક ૯/૩ મા કહ્યુ છે 'આ = વિષયપ્રતિભાસજ્ઞાનનુ નિરપેક્ષપ્રવૃત્તિ વગેરે લિગ કહ્યુ છે ૯/૫ મા કહ્યું છે કે 'તથાવિધ અસક્લિષ્ટ પ્રવૃત્તિ વગેરે આત્મપરિણતિમત્નુ લિગ છે' અને ૯/૭ મા કહ્યુ છે કે ન્યાય્ય = મોક્ષમાર્ગ વગેરેમાં નિરતિચાર પ્રવૃત્તિ વગેરે લિગોથી તત્ત્વસંવેદન જાણી શકાય છે.' મિથ્યાત્વીને મિથ્યાજ્ઞાનના પ્રભાવે વિપરીત બોધ થાય છે એટલે પાપ અગે હેયત્વાદિનો બોધ જ ન હોઇ એને એ ઉપાદેય માની મજેથી પ્રવૃત્તિ કરે છે. અવિરતસમ્યક્તીવને જ્ઞાન હોવાથી હેયત્વાદિ યથાર્થપણે જણાય છે તેમ છતા પાપ કરવુ પડે છે એટલે એની ડખવાળી સકપ પ્રવૃત્તિ થાય છે સાધુની તો

---

१ न्याय्यादौ शुद्धवृत्त्यादिगम्यमेतत्प्रकीर्तितम्। सज्ज्ञानावरणापायं महोदयनिबन्धनम्।।

= दृढा प्रवृत्तिः सकपा चादृढा निरवद्या च सा प्रवृत्तिरिति लिङ्गान्याहुः । तदुक्त 'निरपेक्षप्रवृत्त्यादिलिङ्गमेतदुदाहृतम्' [अ प्र ९/३] तथा, 'तथाविधप्रवृत्त्यादिव्यङ्ग्य सदनुबन्धि च । [९/५] तथा 'न्याय्यादौ शुद्धवृत्त्यादिगम्यमेतत्प्रकीर्त्तितम् [९/७] इति ।।६।। 'ननु क्वैतानि लिङ्गान्युपयुज्यन्ते' इत्यत आह–

**जातिभेदानुमानाय व्यक्तीनां वेदनात्स्वतः ।**
**तेन कर्मान्तरात् कार्यभेदेऽप्येतद्भिदाऽक्षता ।।७।।**

जातीति । जातिभेदस्य = निष्कपपापप्रवृत्त्यादिजनकतावच्छेदकस्याज्ञानादिगतस्यानुमानायोक्तानि लिगानीति सवध, व्यक्तीना = अज्ञानादिव्यक्तीना स्वत = लिङ्गनैरपेक्ष्येण वेदनात् = परिज्ञानात् । तेन कर्मान्तरात् = चारित्रमोहादिरूपादुदयक्षयोपशमावस्थावस्थितात् कार्यभेदेऽपि = सावद्यानवद्यप्रवृत्तिवैचित्र्येऽपि तद्भिदा = अज्ञानादिभिदाऽक्षता, प्रवृत्तिसामान्ये ज्ञानस्य हेतुत्वात्तद्वैचित्र्येणेव तद्वैचित्र्योपपत्तेः, प्रवृत्तौ कर्मविशेषप्रतिबन्धकत्वस्यापि हेतुविशेषविघटन विनाऽयोगात् । वस्तुत कार्यस्वभावभेदे

---

વિરતિના પ્રભાવે નિરવદ્ય જ પ્રવૃત્તિ હોય છે.॥૬॥ આ લિગોનો ઉપયોગ શુ? એવા પ્રશ્નને મનમાં રાખીને ગ્રન્થકાર કહે છે–

અજ્ઞાનાદિ વ્યક્તિનું સ્વત જ્ઞાન થાય છે તેથી તેમા રહેલ જાતિભેદના અનુમાન માટે ઉક્ત લિગો ઉપયોગી છે. તેથી અન્યકર્મથી કાર્યભેદ સગત થતો હોવા છતા આ ત્રણ ભેદો અક્ષત રહે છે. અજ્ઞાન, જ્ઞાન વગેરે તે તે વ્યક્તિનુ તો સ્વત = જ્ઞાપક લિગથી નિરપેક્ષપણે પરિજ્ઞાન થઇ જાય છે. એટલે તેના જ્ઞાન માટે આ લિગોની જરૂર નથી. કિન્તુ તે તે અજ્ઞાન વગેરે વ્યક્તિમા અજ્ઞાનત્વ, જ્ઞાનત્વ કે સજ્જ્ઞાનત્વ (અથવા વિષયપ્રતિભાસત્વ, આત્મપરિણામવત્ત્વ કે તત્ત્વસવેદનત્વ) એ ત્રણમાથી જે જાતિભેદ રહ્યો હોય તે જાણવા માટે જે અનુમાન કરવુ આવશ્યક રહે છે તેના જ્ઞાપક હેતુઓ તરીકે આ ઉપયોગી બને છે આ જાતિભેદ નિષ્કંપપાપપ્રવૃત્ત્યાદિ જનકતાવચ્છેદક વગેરે રૂપ છે પ્રવૃત્તિ સામાન્ય પ્રત્યે જ્ઞાનસામાન્ય એ જનક છે. એટલે પ્રવૃત્તિ સામાન્યજનકતાવચ્છેદક તરીકે જ્ઞાનસામાન્યત્વ સિદ્ધ થાય. પ્રવૃત્તિના નિષ્કપ પાપપ્રવૃત્તિ વગેરે વિશેષ ભેદો છે એટલે તે તે વિશેષ ભેદોના જનકતાવચ્છેદક તરીકે અજ્ઞાનત્વ વગેરે વિશેષજાતિભેદો સિદ્ધ થાય.

[પૂર્વપક્ષ - પ્રવૃત્તિમા જે નિષ્કપપાપપ્રવૃત્તિ, સકંપપાપપ્રવૃત્તિ વગેરે ભેદ જોવા મળે છે એને સંગત કરવા તમે પ્રવૃત્તિના જનકના અજ્ઞાન, જ્ઞાન વગેરે ભેદ માનો છો. પણ આવુ માનવુ આવશ્યક નથી કારણ કે પ્રવૃત્તિ કે જે 'કાર્ય' રૂપ છે તેના સાવદ્ય-અનવદ્ય રૂપ ભેદ તો અન્યકર્મથી સગત થઇ જાય છે ]

---

અહી મિથ્યાત્વી આદિ ત્રણના પ્રતિભાસને ક્રમશ અજ્ઞાનાવરણ, જ્ઞાનાવરણ અને સજ્જ્ઞાનાવરણના ક્ષયોપશમજન્ય કહ્યો છે સામાન્યથી, કર્મગ્રન્થ વગેરેમા જ્ઞાનાવરણના આવા ભેદોનો કે તેના અજ્ઞાનાવરણક્ષયોપશમ વગેરે રૂપે ક્ષયોપશમના ભેદોનો ઉલ્લેખ જોવા મળતો નથી તો આ ભેદોની સગતિ કઇ રીતે કરવી? ઉ - જ્ઞાનાવરણનો ક્ષયોપશમ જ્યારે (૧) મિથ્યાત્વમોહનીયના ઉદયથી સહકૃત હોય ત્યારે અજ્ઞાનાવરણનો ક્ષયોપશમ કહેવાય, (૨) મિથ્યાત્વમોહનીયના ક્ષયોપશમ તથા ચારિત્રમોહનીયના ઉદયથી સહકૃત હોય ત્યારે જ્ઞાનાવરણનો ક્ષયોપશમ કહેવાય, અને (૩) મિથ્યાત્વમોહનીયના તેમજ ચારિત્રમોહનીયના ક્ષયોપશમથી સહકૃત હોય ત્યારે સજ્જ્ઞાનાવરણનો ક્ષયોપશમ કહેવાય. આ રીતે સગતિ કરી શકાય. પણ તો પછી આગળ સાતમી ગાથામા, મોહનીય કર્મ સ્વરૂપ અન્યકર્મ દ્વારા પ્રવૃત્તિભેદની સગતિ ન કરતા જ્ઞાનમા જ ભેદ માનવાની કરેલી વાત અસગત ઠરી જાય એટલે ત્યા કાર્યસ્વભાવભેદે કારણસ્વભાવભેદ માનવો જે આવશ્યક જણાવ્યો છે તેનાથી જ આ પ્રસ્તુત ભેદોની સગતિ કરવી ઉચિત લાગે છે એટલે કે પ્રવૃત્તિભેદ છે માટે તેના કારણભૂત જ્ઞાનનો ભેદ, જ્ઞાનનો ભેદ છે માટે તત્કારણીભૂત ક્ષયોપશમભેદ, અને ક્ષયોપશમભેદ છે માટે તત્કારણીભૂત કર્મનો (અજ્ઞાનાવરણ વગેરે રૂપ)ભેદ

कारणस्वभावभेदः सर्वत्राप्यावश्यकः, अन्यथा हेत्वन्तरसमवधानस्याप्यकिञ्चित्करत्वादिति विवेचितमन्यत्र ।।७।।

**योगादेवान्त्यबोधस्य साधुः सामग्र्यमश्नुते।**
**अन्यथाऽऽकर्षगामी स्यात् पतितो वा न संशयः।।८।।**

योगादिति। अन्त्यबोधस्य = तत्त्वसंवेदनस्य योगादेव = सस्काररूपसवन्धादेव साधुः सामग्र्य = पूर्णभावमश्नुते, अन्यथा = तत्त्वज्ञानसस्काराभावे पुनर्योगशक्त्यनुवृत्तौ शंकाकाङ्क्षादिनाऽऽकर्षगामी वा स्यात्, तदननुवृत्तौ च पतितो वा, न सशयोऽत्र कश्चित्, बाह्यलिङ्गस्याकारणत्वात् ।।८।।

---

[કાર્યભેદે કારણભેદ આવશ્યક]

ઉત્તરપક્ષ - ઉદયાવસ્થામા રહેલ ચારિત્રમોહકર્મ અને ક્ષયોપશમાવસ્થામા રહેલ ચારિત્રમોહકર્મ રૂપ અન્યકર્મથી સાવદ્યપ્રવૃત્તિ-અનવદ્યપ્રવૃત્તિ રૂપ કાર્યવૈચિત્ર્ય સગત હોવા છતા ઉક્ત અનુમાનથી જાતિભેદ સિદ્ધ થઇ જતો હોવાના કારણે આ અજ્ઞાન વગેરે ભેદો અક્ષત જ રહે છે. [પૂર્વપક્ષ - એ તો પ્રવૃત્તિરૂપ કાર્યમા થયેલ વૈચિત્ર્યને સગત કરવા તમે જ્ઞાનમાં વૈચિત્ર્ય સ્વીકારી ઉક્ત અનુમાન કરો છે પણ કાર્યનું વૈચિત્ર્ય આ રીતે કર્માન્તરથી સગત થઇ જાય છે તો જ્ઞાનભેદ માનવાની જ જરૂર ન રહેવાથી એ અનુમાનો જ થઇ નહી શકે ] **ઉત્તરપક્ષ** - આ વાત બરાબર નથી, કારણકે પ્રવૃત્તિસામાન્યપ્રત્યે જ્ઞાન હેતુ હોઇ જ્ઞાનના વૈચિત્ર્યથી જ પ્રવૃત્તિમા વૈચિત્ર્ય આવી શકે છે કર્મવિશેષમાં પ્રવૃત્તિની જે પ્રતિબંધકતા હોય છે તે પણ હેતુવિશેષનુ વિઘટન કર્યા વગર સભવી શકતી નથી. અર્થાત્ "અવિરતસમ્યક્ત્વી અને ચારિત્રી એ બંનેનુ જ્ઞાન સજ્જ્ઞાન જ માનવું જોઇએ. તેમ છતા અવિરતસમ્યક્ત્વીની નિરવદ્યપ્રવૃત્તિ એટલા માટે નથી થતી કે એ ઉદયાવસ્થામા રહેલ ચારિત્રમોહ રૂપ વિશેપ કર્મથી પ્રતિબધિત થઇ હોય છે." આવું માની જ્ઞાન ભેદને ઊડાવી શકાતો નથી, કેમકે એ કર્મમાં રહેલી પ્રતિબધકતા સજ્જ્ઞાન રૂપ હેતુ વિશેપનું વિઘટન કરીને જ સફળ બને છે. તેથી એનું જ્ઞાન સજ્જ્ઞાન ન રહેતા 'જ્ઞાન' જ બની જાય છે. એટલે જ્ઞાનના આ ભેદ અક્ષત જ છે વસ્તુતઃ તો કાર્યસ્વભાવભેદે કારણસ્વભાવભેદ સર્વત્ર આવશ્યક છે એટલે કે કાર્ય જો જુદા પ્રકારનું થાય છે તો એનું કારણ પણ જુદા પ્રકારનુ હોવુ જ જોઇએ કારણના સ્વભાવમા જો કોઇ ફેરફાર થયો ન હોય તો બીજા હેતુનુ સમવધાન પણ અકિચિત્કર બની જાય છે એટલે કે સમવહિત થયેલ અન્ય હેતુ કારણમાં જો કોઇ વૈચિત્ર્ય ઉભુ કરી શકતો ન હોય તો એ જુદા પ્રકારનુ કાર્ય પણ પેદા કરાવી શકતો નથી આ વાતનું વિવેચન અન્યત્ર કર્યું છે. એટલે જ્ઞાનના ત્રણ ભેદો અક્ષત જ છે ॥૭॥ [જ્ઞાનના ૩ ભેદ કહ્યા એમાથી કયા જ્ઞાનથી સાધુસામગ્ર્ય સપન્ન થાય એ ગ્રન્થકાર જણાવે છે—]

અન્ત્ય તત્ત્વસંવેદન જ્ઞાનનો સસ્કાર રૂપ સબંધ થવાથી જ સાધુ સામગ્ર્યને = પૂર્ણભાવને પામે છે. અન્યથા = તત્ત્વજ્ઞાનનો સસ્કાર ન હોય તો, જો તત્ત્વસવેદનનો પુનર્યોગ થવાની શક્તિ (= યોગ્યતા) જળવાઇ રહેલી હોય તો શકા-કાક્ષા વગેરેથી આકર્ષગામી થાય એટલે કે સામગ્ર્યને પામે-ગુમાવે, પામે-ગુમાવે એવુ થયા કરે, અને જો એનો પુન યોગ થવાની શક્તિ જ જળવાઇ ન રહે તો એ સાધુનુ અવશ્ય પતન થાય, એમાં કોઇ સશય નથી, કેમકે બાહ્યલિગ અકારણ છે - સાધુતાનુ કારણ નથી એટલે કે અદરથી તત્ત્વસવેદનના સર્વથા અભાવમાં માત્ર બાહ્યલિગ એનામાં સાધુતાને જાળવી શકતું નથી ॥૮॥ [સાધુસામગ્ર્યના પ્રથમ અશ જ્ઞાનની પ્રરૂપણા પૂરી કરીને હવે બીજા અશ ભિક્ષાની પ્રરૂપણા કરવા ગ્રન્થકાર કહે છે—]

**त्रिधा भिक्षापि तत्राद्या सर्वसंपत्करी मता।**
**द्वितीया पौरुषघ्नी स्याद्वृत्तिभिक्षा तथाऽन्तिमा।।९।।**

त्रिधेति। व्यक्त।।९।।

**सदाऽनारंभहेतुर्या सा भिक्षा प्रथमा स्मृता।**
**एकबाले द्रव्यमुनौ सदाऽनारंभिता तु न।।१०।।**

सदेति। सदाऽनारभस्य हेतुर्या भिक्षा सा प्रथमा = सर्वसपत्करी स्मृता, तद्धेतुत्व च सदाऽऽरभपरिहारेण सदाऽनारभगुणानुकीर्तनाभिव्यग्यपरिणामविशेपाहितयतनया वा। सदाऽनारभिता त्वेकबाले द्रव्यमुनौ सविग्नपाक्षिकरूपे न सभवति। इदमुपलक्षणमेकादशी प्रतिमा प्रतिपन्नस्य श्रमणोपासकस्यापि प्रतिमाकाला-

---

ભિક્ષા ત્રણ પ્રકારે છે તેમાં સૌ પ્રથમ સર્વસપત્કરી ભિક્ષા છે. એ મોક્ષસુધીની સર્વ સપત્તિઓને કરવાના સ્વભાવવાળી હોય છે બીજી પૌરુષઘ્ની ભિક્ષા છે એટલે કે એ પુરુષાર્થને હણનારી છે. અને ચરમ વૃત્તિભિક્ષા છે જે આજીવિકા રૂપ ભિક્ષા છે ॥૯॥ [આ ત્રણમાથી પ્રથમભિક્ષાનું પ્રતિપાદન કરવા ગ્રન્થકાર કહે છે–]

[સર્વસંપત્કરી ભિક્ષા]

સદા અનારભના હેતુભૂત જે છે તે પ્રથમ સર્વસંપત્કરી ભિક્ષા છે એકબાલ દ્રવ્યમુનિમાં સદા અનારભિતા હોતી નથી.

જો સયમપાલનાદિ અર્થે શરીર ધારણ ભિક્ષાથી કરવાનુ હોય તો જ સદા અનારંભી રહી શકાય. અન્યથા નહી માટે આ ભિક્ષા સદાઅનારભનો હેતુ છે આ ભિક્ષા સદા (હનન-પચનાદિ) આરભનો પરિહાર કરવા દ્વારા કે સદાઅનારભના ગુણાનુકીર્તનથી જે પરિણામવિશેપ અભિવ્યક્ત થાય છે તે પરિણામ વિશેપથી થયેલી જયણા દ્વારા સદાઅનારભનો હેતુ બને છે. 'અહો જિણેહિ અસાવજ્જા' ઇત્યાદિ સદાઅનારભના ગુણાનુકીર્તન રૂપ છે. આનાથી એનો સદાઅનારભના આકર્પણ-પાલનતત્પરતા વગેરેથી રગાયેલો એવો કો'ક પરિણામવિશેપ જાણી શકાય છે એ પરિણામવિશેપ જ જયણાપાલન કરાવી દે છે જેથી સદાઅનારભિતા સંપન્ન થાય છે. સદાઅનારભિતા એકબાળ દ્રવ્યમુનિ સવિગ્નપાક્ષિકમા સભવતી નથી સવિગ્નપાક્ષિકમા આચારહીનતાના કારણે એક બાલતા હોય છે પણ યથાર્થ પ્રરૂપણાના કારણે દ્વિતીય બાલતા હોતી નથી માટે એનો 'એકબાલ' તરીકે ઉલ્લેખ કર્યો છે. વળી ઉપદેશમાળાના 'લબ્ભિહિસિ તેણ પહ' વચનથી જણાય છે કે ભવિષ્યમા ભાવસાધુપણુ એ પામશે. માટે આ સવિગ્નપાક્ષિકપણુ એના કારણભૂત હોઇ એનો દ્રવ્યમુનિ તરીકે ઉલ્લેખ કર્યો છે સવિગ્નપાક્ષિકમા સદાઅનારભિતાના નિપેધનો આ જે ઉલ્લેખ કર્યો છે તે ઉપલક્ષણભૂત જાણવો. એના ઉપલક્ષણથી, અગ્યારમી પડિમાને વહન કરનાર શ્રમણોપાસકમા પણ સદાઅનારભિતાનો નિપેધ જાણવો, કેમકે એનુ અનારભકત્વ પ્રતિમાકાલાવધિક હોય છે, પણ સદા હોતુ નથી આમ એનામાં સદાઅનારભિતાનો અભાવ છે તો એની ભિક્ષાને કેવી કહેવી? એવા શ્રાવકને 'શ્રમણભૂત' કહ્યો હોઇ તેની ભિક્ષા પણ શ્રમણભિક્ષાકલ્પ રૂપ થવાથી 'સર્વસપત્કરીકલ્પ' (સર્વસપત્કરી જેવી) માનવી યોગ્ય છે એટલુ કહી દેવા માત્રથી નિસ્તાર થઇ જતો નથી, કેમકે આ રીતે અમુક અપેક્ષાએ 'આ સર્વસંપત્કરી છે' એવો વ્યવહાર સગત થઇ જવા છતા 'આ પૌરુષઘ્ની નથી' કે 'આ વૃત્તિભિક્ષા નથી' એવા વ્યવહારનુ તો ઉપપાદન થતુ જ નથી. આમ સર્વસપત્કરીભિક્ષા સદાઅનારભિતા હોય તો જ હોય એવુ માનવામા અગ્યારમી પડિમાધારી શ્રાવકની ભિક્ષાનો

वधिकत्वादनारभकत्वस्य न तत्सभव । न च तद्भिक्षायाः सर्वसपत्करीकल्पत्वोक्त्यैव निस्तारः । इत्थं हि यथाकथचित्सर्वसंपत्करीयमिति व्यवहारोपपादनेऽपि न पौरुषघ्नीत्यादि व्यवहारानुपपादनात् । तथा च,

यतिर्ध्यानादियुक्तो यो गुर्वाज्ञाया व्यवस्थितः ।

सदाऽनारभिणस्तस्य सर्वसपत्करी मता ।। [अ. ५/२] इत्याचार्याणामभिधान सम्भवाभिप्रायेणैव, जिनकल्पिकादौ गुर्वाज्ञाव्यवस्थितत्वादेरिव सदाऽनारम्भित्वस्य फलत एव ग्रहणात्, अन्यथा लक्षणाननुगमापत्ते, द्रव्यसर्वसपत्करीमुपेक्ष्य भावसर्वसपत्करीलक्षणमेव वा कृतमिदमिति यथातंत्र भावनीयम् ।।१०।।

સમાવેશ શેમા કરવો એ પ્રશન ઊભો રહેતો હોવાથી માનવું પડે છે કે આચાર્યશ્રી હરિભદ્રસૂરિ મહારાજે સર્વસપત્કરી ભિક્ષાની વ્યાખ્યામા 'सदाऽनारभिण' એવુ જે કહ્યુ છે તે સભવના અભિપ્રાયે જ જાણવુ. આશય એ છે કે અષ્ટક ૫/૨ મા શ્રીહરિભદ્રસૂરિ મહારાજે કહ્યુ છે કે "જે સાધુ ધ્યાનાદિથી યુક્ત છે, ગુર્વાજ્ઞામા રહ્યો છે તેમ જ સદાઅનારભી છે તેની ભિક્ષા એ સર્વસંપત્કરીભિક્ષા માનાયેલી છે." આનો વિચાર કરીએ તો જણાય છે કે જિનકલ્પિક વગેરે ગચ્છનિર્ગતસાધુઓ એ કાળે ગુર્વાજ્ઞામાં સાક્ષાત્ તો રહ્યા હોતા નથી. તેમ છતાં તેઓની ભિક્ષા સર્વસપત્કરી જ છે. એટલે એને સગત કરવા એમ માનવુ પડે છે કે ગુર્વાજ્ઞા વ્યવસ્થિતત્વ ફળતઃ હોય તો પણ ચાલે *આ જ રીતે 'सदाऽनारभिण' પદ જે મૂક્યુ છે તે પણ સંભવના અભિપ્રાયે જ છે એ જાણવું એટલે કે સદાઅનારભિતાનો સભવ હોવો જોઇએ. પછી એ સભવ સાક્ષાત્ હોય કે ફળત· હોય.

ફળત સદા અનારભિતાનો સભવ તો તાદૃશ શ્રાવકમા પણ હોય જ છે, એટલે એ પ્રતિમાધારી શ્રાવકની ભિક્ષાપણ સર્વસપત્કરી જ છે એ જાણવુ આ રીતે સદાઅનારભિતાના સંભવનો અભિપ્રાય જો ન માનીએ તો લક્ષણ અનુગત નહી રહે. કેમકે સાધુની સર્વસપત્કરી ભિક્ષામા એ પ્રવિષ્ટ છે અને તાદૃશ શ્રાવકની સર્વસપત્કરી ભિક્ષામા એ પ્રવિષ્ટ નથી.

અથવા તો શ્રીહરિભદ્રસૂરિ મહારાજાએ એ જે લક્ષણ કર્યું છે તે દ્રવ્ય સર્વસપત્કરીભિક્ષાની ઉપેક્ષા કરીને ભાવસર્વસંપત્કરીભિક્ષાનુ કર્યું છે એમ જે રીતે શાસ્ત્રનો વિરોધ ન થાય એ રીતે સંગતિ કરવી એટલે કે એ શ્રાવકપણું જેમ ભાવસાધુતાનુ કારણ છે એમ એ શ્રાવકની ભિક્ષા ભાવસાધુની ભાવસર્વસપત્કરી ભિક્ષાનુ કારણ છે. એટલે એ શ્રાવકની ભિક્ષા (પ્રધાન) દ્રવ્યસર્વસપત્કરી ભિક્ષા છે. આચાર્ય મહારાજે આ દ્રવ્યસર્વસપત્કરી ભિક્ષાના લક્ષણની ઉપેક્ષા કરીને ભાવસર્વસપત્કરી ભિક્ષાનું લક્ષણ આપ્યુ છે. [સવિગ્નપાક્ષિકની ભિક્ષા પણ સર્વસપત્કરી છે એવુ ગ્રન્થકાર આગળ જણાવવાના છે.]||૧૦|| [હવે બીજી ભિક્ષાનું લક્ષણ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

*[બાહ્યદૃષ્ટિએ ગુર્વાજ્ઞાવ્યવસ્થિતત્વ ન હોવા છતા, ગુર્વજ્ઞામા રહેવાથી જે ફળ (લાભ) મળે એ જો મળી જતું હોય તો ફળત ગુર્વાજ્ઞાવ્યવસ્થિતત્વ હોવુ કહેવાય છે. ગુરુ હિતશિક્ષા વગેરે સ્વરૂપ આજ્ઞા દ્વારા શિષ્યને હિતકર પ્રવૃત્તિમા જોડે છે ને અહિતકર પ્રવૃત્તિથી વારે છે ગીતાર્થગુરુની નિશ્રામા રહેવાનુ આ હિતમા પ્રવૃત્તિ -અહિતથી નિવૃત્તિ - એ મુખ્યફળ છે. જિનકલ્પિક મુનિઓ ગુરુ-ગચ્છનો ત્યાગ કરી એકાકી બનવા છતા હિતમા પ્રવૃત્તિ ને અહિતથી નિવૃત્તિ સ્વકીયબોધ - જાગૃતિ દ્વારા કરતા જ હોય છે તેથી ગુર્વાજ્ઞામા રહેવાનુ ફળ પામી જતા હોવાથી ફળત ગુર્વાજ્ઞાવ્યવસ્થિત હોવા કહેવાય છે કેવી સુંદર વાત છે! જેઓને જ્ઞાન નથી એવા અગીતાર્થોને ગીતાર્થનિશ્રા દ્વારા = ગુર્વાજ્ઞાવ્યવસ્થિતત્વ દ્વારા ગુરુપારતન્ત્ર્ય સ્વરૂપ ફળત જ્ઞાન હોય છે ને જેઓને વ્યવહારથી ગુર્વાજ્ઞાવ્યવસ્થિતત્વ નથી તેવા જિનકલ્પિકને જ્ઞાનદ્વારા ફળત ગુર્વાજ્ઞાવ્યવસ્થિતત્વ હોય છે ]

**दीक्षाविरोधिनी भिक्षा पोरुषघ्नी प्रकीर्तिता।**
**धर्मलाघवमेव स्यात्तया पीनस्य जीवतः।।११।।**

दीक्षेति। दीक्षाया विरोधिनी = दीक्षावरणकर्मबन्धकारिणी भिक्षा पोरुपघ्नी प्रकीर्तिता। तया जीवतः पीनस्य = पुष्टाङ्गस्य धर्मलाघवमेव स्यात्। तथाहि, गृहीतव्रतः पृथिव्याद्युपमर्दनेन शुद्धोञ्छजीविगुणनिन्दया च भिक्षा गृह्णन् स्वस्य परेषा च धर्मस्य लघुतामेवापादयति। तथा गृहस्थोऽपि यः सदाऽनारंभविहिताया भिक्षायां तदुचितमात्मानमाकलयन्मोहमाश्रयति सोऽप्य'नुचितकारिणोऽमी खल्वार्हताः' इति शासनावर्णवादेन धर्मलघुतामेवापादयतीति। तदिदमुक्तम् [अ. ५/४-५]-

प्रव्रज्या प्रतिपन्नो यस्तद्विरोधेन वर्तते। असदारम्भिणस्तस्य पोरुपघ्नीति कीर्तिता।।

धर्मलाघवकृन्मूढो भिक्षयोदरपूरणम्। करोति दैन्यात्पीनाङ्गः पोरुप हति केवलम्।।

अत्र प्रतिमाप्रतिपन्नभिक्षाया दीक्षाविरोधित्वाभावादेव नातिव्याप्तिरिति ध्येयम्।।११।।

---

[પૌરુષઘ્ની ભિક્ષા]

દીક્ષાની વિરોધિની ભિક્ષા એ પૌરુષઘ્ની ભિક્ષા છે. હૃષ્ટપુષ્ટ વ્યક્તિ આવી ભિક્ષાથી જીવનનિર્વાહ કરે તો એનાથી ધર્મલાઘવ જ થાય છે આમા દીક્ષાવિરોધિની એટલે દીક્ષાના આવરણકર્મ ચારિત્રમોહનીયકર્મનો બધ કરાવનારી ધર્મનુ લાઘવ આ રીતે થાય છે વ્રતોનુ ગ્રહણ કરીને પછી જે પૃથ્વીકાયાદિની વિરાધનાથી અને શુદ્ધ ભિક્ષા પર જીવનારા ઉદ્યતવિહારી સાધુઓની નિન્દાથી (નિન્દા કરીને) ભિક્ષાનુ ગ્રહણ કરે છે તે સ્વ-પરના ધર્મનુ લાઘવ જ કરે છે એમ ગૃહસ્થ હોવા છતા જે સદાઅનારંભ અંગે વિહિત એવી ભિક્ષા માટે પોતાને ઉચિત માને છે એ પણ મોહાધીન છે આશય એ છે કે વેપાર અને રાંધવા વગેરેમા આરભ-સમારભ થાય છે. એના કરતા ભિક્ષાથી જીવનનિર્વાહ કરશુ અને શેષ સમયમા સામાયિક વગેરે કરશુ એવુ વિચારી જે ગૃહસ્થ ભિક્ષા માટે ફરે છે એ પણ મોહાધીન છે કારણકે 'આ જૈનો આવુ અનુચિત કરાનારા છે' ઇત્યાદિ રૂપે શાસનના અવર્ણવાદ દ્વારા ધર્મલઘુતા જ કરે છે. અષ્ટક ૫/૪-૫ મા કહ્યુ છે કે "પ્રવ્રજ્યાને સ્વીકારનારો જે તેનાથી વિરુદ્ધપણે વર્તે છે, અસદ્આરભી એવા તેની ભિક્ષા પૌરુષઘ્ની કહેવાયેલી છે. પુષ્ટશરીરવાળો એવો પણ જે દીનતાથી ભિક્ષાવૃત્તિ કરવા દ્વારા ઉદરપૂરણ કરે છે, તે મૂઢ ધર્મની લઘુતા કરે છે અને માત્ર સ્વપુરુષાર્થને હણે છે"

[શંકા - પ્રતિમાપ્રતિપન્ન શ્રાવક પણ આરભ-સમારભ કરવા-કરાવવા ન પડે એ માટે જ પ્રતિમાકાળે ભિક્ષાથી ઉદરપૂરણ કરે છે તેથી એની ભિક્ષા પણ પૌરુષઘ્ની જ કહેવાશે ને?]

**સમાધાન** - પ્રતિમાપ્રતિપન્ન શ્રાવક મોહાધીન બની નહી, પણ જિનાજ્ઞાને અનુસરીને ભિક્ષાથી નિર્વાહ કરતો હોવાથી એ ભિક્ષા દીક્ષાવિરોધિની હોતી નથી, અર્થાત્ ચારિત્રમોહનીય કર્મ બંધાવનાર હોતી નથી. પણ ઉપરથી જિનાજ્ઞાપાલન હોવાથી ચારિત્રમોહનીયનો ક્ષયોપશમ કરવા દ્વારા દીક્ષાને અનુકૂળ હોય છે. તેથી એની ભિક્ષામા પૌરુષઘ્ની ભિક્ષાના આ લક્ષણની અતિવ્યાપ્તિ થતી નથી એ જાણવુ ॥૧૧॥ [હવે ત્રીજી વૃત્તિભિક્ષાનુ લક્ષણ જણાવે છે–]

[વૃત્તિ ભિક્ષા]

ભિક્ષા સિવાયની અન્ય ક્રિયા કરવાનુ અસામર્થ્ય હોવાના કારણે જે ભિક્ષા હોય છે એ વૃત્તિ ભિક્ષા છે. દીન-અધજન વગેરેને તેમજ કેટલાક સિદ્ધપુત્ર વગેરેને આ ભિક્ષા હોય છે આ ભિક્ષા મોહ પ્રયુક્ત નથી હોતી,

**क्रियान्तरासमर्थत्वप्रयुक्ता वृत्तिसंज्ञिका।**
**दीनान्धादिष्वियं सिद्धपुत्रादिष्वपि केषुचित्।।१२।।**

क्रियान्तरेति। क्रियान्तरासमर्थत्वेन प्रयुक्ता, न तु मोहेन चारित्रशुद्धीच्छया वा वृत्तिसञ्ज्ञिका भिक्षा भवति। इय च दीनान्धादिपु सभवति। यदाह [अ. ५/६-७]-

निःस्वान्धपगवो ये तु न शक्ता वै क्रियान्तरे। भिक्षामटन्ति वृत्त्यर्थ वृत्तिभिक्षेयमुच्यते।

नातिदुप्टापि चामीपामेपा स्यान्न ह्यमी तथा। अनुकपानिमित्तत्वाद्धर्मलाघवकारिणः।। तथा सिद्धपुत्रादिप्वपि केपुचिद्वृत्तिभिक्षा सभवति, आदिना सारूपिकग्रहः, दीनादिपदाव्यपदेश्यत्वाच्चैपा पृथगुक्तिः। श्रूयन्ते चोत्प्रव्रजिता अमी जिनागमे भिक्षुका यतो **व्यवहारचूर्ण्यामुक्तं** - [1]जो अणुसासिओ ण पडिनियत्तो सो सारूविअत्तणेण वा सिद्धपुत्तत्तणेण वा अच्छिउ कचिकाल। सारूविओ णाम सिरमुडो अरजोहरणो अलाउएहि भिक्ख हिडइ अभज्जो अ। सिद्धपुत्तो णाम सवालओ भिक्ख हिडइ वा णवा वराडएहि वेठलिअ करेइ लट्ठि वा धरेतित्ति"[1]। केपुचिदित्यनेन ये उत्प्रव्रजितत्वेन क्रियान्तरासमर्थास्ते गृह्यन्ते। येपा पुनरत्यन्तावद्यभीरूणा

માટે પૌરુપઘ્ની નથી, તેમજ ચારિત્રશુદ્ધિની ઇચ્છા (ભિક્ષા દ્વારા નિર્વાહ ન કરે તો સ્વય પચનાદિ કરવા પડે જેમા પડ્જીવનિકાય આરંભ વગેરે થવાથી ચારિત્રશુદ્ધિ ન રહે. એટલે ચારિત્રશુદ્ધિ જાળવવા અને વધારવા માટે ભિક્ષા લેવાની ઇચ્છા) થી પ્રયુક્ત નથી હોતી, માટે સર્વસપત્કરી પણ નથી. તેથી આ ત્રીજા પ્રકારની વૃત્તિભિક્ષા છે અષ્ટક ૫/૬-૭ મા કહ્યું છે કે "નિર્ધન, અધ, પંગુ વગેરે કે જેઓ અન્ય ક્રિયા કરવા માટે અસમર્થ હોય છે તેઓ જીવનનિર્વાહ માટે જે ભિક્ષાએ ફરે છે તે વૃત્તિભિક્ષા કહેવાય છે. આવા જીવો માટે આ ભિક્ષા પૌરુપઘ્નીભિક્ષા જેવી અતિદુષ્ટ નથી હોતી, કેમકે આ જીવો (ભિક્ષા વગેરે આપીને કરવાની) પ્રથમ બત્રીશીમાં દર્શાવાયેલી અનુકપાના, નિમિત્તભૂત હોઇ ધર્મની તેવી લઘુતા કરનારા હોતા નથી. (તેઓને જોઇને અનુકપા જાગે છે, તિરસ્કાર નહી )" કેટલાક સિદ્ધપુત્ર અને સારૂપિકોની પણ વૃત્તિભિક્ષા હોવી સભવે છે. આ બધાનો 'દીન' તરીકે ઉલ્લેખ થતો ન હોવાથી જુદો ઉલ્લેખ કર્યો છે. દીક્ષા છોડી દેનારા પણ કેટલાક ભિક્ષાવૃત્તિવાળા હોય છે એવુ શ્રીજિનાગમમા સભળાય છે. **વ્યવહારચૂર્ણિમાં** કહ્યુ છે કે "પતિતપરિણામી થયેલા જેને ઘણી હિતશિક્ષા આપવા છતા ફરી ચારિત્રના પરિણામ જાગતા નથી તે થોડા કાળ માટે સારૂપિક તરીકે યા સિદ્ધપુત્ર તરીકે રહે. સારૂપિક એટલે જેને સિરે મુંડન કરાવ્યુ હોય, રજોહરણ ન હોય, તુંબડું લઇને ભિક્ષાએ ફરનારો હોય, પત્ની વિનાનો હોય. સિદ્ધપુત્ર એટલે જે કેશયુક્ત હોય, ભિક્ષાએ જાય યા ન જાય, વરાટકથી વેટલિકા કરે, અથવા લાકડી રાખે."

બધા સારૂપિક વગેરેની ભિક્ષા વૃત્તિભિક્ષા નથી હોતી, કિન્તુ કેટલાકની જ હોય છે. જેઓ ઉત્પ્રવ્રજિત હોઇ અન્ય ક્રિયા કરવામા અસમર્થ હોય તેઓની જ ભિક્ષા વૃત્તિભિક્ષા બને છે એ જાણવુ. (નાની ઉંમરમા દીક્ષા લેવી વગેરે કારણે વ્યાપારાદિ આવડતા ન હોય કે એનો અભ્યાસ ન હોય એ કારણે અન્ય ક્રિયાનુ અસામર્થ્ય સભવે ) પણ ચારિત્રથી પતિત થયેલા પણ જેઓ અત્યત પાપભીરુ હોય અને સવેગની તીવ્રતાના કારણે પ્રવ્રજ્યા પ્રતિ જ જેઓનુ મન ઢળેલુ હોય તેઓની ભિક્ષા તો સર્વસપત્કરીભિક્ષા જ જાણવી આ બન્નેથી ભિન્ન પ્રકારના ઉત્પ્રવ્રજિતોની અને અસદ્ આરભી અન્ય જીવોની (જૈનભિન્ન અન્ય પુષ્ટ શરીરી ગૃહસ્થ વગેરેની) ભિક્ષા પણ

१ योऽनुशिष्टो न प्रतिनिवृत्तः स सारूपिकत्वेन वा सिद्धपुत्रत्वेन वा स्थित्वा कञ्चित्काल, सारूपिको नाम मुण्डशिरा अरजोहरण अलावुकैः भिक्षा हिण्डतेऽभार्यश्च। सिद्धपुत्रो नाम सवालः भिक्षा हिण्डते वा न वा वराटकैः वेण्टलिका करोति यष्टि वा धारयति, इति।।

सवेगातिशयेन प्रव्रज्या प्रति प्रतिवद्धमेव मानग तेपामाद्येव भिक्षा। एतद्व्यतिरिक्ता-नामसदारभाणां च पौरुपघ्न्येव। 'तत्त्व पुनरिह केवलिनो विदन्ती' त्यष्टकवृत्तिकृद्वचन च तेपा नियतभावापरि-ज्ञानसूचकमित्यवधेयम्।।१२।।

## अन्याबाधेन सामग्र्यं मुख्यया भिक्षयाऽलिवत्।
## गृह्णतः पिण्डमकृतमकारितमकल्पितम्।।१३।।

अन्येति। अन्येपा = स्वव्यतिरिक्ताना दायकानामवाधेन = अपीडनेन मुख्यया = सर्वसंपत्कर्या भिक्षयाऽलिवद् = भ्रमरवदकृतमकारितमकल्पित च पिड गृह्णत सामग्र्यं = चारित्रसमृद्ध्या पूर्णत्व भवति। अलिवदित्यनेनानटनप्रतिपेध, तथा सत्यभ्याहतदोपप्रसङ्गात्। साधुवन्दनार्थमागच्छद्भि गृहस्थै पिडान-यने नाय भविप्यति, तदागमनस्य वन्दनार्थत्वेन साध्वर्थपिडानयनस्य प्रासगिकत्वादिति चेत्? न, एवमपि मालापहृताद्यनिवारणादिति वदन्ति।।१३।।

---

पौरुपघ्नी જ હોય છે એ જાણવુ, કેમકે એ કેવલ સ્વપુરુપાર્થને જ હણનારી હોય છે. આમ સિદ્ધપુત્ર વગેરે અગેની ભિક્ષાનુ વિભાજન આવુ સ્પષ્ટ હોવા છતા 'આ બાબતમા સાચુ તત્ત્વ કેવલીઓ જાણે છે' એવુ અષ્ટકજીના વૃત્તિકાર મહાત્માએ જે કહ્યુ છે તે, 'આવો વિભાગ સ્પષ્ટ રીતે નિ શકપણે નથી કરી શકાતો' એવુ સૂચન કરવા માટે નથી કહ્યુ, કિન્તુ પ્રવ્રજ્યાભ્રષ્ટ જીવોનો નિયતભાવજાણી શકાતો નથી એનું સૂચન કરવા માટે છે [અથવા તો, અષ્ટકવૃત્તિકારનુ તે કથન, તેઓને આવા નિયતવિભાગનુ પરિજ્ઞાન ન હોતું એનુ સૂચન કરે છે ] એ ધ્યાનમા લેવુ ॥૧૨॥ [ભિક્ષાના ૩ પ્રકાર કહ્યા હવે કઇ ભિક્ષાથી કઇ રીતે સાધુ સામગ્ર્ય સપન્ન થાય છે તે ગ્રન્થકાર જણાવે છે–]

[પ્રથમભિક્ષાથી સાધુસામગ્ર્ય]

અન્યને = સ્વભિન્ન દાયકને પીડા ન થાય એ રીતે મુખ્ય = સર્વસપત્કરી ભિક્ષાથી ભ્રમરની જેમ અકૃત (સ્વય કયણ, હનન કે પચન દ્વારા નહી બનાવેલુ) અકારિત (બીજા પાસે નહી બનાવડાવેલ) અને અકલ્પિત [સાધુએ કોઇ સૂચના કરી ન હોવા છતા ગૃહસ્થ પોતાની મેળે જ સાધુને વહોરાવવાની કલ્પનાથી જે બનાવે તે કલ્પિત આવો કલ્પિતપિંડ વહોરવાથી ગૃહસ્થે એ માટે કરેલા આરભાદિની અનુમોદનાનો દોપ લાગે છે. આવો કલ્પિત ન હોય તે અકલ્પિત પિડ ] એવા પિડને ગ્રહણ કરતો સાધુ સામગ્ર્યને પામે છે એટલે કે ચારિત્રસમૃદ્ધિથી પૂર્ણતાને પામે છે. આમા કયણ, હનન અને પાચન એ ત્રણે દ્વારા અકૃત, અકારિત અને અકલ્પિત પિડ સમજવો એટલે કે નવકોટિશુદ્ધ પિડ જાણવો તેમજ ભ્રમરવત્ એવુ જે કહ્યુ છે તેનાથી ભ્રમરની જેમ ભિક્ષાટન સૂચિત થાય છે, અનટન = ન ફરવાનો નિપેધ સૂચિત થાય છે, કેમકે સાધુ ભિક્ષા માટે સ્વય ન ફરે તો ગૃહસ્થો સ્વય ઉપાશ્રયે આપવા માટે આવે જેથી ભિક્ષાના ૪૨ દોપામાનો અભ્યાહૃતદોપ લાગે.

**શંકા** - ગૃહસ્થો સ્પેશ્યલ સાધુને વહોરાવવા માટે ન લાવે કિન્તુ વદન માટે આવે અને એ વખતે ભેગો પિડ લઇ આવે તો આ દોષ નહી લાગે, કેમકે તેઓનુ આગમન વદન માટે છે, સાધુ માટે પિડનુ લાવવુ એ તો પ્રાસગિક છે

**સમાધાન** - આ રીતે અભ્યાહૃત દોપ ન લાગે તો પણ માલાપહૃત દોપ, સ્થાપના દોપ વગેરેનુ તો નિવારણ થતુ જ નથી. એવુ આચાર્યો કહે છે માટે અનટનનો નિપેધ આવશ્યક છે.॥૧૩॥ [ગૃહસ્થે સકલ્પ પણ ન કર્યો હોય એવા પિડનુ ગ્રહણ કરવાની વાત કરી એના પર શકાકાર શંકા ઉઠાવે છે–]

नन्वेवं सद्गृहस्थानां गृहे भिक्षा न युज्यते।
अनात्मंभरयो यत्नं स्वपरार्थं हि कुर्वते।।१४।।

नन्वेवमिति। नन्वेव = मकल्पितपिडग्याप्यग्राह्यत्वे सद्गृहस्थाना = शोभनब्राह्मणाद्यगारिणां गृहे भिक्षा न युज्यते यते, हि = यतोऽनात्मभरय = अनुदरभरयो यत्न पाकादिविपय स्वपरार्थं कुर्वते, भिक्षाचरदानासकल्पेन ग्वार्थमेव पाकप्रयत्ने सद्गृहस्थत्वभङ्गप्रसङ्गात्, देवतापित्रतिथिभर्तव्यपोपणशेपभोजनग्य गृहस्थधर्मत्वश्रवणात्। न च दानकालात्पूर्व देयत्ववुद्ध्याऽसंकल्पित दातुं शक्यत इत्यपि द्रष्टव्यम्।।१४।।

संकल्पभेदविरहो विषयो यावदर्थिकम्।
पुण्यार्थिकं च वदता दुष्टमत्र हि दुर्वचः।।१५।।

संकल्पेति। अत्र हि = 'असकल्पित पिडो यतेर्ग्राह्यः' इति वचने हि सकल्पभेदस्य = यतिसंप्रदानकत्व-

[અસંકલ્પિતપિડપ્રાપ્તિ અશક્ય-શંકા]

જેના ક્રયણ, હનન કે પચનમા સાધુનો સકલ્પ કર્યો હોય એવો પિડ પણ જો અગ્રાહ્ય હોય તો ઊચા બ્રાહ્મણ વગેરે સદ્ગૃહસ્થોના ઘરે ભિક્ષા લેવી જ સાધુને કલ્પે નહી, કેમકે સદ્ગૃહસ્થો પેટભરા ન હોવાથી રાધવા વગેરેની પ્રવૃત્તિ સ્વ-પર માટે કરે છે ભિક્ષાચરને આપવાની ગણતરી વિના માત્ર પોતાના પૂરતુ જ રાધે તો એમાં એમનું સદ્ગૃહસ્થપણુ જ ચાલ્યું જાય એ પણ એટલા માટે કે દેવતા, માતા-પિતા, અતિથિ, ભર્તવ્યનું પોષણ કર્યા બાદ શેષ ભોજન કરવુ એ ગૃહસ્થધર્મ છે એવુ લૌકિકશાસ્ત્રોમાં સંભળાય છે[1] "દાનકાળની પૂર્વે રાંધવા વગેરેના અવસરે આપવા માટેનો સકલ્પ ન કર્યો હોય અને પછી અવસર ઉપસ્થિત થયે દાન કરી દે, એટલે અસકલ્પિત પિડ સાધુને પ્રાપ્ત થઇ જાય" એવુ ન કહેવુ, કારણ કે એ રીતે પહેલા જેને આપવા માટેનો સંકલ્પ ન કર્યો હોય તે (સામાન્યતયા) આપી શકાતુ પણ નથી. એ જાણવુ (કેમકે પોતાના પૂરતું જ હોય એટલે એનો પોતે જ ઉપયોગ કરવાના હોય. એ આપી દઇને પોતાના માટે નવું બનાવે તો સાધુને પશ્ચાત્કર્મ દોષ લાગતો હોઇ ન કલ્પે.)॥૧૪॥ શંકાકાર જ આચાર્યના જવાબની સ્વયં કલ્પના કરી એને દૂષિત ઠેરવતા કહે છે–

'સાધુને અસકલ્પિત પિડનુ ગ્રહણ કરવું કલ્પે છે' આવા શાસ્ત્રવચનમા અમુક ચોક્કસ પ્રકારના સંકલ્પશૂન્ય જ પિડના ગ્રહણની વાત છે એવુ, યાવદર્થિક અને પુણ્યાર્થક ને દુષ્ટ (દોષયુક્ત) કહેતા તમારાથી કહી શકાય તેમ નથી.' આશય એ છે કે શંકાકારની શંકાનુ સમાધાન કરવા આચાર્ય જો આવુ કહે કે "[જેને આપવાનું હોય તેને ચોથી સપ્રદાન વિભક્તિ લાગે છે, તેથી એને સંપ્રદાન કહેવાય છે એટલે યતિ [illegible] જેનું તે યતિસપ્રદાનક. તેથી] યતિ સંપ્રદાનકત્વ છે પ્રકાર જેમા એવી દાનેચ્છા રૂપ સંકલ્પ તરીકે [illegible] હુ યતિને = સાધુને દાન કરીશ' તેવી ઇચ્છા રૂપ સકલ્પ, આવે છે. આવો સકલ્પ જેમાં ન [illegible] ને અન્ય સન્યાસી કે યાચક વગેરેને આપવાની ઇચ્છા રૂપ સકલ્પ રહ્યો પણ હોય) તે પ્રસ્તુતમા [illegible] પિડ કહેવાય, આવો અસંકલ્પિત પિડ સદ્ગૃહસ્થોને ત્યાં પણ સુસભવિત છે." આવું સમાધાન આચાર્યથી કહી શકાય તેમ નથી, કેમકે યાવદર્થિક-એટલે કે જે કોઇ યાચક હોય તે બધા માટે સકલ્પેલા પિડને પણ તમ દુષ્ટ (ભિક્ષા દોષયુક્ત) માનો છો, તેમજ દાનપુણ્ય માટે નિષ્પાદિત પિડને પણ તમે દુષ્ટ માનો છો [દશ વૈકાલિક ૫ મા

१ स्वकर्माजीवन कुल्य समानत्रपिभिर्वैवाह्य ऋतुगामित्व देवतापित्रतिथिभर्तव्यपोपण शेपभोजन चेति गृहस्थधर्म।।

प्रकारदानेच्छात्मकस्य विरहो दुर्वच । केनेत्याह – यावदर्थिक = यावदर्थिनिमित्तनिष्पादित पुण्यार्थिकं = पुण्यनिमित्तनिष्पादित च पिड दुष्ट वदता, अन्यथोक्तासकल्पितत्वस्य यावदर्थिक– पुण्यार्थिकयोः सत्त्वेन तयोर्ग्राह्यत्वापत्ते । तदाह - [अ. ६/४-५]

सकल्पन विशेपेण यत्रासो दुष्ट इत्यपि। परिहारो न सम्यक्स्याद्यावदर्थिकवादिन ।।

विपयो वाग्य वक्तव्य पुण्यार्थ प्रकृतस्य च। असभवाभिधानात्स्यादाप्तस्यानाप्तताऽन्यथा ।। इति ।।१५।।

**उच्यते विषयोऽत्रायं भिन्ने देये स्वभोग्यतः।**
**संकल्पनं क्रियाकाले दुष्टं पुष्टमियत्तया।।१६।।**

उच्यत इति। अत्राय विपय उच्यते यदुत क्रियाकाले = पाकनिर्वर्तनसमये स्वभोग्यात् = आत्मीय-भोगार्हादोदनादेर्भिन्ने = अतिरिक्ते देये ओदनादावियत्तया = 'एतावदिह कुटुवायेतावच्चार्थिभ्यः पुण्यार्थ चेति विपयतया पुष्ट = सवलित सकल्पन दुष्ट, तदाह [६/६]–

અધ્યયનમા* આ બન્ને પ્રકારના પિડને દુષ્ટગણી તેનો નિપેધ કર્યો છે.] એટલે જો અસકલ્પિતપિડ તરીકે, સાધુને આપવાના સકલ્પના અભાવ માત્રવાળો પિડ ગ્રાહ્ય હોય તો યાવદર્થિક પિડ અને પુણ્યાર્થક પિડ એ બનેમાં પણ એવુ અસકલ્પિતત્વ અક્ષત હોઇ એ બન્ને પિડ પણ ગ્રાહ્ય બનવાની આપત્તિ આવે શંકાકારની શંકાને અષ્ટકપ્રકરણ ૬/૪-૫ મા આ રીતે કહી છે - "વિશેપરૂપે સાધુનુ જેમા સંકલ્પન હોય તે દુષ્ટ- એ રીતે અમારી શકાનો પરિહાર કરવો એ યાવદર્થિકપિડને દુષ્ટ (અગ્રાહ્ય) માનનાર તમારે યોગ્ય નથી. અથવા તો યાવદર્થિકપિડ અને પુણ્યાર્થિક પિડનો વિપય કહેવો જોઇએ. એટલે કે અમુક ચોક્કસ અર્થીને આશ્રીને બનાવેલો પિડ પરિહર્તવ્ય છે ઇત્યાદિ રૂપે આનો વિપય કહેવો જોઇએ નહીતર યાવદર્થિકાદિ પિડના પરિહાર રૂપ અસભવિત વાત કહેનારા હોવાથી, આપ્તશાસ્ત્રકાર અનાપ્ત બની જવાની આપત્તિ આવશે."।।૧૫।। [આ રીતે બે શ્લોકોથી કરેલી શંકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–]

[સંકલ્પિતપિડ કોને કહેવાય? - સમાધાન]

આ બાબતમા આવો વિપય જાણવો. ક્રિયાકાળે = રાધતી વખતે, પોતાના વપરાશના ભાત વગેરે કરતા વધારાના દાન માટેના ભાત વગેરે અગે 'આટલુ કુટુબ માટે અને આટલું યાચકોને આપવા માટે' આ રીતે જુદા જુદા પ્રમાણના કરેલા સકલ્પથી જે યુક્ત હોય તે દુષ્ટ = અગ્રાહ્ય જાણવુ. એટલે કે સ્વવપરાશ કરતાં વધુ પ્રમાણમા રાધતી વખતે આવા વિભાગપૂર્વકનો સકલ્પ કરીને જે યાવદર્થિક કે પુણ્યાર્થિક પિડ તૈયાર થયો હોય તે એ બેના નિપેધનો વિપય જાણવો. અષ્ટકપ્રકરણ ૬/૬ માં કહ્યુ છે કે "સ્વ ખાદ્ય પ્રમાણ અને તે ઉપરાંતના વધારાના દેય અન્નને આશ્રીને જે ઓદનાદિ વિશે 'આટલુ કુટુબ માટે, આટલુ યાચકો માટે કે પુણ્ય માટે' આવો રાધવાના કાળે સકલ્પ કરાયો હોય તે દુષ્ટ છે, આ યાવદર્થિક અને પુણ્યાર્થિક પિડનો વિપય છે = એટલે કે આવો સકલ્પિત પિડ પરિહાર્ય છે "।।૧૬।। [આ સિવાયના સકલ્પવાળો પિડ દુષ્ટ નથી એવુ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

* असण पाणग वा वि खाइम साइम तहा। ज जाणिज्ज सुणिज्जा वा, दाणट्ठा पगड इम।।५-१-४७।।
त भवे भत्तपाण तु सजयाण अकप्पिअ। दिंतिअ पडिआइक्खे न मे कप्पइ तारिस।।
असण पाणग वा वि खाइम साइम तहा। जं जाणिज्ज सुणिज्जा वा, पुण्णट्ठा पगड इम।।त भवे

विभिन्न देयमाश्रित्य स्वभोग्याद्यत्र वस्तुनि। सकल्पन क्रियाकाले तद्दुष्ट विपयोऽनयोः।।१६।।

**स्वोचिते तु तदारंभे निष्ठिते नाविशुद्धिमत्।**
**तदर्थकृतिनिष्ठाभ्यां चतुर्भङ्ग्यां द्वयोर्ग्रहात्।।१७।।**

**स्वोचिते त्विति।** स्वोचिते तु = स्वशरीरकुटुवादेर्योग्ये त्वारभे = पाकप्रयत्ने निष्ठिते = चरमेन्धनप्रक्षेपेणौदनसिद्ध्युपहिते तत् = स्वभोग्यातिरिक्तपाकशून्यतया संकल्पन, स्वार्थमुपकल्पितमन्नमितो मुनीनामुचितेन दानेनात्मान कृतार्थयिष्यामीत्याकार नाविशुद्धिमत् = न दोपान्वित, तदर्थ = साध्वर्थ कृतिः = आद्यपाक: निष्ठा च चरमपाक:, ताभ्यां निष्पन्नायां चतुर्भङ्ग्या = तदर्थ कृतिस्तदर्थं निष्ठा, अन्यार्थ कृतिस्तदर्थ निष्ठा, तदर्थ कृतिरन्यार्थ निष्ठा, अन्यार्थ कृतिरन्यार्थ च निष्ठेत्येवंरूपाया द्वयोर्भङ्गयोर्ग्रहाच्छुद्धत्वेनोपादानात्, तदुक्त– '* तस्स कड तस्स निट्ठिय चउभगो तत्थ दु चरिमा सुद्धा।' यदि च साध्वर्थ पृथिव्याद्यारभाप्रयोजकशुभसकल्पनमपि गृहिणो दुष्ट स्यात्तदा साधुवन्दनादियोगोऽपि तथा स्यादिति न किञ्चिदेतत्। तदिदमुक्तम् [अ ६/७]–

स्वोचिते तु यदारभे तथा सकल्पन क्वचित्। न दुष्ट शुभभावत्वात्तच्छुद्धापरयोगवत्।।१७।।

---

સ્વશરીર-કુટુબાદિ માટે કરેલી રાધણ ક્રિયા છેલ્લુ બળતણ નાખવાથી ઓદનાદિ રધાઇ જવા રૂપે પૂર્ણ થયે સકલ્પ કરવો એ દુષ્ટ નથી કેમકે સાધુ માટેની ક્રિયાના પ્રારભ અને સમાપ્તિની ચતુર્ભગીમાંથી બે ભાંગે ગ્રહણ કરવાની અનુજ્ઞા છે. સ્વભોગ્ય પાકથી વધુ પાક કર્યો ન હોવાથી, 'અમારે માટે આ અન્ન તૈયાર થઇ ગયુ છે આમાંથી સાધુઓને ઉચિત દાન કરીને હુ પોતાને કૃતાર્થ કરીશ' આવો સંકલ્પ કરવો એ દોષયુક્ત નથી. તદર્થ = સાધુ માટે કૃતિ = પ્રથમ પાક ક્રિયા અને નિષ્ઠા = અંતિમ પાક ક્રિયા (સમાપ્તિ કરી આપનાર ક્રિયા) આ બે પદથી ચતુર્ભંગી બને છે (૧) સાધુ માટે કૃતિ અને સાધુ માટે નિષ્ઠા. (૨) અન્ય માટે કૃતિ અને સાધુ માટે નિષ્ઠા, (૩) સાધુ માટે કૃતિ અન્ય માટે નિષ્ઠા અને (૪) અન્ય માટે કૃતિ અને અન્ય માટે નિષ્ઠા આમાથી છેલ્લા બે ભાગા શુદ્ધ હોવાથી ગ્રહણ થાય છે. કહ્યુ છે કે "તેના માટે કૃત અને તેના માટે નિષ્ઠિત. ઇત્યાદિ ચાર ભાંગા જાણવા. એમાથી છેલ્લા બે શુદ્ધ છે " આમ સ્વ માટે પાક થઇ ગયા બાદ સાધુને આપવાનો કરેલો સંકલ્પ દુષ્ટ નથી, કેમકે એ માત્ર દાતાના શુભ ભાવ રૂપ છે. પૃથ્વીકાયાદિના આરભનો અપ્રયોજક એવો પણ ગૃહસ્થનો આ શુભસકલ્પ જો દુષ્ટ હોય તો તો ગૃહસ્થનો સાધુને વદનાદિ કરવાનો યોગ = વ્યાપાર પણ દુષ્ટ માનવો પડે. પણ એ મનાતો નથી એટલે આવા શુભસકલ્પને દુષ્ટ કહેવો એ બુદ્ધિની અસારતા છે અષ્ટક પ્રકરણ ૬/૭ મા કહ્યુ છે કે "સ્વઉચિત પાકાદિ થઇ ગયે છતે જે ક્વચિત્ તેવો સંકલ્પ કરવામા આવે છે કે 'અમારા માટે આ અન્ન તૈયાર થઇ ગયુ છે, આમાંથી સાધુઓને ઉચિત દાન કરીને જાતને પવિત્ર કરુ' તે દુષ્ટ નથી, કેમકે શુભભાવરૂપ છે, જેમકે ગૃહસ્થના સાધુવંદનાદિ અન્ય શુદ્ધયોગ."॥૧૭॥

[શકાકારે જે કહ્યુ હતું કે 'અસંભવિત વાત કહી હોવાથી શાસ્ત્રકાર અનાપ્ત બની જાય છે' તેનો પરિહાર કરવા કહે છે–]

**[સાધુધર્મ અતિદુષ્કર છે]**

અસકલ્પિત પિડને જ ગ્રાહ્ય માનશો તો પ્રાય. શુદ્ધ પિડનો લાભ = પ્રાપ્તિ જ નહી થાય, (માટે સંકલ્પિતને પણ ગ્રાહ્ય માનવો જોઇએ) આવી જો શકા છે તો એનુ સમાધાન આવું જાણવુ- એ રીતે તો સકલ્પ સિવાય

---

* तस्मै कृत तस्मै निष्ठित, चतुर्भंगा, तत्र द्वौ चरिमौ शुद्धौ।

**प्राय एवमलाभः स्यादिति चेद् वहुधाऽप्ययम्।**
**संभवीत्यत एवोक्तो यतिधर्मोऽतिदुष्करः।।१८।।**

प्राय इति। एव = अगकल्पितग्येव पिडस्य ग्राह्यत्वे प्रायोऽलाभ ग्यात् = शुद्धपिडाप्राप्तिः स्यादिति चेत्? वहुधापि = सकल्पातिरिक्तैर्वहुभिरपि प्रकारं शङ्कितम्रक्षितादिभिरयमलाभ गंभवी, अथवा – एव प्रायोऽसकल्पितग्यालाभः स्यादिति चेत्? वहुधाप्ययमसंकल्पितग्य लाभः गभवी, अदित्सूना भिक्षूणाम-भावेऽपि च वहूना पाकस्योपलब्धेः। तथापि तद्वृत्तेर्दुष्करत्वात्तत्प्रणेतुरनाप्तता ग्यादित्यत आह-इत्यत एव यतिधर्मो मूलोत्तरगुणसमुदायरूपोऽतिदुष्कर उक्तः, अतिदुर्लभं मोक्ष प्रत्यतिदुष्करस्यैव धर्मस्य हेतुत्वात्, कार्यानुरूपकारणवचनेनैवाप्तत्वसिद्धेः।।१८।।

**संकल्पितस्य गृहिणा त्रिधा शुद्धिमतो ग्रहे।**
**को दोष इति चेज्ज्ञाते प्रसङ्गात्पापवृद्धितः।।१९।।**

संकल्पितस्येति। गृहिणा = गृहस्थेन गकल्पितस्य = यत्यर्थ प्रदित्सितग्य त्रिधा शुद्धिमतः = मनोवाक्कायशुद्धस्य साधोर्ग्रहे = ग्रहणे को दोषः, आरभप्रत्याख्यानस्य लेशतोऽप्यव्याघातादिति चेत्? ज्ञाते = 'मदर्थ कृतोऽयं पिडः' इति ज्ञाते सति तद्ग्रहणे प्रसङ्गात् गृहिणः पुन तथाप्रवृत्तिलक्षणात्पा-

---

અન્ય જે શકિત-મ્રક્ષિત વગેરે દોષો કહ્યા છે તે બધાના કારણે પણ તે બધાથી રહિત એવા શુદ્ધ પિંડનો પણ અલાભ જ સભવશે (તો શુ એ અલાભના ડરથી શકિત વગેરે પણ ગ્રાહ્ય માની લેવા?) અથવા 'આવા અસકલ્પિત પિડનો પ્રાય. અલાભ થઇ જશે' એવી જો શંકા હોય તો આવુ સમાધાન જાણવુ કે અસકલ્પિત પિડનો પણ અનેક પ્રકારે લાભ સંભવે છે, કારણકે દાન આપવાની ઇચ્છા વગરના ય ઘણા લોકોની તેમજ યાચકોનો અભાવ હોય ત્યારે પણ ઘણા લોકોની રસોઇ થતી/થયેલી દેખાય જ છે. "તેમ છતાં આવી અસંકલ્પિત પિડથી વૃત્તિ = જીવનનિર્વાહ કરવો એ અત્યત દુષ્કર છે એટલે આવા અત્યત દુષ્કર વિધાન દેખાડનાર આપ્તની આ અનાપ્તતા બની જશે" આવી શકાના સમાધાન માટે 'ઇત્યત' વગેરે કહ્યુ છે. શુદ્ધ પિડથી વૃત્તિ ચલાવવી વગેરે દુષ્કર હોવાથી જ મૂળગુણ-ઉત્તરગુણ રૂપ સાધુધર્મ અતિદુષ્કર કહ્યો છે. અતિદુર્લભ એવા મોક્ષ પ્રત્યે અતિદુષ્કર ધર્મ જ કારણભૂત હોય ને! એટલે અતિ દુર્લભ કાર્યના કારણ તરીકે અતિદુષ્કર ધર્મરૂપ અનુરૂપ કારણ કહેનારા હોવાથી જ તેને કહેનારા શાસ્ત્રકારની આપ્તતા સિદ્ધ થઇ જાય છે. ["લ્યો, આ સોનુ, હું તમને અત્યત સસ્તામાં-પાચ રૂપિયે તોલાના ભાવે અપાવી દઉં ." આવું કહેનાર પર કોઇ વિશ્વાસ કરતું નથી.]।।૧૮।। [સ્વકીય પરિણામને પ્રધાન ગણનારા સાધુઓને ગૃહસ્થના સકલ્પ વગેરે સાથે શુ નિસ્બત? એવા અભિપ્રાયથી શંકા ઉઠાવીને સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–]

"ગૃહસ્થે સાધુને વહોરાવવાનો સકલ્પ કર્યો હોય તેવા પિડને મન-વચન-કાયાની શુદ્ધિવાળા સાધુ ગ્રહણ કરે તો એમા સાધુને શુ દોષ લાગે? એમા થયેલા આરભની મનથી પણ અનુમોદના ન થઇ જાય એવી પરિણામશુદ્ધિ હોઇ આરભના પચ્ચક્ખાણનો આશિક પણ ભગ થતો નથી." આવી જો શકા હોય તો એનુ સમાધાન આવુ જાણવું કે 'આ પિડ મારા માટે બનાવાયો છે' આવુ જાણવા છતા તેનુ જો ગ્રહણ કરવામાં આવે તો પ્રસગ દોષ લાગે. એટલે કે ગૃહસ્થ પુન' તેવી પ્રવૃત્તિ કરે એનો દોષ લાગે છે આ પ્રસંગ દોષથી પાપની વૃદ્ધિ થાય છે. એટલે એવી પાપવૃદ્ધિમા નિમિત્ત બનવુ એ પરિહાર્ય દોષ હોઇ એ નિમિત્ત ન બનાય એ માટે

पवृद्धितस्तन्निमित्तभावस्य परिहार्यत्वात् ।।१९।।

**यत्यर्थं गृहिणश्चेष्टा प्राण्यारंभप्रयोजिका।**

**यतेस्तद्वर्जनोपायहीना सामग्र्यघातिनी।।२०।।**

यत्यर्थमिति। यत्यर्थं गृहिणः प्राण्यारभप्रयोजिका चेष्टा = निष्ठितक्रिया तद्वर्जनोपायैराधाकर्मिककुलपरित्यागादिलक्षणैर्हीना सती यतेः सामग्र्यघातिनी = गुणश्रेणीहानिकर्त्री।।२०।।

**वैराग्यं च स्मृतं दुःखमोहज्ञानान्वितं त्रिधा।**

**आर्त्तध्यानाख्यमाद्यं स्याद्यथाशक्त्यप्रवृत्तितः।।२१।।**

वैराग्यं चेति। दुःखान्वितं मोहान्वितं ज्ञानान्वित चेति त्रिधा वैराग्यं स्मृतम्। आद्य = दुःखान्वित आर्त्तध्यानाख्यं स्यात्, यथाशक्ति = शक्त्यनुसारेण मुक्त्युपायेऽप्रवृत्तितः। तात्त्विक तु वैराग्यं शक्तिमतिक्रम्यापि श्रद्धातिशयेन प्रवृत्ति जनयेदिति।।२१।।

---

એવો પિંડ ગ્રહણ કરવો સાધુને કલ્પતો નથી.।।૧૯।। [આ રીતે આવો પિંડ પરિહાર્ય બનતો હોવા છતાં ન ત્યાગે તો શું થાય? એ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

સાધુ માટે ગૃહસ્થ પ્રાણીઓનો જેનાથી આરંભ થાય એવી ચેષ્ટા = સમાપ્તિ ક્રિયા કરે અને સાધુ મહારાજ તેનો પરિહાર જેનાથી થાય એવા આધાકર્મકરનારા કુલોનો ત્યાગ વગેરે રૂપ ઉપાયો ન અજમાવે તો ગૃહસ્થની એ ચેષ્ટા સાધુના સામગ્ર્યનો ઘાત કરનારી બને છે. એટલે કે સંયમપ્રત્યયિક ગુણશ્રેણિની હાનિ કરનાર બને છે. [સયમપ્રાપ્તિ થયા બાદ જ્યાં સુધી સયમ (છઠ્ઠ-સાતમું ગુણઠાણું) જળવાઇ રહે છે ત્યાં સુધી સંયમપરિણામો સ્વરૂપ શુદ્ધિના બળે અસખ્યગુણનિર્જરા કરાવનાર ગુણશ્રેણિ ચાલુ રહે છે. સયમ પાલનમાં વિશુદ્ધિ વધે એમ વધુ દલિકોની નિર્જરા થાય છે (એટલે કે દલિકોની અપેક્ષાએ ગુણશ્રેણિ વધે છે) ને વિશુદ્ધિ ઘટે એમ દલિકો ઓછા નિર્જરે છે એટલે કે દલિકોની અપેક્ષાએ ગુણશ્રેણિની હાનિ થાય છે ]।।૨૦।। [સાધુ સામગ્ર્યના દ્વિતીય ભિક્ષા અંશની પ્રરૂપણા પૂર્ણ થઇ હવે ત્રીજા અશ વૈરાગ્યની પ્રરૂપણા કરવા ગ્રન્થકાર કહે છે–]

**[ત્રિવિધ વૈરાગ્ય]**

વૈરાગ્ય ત્રણ પ્રકારે કહેવાયો છે. દુ ખાન્વિત, મોહાન્વિત અને જ્ઞાનાન્વિત. (દુઃખગર્ભિત, મોહગર્ભિત અને જ્ઞાનગર્ભિત). આમાનો પ્રથમ દુખાન્વિત વૈરાગ્ય આર્ત્તધ્યાન રૂપ છે, કેમકે એમાં, મુક્તિના ઉપાયમાં યથાશક્તિ પણ પ્રવૃત્તિ હોતી નથી એટલે કે શ્રદ્ધાની તીવ્રતાના કારણે શક્તિ કરતા વધુ પ્રમાણમા જે ઉપાદેયપ્રવૃત્તિ અને હેયનિવૃત્તિ, તે તો નથી હોતાં, પણ શક્તિને અનુરૂપ પણ તે હોતા નથી. તાત્ત્વિક વૈરાગ્ય તો શ્રદ્ધાની તીવ્રતાના કારણે શક્તિને ઉલ્લઘીને પણ પ્રવૃત્તિ કરાવે છે. [સંસાર પ્રત્યે કટાળો-ખેદ-ભય આ વૈરાગ્ય છે. જેનો ભય લાગે એનાથી ભાગવા માટે જીવ જ્યારે પ્રયાસ કરે છે ત્યારે એ કલ્પના બહારનાં-પોતાના ગજા બહારનાં કાર્યો કરી નાખે છે. એ વાત પ્રસિદ્ધ છે ટૂકમા, ભયથી શક્તિ-સામર્થ્ય વધે છે. વૈરાગ્ય એ સંસારથી ભય લાગવા સ્વરૂપ હોવાથી એ જેટલો જોરદાર એટલાં શક્તિ બહારનાં કાર્યો પણ શક્ય બને.] અનિષ્ટ એવા સંસારથી છૂટવાની ચિંતા એ જો વૈરાગ્યરૂપ ન હોય તો આર્ત્તધ્યાનરૂપ હોય છે એ સ્પષ્ટ છે.।।૨૧।। પ્રથમ દુઃખગર્ભિત વૈરાગ્યને પ્રરૂપવા કહે છે–

।મૂળમા 'સ્વેચ્છાલાભાદ્' શબ્દ જે રહેલો છે તેનો વૃત્તિમા ઉલ્લેખ થયો નથી કે અન્વય દેખાડાયો નથી.

**अनिच्छा ह्यत्रसंसारे .स्वेच्छालाभादनुत्कटा।**
**नैर्गुण्यदृष्टिजं द्वेषं विना चित्ताङ्गखेदकृत्।।२२।।**

अनिच्छेति। अत्र हि = वैराग्ये सति ससारे = विषयसुखेऽनिच्छा = इच्छाऽभावलक्षणाऽऽत्म-परिणतिर्नैर्गुण्यदृष्टिज = ससारस्य बलवदनिष्टसाधनत्वप्रतिसन्धानज द्वेष विनाऽनुत्कटा, अत एव चित्ताङ्गयो खेदकृत् = मानसशारीरदु खोत्पादिका। इच्छाविच्छेदो हि द्विधा स्याद्-अलभ्यविषयत्वज्ञानाद् द्वेषाच्च। आद्य इष्टाप्राप्तिज्ञानादुदु खजनक, अन्त्यश्च न तथेति।।२२।।

**एकान्तात्मग्रहोद्भूतभवनैर्गुण्यदर्शनात्।**
**शान्तस्यापि द्वितीयं सज्ज्वरानुद्भवसन्निभम्।।२३।।**

एकान्तेति। एकान्त = सर्वथा सन् क्षयी वा य आत्मा तस्य ग्रहादुत्पन्न यद्भवनैर्गुण्यदर्शन तत

---

પણ અધિકાર પરથી એમ જણાય છે કે વૃત્તિમા જે 'અત્ર હિ = વૈરાગ્યે સતિ' આટલા શબ્દો છે એના પછી આ શબ્દ 'સ્વેચ્છાઽલાભાદ્' એવા અવગ્રહ સાથે હોવો જોઇએ. એ મુજબ નીચેનો અર્થ જાણવો–]

[દુ:ખગર્ભિત વૈરાગ્ય]

દુ.ખગર્ભિત વૈરાગ્ય હોય તો વિષયસુખરૂપ સસારમા અનિચ્છા થાય છે એટલે કે એની ઇચ્છાના અભાવ રૂપ આત્મપરિણતિ હોય છે આવી આત્મપરિણતિ સ્વઇષ્ટ વિષયોની અપ્રાપ્તિના કારણે થયેલી હોય છે. 'આખો સસાર મોટા ભયકર અનિષ્ટના કારણભૂત છે' આવા પ્રતિસન્ધાન રૂપ સસારના નૈર્ગુણ્યની બુદ્ધિથી જે દ્વેષ પ્રગટે તે સસારવિષયક દ્વેષ ન હોવાના કારણે સસારની આ અનિચ્છા અનુત્કટ હોય છે- ઉત્કટ હોતી નથી વળી આ જ કારણે એ માનસિક અને શારીરિક દુ ખજનિકા હોય છે. આશય એ છે કે ઇચ્છાનો વિચ્છેદ બે રીતે થાય છે 'આ વિષયો મને મળી શકે એમ નથી' એવા અલભ્યવિષયત્વ જ્ઞાનથી ઇચ્છાવિચ્છેદ થાય છે અને વિષયો પરના દ્વેષના કારણે પણ ઇચ્છાવિચ્છેદ થાય છે આમાથી પ્રથમ રીતે જે ઇચ્છાવિચ્છેદ થયો હોય છે તે, ઇષ્ટની અપ્રાપ્તિના જ્ઞાનના કારણે દુ ખજનક બને છે, [આશય એ છે કે ઇચ્છા મુજબ ન મળવાના કારણે ધીમે ધીમે ઇચ્છા ભલે ખસી ગઇ, છતાં, મનમા એક વસવસો રહી ગયો હોય છે કે. . ઇચ્છા પૂરી ન થઇ . કહે છે ને કે બાયડી ન મળી એટલે બાવા થયા એટલે જ્યારે જ્યારે ઇચ્છાની અપૂર્તિ યાદ આવે છે ત્યારે ત્યારે એક પ્રકારની પોતાની ન્યૂનતા– નિષ્ફળતા અનુભવવા રૂપ દુ ખ થાય છે ] બીજી રીતે થયેલો = સંસારવિષયક દ્વેષથી થયેલો ઇચ્છાવિચ્છેદ તેવો = દુ:ખજનક હોતો નથી [જેને ભવનૈર્ગુણ્યદર્શનથી દ્વેષ પેદા થયેલો છે એને તો પૂર્વે ઇચ્છાની અપૂર્તિ હોય ને એ યાદ આવે તો પણ, "સારુ થયું એ ઇચ્છાની પૂર્તિ ન થઇ, નહીતર વિષયો મળવા પર પાપ બધાત ને પરિણામે ભયકર દુ ખો વેઠવા પડત ." વગેરે વિચારધારા રહેવાથી દુ:ખી થવાનો તો પ્રશ્ન જ રહેતો નથી.]।।૨૨।। [બીજા મોહગર્ભિતવૈરાગ્યની પ્રરૂપણા કરતા ગ્રન્થકાર કહે છે–]

[મોહગર્ભિત વૈરાગ્ય]

આત્માના એકાન્ત ગર્ભિત જ્ઞાનથી થયેલ ભવનૈર્ગુણ્યદર્શનથી લોકદષ્ટિએ પ્રશમયુક્ત જીવને બીજો વૈરાગ્ય થાય છે એ વિદ્યમાન જ્વરના અનુદ્ભવ જેવો હોય છે 'આત્મા સર્વથા નિત્ય (કૂટસ્થનિત્ય) છે' એવા કે 'આત્મા ક્ષણિક છે' આવા જ્ઞાનથી સંસારની નિર્ગુણતાનુ જે દર્શન થાય છે તેનાથી આ મોહગર્ભિતવૈરાગ્ય પ્રગટે છે. દબાઇને યોગ્યતા રૂપે રહેલો હોય અને અત્યારે બહાર પોતાની અસર દેખાડતો ન હોય એવો જે પ્રગટ

शान्तस्यापि = प्रशमवतोऽपि लोकदृष्ट्या, द्वितीयं = मोहान्वितं वैराग्यं भवति। एतच्च सन् शक्त्याऽवस्थितो यो ज्वरस्तस्यानुदयो वेलाप्राक्काललक्षणस्तत्सन्निभं तेपा भवेत्, द्वेपजनितस्य वैराग्यस्योत्कटत्वेऽपि मिथ्याज्ञानवासनाऽविच्छेदादपायप्रतिपातशक्तिसमन्वितत्वात्।।२३।।

**स्याद्वादविद्यया ज्ञात्वा बद्धानां कष्टमङ्गिनाम्।**
**तृतीयं भवभीभाजां मोक्षोपायप्रवृत्तिमत्।।२४।।**

स्याद्वादेति। स्याद्वादस्य = सकलनयसमूहात्मकवचनस्य विद्यया वद्धानामङ्गिना कष्टं = दुःख ज्ञात्वा भवभीभाजां = ससारभयवता तृतीय = ज्ञानान्वितं वैराग्यं भवति। तच्च मोक्षोपाये त्रिरत्नसाम्राज्यलक्षणे प्रवृत्तिमत् = प्रकृप्टवृत्त्युपहितम्।।२४।।

---

થવાની પૂર્વ અવસ્થામાં રહેલો જ્વર હોય તેના જેવો તે એકાન્તદર્શીઓનો આ વૈરાગ્ય હોય છે. ભવનૈર્ગુણ્યદર્શન હોઇ આ વૈરાગ્ય દ્વેષજન્ય હોવાના કારણે ઉત્કટ હોય છે, તેમ છતા મિથ્યાજ્ઞાનની વાસનાનો વિચ્છેદ થયો ન હોવાથી એ અપાયની અને પ્રતિપાતની શક્તિથી (યોગ્યતાથી) સમન્વિત હોય છે. તેથી આ વૈરાગ્ય અંતર્હિત જ્વરના અનુદય જેવો છે. [સંસારની નિર્ગુણતા જોવાથી એનાથી છૂટવું છે. પણ છૂટ્યા બાદ સંસારનો પર્યાય (વિકલ્પ) શું? તો કે મોક્ષ. પણ આત્મા જો એકાન્ત નિત્ય હોય કે એકાન્ત અનિત્ય હોય તો એની સંસાર અને મોક્ષ આવી બે ભિન્ન ભિન્ન અવસ્થા સભવતી જ નથી આટલી પણ જાણકારી એને હોતી નથી. માટે એનો વૈરાગ્ય જ્ઞાનગર્ભિત કહેવાતો નથી. વળી, આ ભવનૈર્ગુણ્યદર્શનજન્ય વૈરાગ્યથી એ જે મોક્ષ માટે મથી રહ્યો છે એ મોક્ષ જ સ્વમાન્યતાનુસારે ઘટી શકતો નથી એટલે અઘટમાન ઉદ્દેશજનક હોવાથી એનો વૈરાગ્ય મોહગર્ભિત છે.

વળી આ વૈરાગ્ય ઉત્કટ હોવાના કારણે એ પ્રબળતા પૂર્વક સ્વમાન્ય સાધનામાર્ગે વળે છે ને એમા સ્વમાન્ય ગ્રન્થોનું અધ્યયન પણ આવે જ. એટલે ઉત્તરોત્તર પ્રાયઃ સ્વમાન્યતાનો આગ્રહ તીવ્ર બનતો જવાના કારણે મિથ્યાત્વ ગાઢ બનતું જાય છે. સંસારભ્રમણનું અને બધા દોપોનુ મૂળ કારણ હોય તો એ પ્રબળ મિથ્યાત્વ જ છે. એટલે, વિપયાદિની તત્કાળ આસક્તિ ન હોવાથી વૈરાગ્ય હોવા છતાં, કાળાન્તરે પ્રબળ મિથ્યાત્વના પ્રભાવે વિપયાસક્તિ-ક્રોધાદિ કપાયો વગેરે દોપો ઉત્કટ થતા હોય છે. એટલે મોહગર્ભિતવૈરાગ્યને અપ્રગટપણે રહેલા જ્વર જેવો કહ્યો છે, તેમજ અપાય-પ્રતિપાત શક્તિ સમન્વિત કહ્યો છે, કારણકે જ્યારે વિપયાસક્તિ વગેરે દોપો પ્રકટ અવસ્થા પામે છે ત્યારે રાગ-દ્વેપ પ્રવર્તવાથી વૈરાગ્યનો પ્રતિપાત થઇ જાય છે, ને રાગાદિના પ્રભાવે દુર્ગતિ વગેરે અપાય ઊભા થાય છે.]॥૨૩॥ [હવે ત્રીજા જ્ઞાનગર્ભિત વૈરાગ્યની પ્રરૂપણા ગ્રન્થકાર કરે છે-]

**[જ્ઞાનગર્ભિત વૈરાગ્ય]**

કર્મથી બધાયેલા જીવોના કષ્ટોને સકલનયસમૂહાત્મક વચન રૂપ સ્યાદ્વાદ વિદ્યાથી જાણીને સંસારથી ભયભીત થયેલા જીવોને ત્રીજો જ્ઞાનાન્વિત વૈરાગ્ય હોય છે. તે રત્નત્રયીના સામ્રાજ્ય રૂપ મોક્ષના ઉપાયના પ્રકૃષ્ટ વર્તનથી = આચરણથી યુક્ત હોય છે.॥૨૪॥ [ત્રણ વૈરાગ્ય કહ્યા. એમાથી સાધુ સામગ્ર્ય કયા વૈરાગ્યથી સપન્ન થાય છે તે હવે ગ્રન્થકાર જણાવે છે—]

આ જ્ઞાનાન્વિત વૈરાગ્યથી જ સામગ્ર્ય સંપન્ન થાય છે. પૂર્વના બે વૈરાગ્યો ક્યારેક ગુણવાન્ ગુરુના પારતન્ત્ર્યથી સ્વવિનાશદ્વારા આ જ્ઞાનાન્વિત વૈરાગ્યની પ્રાપ્તિમા અંગ = ઉપકારક બને છે. જ્ઞાન સહિતનો વૈરાગ્ય અપાયશક્તિનો (દુર્ગતિવગેરેના દુઃખો એ અપાય, એની યોગ્યતા એ અપાયશક્તિ, તેનો) પ્રતિબંધક

**सामग्र्यं स्यादनेनैव द्वयोस्तु स्वोपमर्दतः।**
**अत्राङ्गत्वं कदाचित्स्याद्गुणवत्पारतंत्र्यतः।।२५।।**

सामग्र्यमिति। अनेनेव = ज्ञानान्वितवेराग्येणेव गामग्र्यं सर्वथा दुःखोच्छेदलक्षणं ग्यात्, ज्ञानसहित-वेराग्यस्यापायशक्तिप्रतिवन्धकत्वात्। द्वयोस्तु = दुःखमोहान्वितवेराग्ययोः ग्वोपमर्दत = ग्वविनाशद्वाराऽत्र = ज्ञानान्वितवेराग्येऽङ्गत्व = उपकारकत्व कदाचित् = शुभोदयदशाया ग्यात्, गुणवतः पारतंत्र्यं = आज्ञावशवृत्तित्व तत, ज्ञानवत्पारतत्र्यग्यापि फलतो ज्ञानत्वात्।।२५।। ननु गुणवत्पारतत्र्यं विनापि भावशुद्ध्या वेराग्यसाफल्य भविप्यतीत्यत आह-

**भावशुद्धिरपि न्याय्या न मार्गाननुसारिणी।**
**अप्रज्ञाप्यस्य वालस्य विनेतत्स्वाग्रहात्मिका।।२६।।**

भावेति। भावशुद्धिरपि = यमनियमादिना मनसोऽसक्लिश्यमानताप्येतत् = गुणवत्पारतंत्र्यं विनाऽ-प्रज्ञाप्यस्य = गीतार्थोपदेशावधारणयोग्यतारहितग्य वालस्य =अज्ञानिन ग्वाग्रहात्मिका = शाग्त्रश्रद्धाधि-

---

હોઇ સર્વથા દુ ખોચ્છેદ રૂપ સામગ્ર્ય લબ્ધસ્વરૂપ બને છે [અથવા, વૈરાગ્યમા રહેલી અપાયશક્તિ સર્વથા દુ.ખોચ્છેદની પ્રતિબધક છે પણ વૈરાગ્યમા ભળેલુ જ્ઞાનગર્ભિતત્વ એ અપાયશક્તિનુ પ્રતિબધક છે તેથી એ જ્ઞાનગર્ભિતત્વ અપાયશક્તિ સ્વરૂપ પ્રતિબધકને દૂર કરી દેવાથી પ્રતિબંધકાભાવ સ્વરૂપ કારણ પણ હાજર થઇ જવાના કારણે સર્વથા દુઃખોચ્છેદની સપૂર્ણકારણ સામગ્રી (= સામગ્ર્ય) નુ સપાદન થાય છે. આવો અર્થ કરવા માટે, વૃત્તિમા જે દુ ખોચ્છેદલક્ષણ પાઠ છે તેના સ્થાને દુઃખોચ્છેદહેતુત્વલક્ષણ એવો પાઠ જોઇએ ] ક્યારેક એટલે કે જ્યારે શુભોદય થવાનો હોય તેવી દશામાં, ગુણવાન્ (ગીતાર્થ સવિગ્ન) ગુરુની આજ્ઞાને વશ રહેવાથી, દુ ખગર્ભિત વૈરાગ્ય અને મોહગર્ભિત વૈરાગ્ય, જ્ઞાનગર્ભિત વૈરાગ્યમા પરિણમે છે. આશય એ છે કે અકલ્પિત આકસ્મિક બનાવથી દુ ખગર્ભિત વૈરાગ્ય થયે કે અન્ય ધર્મના ઉપદેશથી મોહગર્ભિત વૈરાગ્ય થયે ગીતાર્થ સંવિગ્ન સદ્ગુરુનો યોગ થાય અને આદર પૂર્વક એમની આજ્ઞા મુજબ વર્તવાનું ચાલુ થાય તો એ વૈરાગ્ય જ્ઞાનાન્વિત વૈરાગ્ય બને છે, કેમકે જ્ઞાનવાન્ નુ પારતન્ત્ર્ય પણ ફળતઃ જ્ઞાનરૂપ જ હોઇ તેઓમા પણ જ્ઞાનનો યોગ થઇ જાય છે જ્ઞાનનુ ફલ હેય નિવૃત્તિ અને ઉપાદેય પ્રવૃત્તિ છે ગુરુના આદેશ મુજબ વર્તવામાં આવે તો, ગુરુ હેયમાથી નિવૃત્તિ અને ઉપાદેયમા પ્રવૃત્તિ કરાવતા જ હોવાથી જ્ઞાનનું એ ફળ પ્રાપ્ત થઇ જ જાય છે. માટે ગુરુ પારતન્ત્ર્ય એ ફલત જ્ઞાન રૂપ છે ॥૨૫॥ ગુણવાન્ ગુરુનુ પારતન્ત્ર્ય ન હોય તો પણ ભાવશુદ્ધિથી વૈરાગ્ય સફળ બની શકશે એવી શકાનુ સમાધાન આપવા ગ્રન્થકાર કહે છે–

ગુણવાન્ ગુરુના પારતન્ત્ર્ય વિના, અપ્રજ્ઞાપનીય અજ્ઞ જીવની સ્વઆગ્રહાત્મક ભાવશુદ્ધિ પણ માર્ગને અનનુસારી હોઇ ન્યાયોપેત હોતી નથી યમ-નિયમ વગેરેથી થયેલી મનની અસંક્લિશ્યમાન અવસ્થા એ ભાવશુદ્ધિ છે ગીતાર્થ મહાત્માના ઉપદેશનુ અવધારણ કરવાની યોગ્યતા શૂન્ય જીવ એ અપ્રજ્ઞાપનીય છે. શાસ્ત્રની શ્રદ્ધા કરતા ય અધિક સ્વકલ્પનાનો અભિનિવેશ હોવો એ સ્વઆગ્રહ છે ગીતાર્થ ગુરુ જે કાઇ પ્રવૃત્તિ કે નિવૃત્તિ કહે છે એ શાસ્ત્રાનુસારે કહે છે. એ મુજબ કરવાથી મારુ હિત થશે આવી જે શ્રદ્ધા હોય છે. એના કરતા જ્યારે પોતાની કલ્પનામા કઇક જુદુ બેસે કે 'આ રીતે કરીશ તો મારુ હિત થશે' ત્યારે મનમા દ્વન્દ્વ ચાલે છે ગુરુ વચન (શાસ્ત્ર વચન)મુજબ કરુ કે મારી કલ્પનામા બેસે છે એ મુજબ કરુ? આમાથી શાસ્ત્રશ્રદ્ધા નબળી

कस्वकल्पनाभिनिवेशमयी मार्गः = विशिष्टगुणस्थानावाप्तिप्रवणः स्वरसवाही जीवपरिणामस्तदननुसारिणी न न्याय्या। यदाह [अ २२/१-२-३]–

भावशुद्धिरपि ज्ञेया येषा मार्गानुसारिणी। प्रज्ञापनाप्रियात्यर्थं न पुनः स्वाग्रहात्मिका।।

रागो द्वेषश्च मोहश्च भावमालिन्यहेतवः। एतदुत्कर्षतो ज्ञेयो हन्तोत्कर्षोऽस्य तत्त्वतः।।

तथोत्कृष्टे जग(च स)त्यस्मिन्शुद्धिर्वै शब्दमात्रकम्। स्वबुद्धिकल्पनाशिल्पिनिर्मितं नार्थवद् भवेत्।।२६।।

**मोहानुत्कर्षकृच्चैतदत एवापि शास्त्रवित्।**
**क्षमाश्रमणहस्तेनेत्याह सर्वेषु कर्मसु।।२७।।**

मोहेति। एतद् = गुणवत्पारतन्त्र्य च मोहानुत्कर्षकृत् = स्वाग्रहहेतुमोहापकर्षनिबन्धन, तदाह–

न मोहोद्रिक्तताभावे स्वाग्रहो जायते क्वचित्। गुणवत्पारतंत्र्य हि तदनुत्कर्षसाधनम्।। [अ. २२/८] अत एव = गुणवत्पारतन्त्र्यस्य मोहानुत्कर्षकृत्त्वादेव शास्त्रविदपि = आगमज्ञोऽपि सर्वेषु कर्मषु = दीक्षादानोद्देशसमुद्देशादिषु 'क्षमाश्रमणहस्तेने'त्याह, इत्थमभिलापस्य भावतो गुणपारतंत्र्यहेतुत्वात्, तस्य च मोहापकर्षद्वाराऽतिचारशोधकत्वात्। तदाह [२२/५]–

अत एवागमज्ञोऽपि दीक्षादानादिषु ध्रुवम्। क्षमाश्रमणहस्तेनेत्याह सर्वेषु कर्मसु।।२७।।

---

હોય અને સ્વકલ્પનાનો અભિનિવેશ હોય તો સ્વકલ્પનાનો વિજય થાય છે અને ગુરુ પારતન્ત્ર્ય વેગળું મૂકાય છે એટલે ગુરુ પારતન્ત્ર્ય વિના કરવામા આવતા યમનિયમાદિથી થયેલ પરિણતિ સ્વઆગ્રહાત્મક છે. સ્વકલ્પનાને છોડીને ગીતાર્થના ઉપદેશને સ્વીકારવા એ તૈયાર હોતો નથી માટે અપ્રજ્ઞાપનીય છે. આના પરથી જણાય છે કે એને અભિનિવેશ છે વિશિષ્ટગુણઠાણાની પ્રાપ્તિ કરાવી આપવામાં કુશળ એવો સ્વરસવાહી જીવપરિણામ એ માર્ગ છે સ્વાગ્રહાત્મક તે શુદ્ધિ આવા માર્ગને અનુસરનારી ન હોઇ ઉચિત નથી. અષ્ટક ૨૨/ ૧-૨-૩ મા કહ્યુ છે કે "ભાવશુદ્ધિ પણ તેને જાણવી જે માર્ગાનુસારિણી હોય, જેમાં પ્રજ્ઞાપના = આગમાર્થ ઉપદેશ અત્યંત વહાલો હોય તેમજ જે સ્વાગ્રહાત્મક ન હોય રાગ, દ્વેષ અને મોહ આ ત્રણ ભાવને મલિન કરનારા હેતુઓ છે આ ત્રણના ઉત્કર્ષથી પરમાર્થથી આ ભાવ માલિન્યનો ઉત્કર્ષ થાય છે એ જાણવુ આ = ભાવમાલિન્ય ઉત્કૃષ્ટ હોય તો ભાવની શુદ્ધિ તો માત્ર બોલવાની જ રહે છે સ્વબુદ્ધિકલ્પના રૂપ શિલ્પથી જેનું નિર્માણ થયુ હોય તે અર્થયુક્ત બનતું નથી."।।૨૬।। ગુણવાન્‌નું પારતન્ત્ર્ય શુ લાભ કરે છે એની સહેતુક ગ્રન્થકાર વાત કરે છે

[ગુણવત્પારતન્ત્ર્યની આવશ્યકતા]

આ ગુણવત્પારતન્ત્ર્ય મોહને પાતળો કરે છે તેથી જ શાસ્ત્રજ્ઞ પણ સર્વ ક્રિયાઓમાં 'ક્ષમાશ્રમણના હાથે' એમ કહે છે. ગુણવત્પારતન્ત્ર્ય સ્વાગ્રહના હેતુભૂત મોહનો અપકર્ષ કરનાર છે. આ બાબતે અષ્ટક (૨૨/૪) માં કહ્યુ છે કે 'મોહના ઉદ્રેકનો અભાવ હોય તો કોઇ પણ વસ્તુ અંગે સ્વાગ્રહ થતો નથી ગુણવત્પારતન્ત્ર્ય મોહનો અનુત્કર્ષ કરનાર સાધન છે " આમ ગુણવત્પારતંત્ર્ય મોહને પાતળો કરનાર હોવાથી જ શાસ્ત્રના જાણકાર પણ દીક્ષા પ્રદાન, ઉદ્દેશ, સમુદ્દેશ વગેરેમા 'खमासमणाण हत्थेण' એ પ્રમાણે કહે છે 'ક્ષમાશ્રમણના હાથે' આવું કથન ભાવથી ગુરુપારતન્ત્ર્યના કારણભૂત છે જે ગુરુ પારતંત્ર્ય મોહનો અપકર્ષ કરવા દ્વારા અતિચારશોધક છે અષ્ટક (૨૨/૫) માં કહ્યુ છે કે "ગુણવત્પારતન્ત્ર્ય મોહાનુત્કર્ષસાધક છે એ કારણે જ આગમવિશારદ પણ

**यस्तु नान्यगुणान् वेद न वा स्वगुणदोषवित्।**
**स एवैतन्नाद्रियते न त्वासन्नमहोदयः।।२८।।**

यस्त्विति। व्यक्त।।२८।।

**गुणवद्बहुमानाद्यः कुर्यात्प्रवचनोन्नतिम्।**
**अन्येषां दर्शनोत्पत्तेस्तस्य स्यादुन्नतिः परा।।२९।।**

गुणवदिति। गुणवता = ज्ञानादिगुणशालिना वहुमानाद्यः प्रवचनस्योन्नतिं = वहुजनश्लाघा कुर्यात्तस्य स्वतोऽन्येषा दर्शनोत्पत्तेः परा तीर्थकरत्वादिलक्षणोन्नतिः स्यात्, कारणानुरूपत्वात्कार्यस्य। तदाह [अ. २३/३-४]-

यस्तून्नतो यथाशक्ति सोऽपि सम्यक्त्वहेतुताम्। अन्येषां प्रतिपद्येह तदेवाप्नोत्यनुत्तमम्।।

प्रक्षीणतीव्रसङ्क्लेश प्रशमादिगुणान्वितम्। निमित्त सर्वसौख्याना तथा सिद्धिसुखावहम्।।२९।।

---

દીક્ષાપ્રદાનાદિ સર્વ ક્રિયાઓમા 'ક્ષમાશ્રમણહસ્તેન' એમ અવશ્ય બોલે છે "।।૨૭।। [ગુરુપારતન્ત્ર્યને કોણ આદરે છે અને કોણ નથી આદરતું એ ગ્રન્થકાર જણાવે છે–]

અન્યના ગુણોને જે જાણતો નથી, અથવા સ્વગુણ-દોષોને જે જાણતો નથી તે જ આ ગુરુપારતન્ત્ર્યને આદરતો નથી, નહી કે આસન્ન મહોદય જીવ. (ગુણવાન્ ગુરુના ગીતાર્થતા-સંવિગ્નતા-શિષ્યાદિ પ્રત્યેની ઉછળતી કરુણા વગેરે ગુણોને જેણે પિછાણ્યા છે, તથા સ્વકીય ગુણદોષને નીરખીને પોતે કેટલા પાણીમા છે એવુ જાણવા દ્વારા સ્વતંત્રપણે સ્વાત્મહિત સાધવા માટેનુ સ્વકીય અસામર્થ્ય જેણે નિહાળ્યુ છે એ ગુરુપારતન્ત્ર્ય સ્વીકારે જ.) જેનો મહોદય નજીકમા છે તેવા જીવો તો આ ગુરુપારતન્ત્ર્યને અવશ્ય આદરે છે.।।૨૮।। [ગુણવાન્ની આજ્ઞાનું પાલન કરવાથી ગુણવાન્ પર બહુમાન પ્રગટ થાય છે આ બહુમાનથી શું લાભ થાય છે એ ગ્રન્થકાર જણાવે છે–]

જ્ઞાનાદિગુણયુક્ત ગુરુના બહુમાનથી જે પ્રવચનની ઉન્નતિ કરે છે તેની, સ્વયંને અને અન્યને સમ્યક્દર્શનની પ્રાપ્તિ થવાના કારણે તીર્થંકરપણુ વગેરે રૂપ પ્રકૃષ્ટ ઉન્નતિ થાય છે, કેમકે કાર્ય કારણને અનુરૂપ હોય છે. એટલે કે પ્રવચનોન્નતિ એ જો કારણ છે તો એનાથી સ્વને અનુરૂપ ઉત્કૃષ્ટ ઉન્નતિરૂપ કાર્ય થાય છે ગુણવાન્ના થતા બહુમાનને જોઇને લોકો 'આ પ્રવચન કેવુ સુદર છે કે ગુણવાનોનુ આવું બહુમાન થાય છે' ઇત્યાદિ પ્રવચનની શ્લાઘા કરે છે આ શ્લાઘા જ પ્રવચનની ઉન્નતિ રૂપ છે, કેમકે એનાથી એ શ્લાઘા કરનારા લોકોમાં બીજ પડી જવાથી તેઓને પણ પ્રવચનની પ્રાપ્તિ થવાના કારણે પ્રવચનનો ફેલાવો થાય છે અષ્ટક ૨૩/૩-૪ મા કહ્યું છે કે "જે જીવ પ્રવચનની ઉન્નતિ માટે યથાશક્તિ ઉદ્યમ કરે છે તે પણ અન્યજીવો ને સમ્યક્ત્વપ્રાપ્તિમા કારણ બનીને તે અનુત્તર સમ્યક્ત્વને જ પ્રાપ્ત કરે છે જે સમ્યક્ત્વ તીવ્રસંક્લેશ વિનાનું હોય છે, પ્રશમાદિગુણોથી યુક્ત હોય છે, સર્વસુખોના નિમિત્તભૂત છે તેમજ સિદ્ધિ સુખને લાવી આપનારુ છે."।।૨૯।। [ગુણવાન્ના બહુમાનાદિ દ્વારા પ્રવચનની ઉન્નતિ કરવાને બદલે ગુણવાન્ની નિદા વગેરે દ્વારા જે પ્રવચનની અવનતિ કરે છે તે શુ પામે છે? એ ગ્રન્થકાર જણાવે છે–]

જેનાથી પ્રવચનની હીલના થાય એવા કાર્યમા જે અનાભોગથી પણ પ્રવૃત્ત થાય છે તે મહા અનર્થના કારણભૂત મિથ્યાત્વને ઉપાર્જે છે ગુણવાન્ની નિદા વગેરે લોકવિરુદ્ધ છે. એનાથી પ્રવચનનો ઉપઘાત થાય

**यस्तु शासनमालिन्येऽनाभोगेनापि वर्तते।**
**बध्नाति स तु मिथ्यात्वं महानर्थनिबन्धनम्।।३०।।**

यस्त्विति। यस्तु शासनमालिन्ये = लोकविरुद्धगुणवन्निन्दादिना प्रवचनोपघातेऽनाभोगेनापि = अज्ञानेनापि वर्तते स तु शासनमालिन्योत्पादनावसरे एव मिथ्यात्वोदयान्महानर्थनिवन्धन = दुरन्तसंसारकान्तारपरिभ्रमणकारण मिथ्यात्व वध्नाति, यदाह [अ. २३/१-२]-

य शासनस्य मालिन्येऽनाभोगेनापि वर्तते। स तन्मिथ्यात्वहेतुत्वादन्येपा प्राणिना ध्रुवम्।।

वध्नात्यपि तदेवाल पर ससारकारणम्। विपाकदारुण घोर सर्वानर्थनिवन्धनम्।।३०।।

**स्वेच्छाचारे च बालानां मालिन्यं मार्गबाधया।**
**गुणानां तेन सामग्र्यं गुणवत्पारतंत्र्यतः।।३१।।**

स्वेच्छेति। वालानां = अज्ञानिना स्वेच्छाचारे च सति मार्गस्य वाधया = 'अप्रधानपुरुपोऽय जैनाना मार्ग' इत्येव जनप्रवादरूपया मालिन्यं भवति मार्गस्य, तेन हेतुना गुणवत्पारतन्त्र्यत एव गुणाना = ज्ञानादीना सामग्र्य = पूर्णत्व भवति।।३१।।

**इत्थं विज्ञाय मतिमान् यतिर्गीतार्थसंगकृत्।**
**त्रिधा शुद्ध्याचरन् धर्म परमानन्दमश्नुते।।३२।।**

इत्थमिति। स्पष्ट।।३२।।

।। इति साधुसामग्र्यद्वात्रिंशिका ।।

---

છે [ગુણવાન્ ગુરુની નિદા વગેરે જોઇને લોકો 'આ જૈનધર્મ કેવો છે? કે ગુણવાન્‌ની પણ એમા નિદા વગેરે કરાય છે' ઇત્યાદિ રૂપ પ્રવચનની નિદા કરે છે જે પ્રવચનની મલિનતા-હીલના રૂપ છે ] આવી હીલના કરનારો એ જ વખતે એને મિથ્યાત્વનો ઉદય થતો હોવાથી દુરત સસાર કાતારમા પરિભ્રમણ રૂપ મહાઅનર્થના કારણભૂત મિથ્યાત્વને બાધે છે. અષ્ટક ૨૩/૧-૨ મા કહ્યુ છે કે "જે સાધુ વગેરે લોકવિરુદ્ધ આચરણ દ્વારા શાસનની મલિનતા કરવામા અનાભોગથી પણ પ્રવૃત્ત થાય છે તે નિયમા અન્ય જીવોના મિથ્યાત્વમા નિમિત્ત બનવાથી તે મિથ્યાત્વને જ બાધે છે જે મિથ્યાત્વ સસારનુ પ્રબળ કારણ છે દારુણ વિપાકવાળુ છે, ઘોર = ભયાનક છે, તેમજ સર્વ અનર્થોને વધારનારુ છે "॥૩૦॥ [ગુણવાન્‌નુ પારતન્ત્ર્ય ન હોય તો આવુ કટુફળવાળુ શાસનમાલિન્ય થાય છે એ ગ્રન્થકાર જણાવે છે–]

બાળ = અજ્ઞ જીવા = અગીતાર્થો ગુણવાન્ ગુરુનું પારતંત્ર્ય ફગાવી દઇ સ્વેચ્છાચાર પ્રવર્તાવે તો 'આ જૈનોનો ધર્મ પ્રધાનપુરુષ (નાયક) વિનાનો છે' ઇત્યાદિ રૂપે લોકોમાં થતી ધર્મનિદાથી મોક્ષમાર્ગની મલિનતા થાય છે જે મિથ્યાત્વને તાણી લાવે છે. તેથી ગુણવત્પારતન્ત્ર્યથી જ જ્ઞાનાદિ ગુણોનુ સામગ્ર્ય = પૂર્ણત્વ સપન્ન થાય છે ॥૩૧॥ [બત્રીશીનો ઉપસંહાર કરતા ગ્રન્થકાર કહે છે–]

આ બધી બાબતોને જાણીને બુદ્ધિમાન્ સાધુ ગીતાર્થનો (નિશ્રા રૂપ) સગ કરે છે (આનાથી ગુણવત્પારતંત્ર્ય સૂચવ્યુ) અને જ્ઞાન, ભિક્ષા તેમજ વૈરાગ્ય એમ ત્રણ પ્રકારે શુદ્ધિથી ધર્મને આચરે છે આ પ્રમાણે ગીતાર્થનો સગ કરતો અને શુદ્ધિથી ધર્મને આચરતો તે પરમાનન્દને પ્રાપ્ત કરે છે.॥૩૨॥

[સાધુ સામગ્ર્યદ્વાત્રિંશિકા અંગે કંઇક વિશેષ]

આ બત્રીશીમા સામગ્ર્યના સપાદન માટે તત્ત્વસંવેદન, સર્વ સંપત્કરી ભિક્ષા અને જ્ઞાનગર્ભિતવૈરાગ્ય આ ત્રણ વાતો આવશ્યક બતાવી છે

આમા પ્રથમ **તત્ત્વસંવેદન**– આઠમી ગાથાની વૃત્તિમા તત્ત્વસવેદનનો સસ્કારરૂપ સબધ આવશ્યક કહ્યો છે. આ સસ્કારરૂપ સબધ એટલે શુ? એ વિચારીએ–

તત્ત્વસવેદનમા બે બાબતો છે - તત્ત્વનો બોધ (= હેય- ઉપાદેયનો યથાર્થ વિવેક કરી આપતો બોધ) ને એ બોધને અનુરૂપ નિવૃત્તિ-પ્રવૃત્તિ આમાથી, તત્ત્વબોધના સસ્કાર એટલે, કોઇપણ સર્વજ્ઞોક્ત સૂક્ષ્મ બાબતો પોતાની બુદ્ધિમા ન બેસે કે કોઇપણ બાબત અગે અન્યાન્ય શાસ્ત્રમા ભિન્ન ભિન્ન પ્રકારનુ નિરૂપણ મળે કે કોઇ બાબતમા શાસ્ત્રીય નિરૂપણ કરતા પોતાના અનુભવ અલગ પડે.. આવા બધા પ્રસંગોએ સર્વજ્ઞવચનોમાં શંકા પડવાની સંભાવના પણ ન રહે મારો ક્ષયોપશમ મન્દ છે. માટે મને બેસતુ નથી - જેમણે રાગ-દ્વેષ-અજ્ઞાન સ્વરૂપ અસત્યના ત્રણ કારણો દૂર કરી નાખ્યા છે એમના વચનોમાં અન્યથાત્વ હોય નહીં ..तमेव तमेव सच्च निस्सक ज जिणेंहि पवेइय વગેરે વિચારણાઓથી, તેમજ સન્મતિતર્ક વગેરે દર્શનગ્રન્થો, છેદગ્રન્થો, વિપુલ કર્મસાહિત્ય વગેરેના સહૃદયતાથી કરેલા એવા અધ્યયનાદિ કે જેના દ્વારા દિલમાંથી અવાજ ઊઠવા માંડે કે સર્વજ્ઞ સિવાય આવુ નિરૂપણ કોઇ કરી શકે નહી .. આવા અધ્યયનાદિથી એવો ક્ષયોપશમ પ્રગટવો કે જેથી અન્યને જ્યા શકા પડવાની કે વિપરીત બોધ થવાની સભાવના હોય ત્યા પણ એવી સભાવના ન રહે. . ને સીધુ પ્રભુના વચનોમા તો ક્યાય ગરબડ હોય નહી. મારી સમજમા ફેર હોય શકે. . આ વિચાર જ સ્ફુરે... આવી ભૂમિકા થઇ હોય એ યથાર્થજ્ઞાનનો સંસ્કાર રૂપ સંબધ થયો કહેવાય એમ ડગલે ને પગલે પોતાની તે તે પ્રવૃત્તિનુ આ હેય કે ઉપાદેય છે? એનુ વિભાજન થયા કરવુ. . આ પણ એનો સસ્કારરૂપ સબધ થયો કહેવાય નહીતર ક્યારેક શાસ્ત્રવચનોના એકાગ્ર ઉપયોગકાળે વાસ્તવિક શ્રદ્ધા કે હેય-ઉપાદેયનો યથાર્થ બોધ હોય, પણ જેવો એ ઉપયોગ છૂટ્યો કે પાછી કોઇપણ પ્રકારની ગરબડની શક્યતા. આવી અવસ્થા એ યથાર્થબોધનો સસ્કારરૂપ સબધ નથી ને તેથી એ ક્યારેય પણ દગો દઇ દે. તેથી સામગ્રીની પૂર્ણતા થાય નહી

હવે બોધાનુરૂપ પ્રવૃત્તિના સસ્કારનો વિચાર કરીએ –

ત્યાજ્ય પ્રવૃત્તિથી વિરમવાના એવા સસ્કાર (= લબ્ધિ = ક્ષયોપશમ) ઊભા થવા જોઇએ કે જેથી સ્વપ્નમા પણ વિપરીત પરિસ્થિતિ ઉપસ્થિત થાય તો અટકી જવાનુ થાય જેમકે પ્રથમ અહિસા મહાવ્રતનું પચ્ચક્ખાણ જો આવા સસ્કાર ઊભા કરવામાં સમર્થ બન્યુ હોય તો રાત્રે સ્વપ્નમા પોતે કશે જઇ રહ્યા હોય ને વચ્ચે પાણીનો રેલો આવ્યો. તો તરત પગ અટકી જાય. સ્વપ્નમા રેલવે વગેરે દેખાય ને એમા પોતે બેસ્યા આવુ જોવા મળે તો સમજવુ કે આવશ્યક સસ્કાર ઊભા થયા નથી એમ જાગ્રત અવસ્થામાં પણ જ્યારે જ્યારે મહાવ્રત વિરોધી પરિસ્થિતિ નિર્માણ થાય ત્યારે ત્યારે સાવધાની આવે ને એનાથી અટકવાનુ થાય તો સસ્કારરૂપ સબધ થયો કહેવાય જો સાવધાની આવી જાય કે આ પ્રવૃત્તિ મારા સયમ-મહાવ્રત-સમાચારી વગેરેની વિરુદ્ધ છે ને છતા ય પ્રમાદાદિવશ એ પ્રવૃત્તિ થાય તો તત્ત્વબોધના સસ્કાર છે પણ તદનુરૂપ આચરણના સસ્કાર નથી ને તેથી તત્ત્વસવેદનનો સસ્કારરૂપ સબધ નથી એ જાણવુ . ને જો એવી વિપરીત પ્રવૃત્તિ વખતે, આ પ્રવૃત્તિ 'મારે ન કરાય - ત્યાજ્ય છે - મારા વ્રતવિરોધી છે' આવી કોઇ સાવધાની પણ ન આવે તો સમજવુ કે તત્ત્વબોધનો પણ સસ્કાર સ્વરૂપ સબધ થયો નથી સાવધાની આવવા છતા પ્રમાદાદિવશ વિપરીત આચરણ એકવાર કર્યુ.. બીજીવાર કર્યુ.. ત્રીજીવાર કર્યુ એમ વારવાર કરવાથી પછી સાવધાની આવવી પણ બધ થઇ જવાની શક્યતા

ઊભી થાય છે જો એ બંધ થઇ જાય તો તત્ત્વબોધનો સસ્કાર નષ્ટ થઇ ગયો એમ સમજવું જોઇએ.

જેમ હેયની નિવૃત્તિ માટે કહ્યું એમ ઉપાદેયની પ્રવૃત્તિ અગે જાણવુ . દિવસ દરમ્યાન હલન-ચલન વખતે પૂંજવા-પ્રમાર્જવાનો એવો અભ્યાસ પડ્યો હોય કે જેથી રાત્રે નિદ્રામા પણ પડખુ ફેરવવાના અવસરે સસ્કારવશાત્ રજોહરણથી પ્રમાર્જન થઇ જાય.. સ્વપ્નમા પણ બોલવાનો પ્રસગ આવે તો મુહપત્તિ મુખ આગળ આવી જાય.. કોઇ એવી ગાઢ બિમારીમાં હાથ પગ હલાવી શકાય એમ ન હોય તો પણ બોલતી વખતે મુહપત્તી મુખ પાસે લઇ જવાનો ખ્યાલ રહ્યા કરે ને નથી લઇ જવાતી એનો ડંખ રહે તો તત્ત્વસવેદનનો સંસ્કાર રૂપ સબધ છે એમ જાણવુ. આ બાબતમા પણ હેયવત્ જાણવુ. એટલે કે જાગ્રત અવસ્થામા પણ બારી વાસતાં-ઉઘાડતા પૂંજવાનુ, એમ બોલતી વખતે મુહપત્તી મુખ પાસે લઇ જવાનુ વગેરે યાદ આવે તો તત્ત્વબોધનો સંસ્કાર રૂપ સબધ છે ને એ વખતે પૂજવુ વગેરે પણ અચૂક થાય તો તત્ત્વસવેદનનો સસ્કારાત્મક સબંધ થયેલો નિશ્ચિત કરી શકાય

પાક્ષિકસૂત્રમાં "અબોહિયાએ-અનભિગમેણં - અભિગમેણ વા પમાએણ" આ જે પદો છે તે આનું સૂચન કરનારા લાગે છે. રોજિદા જીવનમાં ઉપસ્થિત થતી પરિસ્થિતિઓમાં કેવી પ્રવૃત્તિ ત્યાજ્ય છે ને કેવી ઉપાદેય એનો શાસ્ત્રવચનાદિને અનુસરીને નિર્ણય કરી રાખ્યો હોય તો એ બોધ કહેવાય છે. રોજ અનેકશઃ કરેમિભતે બોલતા છતા, તે તે પરિસ્થિતિમા મારા કેવા કેવા આચાર-વિચાર ને ઉચ્ચાર સામાયિકને અનુકૂળ છે ને કેવા કેવા આચારાદિ સામાયિકને પ્રતિકૂળ છે આ બાબતનો કોઇ વિચાર જ ન કર્યો હોય, સર્વજ્ઞવચનો-અનુભવીઓના અનુભવો વગેરેને આધારે એનુ વિભાજન જ ન કર્યું હોય, તો 'મારે સાવદ્ય પ્રવૃત્તિઓના પચ્ચક્ખાણ છે' આવો ખ્યાલ હોવા છતાં સાવદ્યપ્રવૃત્તિ જ થઇ રહી હોવાની પૂર્ણ સંભાવના રહે છે. આવુ વિભાજન કર્યું ન હોવુ એ અબોધ કહેવાય છે. ગીતાર્થ ગુરુની નિશ્રાએ રહેલા અગીતાર્થને સ્વય આવી જાણકારી ન હોવા છતા, દરેક વખતે ગુરુ દ્વારા હેય-ઉપાદેયનુ માર્ગદર્શન મળી રહેતુ હોવાથી ફળતઃ એ હોય જ છે. તેથી જ ગ્રન્થકારે પણ ગુરુપારતન્ત્ર્યને જ્ઞાન રૂપે કહી દીધુ છે.

ઉક્તબોધ કર્યો હોવા છતા તે તે પ્રવૃત્તિકાળે એ બોધ જો ઉપયોગરૂપે સ્ફુરે નહી કે 'આ મારા વ્રતને વિરોધી છે ને તેથી અકર્તવ્ય છે' તો અનભિગમ જાણવો. આવી અવસ્થામા તત્ત્વબોધનો સસ્કારરૂપ સંબધ માની શકાય નહી પ્રતિકૂળ પ્રવૃત્તિ કરવાનો અવસર આવે ત્યારે તૂર્ત 'આ મારે ત્યાજ્ય છે' એવો ઉપયોગ આવી જાય તો એ 'અભિગમ' કહેવાય આ તત્ત્વબોધનો સસ્કારરૂપ સબધ થયો કહેવાય. આવો ઉપયોગ સ્ફુરવા છતાં, પ્રમાદ હોય તો પ્રતિકૂળ પ્રવૃત્તિ થઇ જાય છે. આવી અવસ્થા એ તત્ત્વબોધ હોવા છતાં તત્ત્વસવેદનનો સંસ્કારરૂપ સબધ નથી એમ સમજવુ.

अण्णे पुग्गलभावा अण्णो एगो य नाणमित्तोह।
मुद्धो एस वियप्पो अविअप्पसमाहिमजणओ।।९९।। धर्मपरीक्षा ।।

અર્થ : "પુદ્ગલના પરિણામો મારા કરતાં જુદા છે. ઉપયોગમાત્ર સ્વભાવવાળો હોવાના કારણે હુ પૌદ્ગલિકભાવોથી જુદો છું અને એક છુ." આવો શુદ્ધ વિકલ્પ એ અવિકલ્પસમાધિનો સમ્યક્ પ્રકારે જનક છે

# ।। अथ धर्मव्यवस्थाद्वात्रिंशिका ।।७।।

साधुसामग्र्यं धर्मव्यवस्थया निर्वाह्यत इतीयमत्राभिधीयते–

**भक्ष्याभक्ष्यविवेकाच्च गम्यागम्यविवेकतः।**
**तपोदयाविशेषाच्च स धर्मो व्यवतिष्ठते।।१।।**

भक्ष्येति। व्यक्त॰ (स्पष्टः)।।१।।

**भक्ष्यं मांसमपि प्राह कश्चित्प्राण्यङ्गभावतः।**
**ओदनादिवदित्येवमनुमानपुरःसरम्।।२।।**

भक्ष्यमिति। मासादिकमभक्ष्यमोदनादिकं च भक्ष्यमिति सकलशिष्टजनप्रसिद्धा व्यवस्था। तत्र कश्चित् = सोगतो 'मासमपि भक्ष्यं प्राण्यङ्गभावत' = प्राण्यङ्गत्वात्, न चायमसिद्धो हेतु॰, मागस्य प्राण्यङ्गतायाः प्रत्यक्षसिद्धत्वात्, ओदनादिवत्। न चात्र दृष्टान्ते हेतुवेकल्यं, ओदनस्यैकेन्द्रियप्राण्यङ्गत्वेन प्रतीतत्वात्' इत्येवमनुमानपुर॰सर प्राह।।२।।

---

ભક્ષ્યાભક્ષ્યના વિવેકથી, ગમ્યાગમ્યના વિવેકથી, વિશેષ પ્રકારના તપથી અને વિશેષ પ્રકારની દયાથી તે ધર્મની (ધર્મને ત્રિધા શુદ્ધિથી આચરતો જીવ પરમાનદ પામે છે એ વાત છઠ્ઠી બત્રીશીના બત્રીશમા શ્લોકમાં જે ધર્મ માટે કહી છે તે ધર્મની) વ્યવસ્થા થયેલી છે [પ્રસ્તુત બત્રીશીમાં આવનારા અધિકારોનો આ પ્રથમ ગાથાથી નિર્દેશ કરેલો છે તે આ રીતે - 'ભક્ષ્યાભક્ષ્યનો વિવેક' અંશથી માંસભક્ષ્યત્વવાદી બૌદ્ધ અને દ્વિજના (અનુક્રમે શ્લોક ૨ થી૮, ૯ થી ૧૬) તેમજ મદ્યપાનવાદીના [શ્લોક. ૧૭] નિરાકરણનો ઉલ્લેખ કર્યો છે. 'ગમ્યાગમ્યવિવેક' અશથી મૈથુનની નિર્દોષતા જણાવનારના (શ્લોક ૧૮ થી ૨૩) તેમજ ગમ્યાગમ્યનો ભેદ ન માનનારા મડલતન્ત્રવાદીના (શ્લોક ૨૪) નિરાકરણનો નિર્દેશ કર્યો છે 'તપ'થી તપને ન આદરનારા બૌદ્ધના નિરાકરણનો (શ્લોક ૨૫-૨૬) નિર્દેશ કર્યો છે. 'દયાવિશેષ'થી તાપસાદિથી પળાતી લૌકિક દયાની અનિષ્ટતાના અને લોકોત્તર દયાની ઇષ્ટતાના પ્રતિપાદનનો (શ્લોક ૨૭ થી ૩૧) નિર્દેશ કર્યો છે.]।।૧।। [ભક્ષ્યાભક્ષ્યનો વિવેક દેખાડવા માટે, અભક્ષ્ય એવા પણ માંસને ભક્ષ્ય માનનારા બૌદ્ધનુ નિરાકરણ કરવા સૌ પ્રથમ એનો મત દેખાડે છે–]

[માંસમાં ભક્ષ્યતાસાધક બૌદ્ધ અનુમાન]

કો'ક = બૌદ્ધ 'માસ પણ ભક્ષ્ય છે, કેમકે પ્રાણીનુ અગ છે, જેમકે ભાત વગેરે' એવા અનુમાન પૂર્વક માંસને ભક્ષ્ય કહે છે. સકલ શિષ્ટલોકોમાં 'માસ વગેરે અભક્ષ્ય છે અને ભાત વગેરે ભક્ષ્ય છે' એવી વ્યવસ્થા પ્રસિદ્ધ છે એ અગે બૌદ્ધ ઉપરોક્ત અનુમાન પૂર્વક માસને ભક્ષ્ય કહે છે. વળી આ અનુમાનની નિર્દોષતા સિદ્ધ કરવા માટે એ કહે છે કે 'પ્રાણ્યંગત્વ' હેતુ (સ્વરૂપ) અસિદ્ધ નથી, કેમકે માસ પ્રાણ્યગ હોવુ પ્રત્યક્ષસિદ્ધ છે. 'ભાત વગેરે' રૂપ દૃષ્ટાન્તમા હેતુવિકલતા નથી, કેમકે ભાત એકેન્દ્રિય પ્રાણીના અગ તરીકે પ્રતીત છે.।।૨।। [બૌદ્ધોક્ત આ અનુમાનને વિકલ્પો કરીને દૂષિત ઠેરવતા ગ્રન્થકાર કહે છે–]

આ અનુમાન જો સ્વતત્રસાધન હોય તો દૃષ્ટાન્તદોષના કારણે અયોગ્ય છે. જો એ પ્રસગસાધન હોય તો પણ વ્યવસ્થા બાધક હોઇ એ અયોગ્ય છે.

**स्वतंत्रसाधनत्वेऽदोऽयुक्तं दृष्टान्तदोषतः।**
**प्रसङ्गसाधनत्वेऽपि बाधकत्वाद् व्यवस्थितेः।।३।।**

स्वतंत्रेति। अदः = सौगतोक्तमेतदनुमानं स्वतंत्रसाधनत्वे दृष्टान्तदोषतः = दृष्टान्तस्य साधनवैकल्यादयुक्तं, वनस्पत्याद्येकेन्द्रियाणां बौद्धस्य प्राणित्वेनासिद्धत्वात्; प्रसङ्गसाधनत्वेऽपि = विकल्पसिद्धदृष्टान्ताद्युपादानेन परमतदूषणमात्रपर्यवसितहेतुत्वेऽपि अदोऽयुक्तं, व्यवस्थितेः = लोकागमसिद्धभक्ष्याभक्ष्यव्यवस्थाया बाधकत्वात्, प्राण्यङ्गत्वमात्रस्य भक्ष्यत्वाप्रयोजकत्वात्, न हि शक्यभक्षणकत्वमेव भक्ष्यत्वं, किं

જે અનુમાન સ્વઅભિપ્રેત બાબતની સિદ્ધિ માટે સ્વતત્ર રીતે કરવામા આવતું હોય છે તે સ્વતત્રસાધન કહેવાય છે. [જેમકે 'પ્રર્વતો વહ્નિમાન્ ધૂમાત્'] જે અનુમાન સ્વઅનભિપ્રેત-પરઅભિપ્રેત બાબતનું નિરાકરણ કરવા એ પરઅભિપ્રેત બાબતમાં અતિપ્રસગ દેખાડવા માટે કરાતું હોય તે પ્રસંગસાધન કહેવાય છે. જેમકે શ્વેતાબરોને ધર્મોપકરણની ત્યાજ્યતા અનભિપ્રેત છે જે દિગંબરોને અભિપ્રેત છે. એ માટે દિગબરો આવુ અનુમાન આપે છે કે 'વસ્ત્રાદિ ત્યાજ્ય છે, કેમકે મૂર્ચ્છાના હેતુભૂત છે, જેમકે ધન વગેરે.' આ અનુમાનનું નિરાકરણ કરવા શ્વેતાંબરો, દિગબરોને આપત્તિ આપે કે આ રીતે તો તમારે દીક્ષા લેવા માત્રથી આહારાદિ ત્યાજ્ય બની જશે, તે આ અનુમાનથી - 'આહારાદિ ત્યાજ્ય છે, કેમ કે મૂર્ચ્છાના હેતુભૂત છે, જેમકે ધન વગેરે' શ્વેતાબરોએ આપેલું આ અનુમાન પ્રસંગસાધન કહેવાય. સ્વતંત્રસાધન અનુમાનમા હેતુ સ્વમતે સિદ્ધ હોવો જ જોઇએ, જ્યારે પ્રસંગ સાધન અનુમાનમા તે પરમતે સિદ્ધ હોવો જ જોઇએ, આટલી વિશેષતા જાણવી.

[એ અનુમાનમાં ઉભયથા દોષ]

બૌદ્ધોક્ત અનુમાન જો સ્વતત્ર સાધન હોય તો એમા દેખાડેલું ભાત વગેરે દૃષ્ટાન્ત દોષયુક્ત હોઇ એ અનુમાન અયોગ્ય છે. બૌદ્ધો વનસ્પતિ વગેરે એકેન્દ્રિયને પ્રાણી માનતા ન હોવાથી તેઓના મતે ભાતમા પ્રાણ્યગત્વ રૂપ હેતુ રહ્યો નથી. માટે એ સાધનવૈકલ્ય દોષયુક્ત છે. વિકલ્પસિદ્ધ દૃષ્ટાન્ત વગેરેનુ ઉપાદાન કરીને પરમતને દૂષિત ઠેરવવા માત્ર માટે વપરાતા હેતુરૂપ પ્રસગસાધન હોય તો પણ એ અયોગ્ય છે [આમાં 'વિકલ્પસિદ્ધ દૃષ્ટાન્ત' એવું એટલા માટે કહ્યું છે કે પ્રસગસાધન અનુમાનમા જે દૃષ્ટાન્ત હેતુયુક્ત તરીકે સ્વઅભિપ્રેત ન હોય, તેમ છતાં પરાભિપ્રેત હોય તો પરઅભ્યુપગમને અનુસારે પોતે એને વિકલ્પસિદ્ધ (કલ્પનાથી સિદ્ધ) તરીકે સ્વીકારી અનુમાન પ્રયોગ કરી શકે છે. આવા અનુમાનથી એના સાધ્યની સિદ્ધિ કરવાની હોતી નથી (કેમકે વિકલ્પસિદ્ધ દૃષ્ટાન્ત વગેરેથી કશાની સિદ્ધિ થઇ શકતી નથી, તેમજ એ સાધ્ય સ્વ અભિપ્રેત હોતુ નથી) કિન્તુ માત્ર સામાના મતમાં અતિપ્રસંગ દેખાડી એને દૂષિત ઠેરવવાનો જ અભિપ્રાય હોય છે (એટલે જ એવા વિકલ્પસિદ્ધ દૃષ્ટાન્ત વગેરે ચાલી શકે છે.) બૌદ્ધોક્ત આ અનુમાન પ્રસંગસાધનરૂપ હોય તો ય અયોગ્ય છે, કેમકે લોક અને આગમથી સિદ્ધ થયેલ ભક્ષ્યાભક્ષ્ય વ્યવસ્થા એની બાધક છે એ બાધ આ રીતે છે—]

પ્રાણ્યગત્વમાત્ર એ ભક્ષ્યત્વનુ પ્રયોજક નથી. એટલે કે પ્રાણ્યગત્વ હોય એટલા માત્રથી ભક્ષ્યત્વ હોય જ એવુ નથી

**પૂર્વપક્ષ** - પ્રાણ્યંગત્વ હોવા માત્રથી અમે ભક્ષ્યત્વ નથી કહેતા, પણ જેનું ભક્ષણ શક્ય હોય તેમાં ભક્ષ્યત્વ કહીએ છીએ. પ્રાણ્યંગનું ભક્ષણ પણ શક્ય હોઇ તેમાં ભક્ષ્યત્વ અક્ષત છે.

**ઉત્તરપક્ષ** - આ વાત પણ બરાબર નથી. કેમકે શક્ય ભક્ષણકત્વ માત્ર એ પણ ભક્ષ્યત્વ સ્વરૂપ નથી કિન્તુ

त्वधर्माजनकभक्षणकत्व, तत्र च व्यवस्था प्रयोजिकेति। तदाह [अ १७/२]-

भक्ष्याभक्ष्यव्यवस्थेह शास्त्रलोकनिवन्धना। सर्वैव भावतो यस्मात्तस्मादेतदसांप्रतम्।।३।।

इत्थञ्चेतदभ्युपेय, यतः-

**व्यवस्थितं हि गोः पेयं क्षीरादि रुधिरादि न।**

**न्यायोऽत्राप्येष नो चेत्स्याद्भिक्षुमांसादिकं तथा।।४।।**

व्यवस्थितमिति। व्यवस्थितं हि 'गोः क्षीरादि पेय, रुधिरादि न,' न हि गवाङ्गत्वाविशेषादुभयोरविशेष। एप न्यायोऽत्रापि = अधिकृतेऽप्यवतरति, प्राण्यङ्गत्वेऽप्योदनादेर्भक्ष्यत्वस्य मासादेश्चाभक्ष्यत्वस्य व्यवस्थितत्त्वात्। तदुक्त [अ १७/३]

---

અધર્મઅજનકભક્ષણકત્વ એવુ છે એટલે કે જેનુ ભક્ષણ અધર્મનુ અજનક હોય તે ભક્ષ્ય હોય છે. અને તે તેનું ભક્ષણ અધર્મનુ જનક છે કે અજનક એમા તો લોક/આગમસિદ્ધ વ્યવસ્થા પ્રયોજિકા છે. (આ બાબતમા રહસ્ય એ છે કે 'ભક્ષ્ય' શબ્દમા 'ય' પ્રત્યય એ વિધ્યર્થ છે જેનો અર્થ બળવદ્અનિષ્ટ અનનુબન્ધિત્વે સતિ ઇષ્ટસાધનત્વ છે. તેથી, જેનુ ભક્ષણ મોટું અનિષ્ટ કરનાર ન હોય અને ઇષ્ટનુ સાધન હોય તેવી વસ્તુને જ 'ભક્ષ્ય' કહી શકાય છે વિવક્ષિત વસ્તુ બળવદનિષ્ટાનનુબન્ધિત્વે સતિ ઇષ્ટસાધન છે કે નહી એ શાસ્ત્ર તથા લોકથી જાણી શકાય છે માટે ભક્ષ્યતા-અભક્ષ્યતાની વ્યવસ્થા શાસ્ત્ર તથા લોકથી સિદ્ધ છે ) આ વ્યવસ્થા માંસભક્ષણને અધર્મના જનક તરીકે જણાવે છે એટલે વ્યવસ્થા માસમા ભક્ષ્યત્વની સિદ્ધિમાં બાધક છે. અષ્ટકપ્રકરણ [૧૭/૨] મા કહ્યુ છે કે "લોકમા ભક્ષ્યાભક્ષ્ય સર્વવ્યવસ્થા પરમાર્થથી શાસ્ત્ર અને લોક નિમિત્તે છે. તેથી પૂર્વોક્ત માંસનુ ભક્ષ્યત્વસાધક અનુમાન અયોગ્ય છે "॥૩॥ વળી આ રીતે પણ એ માનવુ જ પડે છે—

ગાયનુ દૂધ વગેરે પેય છે, અને લોહી વગેરે પેય નથી એવી વ્યવસ્થા થયેલી છે. પ્રસ્તુતમા પણ આ ન્યાય લગાડવાનો છે આવુ જો ન માનો તો ભિક્ષુના માંસ વગેરેને પણ ભક્ષ્ય માનવા પડશે.

દૂધ અને લોહી ગાયના અંગ રૂપે સમાન હોવા માત્રથી ભક્ષ્યત્વ બાબતમા કાઇ બન્ને સમાન નથી. એમાં તો આવી વ્યવસ્થા માનવામા આવે જ છે કે દૂધ પેય છે અને રૂધિરાદિ અપેય છે. પ્રાણ્યગત્વ સમાન હોવા છતા વ્યવસ્થા અનુસારે પેય/અપેય (ભક્ષ્ય/અભક્ષ્ય) માનવાનો આ ન્યાય પ્રસ્તુતમા પણ લાગે છે. એટલે કે પ્રાણ્યગત્વ સમાન હોવા છતા ભાત અને માસમા ભક્ષ્યત્વ અંગે તો વ્યવસ્થાને અનુસારે અસમાનતા જ છે. ભાત ભક્ષ્ય અને માંસ અભક્ષ્ય એવી જ વ્યવસ્થા છે. અષ્ટક ૧૭/૩ મા કહ્યુ છે કે "તે શાસ્ત્ર અને લોકમાં પ્રાણ્યગ એવુ પણ એક ભક્ષ્ય છે અને અન્ય એવું નથી એ વાત સિદ્ધ છે, કેમકે ગાય વગેરેનુ યોગ્ય દૂધ ભક્ષ્ય છે અને લોહી વગેરે એવું નથી એવુ દેખાય છે." સિદ્ધ વ્યવસ્થાનુસારે આવી અસમાનતા જો ન માનવાની હોય તો તમારે બૌદ્ધ ભિક્ષુનુ માંસ પણ ભક્ષ્ય માનવું પડશે, કેમકે ભાત વગેરેની જેમ એમા પણ પ્રાણ્યંગત્વ તો સમાન રીતે રહ્યુ જ છે અષ્ટક ૧૭/૫ મા કહ્યુ છે કે "પ્રાણ્યગત્વ રૂપે ભક્ષ્યત્વ માનવામા આવે તો ભિક્ષુના માસનો પણ નિષેધ ક્યાય ઘટશે નહી, તેમજ હાડકા વગેરે પણ ભક્ષ્ય બની જશે, કેમકે પ્રાણ્યગત્વ એમા પણ સમાન જ છે." વળી એક (પ્રાણ્યગત્વાદિરૂપ) સામ્ય હોવા માત્રથી અન્ય બાબતમા (ભક્ષ્યત્વાદિ બાબતમા) પણ સામ્ય માનવાનુ હોય તો તો સ્ત્રીત્વનુ સામ્ય હોઇ પત્ની અને માતા એ બનેમા પણ સમાન રીતે ગમ્યત્વ માનવુ પડે એટલે આવો ઉન્મત્તનો પ્રલાપ વિદ્વાનોની સભામા શોભતો નથી. અષ્ટક પ્રકરણ ૧૭/૬ મા કહ્યું છે કે "આટલુ જ (પ્રાણ્યગત્વનુ) સામ્ય હોવા માત્રથી જો માસ ભક્ષણની પ્રવૃત્તિ ઇષ્ટ છે તો સ્ત્રીત્વનું સામ્ય

तत्र प्राण्यङ्गमप्येक भक्ष्यमन्यत्तु नो तथा। सिद्धं गवादिसत्क्षीररुधिरादौ तथेक्षणात्।। नो चेत् - यदि च नेवमभ्युपगम्यते तदा तव भिक्षुमासादिक तथा = भक्ष्य स्यात्, प्राण्यङ्गत्वाविशेपात्। तदाह [१७/५]-

भिक्षुमांसनिपेधोऽपि न चैव युज्यते क्वचित्। अस्थ्याद्यपि च भक्ष्यं स्यात्प्राण्यङ्गत्वाविशेपतः।। किं चैव स्त्रीत्वमाम्याज्जायाजनन्योरप्यविशेपेण गम्यत्वप्रसङ्ग इति नायमुन्मत्तप्रलापो विदुपा सदसि शोभते। यदाह [१७/६]-

एतावन्मात्रसाम्येन प्रवृत्तिर्यदि चेष्यते। जायाया स्वजनन्यां च स्त्रीत्वात्तुल्यैव सास्तु ते।। मंडलतन्त्रवादिनोऽत्रापीष्टापत्तिरेवेति चेत्? तन्मतं वहुधाऽन्यत्र निराकृत, लेशतश्चाग्रे निराकरिष्यामः।।४।। अपि च प्रसङ्गसाधन पराभ्युपगमानुसारेण भवति, न चास्माक प्राण्यङ्गत्वेन मासमभक्ष्यमित्यभ्युपगम, कि तु जीवोत्पत्त्याश्रयत्वादिति दर्शयन्नाह-

**प्राण्यङ्गत्वादभक्ष्यत्वं न हि मांसे मतं च नः।**
**जीवसंसक्तिहेतुत्वात् किं तु तद्गर्हितं बुधैः।।५।।**

प्राण्यङ्गत्वादिति। न हि नः = अस्माकं प्राण्यङ्गत्वान्मासेऽभक्ष्यत्व च मत, किन्तु जीवससक्तिहेतुत्वात् तत् = मांस वुधैः = वहुश्रुतैः गर्हित = निपिद्धम्।।५।। तथाहि -

**पच्यमानामपक्वासु मांसपेशीषु सर्वथा।**
**तन्त्रे निगोदजीवानामुत्पत्तिर्भणिता जिनैः।।६।।**

---

હોવાથી પત્ની અને માતા વિશે તમારે ભોગ કે પૂજા રૂપ સમાન પ્રવૃત્તિ જ કરવી જોઇએ."

શંકા - મડલતત્રવાદીને તો આમાં ઇષ્ટાપત્તિ જ છે, કેમકે એ તો બધી સ્ત્રીને સમાન રીતે ગમ્ય માને છે.

સમાધાન - એના મતનુ અન્ય ગ્રન્થમા ઘણી રીતે નિરાકરણ થયું છે વળી સક્ષેપમાં આગળ એનું નિરાકરણ કરવાના છીએ ॥૪॥ વળી પ્રસંગસાધન તો સામાના અભ્યુપગમને અનુસરીને હોય છે. એટલે કે સામાને જે વસ્તુ જે રીતે જેવી માન્ય હોય તે રીતે જ અન્ય વસ્તુ તેવી માનવાનો અતિપ્રસગ દેખાડ્યો હોય તો એ યોગ્ય હોય છે. જેમકે દિગંબરે વસ્ત્રાદિને મૂર્ચ્છાહેતુ રૂપે ત્યાજ્ય માન્યા છે તો એને મૂર્ચ્છાહેતુરૂપે જ આહારાદિને પણ ત્યાજ્ય માનવાનો અતિપ્રસંગ દેખાડવો એ યોગ્ય છે, અન્ય રૂપે નહી. પ્રસ્તુતમા બૌદ્ધે અમને (જૈનને) આપેલ અનુમાન જો પ્રસગસાધન રૂપ હોય તો એ અમારી માન્યતા મુજબ જ હોવુ જોઇએ. એટલે કે [અમે જો પ્રાણ્યંગત્વરૂપે ભાત વગેરેને ભક્ષ્ય માનતા હોઇએ તો પ્રાણ્યંગત્વરૂપે માંસને પણ ભક્ષ્ય સિદ્ધ કરી દેતું એમનું પ્રસંગસાધન અનુમાન યોગ્ય ઠરે. અથવા] અમે જો પ્રાણ્યંગત્વરૂપે માંસને અભક્ષ્ય કહેતા હોઇએ તો એ રૂપે ભાત વગેરે પણ અભક્ષ્ય બની જવાની તેમણે આપેલી આપત્તિ યોગ્ય ઠરે. પણ એવું તો છે નહી, કેમકે અમે પ્રાણ્યગત્વરૂપે [ભાત વગેરેને ભક્ષ્ય નથી કહેતા કે] માંસને અભક્ષ્ય નથી કહેતાં અમે તો જીવોત્પત્તિના આશ્રયરૂપે માસને અભક્ષ્ય કહીએ છીએ. આવુ દેખાડતા ગ્રન્થકાર કહે છે—

[માંસ શા માટે અભક્ષ્ય?]

વળી માંસમા અભક્ષ્યત્વ પણ અમને પ્રાણ્યગત્વના કારણે અભિપ્રેત નથી કિન્તુ જીવસંસક્તિહેતુત્વના કારણે બહુશ્રુતોએ એનો નિષેધ કર્યો છે ॥૫॥ તે આ રીતે—

પકવવામા આવતી કાચી કે પાકી માંસપેશીઓમા સર્વથા નિગોદજીવોની ઉત્પત્તિ થાય છે એવુ શ્રીજિનેશ્વર

पच्यमानेति। एतदर्थसंवादिनी चेयं गाथा-

आमासु य पक्कासु य विपच्चमाणासु मंसपेसीसु। आयंतियमुववाओ भणिओ अ निगोअजीवाण।।६।।* ननु भवतामेव क्वचिदागमे मांसभक्ष्यतापि श्रूयत इति पूर्वापरविरोध इत्याशङ्क्याह-

## सूत्राणि कानिचिच्छेदोपभोगादिपराणि तु।
## अमद्यमांसाशितया न हन्यन्ते प्रसिद्धया।।७।।

सूत्राणीति। कानिचित्तु सूत्राणि छेदश्छेदसूत्रोक्तप्रायश्चित्तौपयिकार्थविशेषः, उपभोगश्च बहिःपरिभोगः, आदिनाऽत्यन्तापवादादिग्रहः, तत्पराणि प्रसिद्धयाऽमद्यमांसाशितया साधोर्न विरुध्यन्ते, उत्सर्गतो मांसभक्षणस्य दुष्टत्वादेवेति भावः। तथाहि अविय इत्थ लभिस्सामि पिंडं वा लोयं वा खीरं वा दहिं वा णवणीयं वा घयं वा गुलं वा तिल्लं वा महुं वा मज्जं वा मंसं वा सक्कुलिं वा फाणिअं वा पूअं वा सिहरणिं वा त

દેવોએ પ્રવચનમા કહ્યુ છે. આ જ અર્થને જણાવનાર સંવાદક ગાથા આવુ જણાવે છે. 'પકાવાઇ રહેલી આમ અને પક્વ માંસપેશીઓમાં નિગોદજીવોની આત્યંતિક ઉત્પત્તિ કહી છે ॥૬॥' 'તમારા જ આગમમાં ક્યાંક માંસની ભક્ષ્યતા કહેલી સંભળાય છે' આવી શંકા કરીને સમાધાન આપતા ગ્રન્થકાર કહે છે–

આચારાંગ વગેરેમા માંસ સંબંધી જે કેટલાક સૂત્રો આવે છે તે છેદસૂત્રમાં કહેલ પ્રાયશ્ચિત્ત કઇ રીતે આવે એ જાણવા વગેરેના ઉપાયભૂત અર્થવિશેષ અને બાહ્યપરિભોગ રૂપ ઉપભોગને તેમજ 'આદિ' શબ્દથી અત્યંત અપવાદાદિને જણાવવાના તાત્પર્યમાં છે તેથી 'જૈન સાધુઓ મદ્ય-માંસને આરોગતા નથી' એવી જે પ્રસિદ્ધિ છે તેની સાથે સૂત્રને કોઇ વિરોધ નથી, કેમકે એ સૂત્રો પરથી પણ ઉત્સર્ગે માંસભક્ષણ દુષ્ટ છે એ જ સિદ્ધ થાય છે તે સૂત્રો અને તેનો આવો તાત્પર્યાર્થ આ રીતે જાણવો – "વળી આ સ્વજનાદિ કુલોમાં મનપસંદ વસ્તુ મેળવીશ, જેમકે શાલિઓદન વગેરે પિંડ, સુસ્વાદુ ચીજરૂપ લોય, દૂધ, દહી, નવનીત, ઘી, ગોળ, તેલ, મધ, મદ્ય, માંસ, શષ્કુલી, ફાણિત = પાણીથી દ્રવ કરાયેલો ગોળ, પૂત, શિખરિણી વગેરે... આવુ બધુ મળશે, એટલે પહેલાં જ સ્વજનાદિના ઘરે જઇ આમાંનુ જે કાઇ મળે એને ખાઇને કે પીને પાત્રને બરાબર ધોઇ લૂછી ને પછી જ્યારે ભિક્ષાકાળ થાય ત્યારે 'મે કાઇ ખાધુ કે પીધુ છે એવુ જણાઇ જાય એવો મુખવિકાર ન થવા દઇ આગંતુક ભિક્ષુઓ સાથે ગોચરી મેળવવાની ઇચ્છાથી ગૃહસ્થના ઘરે પ્રવેશ કરીશ તેમજ બહાર નીકળીશ. આવુ વિચારવું એ માયાસ્થાન છે (માટે એવુ વિચારવુ કે કરવું નહી)"

આ સૂત્રની વ્યાખ્યા કરતી વખતે ટીકાકારે આવી વ્યાખ્યા કરી છે કે 'અહી મદ્ય-માંસની જે વાત છે એની વ્યાખ્યા છેદસૂત્રના અભિપ્રાયે કરવી અથવા તો અત્યંત પ્રમાદવશ થયેલ કો'ક સાધુ અત્યંત ગૃદ્ધિવાળો થઇ મધ, મદિરા કે માંસ પણ આરોગી લે તો એવાની અપેક્ષાએ આ વાત કરી છે." વળી આવું કરવાથી માયા થાય છે એમ કહીને પણ આવુ કરવુ એ નિષિદ્ધ આચરણરૂપ છે એમ જણાવી જ દીધુ છે. વળી જે નીચે પ્રમાણેનું બીજુ સૂત્ર આવે છે કે - 'જે સાધુ કે સાધ્વીને જાણવા મળે કે વિવક્ષિત પિંડ બહુ હાડકાવાળુ માંસ છે કે બહુ કાંટાવાળી માછલી છે ઇત્યાદિ .' તે સૂત્ર પણ જેમાથી ઘણુ તો ફેંકી જ દેવુ પડે છે એવા પિંડ રૂપ માંસનું

* आमासु च, पक्वासु च विपच्यमानासु मांसपेशीषु। आत्यन्तिकमुपपातो भणितो निगोदजीवानाम्।।

अपि चात्र लप्स्ये पिंडं वा लोयं वा क्षीरं वा दधि वा नवनीतं वा घृतं वा गुडं वा तैलं वा मधु वा मद्यं वा मांसं वा शष्कुलिं वा फाणितं वा पूतं वा शिखरिणीं वा तत्पूर्वमेव भुक्त्वा पीत्वा पतद्ग्रहं च संलिह्य संमृज्य ततः पश्चाद् भिक्षुभिः सार्द्धं गृहपतिकुलं पिंडपातप्रतिज्ञया प्रवेक्ष्यामि निष्क्रमिष्यामि वा मातृस्थानं स्पृशेद्।

पुव्वामेव भुच्चा (पिच्चा) पडिग्गहं च सलिहिय समज्जिय तओ पच्छा भिक्खूहि सद्धि गाहावइकुलं पिंडवायपडियाए पविसिस्सामि वा णिक्खमिस्सामि वा माइट्ठाण सफासे' [आ. २-१-१-४-२४] इत्यत्र 'नवर मद्यमांसे छेदसूत्राभिप्रायेण व्याख्येये' इति वृत्तिकृद्व्याख्यातवान्, 'अथवा कश्चिदतिप्रमादावष्टव्धोऽत्यन्तगृध्नुतया मद्यमासाद्यप्याश्रयेदतस्तदुपादानमि'ति मातृस्थानस्पर्शयोग्यतया नेदमपि विरुध्यते। तथा – [1]से भिक्खू वा भिक्खुणी वा से ज पुण जाणिज्जा वहुअट्ठिअ मस वा मच्छ वा वहुकंटय' [२-१-१-१०-५८] इत्यादिक सूत्रमपि वहुपरित्यजनधर्मकमांसाग्रहणस्य गृहस्थामंत्रणादिविधेर्ग्रहणे सत्यपि कंटकादिपरिष्ठापनविधेश्च प्रतिपादक 'अस्योपादानं क्वचिल्लूताद्युपशमनार्थ सद्वेद्योपदेशतो वाह्यपरिभोगेन स्वेदादिना ज्ञानाद्युपकारकत्वात्फलवद्दृष्ट, भुजिश्चात्र वहिःपरिभोगार्थः' इति व्याख्यया न विरुद्धम्। तथा [2]से भिक्खू वा भिक्खुणी वा जाव समाणे से ज पुण जाणिज्जा मस वा मच्छि वा भज्जिज्जमाण पेहाए तिल्लपूअ वा आएसाए उवक्खडिज्जमाणं पेहाए नो खद्ध खद्धं उवसकमित्तु ओभासिज्जा नन्नत्थ गिलाणाए (णीसाए)' [२-१-१-९-५१] इत्यत्र चा'न्यत्र ग्लानादिकार्यादि'त्यनेनात्यन्तापवाद एवच्छेदसमसूत्रविपय इति न कश्चिद्विरोधः श्रुतपरिष्कृतचेतसां प्रतिभाति।।७।।

**'न प्राण्यङ्गसमुत्थं' चेत्यादिना वोपि वारितम्।**
**लंकावतारसूत्रादौ तदित्येतद्वृथोदितम्।।८।।**

नेति। 'न प्राण्यङ्गसमुत्थ'मित्यादिना च = 'न प्राण्यङ्गसमुत्थं मोहादपि शेपचूर्णमश्नीया' दित्यादि-

ગ્રહણ ન કરવુ એ વાતનું તેમજ ગૃહસ્થ આગ્રહ કરીને લઇ જાય અને કથંચિદ્ એ આવી ગયું હોય તો કાંટા વગેરે પરઠવી દેવાની વિધિનુ પ્રતિપાદક છે. આની વ્યાખ્યામા વ્યાખ્યાકારે કહ્યુ છે કે ક્યારેક લૂતા વગેરેનો ઉપશમ કરવા માટે સારા વૈદ્યની તેવી સલાહ હોય તો બાહ્ય ઉપયોગ માટે એ લેવાય છે. જેથી પરસેવો વગેરે થવાથી લૂતા વગેરેનું ઉપશમન થાય. અહી 'ભોગ' કરવાનુ જે લખ્યું છે બાહ્ય પરિભોગના અર્થમાં જાણવું નહી કે ખાવાના અર્થમાં.' આવી વ્યાખ્યાથી પણ એ સૂત્ર અવિરુદ્ધ હોવું જણાય છે. એમ, આવું પણ જે સૂત્ર મળે છે કે "સાધુ કે સાધ્વીને જાણવા મળે કે ગૃહસ્થના ઘરમા મહેમાન માટે માસ, મત્સ્ય કે તેલની પ્રચુરતાવાળો પુડલો રધાઇ રહ્યો છે, તો તે જોઇને જલ્દી જલ્દી ત્યા જઇને એ માગવુ નહી, સિવાય કે એવુ ગાઢ બિમારી વગેરેનું કારણ હોય " આ બધા સૂત્રો પરથી પણ માસભક્ષણ ઉત્સર્ગે નિષિદ્ધ હોવુ જ જણાતુ હોવાથી શ્રુતપરિકર્મિત બુદ્ધિવાળા પ્રાજ્ઞોને એમા કોઇ વિરોધ ભાસતો નથી[3].।।૭।। [આમ અમારા શાસ્ત્રોમા ક્વચિત્ માસની જે વાત આવે છે તે અત્યત અપવાદાદિ અવસ્થા અગે છે. ઉત્સર્ગે તો એ અભક્ષ્ય જ છે એ જણાવ્યું. હવે, પૂર્વપક્ષીના શાસ્ત્રોમાં પણ એને અભક્ષ્ય જ જણાવ્યુ છે એવુ જણાવવા ગ્રન્થકાર કહે છે– **અથવા,**

ભક્ષ્યત્વ કે અભક્ષ્યત્વ, લોક અને શાસ્ત્રથી સિદ્ધ થયેલો વ્યવહારને અનુસરીને હોય છે એવુ તમે કહ્યું. અમારા શાસ્ત્રમા માસની અભક્ષ્ય તરીકે વ્યવસ્થા દેખાડી નથી માટે એ અભક્ષ્ય નથી. એવી શંકાનું સમાધાન

१ अथ भिक्षुर्वा भिक्षुणी वा यत्पुन जानीयाद् वह्वस्थिक मास वा मत्स्य वा वहुकण्टकम् । २ अथ भिक्षुर्वा भिक्षुणी वा यावद् समाने अथ यत्पुन जानीयाद् मास वा मत्स्य वा भज्यमान प्रेक्ष्य तैलपूप वा आदेशायोपस्क्रियमाण प्रेक्ष्य न शीघ्र शीघ्र उपसंक्रम्यावभासेतान्यत्र ग्लानादिनिश्राया।। ૩ ડગલે ને પગલે સૂક્ષ્મ જીવોની પણ, મનથી પણ, અનુમોદના રૂપ પણ હિંસા ન થઇ જાય એવો આચાર દર્શાવનારા ને સ્વય પાળનારા શાસ્ત્રકારો ઉત્સર્ગે તો નહીં જ, પણ ત્રિકાળમાં ક્વચિત જ સભવિત અત્યત વિષમ અપવાદ સિવાયના અપવાદપદે પણ પચેન્દ્રિયહિસાજન્ય માસાદિની અનુજ્ઞા ન જ આપે એ કોઇપણ વિચારશીલ સુજ્ઞ સમજી શકે એમ છે. વળી, એવી અનુજ્ઞા જો આપી હોત તો સેંકડો વર્ષોથી જે સૂક્ષ્મ દયાપાલન દેખાય છે એ ટકી શક્યુ જ ન હોત.

ग्रन्थेन च वोऽपि = युष्माकमपि लंकावतारसूत्रादौ तद् = मांसभक्षणं वारितं = निषिद्धमादिना शीलपटलादिशास्त्रपरिग्रहः, इत्येतद् = मांसभक्ष्यत्वं वृथोदितं परेण।।८।। अविकृतार्थ एव वाद्यन्तरमतनिरासायोपक्रमते–

**न मांसभक्षणे दोषो न मद्ये न च मैथुने।**

**प्रवृत्तिरेषा भूतानां निवृत्तिस्तु महाफला।।९।।**

नेति। न = नैव मांसभक्षणे दोषः कर्मबन्धलक्षणः, न मद्ये पीयमान इति गम्यते, न च मैथुने सेव्यमान इति गम्यते। यतः प्रवृत्तिः = स्वभाव एषा = मांसभक्षणादिका भूतानां = प्राणिनाम्। निवृत्तिः = विरमणं पुनर्मांसभक्षणादिभ्यो महदभ्युदयलक्षणं फलं यस्याः सा (तथा)।।९।।

**भक्ष्यं मांसं परः प्राहानालोच्य वचनादतः।**

**जन्मान्तरार्जनाद्दुष्टं न चेतद्वेद यत्स्मृतम्।।१०।।**

भक्ष्यमिति। परः = द्विजन्मजातीयोऽतो वचनादनालोच्य पूर्वापरशास्त्रन्यायविरुद्धतां मांसं भक्ष्यं प्राह। न चेतद् = मांसभक्षणं जन्मान्तरार्जनाद् = अन्यभवोत्पादनाद्दुष्टं वेद = जानाति। यत्स्मृतं मनुना।।१०।।

**मां स भक्षयिताऽमुत्र यस्य मांसमिहाद्म्यहम्।**

**एतन्मांसस्य मांसत्वं प्रवदन्ति मनीषिणः।।११।।**

मामिति। अत्र हि भक्षकस्य भक्षितेन भक्षणीयत्वप्राप्तिनिबन्धनजन्मान्तरार्जनादेव व्यक्तं मांसभक्षणस्य

---

આપવા ગ્રન્થકાર કહે છે–]

તમારા લંકાવતારસૂત્ર, શીલપટલ વગેરે શાસ્ત્રમાં 'न प्राण्यगसमुत्थं मोहादपि शङ्खचूर्णमश्नीयात्' ઇત્યાદિ ગ્રન્થાધિકારથી તે માંસભક્ષણનો નિષેધ કર્યો છે. એટલે બૌદ્ધે માંસને જે ભક્ષ્ય કહ્યું છે તે વૃથા છે.।।૮।। માંસભક્ષણ અંગે જ અન્યવાદી (દ્વિજ) ના મતનું નિરાકરણ કરવા માટે ગ્રન્થકાર ઉપક્રમ કરે છે. [એમાં સૌ પ્રથમ તે વાદીની માન્યતા જણાવે છે–] [દ્વિજ મત]

માંસભક્ષણમાં કર્મબંધરૂપ દોષ નથી, મદ્ય પીવામાં દોષ નથી, અને મૈથુન સેવવામાં દોષ નથી. કેમકે આ માંસભક્ષણ વગેરે તો જીવોના સ્વભાવરૂપ છે. હા, એ માંસભક્ષણ વગેરેથી અટકવું એ મહાન્ અભ્યુદય રૂપ ફળ દેનારું બને. (આ મનુસ્મૃતિના પાંચમા અધ્ય. નો ૫૬ મો શ્લોક છે.)।।૯।।

[દ્વિજ વાદીના આ મતને દૂષિત ઠેરવવા ગ્રન્થકાર કહે છે–]

'न मांसभक्षणे दोषः' ઇત્યાદિ આ વચન પરથી, અન્ય શાસ્ત્ર સાથેના કે ન્યાય-તર્ક સાથેના વિરોધનો વિચાર કર્યા વગર દ્વિજવાદી માંસને ભક્ષ્ય કહે છે. પણ એ આટલું જાણતો નથી કે માંસભક્ષણથી અન્ય જન્મનું ઉપાર્જન થતું હોવાથી એ દુષ્ટ છે. એનાથી અન્યજન્મોપાર્જન થાય છે એ મનુએ સ્મૃતિમાં જે નીચેનું વચન કહ્યું છે [મનુસ્મૃતિ અ. ૫ શ્લોક ૫૫] તેના પરથી જણાય છે.।।૧૦।।

'જેનું માંસ હું અહીં ખાઉં છું, (मां स =)મને તે જીવ પરલોકમાં ખાશે' આ, માંસનું માંસત્વ (માંસ શબ્દનું વ્યુત્પત્તિનિમિત્ત = નિરુક્ત) છે એવું મનીષીઓ કહે છે. મનુએ કહેલા આ વચનનો વિચાર કરીએ તો જણાય છે કે ભક્ષકે, ભક્ષિતથી પોતે ભક્ષાય એ માટે અન્ય જન્મ લેવો જ પડે. આમ અન્ય જન્મની પ્રાપ્તિ થતી હોવાથી

दुष्टत्वं प्रतीयते, इति तददुष्टत्वप्रतिपादक वचनमनेनैव विरुध्यते।।११।।

**निषेधः शास्त्रबाह्येऽस्तु विधिः शास्त्रीयगोचरः।**
**दोषो विशेषतात्पर्यान्नन्वेवं न यतः स्मृतम्।।१२।।**

निषेध इति। ननु शास्त्रवाह्ये मांसभक्षणे निपेधोऽस्तु, निरुक्तवलप्राप्तनिपेधे विध्यर्थोऽन्वेतु, विधिश्च शास्त्रीयगोचरः = वचनोक्तमासभक्षणविपयोऽस्त्वेव विशेपतात्पर्याद् = विधिनिपेधवाक्यार्थयोर्विधेयनिपेध्ययो गामानाधिकरण्येनान्वये(?ऽ)तात्पर्यान्न दोप. = 'न मांसभक्षणे दोप'इत्यत्र मासभक्षणसामान्ये दापाभाववाधलक्षण, अन्यथा 'ज्योतिप्टोमेन स्वर्गकामो यजेते'त्यादावपि स्वर्गादिसामान्ये यागादिकार्यतावाधप्रसङ्गात्। इत्थ च–

इत्थं जन्मैव दोपोऽत्र न शास्त्राद्वाह्यभक्षणम्। प्रतीत्यैप निपेधश्च न्याय्यो वाक्यान्तराद्गतेः।। [अ. १८/४] इत्यत्र 'ने'त्यादौ पूर्वपक्ष्यभिप्रायेण 'नेव, यत शास्त्राद् वाह्यभक्षण प्रतीत्यैप जन्मलक्षणो दोपो

---

માસભક્ષણની દુષ્ટતા પ્રતીત થાય છે એટલે માંસભક્ષણને અદુષ્ટ જણાવનાર વચનનો આ વચનથી જ વિરોધ થાય છે.॥૧૧॥ ['न मासभक्षणे दोप.' ઇત્યાદિ વચન અને મનુએ કહેલા ઉક્ત વચન વચ્ચેના વિરોધનો પરિહાર કરવા પૂર્વપક્ષી એ બન્ને વચનોનું તાત્પર્ય જણાવે છે–]

**[નિષેધ-વિધાનની પૂર્વપક્ષીય વ્યવસ્થા]**

**પૂર્વપક્ષ** - નિપેધ શાસ્ત્રબાહ્ય માસભક્ષણનો હોય અને વિધાન શાસ્ત્રોક્ત માસભક્ષણનુ હોય. આવુ વિશેષ તાત્પર્ય માનીએ તો 'मा स भक्षयिता' ઇત્યાદિ વચનથી 'न मासभक्षणे दोप ..' ઇત્યાદિ વચનનો બાધ થવા રૂપ કોઇ દોષ રહેતો નથી. આવું વિશેષ તાત્પર્ય એટલા માટે માનવું પડે છે કે શાસ્ત્રમા નીચેની વાત (આગળના શ્લોકમા કહેવાનારી વાત) કહેવાયેલી છે.

'मा स भक्षयिता' ઇત્યાદિ વ્યુત્પત્તિથી જન્માન્તરપ્રાપ્તિ રૂપ દોષનુ સૂચન થવા દ્વારા માંસભક્ષણનો જે નિપેધ ફલિત થાય છે તે શાસ્ત્રમાં ન કહેલ સામાન્ય માંસભક્ષણનો નિષેધ છે. નિરુક્ત બળે આ નિપેધ પ્રાપ્ત થયે વિધ્યર્થનો અન્વય થાય છે. અર્થાત્ 'न मासभक्षणे दोप ' ઇત્યાદિથી માંસભક્ષણ અંગે દોષાભાવ અને પ્રવૃત્તિ જણાવવા દ્વારા ફલિત થયેલુ વિધાન ઉપસ્થિત થાય છે. આશય એ છે કે મનુસ્મૃતિના પાચમા અધ્યાયમાં मा स भक्षयिता . એ પંચાવનમો શ્લોક છે ને न मासभक्षणे दोप. . એ છપ્પનમો શ્લોક છે એટલે मा म भक्षयिता... શ્લોક દ્વારા દોપ બતાવી માંસ ભક્ષણનો નિપેધ કર્યા બાદ માસભક્ષણના વિધાનમા ફલિત થતો न मासभक्षणे... ઇત્યાદિ શ્લોક આવે છે. આ જ જણાવે છે કે ૫૫ મા શ્લોકમા જે નિપેધ છે તે શાસ્ત્ર બાહ્યમાસભક્ષણ અંગે છે ને ૫૬ માં શ્લોકથી જે વિધાન છે તે શાસ્ત્રવચનથી કહેવાયેલ માંસભક્ષણ રૂપ વિશેષ પ્રકારના માંસભક્ષણ અંગે છે, આમ વિધિને ફલિત કરનાર 'न माम भक्षणे...' ઇત્યાદિ વિધિ વાક્યના વિષયભૂત વિધેય અને નિષેધને ફલિત કરનાર 'मा स भक्षयिता...' ઇત્યાદિ નિષેધવાક્યના વિપયભૂત નિપેધ્ય, આ બન્નેનો સામાનાધિકરણ્યથી અન્વય કરવાનું તાત્પર્ય ન હોવાથી કોઇ દોષ રહેતો નથી. એટલે કે અહી એવુ વિશેષ તાત્પર્ય છે કે એકથી જેનો નિષેધ છે એનુ જ બીજાથી વિધાન છે એવું નથી. નિપેધ અન્ય પ્રકારના માંસભક્ષણનો છે અને વિધાન અન્ય પ્રકારના માસભક્ષણનુ છે તેથી 'न मासभक्षणे दोप ' એ સામાન્યથી કોઇ પણ માંસભક્ષણમા જે નિર્દોપતા જણાવે છે તેનો 'मा स भक्षयिता' ઇત્યાદિ વચનથી બાધ થાય છે એવો જે દોષ ભાસે છે તે હવે રહેશે નહી આમ, માસભક્ષણ અગે જ્યારે અન્ય અભિપ્રાયવાળુ વચન મળે છે, તો 'न मासभक्षणे दोप.' આ વાક્ય

निपेधश्च निरुक्तवलप्रापित' इति पूर्वव्याख्यानमेवादृतम् । 'शास्त्राद्‌बाह्यभक्षण प्रतीत्य सामान्यत इत्यर्थ: नेप निपेध:' इति तु व्याख्यान विशेपतात्पर्ये परस्येप्टमेव । विशेपतात्पर्यग्रहोपायमाह यत: स्मृतम् ।।१२।।

---

માસભક્ષણસામાન્યમાં દોપાભાવને જણાવવાના તાત્પર્યવાળુ છે એવું ન માનવુ જોઇએ, અન્યથા, 'સ્વર્ગેચ્છુએ જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવો' ઇત્યાદિમા પણ સ્વર્ગાદિસામાન્યમા યાગાદિની કાર્યતાનો બાધ થવાની આપત્તિ આવે. એટલે કે વિશ્વજિત્ ન્યાયે નિશ્ચિત થયેલુ છે કે -'स स्वर्ग: सर्व प्रत्यविशिप्टत्वात्' એટલે કે - જેનું કોઇ વિશેપ ફળ કહેલુ ન હોય તે બધા યાગ વગેરેનુ ફળ સ્વર્ગ જાણવું. હવે, જ્યોતિષ્ટોમ યજ્ઞના કાર્ય તરીકે વિશેપ પ્રકારનું સ્વર્ગ જો સમજવાનુ ન હોય અને સ્વર્ગસામાન્ય જ જો સમજવાનું હોય તો સ્વર્ગાદિ સામાન્યમાં જ્યોતિષ્ટોમ યજ્ઞની જ કાર્યતા રહેવાથી અન્ય યજ્ઞ વગેરેની કાર્યતા બાધિત થઇ જાય.

આમ 'न मासभक्षणे दोप ' ઇત્યાદિ વચન શાસ્ત્રવિહિત માસભક્ષણમાં દોપાભાવને જણાવે છે અને 'मा स भक्षयिता' ઇત્યાદિ વચન શાસ્ત્ર બાહ્ય માસભક્ષણ અગે જન્માન્તર પ્રાપ્તિ રૂપ દોપને જણાવે છે આવું પૂર્વપક્ષીનું જે વિશેપ તાત્પર્ય છે તેના પરથી જણાય છે કે અપ્ટક ૧૮/૪ ની વૃત્તિમાં વૃત્તિકારે જે પ્રથમ વ્યાખ્યાન કર્યું છે એને જ અમે અહી આદર્યું છે, બીજું નહી. આશય એ છે કે અષ્ટક ૧૮/૪ ની વૃત્તિકારે આ રીતે વૃત્તિ રચી છે - "આમ, પોતે જેનુ માસ ખાધુ છે તેનો કોળિયો બની જવા માટે ભક્ષકે ફરીથી જન્મ લેવો પડે છે એ જ માસભક્ષણનો દોપ છે, તો તમે કેમ એમ કહો છો કે માંસભક્ષણમાં દોપ નથી આના પર પૂર્વપક્ષી કહે છે કે માસભક્ષણ અગે આવો દોપ નથી, કેમકે 'मा स भक्षयिता' થી ફલિત થતો 'જન્મ' રૂપ દોપ શાસ્ત્રબાહ્ય ભક્ષણની અપેક્ષાએ છે, અને નિરુક્તથી પ્રાપ્ત થતો માંસભક્ષણનો નિષેધ પણ એ બાહ્યભક્ષણની અપેક્ષાએ જ યોગ્ય ઠરે છે, કેમકે 'प्रोक्षित भक्षयेद्' ઇત્યાદિ વાક્યથી એવુ જણાય છે (એ વાક્યમા માંસભક્ષણ વિશેપનું વિધાન છે, માટે એનો નિપેધ સગત ન ઠરે )' આ રીતે એક વ્યાખ્યા કર્યા બાદ વૃત્તિકાર મહાત્માએ 'અથવા' કહીને બીજી વ્યાખ્યા રચી છે કે "આમ 'જન્મ' તો એક દોપ છે જ, વળી, 'न मांसभक्षणे दोप.' ઇત્યાદિ વચનથી (વ્યાપક રીતે) માસભક્ષણમાં દોપનો જે નિપેધ કર્યો છે તે યોગ્ય નથી, કારણ કે શાસ્ત્રબાહ્ય માંસભક્ષણ અંગે તે નિષેધ સંગત નથી, પણ પ્રોક્ષિતાદિ વિશેપણ યુક્ત માસંભક્ષણ અંગે જ દોપનો નિપેધ યોગ્ય છે, કેમકે 'प्रोक्षित...' ઇત્યાદિ વાક્યાન્તરથી એવું જણાય છે." આમ વૃત્તિકારે પ્રથમ વ્યાખ્યામાં મૂળ શ્લોકગત 'ન' ઇત્યાદિની પૂર્વપક્ષીના અભિપ્રાયે વ્યાખ્યા કરી છે અને બીજી વ્યાખ્યામાં ઉત્તરપક્ષીના અભિપ્રાયે વ્યાખ્યા કરી છે. આમાંથી "પૂર્વપક્ષ - આ રીતે 'જન્મ' રૂપ દોપ કહેવો યોગ્ય નથી, કેમકે શાસ્ત્રબાહ્યભક્ષણની અપેક્ષાએ આ જન્મરૂપ દોપ અને નિરુક્તબળ પ્રાપ્ત નિપેધ છે" આવુ જણાવનાર પ્રથમ વ્યાખ્યા જ અહી બત્રીશીમા આદરીએ છીએ, પણ "શાસ્ત્રબાહ્યભક્ષણની અપેક્ષાએ એટલે કે સામાન્યથી માંસભક્ષણમાં દોપનો નિપેધ ઉચિત નથી' ઇત્યાદિ જણાવનાર બીજી વ્યાખ્યા અહી આદરાયેલી નથી, કેમકે એવી વ્યાખ્યા તો પૂર્વોક્ત મુજબ વિશેપ તાત્પર્ય માનીને પૂર્વપક્ષીને ઇપ્ટ જ છે, એથી એ ઉત્તરપક્ષી તરફથી દોપોદ્‌ભાવન કરી શકતી નથી.

માંસભક્ષણ અગેના વિધાન અને નિપેધનુ આવું વિશેષ તાત્પર્ય છે એવું જેના પરથી જાણી શકાય છે તેવો ઉપાય 'यत: स्मृतम्' કહીને જણાવ્યો છે. [એટલે કે વક્ષ્યમાણ 'प्रोक्षित...' ઇત્યાદિ જે કહ્યું છે તેના પરથી આ વિશેપ તાત્પર્ય ફલિત થાય છે.]॥૧૨॥ [એ શું કહ્યુ છે તે હવે ગ્રન્થકાર જણાવે છે—]

બ્રાહ્મણોની અનુજ્ઞાથી પ્રોક્ષિત માસને ખાવુ જોઇએ. તથા યથાવિધિ નિયુક્ત થયેલ વ્યક્તિએ ખાવુ જોઇએ. અથવા પ્રાણોનો નાશ ઉપસ્થિત થયે ખાવુ જોઇએ. (આ મનુસ્મૃતિ પાંચમા અધ્યાયનો ૨૭ મો શ્લોક છે.)

વૈદિક મંત્રોથી સસ્કાર કરાયેલુ હોય તે 'પ્રોક્ષિત' કહેવાય છે. બ્રાહ્મણોએ ખાઇ લીધા પછી વધેલ તે માંસનું

**प्रोक्षितं भक्षयेन्मांसं ब्राह्मणानां च काम्यया।**
**यथाविधिनियुक्तस्तु प्राणानामेव चात्यये* ।।१३।।**

प्रोक्षितमिति। प्रोक्षित = वैदिकमंत्राभ्युक्षित भक्षयेत् = अश्नीयान्मास = पिशित ब्राह्मणानां च काम्यया = इच्छया = द्विजभुक्तावशेप प्रति तदनुज्ञया विधिः = न्यायो यत्र यागश्राद्धप्राघूर्णकादौ प्रक्रिया तस्यानतिक्रमेण यथाविधि। तत्र यागविधिः पशुमेधाश्वमेधादिशास्त्रसिद्धः, श्राद्धविधिस्तु द्वौ मासौ मत्स्यमांसेनेत्यादिप्रसिद्धः, प्राघूर्णकविधिस्तु याज्ञवल्क्योक्तोऽय 'महोक्ष वा महाज वा श्रोत्रियाय प्रकल्पयेदि'ति, [अ. १ श्लोक - १७९] तथा नियुक्तस्तु = गुरुभिर्व्यापारित एव, तथा प्राणानामेवेन्द्रियादीनामेव चात्यये = विनाशे उपस्थिते इति शेप, आत्मा हि रक्षणीयः यदाह 'सर्वत एवात्मानं गोपयेदिति'।।१३।।

**नैतन्निवृत्त्ययोगेन तस्याः प्राप्तिनियन्त्रणात्।**
**प्राप्ते तस्याः निषेधेन यत एतदुदाहृतम्।।१४।।**

नेतदिति। एतद् = विशेपपरत्वेन विधिनिपेधोभयसमाधान प्रकृते न युक्त, निवृत्त्ययोगेन = मासभक्षणनिवृत्त्यसंभवेन, तस्याः = निवृत्तेः प्राप्तिनियंत्रणात् = प्राप्तिनियमनात्, 'प्राप्तमेव प्रतिषिध्यते'

---

બ્રાહ્મણોની અનુજ્ઞાથી યથાવિધિ ભક્ષણ કરવું. આમાં વિધિ એટલે જે યજ્ઞ, શ્રાદ્ધ, પ્રાઘૂર્ણક વગેરે અગેની પ્રક્રિયા રૂપ ન્યાય. તેમા પશુમેધ-અશ્વમેધ વગેરે યજ્ઞવિધિ શાસ્ત્રપ્રસિદ્ધ છે. શ્રાદ્ધ વિધિ માંસવિશેષની અપેક્ષાએ જુદો જુદો છે 'બે મહિના મત્સ્યના માંસથી...' ઇત્યાદિ રૂપે પ્રસિદ્ધ છે યાજ્ઞવલ્કયે કહેલ પ્રાઘૂર્ણક વિધિ આવો છે - 'મોટા બળદને કે મોટા બકરાને શ્રોત્રિય બ્રાહ્મણ માટે રાંધવો.' તથા ગુરુઓ વડે વ્યાપૃત કરાયેલ વ્યક્તિએ જ તે ખાવુ જોઇએ તથા ઇન્દ્રિય વગેરે પ્રાણો સકટમાં આવી ગયા હોય તો માસ ખાવુ જોઇએ. કેમકે 'બધી રીતે આત્માની રક્ષા કરવી' એવા વચન પરથી જણાય છે કે કોઇ પણ રીતે આત્મા જ રક્ષણીય છે. [આમ આ વાક્યથી માંસભક્ષણનું વિધાન છે એના પરથી જણાય છે કે માસભક્ષણના નિષેધ અને વિધિને ફલિત કરતાં વાક્યો અનુક્રમે શાસ્ત્રબાહ્ય અને શાસ્ત્રોક્ત માંસભક્ષણ અગે છે.]।।૧૩।। આવા પૂર્વપક્ષનો જવાબ આપવા ગ્રન્થકાર કહે છે–

આવુ સમાધાન યોગ્ય નથી, કેમકે માસભક્ષણનિવૃત્તિ સંભવતી નથી, તે પણ એટલા માટે કે નિવૃત્તિ પ્રાપ્તિથી નિયત્રિત હોય છે. પ્રાપ્ત માંસભક્ષણ અંગે નિવૃત્તિનો નિષેધ હોઇ નિવૃત્તિ અસંભવિત છે. કેમકે તમારા ગ્રન્થમાં આ પ્રમાણે કહ્યુ છે.

**[એ વ્યવસ્થાની દુષ્ટતા-ઉત્તરપક્ષ]**

વિધિ અને નિષેધ બે જુદા જુદા પ્રકારના માસભક્ષણ અગે હોઇ 'मा स भक्षयिता .' ઇત્યાદિથી માંસભક્ષણમાં દોષાભાવનો બાધ થવાનો દોષ રહેતો નથી. આ રીતે તમે પ્રસ્તુતમા જે સમાધાન આપો છો તે યોગ્ય નથી, કેમકે 'निवृत्तिस्तु महाफला' એમ કહીને જે માંસભક્ષણ નિવૃત્તિ જણાવી છે તે અસંભવિત બની જાય છે. તે એટલા માટે કે 'प्राप्तमेव प्रतिपिध्यते' 'પ્રાપ્તનો જ નિષેધ હોય છે' એવો ન્યાય છે. શાસ્ત્રબાહ્ય ભક્ષણ તો 'પ્રાપ્ત' જ ન હોવાથી એના નિપેધરૂપ નિવૃત્તિ પણ શી રીતે સંભવે? "પ્રોક્ષિતાદિ વિધિ પ્રયોગથી જે માસભક્ષણ પ્રાપ્ત છે તેનો 'निवृत्तिस्तु महाफला' શબ્દથી નિષેધ છે" એવું પણ કહી શકાતું નથી, કેમકે પ્રાપ્ત એવા તે માંસભક્ષણ

---

* 'वात्यये' इति अष्टकप्रकरणे [१८-५]

निवृत्तिपद चात्र पारिव्राज्यपरमेव, सर्वकर्मसन्यागरूपस्य तस्य महाफलत्वोपपत्तेरिति न कोऽप्यत्र दोप, इति चेत्? न, तथापि 'न मासभक्षणे दोप' इत्यत्र मासभक्षणपदस्य शास्त्रीयमागभक्षणपरत्वे तददुष्टत्वे साध्ये भूतप्रवृत्तिविपयत्वस्य हेतोरनैकान्तिकत्वात्, प्रवृत्तौ विहितत्वविशेपणप्रक्षेपे च विशेष्यभागस्य वैयर्थ्यात्, फलत पक्षहेत्वोरविशेपापत्तेश्च। कि चोत्सर्गतो निपिद्ध पुष्टालंवनसमावेशेन क्वचित्कदाचित्कस्यचिद्गुणावहमपि स्वरूपतोऽदुष्टतां न परित्यजति यथा वैद्यकनिपिद्ध स्वेदकर्म ज्वरापनयनाय विधीयमान, न चात्र किञ्चिदालवन पश्यामो विनाऽधर्मवृद्धिकुतूहलादिति। अधिक मत्कृतस्याद्वादकल्पलतायाम्।।१६।।

**मद्येऽपि प्रकटो दोषः श्रीह्रीनाशादिरैहिकः।**
**सन्धानजीवमिश्रत्वान्महानामुष्मिकोऽपि च।।१७।।**

मद्येऽपीति। मद्येऽपि = मधुन्यपि प्रकटो दोप, श्रीः = लक्ष्मीः ह्री = लज्जाऽऽदिना विवेकादिग्रहस्तन्नाशादैहिकः = इहैव विपाकप्रदर्शक। तथाऽऽमुष्मिकोऽपि = परभवे विपाकप्रदर्शकोऽपि महान् दोप, सधानेन = जलमिश्रितवहुद्रव्यसस्थापनेन जीवमिश्रत्वात् = जीवससक्तिमत्त्वात्। 'सन्धानवत्यप्यारनालादाविव नात्र दोप' इति चेत्? न, शास्त्रेणैतद्दुष्टत्ववोधनात्। तदाह-[अ. १९/१]

---

વળી, પ્રોક્ષિતાદિ વિશેષણયુક્ત માસભક્ષણને જ તમે ભક્ષ્ય માનો છો એનાથી જણાય છે કે સામાન્યથી ઉત્સર્ગપદે તો એને તમે નિષિદ્ધ જ માનો છો ઉત્સર્ગથી નિષિદ્ધ ચીજ પુષ્ટાલબન દશામા ક્યાંક ક્યારેક કો'કને ગુણકર બનતી હોવા છતા સ્વરૂપે તો દુષ્ટતાને છોડતી જ નથી. એટલે કે સ્વરૂપે તો એ દુષ્ટ જ રહેતી હોવાથી એનો નિર્દોપ ચીજ તરીકે ઉલ્લેખ કરવો એ યોગ્ય નથી જેમકે સામાન્યથી વૈદ્યક શાસ્ત્રોમાં નિષિદ્ધ એવો જે પરસેવો જ્વરને દૂર કરવા માટે વિહિત કરાય છે, તે સ્વરૂપે કાઇ નિર્દોપ ઠરી જતો નથી. 'તેમ છતાં પ્રોક્ષિતાદિ રૂપ વિશિષ્ટ દશામા તો માસભક્ષણ ગુણકર હોઇ નિર્દોપ સિદ્ધ થઇ જ જાય છે ને!' એવુ પણ કહી શકાતું નથી, કેમકે ઉત્સર્ગે નિષિદ્ધ ચીજ, એવા પુષ્ટઆલબને જ ગુણકર બનતી હોઇ નિર્દોપ બને છે પ્રસ્તુતમાં એવું કોઇ આલબન જોવા મળતુ નથી, વિના અધર્મને વધારવાનુ કુતૂહલ. એટલે એમા પુષ્ટ આલબન ન હોઇ એ નિર્દોપ હોતુ જ નથી. આ બાબતનો વિશેષ વિચાર મારા (ઉપા મ ના) સ્યાદ્વાદ કલ્પલતાગ્રન્થમાં કરેલો છે ॥૧૬॥ [માસભક્ષણને દૂષિત ઠેરવ્યા બાદ હવે મદ્યપાનને દૂષિત ઠેરવતા ગ્રન્થકાર કહે છે–]

[મદ્યપાનમાં દોષો]

લક્ષ્મી, લજ્જા, વિવેક વગેરેનો નાશ થતો હોવાથી મદ્યમા પણ પ્રકટ એવો, આ જન્મમા જ વિપાક દેખાડનાર ઐહિક દોપ છે તેમજ જળ મિશ્રિત અનેક દ્રવ્યોનું સંસ્થાપન કરવા રૂપ સધાનના કારણે એ જીવસસક્ત હોવાથી (એ જીવોની વિરાધના થવાથી) પારલૌકિક પણ મોટો દોપ એમા રહ્યો છે. 'સંધાનયુક્ત એવા પણ આરનાલ (કાજીકા) વગેરેમા જેમ દોપ હોતો નથી એમ આમા પણ દોપ નથી' એવુ ન કહેવુ, કેમકે મદ્યની દુષ્ટતા શાસ્ત્રથી જણાય છે અષ્ટક ૧૯/૧મા કહ્યુ છે કે 'મદ્ય એ પ્રમાદનુ કારણ છે, સચ્ચિત્તનુ નાશક છે, સધાનના જીવસસક્તિ વગેરે દોપ યુક્ત છે એટલે 'એમાં દોપ નથી' એમ કહેવું એ ખરેખર સાહસ છે.' તથા મદ્ય અતિદુષ્ટ છે એ વાત પુરાણકથાઓમા પણ આ રીતે સાભળવા મળે છે - "કો'ક ઋષિએ ઘોર તપ કર્યો આ મહા તપસ્વી મને ઇન્દ્રાસન પરથી પદભ્રષ્ટ કરી નાખશે એવી શકા ઇન્દ્રને થઇ એટલે એણે ઋષિને ક્ષોભ પમાડવા દેવાગનાઓ મોકલી તે દેવીઓએ તેની પાસે આવીને તેની વિનયથી આરાધના કરી. વરદાન

मद्यं पुनः प्रमादाङ्ग तथा सच्चित्तनाशनम्। सन्धानदोषवत्तत्र न दोष इति साहसम्। मद्यस्यातिदुष्टत्वं च पुराणकथास्वपि श्रूयते। तथाहि–

कश्चिदृषिस्तपस्तेपे भीत इन्द्रः सुरस्त्रियः। क्षोभाय प्रेषयामास तस्यागत्य च तास्तकम्।।

विनयेन समाराध्य वरदाभिमुख स्थितम्। जुगर्मद्य तथा हिसां सेवस्वाब्रह्म वेच्छया।।

स एवं गदितस्ताभिर्द्वयोर्नरकहेतुताम्। आलोच्य मद्यरूप च शुद्धकारणपूर्वकम्।।

मद्य प्रपद्य तद्भोगान्नष्टधर्मस्थितिर्मदात्। विदशार्थमज हत्वा सर्वमेव चकार सः।।

ततश्च भ्रष्टसामर्थ्यः स मृत्वा दुर्गति गतः। इत्थं दोषाकरो मद्य विज्ञेय धर्मचारिभिः। ।इति। ।१७।।

## नियमेन सरागत्वाद् दुष्टं मैथुनमप्यहो।
## मूलमेतदधर्मस्य निषिद्धं योगिपुङ्गवैः।।१८।।

**नियमेनेति।** नियमेन = निश्चयेन सरागत्वात्, [१]'न त विणा रागदोसेहि' इति वचनात्। अहो मैथुनमपि दुष्टम्। एतदधर्मस्य मूल [२]'मूलमेयमहम्मस्से'त्याद्यागमात् योगिपुगवैः = भगवद्भिर्निषिद्ध, **भगवत्यां** तस्या महाऽसयमकारित्वप्रतिपादनात्' तदुक्त - [३]'मेहुण **भंते!** सेवमाणस्स केरिसए असंजमे कज्जति? **गोयमा!** से जहानामए केइ पुरिसे वूरनलियं वा रूअनालिय वा तत्तेणं अउकणएण समभिधंसिज्जा, मेहुण सेवमाणस्स

આપવાને અભિમુખ થયેલા તેને દેવીઓએ કહ્યું કે 'તમે મદ્યપાન કરો તથા હિસા કરો અથવા ઇચ્છા મુજબ મૈથુન સેવો. તેઓથી આ પ્રમાણે કહેવાયેલા તે ઋષિએ હિસા અને અબ્રહ્મની નરક કારણતાને વિચારીને તેમજ ગોળ, ધાતકી કુસુમ, જળ વગેરે શુદ્ધકારણ પૂર્વક બનતી હોવાથી મદિરાને સ્વભાવથી શુદ્ધ માની એ પીવાનુ સ્વીકાર્યું. અને તેથી તેને પીવાથી થયેલા મદના કારણે ધર્મની મર્યાદાનો એણે લોપ કર્યો. પછી મદ્યપાનના ઉપદશ માટે બકરાને હણીને પછી દેવીઓએ જે કાઇ કહ્યુ હતુ તે બધું તેણે કર્યું. તેનું તપનું બધું સામર્થ્ય ભ્રષ્ટ થઇ ગયુ અને તે મરીને દુર્ગતિમાં ગયો ધર્મને આચરનારાઓએ મદ્યને આ રીતે દોષનુ ઉત્પત્તિસ્થાન જાણવું [અષ્ટક ૧૯/૪-૮]

મદ્યપાનમાં આ રીતે ૧૬ દોષ કહેવાયા છે–

वैरूप्य व्याधिपिण्ड स्वजनपरिभव कार्यकालातिपात,
विद्वेषो ज्ञाननाश स्मृतिमतिहरण विप्रयोगश्च सद्भि।
पारुष्य नीचसेवा कुलवलतुलना धर्मकामार्थहानि,
कष्ट भो षोडशैते निरुपचयकरा मद्यपानस्य दोषा।।१७।।

**[મૈથુનના દોષો]**

[મદ્યપાનને દૂષિત ઠેરવ્યા બાદ ગ્રન્થકાર હવે મૈથુનને દૂષિત ઠેરવવા કહે છે–]

અહો! નિયમા રાગયુક્ત હોવાથી મૈથુન પણ દુષ્ટ છે. એ અધર્મનુ મૂળ હોવાથી યોગી પુગવો વડે નિષિદ્ધ છે 'न त विणा रागदोसेहि' 'તે રાગ-દ્વેષ વિના થઇ શકતુ નથી' એવા વચનથી જણાય છે કે મૈથુન નિયમા સરાગ

१ न वि किंचि अणुन्नाय, पडिसिद्ध वा वि जिणवरिदेहि। मुत्तु मेहुणभाव न त विणा रागदोसेहि।।

२ महादोससमुस्सय। तम्हा मेहुणससग्गिं णिग्गथा वज्जयन्ति ण।। इति श्लोकशेष [दश वै ६/१६]

३ मैथुन भदन्त! सेवमानस्य(नेन)कीदृशोऽसयम क्रियते? गोतम! तद्यथा नाम कश्चित्पुरुष वूरनलिका वा रूतनलिका वा तप्तेनाय कणकेन समभिध्वसयेत, मैथुन सेवमानस्य(नेन) ईदृशोऽसयम क्रियते।

एरिसए असजमे कज्जइत्ति।।१८।।

**धर्मार्थं पुत्रकामस्य स्वदारेष्वधिकारिणः।**

**ऋतुकाले न तद्दुष्टं क्षुधादाविव भोजनम्।।१९।।**

धर्मार्थमिति। धर्मार्थं = धर्मनिमित्त पुत्रकामस्य = सुतार्थिनः, अपुत्रस्य हि धर्मो न भवति, [1]'अपुत्रस्य गतिर्नास्ति' इत्यादिवचनात्, स्वदारेषु = स्वकलत्रे, परकलत्रे वेश्यायां च तदधिगमस्यानर्थहेतुत्वात्, अधिकारिणः = गृहस्थस्य ऋतुकाले = आर्तवसम्भवावसरेऽन्यदा दोषभावात्। यदाह-

ऋतुकाले व्यतिक्रान्ते यस्तु सेवेत मैथुनम्। ब्रह्महत्याफलं तस्य सूतकं च दिने दिने।। तद् = मैथुनं न दुष्टं भोजनमिव क्षुधादौ। 'उक्तकारणाश्रितं मैथुनमदुष्टं, गतरागप्रवृत्तित्वात्, वेदनादिकारणाश्रितभोजनवदि'ति प्रयोगः।।१९।।

**नैवमित्थं स्वरूपेण दुष्टत्वान्निविडापदि।**

**श्वमांसभक्षणस्येवापवादिकनिभत्वतः।।२०।।**

नेवमिति। एवं = यथोक्तं प्राक् तत्र, इत्थं = पुत्रोत्पत्तिगुणार्थमाश्रयणे आपवादिकनिभत्वतः =

---

જ હોય છે. 'મૂલમેયમહમ્મસ્સ' ઇત્યાદિ આગમ વચનથી 'મૈથુન અધર્મનું મૂળ છે' એ જણાય છે. ભગવતીજીમાં 'મૈથુન મહાઅસયમકારી છે' એવું જે પ્રતિપાદન કર્યું છે તેના પરથી જણાય છે કે ભગવંતોએ તેનો નિષેધ કર્યો છે ભગવતીજીમા કહ્યુ છે કે "ભદંત! મૈથુનને સેવનારો કેવો અસયમ કરે છે? ગૌતમ! જેમ કોઇ પુરુષ બૂરનલિકા કે રૂતનલિકાને તપ્ત લોહશલાકાથી ધ્વસ્ત કરે, મૈથુન સેવનારો એવો અસંયમ કરે છે.॥૧૮॥ [મૈથુનને નિર્દોષ માનનારો દ્વિજ સ્વપક્ષને રજુ કરે છે–]

ધર્મ માટે પુત્રને ઇચ્છતો અધિકારી ગૃહસ્થ ઋતુકાલે સ્વપત્ની સાથે મૈથુન સેવે તો એ દુષ્ટ નથી, જેમકે ક્ષુધાકાળે ભોજન.

'અપુત્રની ગતિ થતી નથી' એવા વચનથી જણાય છે કે અપુત્રને ધર્મ હોતો નથી. તેથી ધર્મમાટે પુત્રેચ્છુ બનેલ ગૃહસ્થનુ મૈથુન ધર્મ માટે હોઇ નિર્દોષ છે. એ મૈથુન પરસ્ત્રી કે વેશ્યા સાથે હોય તો અનર્થ કરનારુ હોઇ 'સ્વપત્ની સાથે' કહ્યુ છે ઋતુકાલ સિવાય મૈથુન સેવે તો દોષકર બને છે કહ્યું છે કે 'ઋતુકાલ વ્યતીત થયે જે મૈથુન સેવે છે તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે અને દિવસે દિવસે સૂતક લાગે છે" એટલે અહી 'ઋતુકાલે' એમ કહ્યુ છે ક્ષુધાદિ અવસરે ભોજન કરવુ એ જેમ નિર્દોષ છે તેમ ઋતુકાલે સ્વસ્ત્રી સાથે અધિકારી પુરુષે ધર્માર્થ સેવેલુ મૈથુન પણ નિર્દોષ છે આ માટેનો અનુમાન પ્રયોગ આવો જાણવો - ઉક્તકારણવાળુ મૈથુન નિર્દોષ છે, કેમકે રાગશૂન્યપ્રવૃત્તિરૂપ છે, જેમકે ક્ષુધાની વેદના વગેરે કારણે કરેલું ભોજન ॥૧૯॥ [આ રીતે મૈથુનને નિર્દોષ માનનારાનો મત દેખાડી હવે તેનુ ખંડન કરવા ગ્રન્થકાર કહે છે–]

આ પ્રમાણે કહેવુ યોગ્ય નથી, કેમકે આપવાદિક જેવુ હોવાના કારણે, આગાઢ આપત્તિમા કરાતા શ્વાનમાંસભક્ષણની જેમ એ સ્વરૂપે તો દુષ્ટ જ છે પુત્રોત્પત્તિરૂપ ગુણની અપેક્ષાએ એ સેવાતુ હોઇ આપવાદિક જેવુ છે, એટલે કે વિશેષ વિધ્યર્થ જેવું છે. અહી આ અભિપ્રાય છે. જો કે અપવાદપદે કૂતરાનું માંસ વગેરે લેવું પૂર્વપક્ષીને માન્ય છે તો પણ સ્વરૂપે એ પૂર્વપક્ષીના મતે પણ નિર્દોષ નથી, (કેમકે જો એ નિર્દોષ હોત તો એમાં

---

१ स्वर्गो नैव च नैव च। तस्मात्पुत्रमुखं दृष्ट्वा पश्चाद्धर्मं समाचरेत्।। इतिश्लोकशेषः।

विशेपविध्यर्थप्रायत्वात्, निविडापदि श्वमासभक्षणस्येव स्वरूपेण दुष्टत्वात्। अयमभिप्रायः – यद्यप्यपवादेन श्वमांसाद्यासेव्यते तथापि तत्स्वरूपेण निर्दोपं न भवति, किन्तर्हि? गुणान्तरकारणत्वेन गुणान्तरार्थिना तदाश्रीयते। एवं मैथुनं स्वरूपेण सदोपमप्याकौमाराद्यतित्वपालनासहिष्णुर्गुणान्तरापेक्षी समाश्रयते, सर्वथा निर्दोपत्वे त्वाकुमारत्वाद्यतित्वपालनोपदेशोऽनर्थकः स्यात् गार्हस्थ्यत्यागोपदेशश्चेति। धर्मार्थिनोऽपि पुंसो मैथुने मेहनविकारिणः कामोदयस्य तथाविधारंभपरिग्रहयोश्च दोपयोरवश्यभावो दृश्यते। न च कामोद्रेकं विना मेहनविकारविशेपः सभवति भयाद्यवस्थायामिवेति। तदिदमुक्त 'नापवादिककल्पत्वान्नैकान्तेनेत्यसगतम्"।।२०।। उक्तार्थे मानमाह–

**वेदं ह्यधीत्य स्नायाद्यत्तत्रैवाधीत्यसंगतः।**
**व्याख्यातस्तदसावर्थो ब्रूते हीनां गृहस्थताम्।।२१।।**

वेदं हीति। यद् = यस्मा'द्वेदमृगादिक हिशब्दो वाक्यालङ्कारार्थोऽधीत्य = पठित्वा स्नायात् = कलत्रसग्रहाय स्नान कुर्यादित्यत्र = वेदवाक्ये वेदव्याख्यातृभिरेवाध्याहृत एवकारोऽधीत्यसगतः = अधीत्यपदसमभिव्याहृतो व्याख्यात, 'वेदानधीत्येवस्नायान्नत्वनधीत्ये'त्यवधारणात्, तत् = तस्मा'द्वेदमधीत्य स्नायादेवे'-

પ્રાયશ્ચિત્ત ન આવત). તેમ છતાં એ અન્ય લાભ કરી આપનાર હોઇ અન્યલાભાર્થી વડે આસેવાય છે. એમ મૈથુન પણ સ્વરૂપે તો દુષ્ટ જ છે. તેમ છતાં કુમારવયથી સાધુપણુ પાળવા માટે અસમર્થ જીવ સ્વકીય વાસના વિકૃતિ રૂપ ન બની જાય એવા અન્ય ગુણ માટે એને સેવે છે. બાકી એ જો સર્વથા નિર્દોષ હોત તો કુમાર અવસ્થાથી સાધુપણાના પાલનનો ઉપદેશ નિરર્થક બની જાય, તેમજ ગૃહસ્થપણાના ત્યાગનો ઉપદેશ પણ નિરર્થક બની જાય, કેમકે સર્વથા નિર્દોપ ચીજનો કાઇ ત્યાગ કરવાનો હોતો નથી. ["પણ તેમ છતા અપવાદપદે તો મૈથુન નિર્દોપ સિદ્ધ થઇ જાય છે ને!" એવુ પણ ન કહેવુ, કેમકે] ધર્મ માટે પુત્રેચ્છુ વ્યક્તિનું પણ મૈથુનકાલે લિગ વિકૃત થાય જ છે. તેથી કામોદય અને તથાવિધ આરંભ પરિગ્રહ રૂપ દોપનો અવશ્ય સંભવ દેખાય છે. કામોદ્રેક વિના કાઇ લિગનો તેવો વિશેપ પ્રકારનો વિકાર સંભવતો નથી, જેમકે ભય વગેરેની અવસ્થામા એવો વિકાર હોતો નથી. અષ્ટક ૨૦/૩ ના પૂર્વાર્ધમા કહ્યું છે કે 'પૂર્વપક્ષીનુ કથન બરાબર નથી. કેમકે મૈથુન આપવાદિક કલ્પ હોઇ 'મૈથુનમાં એકાન્તે (સર્વથા) દોપ નથી' એવું કહેવુ એ અસગત છે."॥૨૦॥ આ ઉક્ત વાતને સિદ્ધ કરવા પ્રમાણને જણાવે છે–

[ગૃહસ્થ ધર્મની નિમ્નતા]

'वेद ह्यधीत्य स्नायाद्' આવા વેદવાક્યમા વેદના વૃત્તિકારોએ જ અધીત્ય પદ પછી એવ કાર ('જ' કારનો) અધ્યાહાર કર્યો છે. આ બાબત ગૃહસ્થપણાને હીન જણાવે છે.

ઉક્ત વેદવાક્યમા હિ શબ્દ વાક્યાલકાર માટે છે ઋગ્વેદ વગેરે વેદનો પાઠ કરીને જ સ્ત્રીસંગ્રહ માટે સ્નાન કરવું આમા 'વેદપાઠ કરીને જ સ્નાન કરવું' એવો 'જ' કારનો અધ્યાહાર કર્યો છે, નહી કે 'વેદ પાઠ કરીને સ્ત્રીસગ્રહ માટે સ્નાન કરવુ જ' એવો. આના પરથી એવું ધ્વનિત થાય છે કે 'સ્ત્રીસગ્રહ ન કરવો હોય અને તેથી સ્નાન ન કરવુ એ તો સારામા સારુ છે. પણ જો સ્ત્રીસગ્રહ કરવા માટે સ્નાન કરવુ હોય તો એ વેદ પાઠ કરીને જ કરવુ એટલે આવો 'જ' કાર પ્રયોગ ઔત્સર્ગિક મૈથુનપરિહારની અપેક્ષાએ સ્ત્રીસગ્રહરૂપ ગૃહસ્થપણુ હીન છે- આપવાદિક છે એ જણાવે છે. અષ્ટક પ્રકરણ ૨૦/૩ ના ઉત્તરાર્ધ અને ૨૦/૪ ના પૂર્વાર્ધમાં કહ્યુ છે કે 'वेद ह्यधीत्य स्नायाद्' એવા વેદ વાક્યની જે 'વેદ પાઠ કરીને જ સ્નાન કરવું' એવા 'જ'કાર વાળી વ્યાખ્યા

त्यनवधारणादसावर्थो गृहस्थता = कलत्रपरिग्रहलक्षणा हीना = औत्सर्गिकमैथुनपरिहारापेक्षया जघन्यामपि वादिकी ब्रूते । तदुक्त [अ. २०/३-४]- वेद ह्यधीत्य स्नायाद्यदधीत्येवेति शासितम् ।। स्नायादेवेति न तु यत्ततो हीनो गृहाश्रमः । तत्र चेतदिति" ।।२१ ।।

**अदोषकीर्त्तनादस्य प्रशंसा तदसंगता।**
**विध्युक्तेरिष्टसंसिद्धेर्वहुलोकप्रवृत्तितः ।।२२ ।।**

अदोषेति । तत् = तस्मादस्य = मैथुनस्यादोषकीर्त्तनात् = दोषाभावप्रतिपादनान् 'न च मैथुने' इति वचनेन प्रशंसाऽसंगता = अन्याय्या, विध्युक्तेः = आप्तत्वाभिमतकृतप्रशंसया विध्युन्नयनादिष्टसंसिद्धेः = इष्टसाधनत्वनिश्चयात् परलोकभयनिवृत्तेर्वहूनां लोकानां तत्र प्रवृत्तितः ।।२२ ।।

**निवृत्तिः किञ्च युक्ता भोः सावद्यस्येतरस्य वा।**
**आद्ये स्याद् दुष्टता तेषामन्त्ये योगाद्यनादरः ।।२३ ।।**

निवृत्तिरिति । किञ्च भोः सावद्यस्य कर्मणो निवृत्तिर्युक्ता = धर्मकारिणीतरस्य = अनवद्यस्य वा? आद्ये पक्षे तेषां = मांसमद्यमैथुनानां दुष्टता स्यादन्त्ये पक्षे योगादेरनादरः स्यात्, अनवद्यस्य तस्य मांसादेरिव निवृत्तेरिष्टत्वादिति न किञ्चिदेतत् ।।२३ ।।

**माध्यस्थ्यं केचिदिच्छन्ति गम्यागम्याविवेकतः।**
**तन्नो विपर्ययादेवानर्गलेच्छानिरोधतः ।।२४ ।।**

કરી છે, નહી કે 'વેદ પાઠ કરીને સ્નાન કરવુ જ' એવા 'જ' કાર વાળી, તેનાથી સિદ્ધ થાય છે કે ગૃહાશ્રમ યતિ આશ્રમ કરતા હીન છે, અને એ ગૃહાશ્રમમાં આ મૈથુન છે "॥૨૧॥ ['મૈથુન હીન એવા ગૃહસ્થાશ્રમમા છે તેથી શું થયુ?' એનો ગ્રન્થકાર જવાબ આપે છે–]

તેથી = મૈથુન હીન એવા ગૃહસ્થાશ્રમમાં હોવાથી 'ન ચ મૈથુને' ઇત્યાદિથી એમા નિર્દોપતાનુ પ્રતિપાદન કરવા દ્વારા એની પ્રશસા કરવી એ યોગ્ય નથી. 'આપ્ત' તરીકે અભિમત પુરુષે કરેલી પ્રશસા પરથી વિધિપ્રત્યયનું અનુમાન થાય છે. આ વિધિ પ્રત્યય પરથી ઇષ્ટ સસિદ્ધિ = ઇષ્ટસાધનતાનો નિશ્ચય થવાથી પરલોકમા એનાથી અપાય થશે એવો ભય નીકળી જાય છે, 'અને તેથી ઘણા લોકો મૈથુનમા પ્રવૃત્ત થાય છે. આમ ઉક્ત નિર્દોપતા કથનના કારણે હીન એવા પણ મૈથુનની અનેક લોક નિર્ભય પણે પ્રવૃત્તિ કરવા માંડે છે, માટે એ કથન અસંગત છે ॥૨૨॥ પ્રસ્તુત બાબતમા જ અન્ય આપત્તિ દેખાડતા ગ્રન્થકાર કહે છે–

વળી હે દ્વિજવાદિન્! સાવદ્ય ક્રિયાની નિવૃત્તિ યુક્ત હોય છે = ધર્મજનની હોય છે કે અનવદ્ય ક્રિયાની નિવૃત્તિ? આદ્ય પક્ષ માનશો તો માસ. મદ્ય અને મૈથુનની નિવૃત્તિ મહાફળા હોઇ એ ત્રણે સાવદ્ય-દુષ્ટ થઇ જશે અત્ય પક્ષ માનશો તો યોગાદિનો અનાદર કરવો પડશે, કેમકે અનવદ્ય એવા તે યોગાદિની નિવૃત્તિ માસાદિની નિવૃત્તિની જેમ ઇષ્ટ છે. માટે માંસભક્ષણ વગેરે નિર્દોપ છે, અને તેની નિવૃત્તિ મહાફળદા છે ઇત્યાદિ વાત તુચ્છ છે ॥૨૩॥ મૈથુન અગે જ, મંડલતંત્રવાદીનો મત દેખાડી એનું નિરાકરણ કરવા ગ્રન્થકાર કહે છે-

**[મંડલતન્ત્રવાદી મત]**

કેટલાક = મંડલતત્રવાદી ગમ્ય-અગમ્યના અવિવેકથી માધ્યસ્થ્ય માને છે. તે બરાબર નથી, કેમકે વિપર્યયથી

माध्यस्थ्यमिति। केचिद् = मंडलतंत्रवादिनो गम्यागम्ययोरविवेकतो व्यवस्थानान्माध्यस्थ्यमिच्छन्ति, अन्यथा गम्याया रागेणागम्यायां च द्वेषादिना माध्यस्थ्यभङ्गात्, समप्रवृत्तौ च न सक्लेश इति। तन्नो = नैव युक्त, विपर्ययादेव = गम्यागम्यविवेकादेवानर्गलाया = अमर्यादाया इच्छाया मोहविकाररूपाया निरोधतः। निरुद्धायाश्चेच्छायाः स्वल्पेन्धनाग्नेरिव स्वल्पकालस्थितिकत्वाद् देशनिवृत्तिगर्भत्त्वेन च माध्यस्थ्यवीजत्वमिति गम्यागम्यविवेकधर्माहितशुभाशयादेव चाचिरेण परममाध्यस्थ्यमप्युपपद्यत इति भावः।।२४।।

**नाद्रियन्ते तपः केचिद्दुःखरूपतयाऽबुधाः।**
**आर्तध्यानादिहेतुत्वात्कर्मोदयसमुद्भवात्।।२५।।**

नेति। केचिदवुधास्तपो दुःखरूपतया नाद्रियन्ते, सर्वेपामेव दुःखिना तपस्वित्वाविशेपापत्ते, दुःखविशेपेण च तद्विशेपप्रसङ्गात्। तदाह [अप्टक ११/२-३]-

सर्व एव च दुःख्येव तपस्वी सप्रसज्यते। विशिप्टस्तद्विशेपेण सुधनेन धनी यथा।।

महातपस्विनश्चेव तन्नीत्या नारकादयः। शमसौख्यप्रधानत्वाद् योगिनस्त्वतपस्विनः।। इति। दुःखरूपत्व चोपवासादिरूपस्य तपसः कायपीडारूपस्यार्तध्यानादिहेतुत्वात्। तदाह-

आहारवर्जिते देहे धातुक्षोभः प्रजायते। तत्र चाधिकसत्त्वोऽपि चित्तभ्रश समश्नुते।। तथा कर्मोदयात्

---

જ = ગમ્યાગમ્યના વિવેકથી જ અમર્યાદિત ઇચ્છાનો નિરોધ થાય છે. મંડલતંત્રવાદીઓ એવું માને છે કે ગમ્યસ્ત્રીને જે ભોગવવી અને અગમ્યને ન ભોગવવી એ બરાબર નથી, કેમકે એમા ગમ્ય પર રાગ અને અગમ્ય પર દ્વેપ થવાથી માધ્યસ્થ્ય રહેતું નથી જ્યારે ગમ્ય શુ કે અગમ્ય શુ? બધા અગે સમાન ભોગપ્રવૃત્તિ કરવાથી આ રાગ/દ્વેપ રૂપ સંક્લેશ થતો નથી અને માધ્યસ્થ્ય સંપન્ન થાય છે. તેઓની આ માન્યતા યોગ્ય નથી, કેમકે ગમ્ય-અગમ્યના વિવેકથી જ મોહ વિકાર રૂપ અમર્યાદિત ઇચ્છા નિરુદ્ધ થાય છે. આ નિરુદ્ધ ઇચ્છા સ્વલ્પ બળતણના અગ્નિની જેમ અલ્પકાળ ટકવાવાળી હોવાથી તેમજ દેશનિવૃત્તિ ગર્ભિત હોવાથી માધ્યસ્થ્યના બીજ રૂપ છે મૈથુનનો એક દેશ = ભાગ જે અગમ્ય સાથેના મૈથુન રૂપ છે તેની નિવૃત્તિ આ નિરુદ્ધ ઇચ્છામા સંકળાયેલી છે એ સ્પષ્ટ છે. આમ ઉક્ત વિવેકથી નિરુદ્ધ થયેલી ઇચ્છા માધ્યસ્થ્યનુ બીજ છે એવુ જે કહ્યું એમાં ગમ્યાગમ્યવિવેકરૂપ ધર્મથી પ્રગટતા શુભાશય દ્વારા શીઘ્ર પરમમાધ્યસ્થ્ય પણ પ્રાપ્ત થાય છે એવું તાત્પર્ય છે.।।૨૪।। [ધર્મવ્યવસ્થાના એક અન્ય અગ તપ અગેની બૌદ્ધની વિપ્રતિપત્તિનું નિરાકરણ કરવા ગ્રન્થકાર ઉપક્રમ કરે છે-]

કેટલાક અબુધ વાદીઓ તપને દુ ખરૂપ માનીને આદરતા નથી. તપને, એ આર્તધ્યાનાદિનો હેતુ હોઇ તેમજ કર્મોદયથી થયેલ હોઇ તેઓ દુ.ખરૂપ માને છે. કેવલ દુઃખ રૂપ એવા પણ ઉપવાસાદિથી જો તપસ્વી બની જવાતુ હોય તો તો સઘળા દુ.ખીઓ સમાન રીતે તપસ્વી બની જશે. વળી વિશેષ પ્રકારના દુઃખથી તપ પણ વિશેષ પ્રકારનો હોવો સિદ્ધ થઇ જશે. અષ્ટક પ્રકરણ ૧૧/૨-૩ માં કહ્યુ છે કે "દુઃખાત્મક તપને પણ યોગ્ય માનવામા આવે તો બધા જ દુઃખી તપસ્વી બની જશે. તેમજ વધુ ધનથી જેમ વધુ ધનવાન્ બને છે તેમ વધુ દુઃખથી વિશિષ્ટ તપસ્વી બની જશે. વળી તમારી આ રીતે તો નારકી વગેરે ભયંકર દુઃખી જીવો મહાતપસ્વી બની જશે અને ઉપશમસુખથી ભરેલા હોઇ યોગીઓ અતપસ્વી બની જશે " ઉપવાસાદિરૂપ તપ કાયપીડારૂપ હોઇ રોગાદિની જેમ આર્તધ્યાનાદિનો હેતુ બનતો હોવાના કારણે દુઃખરૂપ છે. કહ્યું છે કે "આહારવર્જિત શરીરમા

= असातवेदनीयोदयात् समुद्भवादुत्पत्तेः ज्वरादिवत्। ततश्चानर्थहेतुत्वात् त्याज्यमेव, न तु लोकरूढ्या कर्तव्यमिति भावः।।२५।।

**यथासमाधानविधेरन्तःसुखनिषेकतः।**
**नैतज्ज्ञानादियोगेन क्षायोपशमिकत्वतः।।२६।।**

यथेति। नैतत्परोक्तं युक्तं, यथासमाधानं = मनइन्द्रिययोगानां समाधानमनतिक्रम्य विधेः =

[1]सो य तवो कायव्वो जेण मणो मंगुलं ण चिंतेइ। जेण ण इंदियहाणी जेण य जोगा ण हायंति।।

इत्यागमेन विधानात्। अन्तः = मनसि भावारोग्यलाभसंभावनातः सुखस्य निषेकतः = निक्षेपात्। इत्थमपि कदाचित्कस्यचिद्भवन्त्या अपि देहपीडाया आर्त्तध्यानाद्यहेतुत्वात् बलीयसा मानससुखेनाल्पीयस्याः कायपीडायाः प्रतिरोधात्। तदुक्तं-

धातुक्षोभ थाय छे. ते थये तो अधिक सत्त्वशाली पण चित्तभ्रंश पामे छे." वळी भूख्या रहेवा रूप आ तप अशातावेदनीयना उदयथी समुद्भूत थतो होवाथी पण रोगादिनी जेम ए दुःखरूप छे. आम आर्त्तध्यानादिरूप अनर्थना हेतुभूत होइ आ तप त्याज्य ज छे, पण लोकरूढिथी कर्त्तव्य नथी ए आशय छे. ।।२५।। [आवा पूर्वपक्षने जवाब वाळवा ग्रन्थकार कहे छे-]

पूर्वपक्षीनु कथन योग्य नथी, केमके तपनु विधान यथासमाधि छे, तपथी अंतःकरणमा सुखनो छंटकाव थाय छे तेमज ज्ञानादिथी सबद्ध होइ तप क्षायोपशमिक छे "ते तप करवो जोइए जेनाथी मन खराब विचारोमां न चढे तेमज जेनाथी इन्द्रियोनी हानि न थाय के संयमयोगोनी हानि न थाय" आवा आगमवचनथी मन, इन्द्रिय अने सयम योगोनी समाधिने उल्लंघ्या वगर तप करवानुं जे विधान कर्युं छे तेनाथी जणाय छे के एवो तप दु खरूप नथी के एनाथी आर्त्तध्यान नथी थतुं, पण उपरथी भाव आरोग्य प्राप्तिनी सभावना होवाथी मनमां सुखनी अनुभूति थाय छे एटले क्यारेक को'कने देहपीडा थाय तो पण ए आर्त्तध्यानादिनो हेतु बनती नथी, केमके प्रचुर मानसिकसुखथी अल्पतर कायपीडानो प्रतिरोध थइ जाय छे एटले देहपीडारूप तप आर्त्तध्यानादिना हेतुभूत होइ दुःखरूप छे एवी वात योग्य नथी. अष्टक ११/५-६-७ मा कह्यु छे के "श्रीजिनेश्वरदेवोए तप अंगे मन, इन्द्रिय अने पडिलेहणादि संयमयोगोनी अहानि कही छे एटले आ तपने दुःखरूप कहेवो ए शी रीते योग्य छे? क्यारेक अनशनादिथी जे अल्प देहपीडा थाय छे ते पण आ प्रवचनमा व्याधिनी प्रतिक्रिया समान होइ भाव आरोग्य रूप इष्टनी सिद्धि करी आपनार होवाना कारणे बाधनी = मनने दुःख करनारी बनती नथी इष्ट चीजनी सिद्धि जो थती होय तो कायपीडा पण दु खद बनती नथी, जेमके रत्न वगेरेना वेपारी वगेरेथी उठावातो काय परिश्रम. आ ज प्रमाणे प्रस्तुतमां पण तप अगे विचारवुं " वळी अशातावेदनीयना उदयथी थयेल औदयिकभाव रूप होइ रोगादिनी जेम तप पण अनादरणीय छे एवुं जे कह्युं छे ते पण अयोग्य छे, केमके ज्ञान, शम, संवेगसुख, ब्रह्मगुप्ति वगेरेथी सकळायेल होइ तप चारित्रमोहनीय कर्मना क्षयोपशमथी थयेल क्षायोपशमिक भाव रूप छे, माटे ए औदयिक न होइ अनादरणीय नथी अष्टक ११/८ मा कह्यु छे के "तप सम्यग्दर्शनना कारणे विशिष्ट बनेला एवा ज्ञान, संवेग, शमथी गर्भित होय छे तेथी एने क्षायोपशमिक जाणवो जोइए तेमज अव्याबाधसुखात्मक जाणवो जोइए."

[1] तच्च तपः कर्त्तव्यं येन मनोऽमंगलं न चिन्तयति। येन नेन्द्रियहानिर्येन च योगा न हीयन्ते।।

मनइन्द्रिययोगानामहानिश्चोदिता जिनैः। यतोऽत्र तत्कथं न्वस्य युक्त्या(ता) स्याद्दुःखरूपता।।
यापि चानशनादिभ्यः कायपीडा मनाक् क्वचित्। व्याधिक्रियासमा सापि नेष्टसिद्ध्यात्र बाधनी।।
दृष्टा चेष्टार्थसंसिद्धौ कायपीडा ह्यदुःखदा। रत्नादिवणिगादीनां तद्वदत्रापि भाव्यताम्।। इति।

तथा ज्ञानादीनां, आदिना शमसंवेगसुखब्रह्मगुप्त्यादिग्रहः, योगेन = संबन्धेन। क्षायोपशमिकत्त्वतः = चारित्रमोहनीयकर्मक्षयोपशमसमुद्भवत्वान्न तप औदयिकत्वादनादरणीयम्। तदाह–

"विशिष्टज्ञानसंवेगशमसारमतस्तपः। क्षायोपशमिकं ज्ञेयमव्याबाधसुखात्मकम्।।१।।"

शमादय एव क्षायोपशमिका न तु तप इति चेद्? न, गुणसमुदायरूपस्य तपसोऽशविवेचनेन पृथक्करणेऽतिप्रसङ्गात्, क्रोधादिदोषविरोधेन शमादीनामिव प्रमादादिदोषविरोधेन तपसोऽप्यात्मगुणत्वाच्च। क्वचिदार्तध्यानादिदोषसहचरितत्वदर्शनेन तपसस्त्याज्यत्वे च क्वचिदहंकारादिसहचरितत्वाज्ज्ञानमपि त्याज्यं स्यात्। विवेकिना ज्ञानं न तथेति चेद्? विवेकिना तपोऽप्येवमिति समानमुत्पश्यामः।।२६।।

**दयापि लौकिकी नेष्टा षट्कायानवबोधतः।**
**ऐकान्तिकी च नाज्ञानान्निश्चयव्यवहारयोः।।२७।।**

दयापीति। लौकिकी = लोकमात्रप्रसिद्धारण्यवासिनां तापसादीनां दयापि षट्कायानवबोधतः पृथिव्यादिजीवापरिज्ञानान्नेष्टा = न फलवती, दयाया ज्ञानसाध्यत्वात्, '[1]पढमं नाणं तओ दया' इति

શંકા - આમાંથી શમ વગેરે જ ક્ષાયોપશમિક ભાવરૂપ છે, નહી કે તપ.

સમાધાન - ગુણસમુદાયરૂપ તપનું તે તે અંશનું વિવેચન કરીને = જુદા પાડીને પૃથક્કરણ કરવામાં અતિપ્રસંગ થતો હોવાથી આવી શંકા બરાબર નથી. એટલે કે જ્ઞાન, શમ વગેરે ક્ષાયોપશમિક ભાવોને જુદા પાડી દીધા પછી માત્ર ભૂખ્યા રહેવા રૂપ અંશને જ જે તપ રૂપ માનવામાં આવે (અને તેથી એને ઔદયિકભાવરૂપ માનવામા આવે) તો ભિખારી વગેરે પણ જે ભૂખ્યા રહે છે તેને પણ તપ રૂપ માનવાનો અતિપ્રસંગ આવે. પણ તેને કોઇ તપ રૂપ માનતુ નથી. વળી ક્રોધ વગેરે દોષના વિરોધી હોઇ શમ વગેરે જેમ આત્મગુણરૂપ છે તેમ તપ પણ પ્રમાદ વગેરે દોષોનો વિરોધી હોઇ આત્મગુણરૂપ છે, તેથી એને ઔદયિકભાવ માની અનાદરણીય શી રીતે મનાય? ક્યારેક કો'કના તપને આર્તધ્યાન વગેરે દોષના સાહચર્યવાળો જોવા માત્રથી જો એને ત્યાજ્ય માની લેવાનો હોય તો તો ક્યારેક કો'કનુ જ્ઞાન પણ અહંકાર વગેરે દોષના સાહચર્યવાળું જોવા મળતું હોવાથી ત્યાજ્ય બની જશે. "વિવેકીનું જ્ઞાન અહંકારાદિથી સહચરિત હોતું નથી, માટે એ ત્યાજ્ય નથી" એવી જો દલીલ કરશો તો 'વિવેકીનો તપ પણ આર્તધ્યાનાદિથી સહચરિત હોતો નથી, માટે એ અનાદરણીય નથી' એવી દલીલ તપ માટે પણ સમાન જ છે એવુ અમે જોઇએ છીએ.॥૨૬॥ [હવે ધર્મવ્યવસ્થાના અન્ય અંગ દયા અંગેની વ્યવસ્થા દેખાડવા ગ્રન્થકાર કહે છે–]

**[બોધશૂન્ય દયા ઇષ્ટ નથી]**

ષડ્જીવનિકાયનો બોધ ન હોવાથી લૌકિક દયા પણ ઇષ્ટ = ફળયુક્ત નથી. વળી નિશ્ચયવ્યવહારની જાણકારી ન હોઇ ઐકાન્તિકી દયા પણ ઇષ્ટ નથી. 'પ્રથમ જ્ઞાન, પછી દયા' એવા શ્રીદશવૈકાલિકસૂત્રોક્ત વચનથી જણાય છે કે દયા જ્ઞાનસાધ્ય છે. તેથી અરણ્યવાસી તાપસ વગેરેથી પળાતી, લોકમાત્રમા પ્રસિદ્ધ થયેલી

१ एवं चिट्ठइ सव्वसंजए। अन्नाणी किं काही किं वा नाहीइ छेअपावगं।। इति गाथाशेषः।।दशवै. ४ अध्य.।।

वचनात् । निश्चयव्यवहारयोरज्ञानादेकान्तिकी च स्थूलव्यवहारमात्राभिमता लोकोत्तराभा सापि दया नेष्टा, तदभिमताया हिंसाया एवातिप्रसक्तत्वात्, तदभावस्याभिमानिकत्वात्, तादृशदयासद्भावेऽपि तत्त्वज्ञानाभावसद्भावाच्चेति भाव ।।२७।।

**व्यवहारात्परप्राणरक्षणं यतनावतः ।**
**निश्चयान्निर्विकल्पस्वभावप्राणावनं तु सा ।।२८।।**

व्यवहारादिति। यतनावत = सूत्रोक्तयतनाशालिन परेषां प्राणाना रक्षणं व्यवहारादहिंसा, लोकसमत्तार्थग्राहित्त्वाद्व्यवहारनयस्य, निश्चयतः परप्राणिसाध्यपरप्राणरक्षणे स्वसाध्यत्त्वशुभसंकल्पानुविद्धत्वाच्च । निश्चयनयात्तु निर्विकल्पो विकल्पपवननिवृत्त्या स्तिमितोदधिदशास्थानीयो यः स्वस्य भावप्राण

---

દયા પણ ઇષ્ટફળ સાધક બનતી નથી, કેમકે એ દયા પૃથ્વીકાય વગેરે જીવોની જાણકારી વિનાની હોય છે. નિશ્ચય અને વ્યવહારની જાણકારી ન હોવાથી જે ઐકાન્તિકી (એકાન્તગ્રસ્ત) બનેલી છે - એટલે કે સ્થૂલવ્યવહાર માત્રને અભિમત છે, લોકોત્તર દયા જેવો આભાસ કરાવતી તે દયા પણ ઇષ્ટ નથી, કેમકે તે સ્થૂલવ્યવહારને અભિમત એવી હિસા જ અતિપ્રસક્ત થયેલી હોવાથી તેનો અભાવ માનવો એ માત્ર અભિમાન જ છે. આશય એ છે કે મૂર્તિલોપકો જિનપૂજા વગેરેમાં પૃથ્વીકાયાદિની (સ્વરૂપ) હિંસાને આગળ કરી એ જીવોની દયા તરીકે મૂર્તિપૂજા વગેરેનો જે નિષેધ કરે છે અને પૃથ્વીકાયાદિની લોકોત્તર દયા અમે પાળીએ છીએ એવો જે આભાસ ઊભો કરે છે તેઓની તે દયા પણ ઇષ્ટફળ સાધક નથી. 'प्रमत्तयोगात्प्राणव्यपरोपण हिंसा' આમા 'પ્રમત્તયોગ એ હિસા છે' એવો નિશ્ચયનો મત છે. 'પ્રાણવ્યપરોપણ એ હિસા' એ વ્યવહારનો મત છે અને 'પ્રમત્તયોગથી પ્રાણવ્યપરોપણ થવો એ હિંસા' એ ઉભયને સાંકળી લેનાર 'પ્રમાણ' છે. મૂર્તિપૂજામાં થતા પૃથ્વીકાયાદિના પ્રાણવ્યપરોપણ માત્રને જોઇને હિસા હિસાની બૂમરાણ મચાવનારા મૂર્તિલોપકો સ્થૂલવ્યવહાર નયની હિસાને માન્ય કરે છે. આ સ્વરૂપ હિસા છે. પણ એમા ઉછળતો ભક્તિભાવ, સ્વ-પરને બોધિલાભાદિદ્વારા સંપૂર્ણ જીવદયા પાલનનો શુભભાવ, જિનોક્ત વિધિપાલન, જયણાપાલન વગેરે રૂપ અપ્રમાદ હોવાથી પ્રમત્તતા હોતી નથી તેથી નિશ્ચયમાન્ય કે પ્રમાણમાન્ય હિસા હોતી નથી. તેમ છતા, માત્ર સ્થૂલવ્યવહારને માન્યસ્વરૂપહિસાને આગળ કરી, એને પણ વર્જવા રૂપ દયા પાલનનું તેઓ અભિમાન રાખે છે. માત્ર વ્યવહારમાન્ય હિસાને પણ હિસારૂપ માની તેના અભાવને પણ દયા માનવાની આ માન્યતા યોગ્ય નથી, કેમકે સપૂર્ણદયા પાળનાર તરીકે જાતને માનનારા સ્થાકવાસી સાધુઓમા પણ આ રીતની સ્થૂલવ્યવહારમાન્ય હિસા જ અતિપ્રસક્ત થઇ જતી હોવાથી તેના અભાવ રૂપ દયાપાલન તો એક અભિમાન જ બની જાય છે. ભિક્ષા, વિહાર, નદી ઉતરવી વગેરેમાં પ્રાણવ્યપરોપણ રૂપ હિસા તેઓથી પણ થાય જ છે. વળી સ્થૂલવ્યવહારમાન્ય હિસાના અભાવરૂપ આવી દયા તેઓમા હોય તો પણ તત્ત્વજ્ઞાનનો અભાવ હોઇ = નિશ્ચય, વ્યવહારાદિ માન્ય દયા-હિસા વગેરેની જાણકારીનો અભાવ હોઇ એ દયા ઇષ્ટ નથી. (તત્ત્વજ્ઞાનની અવિદ્યમાનતામાં સાચુ દયાપાલન સભવતુ નથી, કેમકે દયા એ તત્ત્વજ્ઞાન સાધ્ય છે એ આગળ કહી ગયા છીએ.) આ અહી રહસ્ય છે. ।।૨૭।। [દયા અગેનુ તત્ત્વજ્ઞાન જણાવવા ગ્રન્થકાર કહે છે—]

[દયા અંગેનું તત્ત્વજ્ઞાન]

સૂત્રોક્ત જયણાવાળો સાધક અન્યોના પ્રાણોનુ જે રક્ષણ કરે છે તે વ્યવહારથી અહિસા = દયા છે. નિર્વિકલ્પ સ્વભાવ રૂપ જે સ્વકીય ભાવપ્રાણ તેની રક્ષા એ નિશ્ચયથી દયા છે.

तदवनं = तद्रक्षणं सा दया, परप्राणरक्षणाऽवसरेऽपि तदविनाभाविना शुभसंकल्पेनाशुभसंकल्पादुदधौ निमज्जतो विपमतरंडलाभेनेव स्वभावप्राणत्राणेनैव निश्चयेन दयाऽभ्युपगमात्। अत एवोक्तमागमे-

"आया चेव अहिसा आया हिसत्ति णिच्छओ एसो। जो होइ अप्पमत्तो अहिसओ हिसओ इयरो।।"

नैगमस्य हि जीवेष्वजीवेपु च हिसा, तथा च वक्तारो भवन्ति - "जीवोऽनेन हिसितो, घटोऽनेन हिसितः' इति। इत्थ च हिसाशव्दानुगमाज्जीवेष्वजीवेपु च हिसेति, एवमहिसाऽपि। संग्रहव्यवहारयोश्च पड्जीवनिकायेपु हिसा, सग्रहोऽत्र देशग्राही गृह्यते, सामान्यरूपस्य नैगमेऽन्तर्भावात्, व्यवहारश्च स्थूलविशेपग्राही लोकव्यवहरणशीलश्च, लोको हि वाहुल्येन पट्सु जीवनिकायेष्वेव हिसामिच्छतीति। ऋजुसूत्रश्च प्रत्येकं

---

યતનાશીલ સાધકે કરેલ પરપ્રાણરક્ષણ એ એટલા માટે વ્યવહારથી અહિસા રૂપ છે કે (૧) વ્યવહારનય લોકમાન્ય અર્થ ગ્રાહી છે (લોકમાં જીવને બચાવવો એ જ દયા કહેવાય છે) અને (૨) એ પ્રાણરક્ષણ નિશ્ચયથી = નિયમા, રક્ષણીયજીવના પ્રાણોનું જે રક્ષણ અન્ય (= રક્ષણીય જીવ ભિન્ન સ્વ વગેરે) જીવથી થવુ શક્ય હોય તે રક્ષણ સ્વસાધ્ય છે એવા શુભસકલ્પથી સંકળાયેલું હોય છે. એટલે કે 'હું જયણા વગેરેથી એ જીવના પ્રાણોનું રક્ષણ કરુ' એવા શુભસકલ્પ રૂપ શુભપરિણામથી એ અવશ્ય સકળાયેલુ હોય છે. લોકો અન્ય જીવને બચાવવાના પરિણામને પણ દયા કહે છે એટલે એ વ્યવહારથી દયા રૂપ છે.

પવન અટકવાથી સમુદ્ર જેમ શાંત થઇ જાય છે એમ વિકલ્પરૂપ પવન અટકવાથી આત્મા એવી શાત અવસ્થાને પામે છે. આવી શાત અવસ્થા રૂપ જે સ્વકીય ભાવ પ્રાણ તેની રક્ષા કરવી (તેને જાળવી રાખવો) એ નિશ્ચયનયે દયા છે. કારણ કે અન્યના પ્રાણોની જ્યારે રક્ષા કરવામા આવે છે ત્યારે પણ નિશ્ચયનય તો સ્વકીય ઉક્ત ભાવ પ્રાણની રક્ષા રૂપે જ દયા માને છે. સ્વકીય વજન વગેરેના કારણે સમુદ્રમાં ડૂબતો માણસ વિપમ એવા તરાપાની પ્રાપ્તિ થવાથી જેમ સ્વપ્રાણોની રક્ષા કરે છે તેમ અશુભસકલ્પના કારણે સંસારસમુદ્રમા ડૂબતા જીવને શુભસંકલ્પ એ વિષમ તરાપાની પ્રાપ્તિરૂપ છે, એનાથી એના સ્વકીય ભાવપ્રાણનુ રક્ષણ થાય છે. આ સ્વભાવપ્રાણના રક્ષણ રૂપે જ પરપ્રાણરક્ષણમાં નિશ્ચયનય દયા માને છે. [આમાં અપ્રમત્તતા રૂપ સ્વકીય શુભભાવ જળવાઇ રહેતો હોવાથી ભાવપ્રાણની રક્ષા થાય છે ] નિશ્ચયનય સ્વકીય ભાવપ્રાણની રક્ષાને જ અહિસા માને છે એ કારણે જ આગમમા પણ કહ્યુ છે કે "આત્મા જ અહિસા છે અને આત્મા જ હિસા છે આવી માન્યતા એ નિશ્ચયનય છે જે અપ્રમત્ત હોય છે તે અહિસક હોય છે અને જે ઇતર = પ્રમત્ત હોય છે તે હિંસક હોય છે."

**[હિસા-અહિસા અંગે વિવિધનયાભિપ્રાય]**

હિસા-અહિસા અગે જુદા જુદા નયોનો અભિપ્રાય આવો છે– નૈગમનય જીવ અને અજીવ બન્ને વિશે હિસા અને અહિસા બન્ને માને છે. અજીવ ચીજને વિશે પણ તેના મુખ્ય ઉપયોગી સ્વરૂપનો નાશ થયે હિસાનો વ્યવહાર થાય છે. લોકમા પણ આવુ બોલનારા સંભળાય છે કે 'આણે જીવની હિંસા કરી આણે ઘડાની હિસા કરી' 'આણે ઝેર મારીને ખાધુ' ઇત્યાદિ... આમ 'હિસા' શબ્દનો ઉલ્લેખ થતો હોવાથી નૈગમનયે જીવો અને અજીવો એ બન્ને વિશે હિસાને અને અહિસાને માન્ય કરી છે. સંગ્રહ અને વ્યવહારનય ષડ્જીવનિકાયો વિશે જ હિસા/અહિસા માને છે, પણ અજીવ વિશે નહી અહી 'સગ્રહ' તરીકે દેશગ્રાહી સંગ્રહનય જાણવો, કેમકે સામાન્યરૂપસંગ્રહ-નયનો તો નૈગમમા અતર્ભાવ થઇ ગયો છે. 'વ્યવહાર નય' તરીકે સ્થલૂવિશેષોને સ્વીકારનાર અને લોકવ્યવહારને અનુસરનાર વ્યવહારનય લેવો લોક મુખ્યતયા ષડ્જીવનિકાયો વિશે જ હિંસાનો વ્યવહાર કરે

प्रत्येक जीवहिंसाव्यतिरिक्तामिच्छति। शब्दसमभिरूढैवंभूतनयानां चात्मैव हिंसा निजगुणप्रतिपक्ष-प्रमादपरिणत, स्वभावपरिणतश्चात्मैवाहिंसेति नयविभागः।।२८।।

विशिष्टव्यवहारविधेर्विशेष्यबाधेऽपि विशेषणोपसंक्रमान्न व्याघात इत्याह-

**यत्नतो जीवरक्षार्था तत्पीडापि न दोषकृत्।**

**अपीडनेऽपि पीडेव भवेदयतनावतः।।२९।।**

यत्नत इति। यत्नत = सूत्रोक्तयतनया जीवरक्षार्था = स्वरसतो जीवरक्षोद्देशप्रवृत्ता। तत्पीडापि = जीवपीडापि। न दोषकृत् = न सांपरायिककर्मबन्धकृत्। यत उक्तं-

"अज्झत्थविसोहीए जीवनिकाएहि संथडे लोए।

देसियमहिंसगत्तं जिणेहिं तेलुक्कदंसीहिं।।१।।" तथा -

"तस्स असंचेयओ संचेययओ अ जाइं सत्ताइं।

---

છે ઋજુસૂત્રનય પ્રત્યેક પ્રત્યેક જીવહિંસાને ભિન્ન ભિન્ન માને છે. સ્વકીય ગુણોના પ્રતિપક્ષ ભૂત પ્રમાદ વગેરે પરિણામો વાળો આત્મા જ હિંસા છે અને સ્વભાવરૂપે પરિણમેલો આત્મા જ અહિંસા છે એવો શબ્દ, સમભિરૂઢ અને એવંભૂતનયોનો અભિપ્રાય છે. હિંસા અને અહિંસા અંગે આવી નયપ્રરૂપણા જાણવી. ।।૨૮।। જયણાશીલ સાધકે કરેલ પરપ્રાણરક્ષણ એ અહિંસા છે એવુ વ્યવહારનયે કહ્યુ એટલે કે જયણા વિશિષ્ટ પરપ્રાણરક્ષણ રૂપ અહિંસાનુ વ્યવહારથી વિધાન છે. અપવાદાદિ સ્થળે, જયણાયુક્ત સાધકથી પણ જે દ્રવ્યહિંસા થઇ જાય છે તેમા પરપ્રાણરક્ષણ રૂપ વિશેષ્ય બાધિત થઇ જાય છે. તેમ છતાં, सविशेषणे हि विधिनिषेधौ विशेषणमुपसंक्रामतो विशेष्याऽऽबाधके सति' વિશેષણયુક્ત (એટલે કે વિશિષ્ટ) વિધિ- નિષેધ વિશેષણમાં સંક્રાન્ત થઇ જાય છે જો વિશેષ્ય બાધિત હોય' એવા ન્યાય મુજબ પ્રસ્તુતમા પણ અહિંસાનો વિધિ 'જયણા' રૂપ ('આજ્ઞા શુદ્ધભાવ' રૂપ) વિશેષણમા સંક્રાન્ત થઇ જાય છે એટલે વિશિષ્ટ અહિંસારૂપ વિશિષ્ટવ્યવહારવિધિનું પાલન થયુ ન હોવા છતા વિશેષણમા સક્રાન્ત થયેલ તે વિશિષ્ટ વ્યવહાર વિધિનુ પાલન તો સંપન્ન થયું જ હોય છે માટે વિશિષ્ટ વ્યવહારવિધિનો પણ વ્યાઘાત થતો નથી એવું ગ્રન્થકાર જણાવે છે–

[આ જ રીતે 'પ્રમાદયુક્ત પરપ્રાણવ્યપરોપણ' એ હિંસા છે અને એનો નિષેધ છે. જ્યાં અજયણા રૂપ પ્રમાદ છે ત્યાં કદાચ જીવહિંસા ન થઇ હોય તો પણ ઉક્તન્યાયે, પ્રમાદરૂપ વિશેષણમા સંક્રાન્ત થયેલ તે વિશિષ્ટ નિષેધનો વ્યાઘાત થતો નથી એવુ ગ્રન્થકાર જણાવે છે–]

જીવરક્ષા માટે યત્નથી કરાયેલી જીવપીડા પણ દોષ કરનારી બનતી નથી. જયણાશૂન્ય જીવે પીડા ન કરી હોય તો પણ એ પીડારૂપ જ બને છે.

સ્વરસથી = પોતાના તેવા આંતરિક ભાવથી જીવને બચાવવા માટે જે સૂત્રોક્ત જયણા પાળવામાં આવે છે તેનાથી કદાચ કોઇ જીવને પીડા થઇ જાય તો પણ તે પીડા સાંપરાયિક કર્મબંધ = સકષાય કર્મબંધ કરનારી બનતી નથી કહ્યુ છે કે "જીવનિકાયોથી ખીચોખીચ ભરેલા આ લોકમા (જીવોની દ્રવ્યહિંસા અવશ્યભાવી હોવા છતાં) ત્રૈલોક્યદર્શી શ્રીજિનેશ્વર દેવોએ 'અધ્યાત્મવિશુદ્ધિથી અહિંસકપણું જળવાઇ રહે છે' એમ કહ્યુ છે." વળી આવુ પણ કહ્યુ છે કે "(ઇર્યાસમિતિના પાલનમા તત્પર અધ્યાત્મવિશુદ્ધિ યુક્ત) તે મહાત્માના યોગ (= શારીરિક વ્યાપાર) ને પામીને, તેમની જાણ બહાર કે જાણ હોવા છતાં (સહસાત્કારે) જે જીવો વિનાશ પામે છે તેની હિંસાનું ફળ (પાપ કર્મબંધ વગેરે) તે મહાત્માને મળતુ નથી." જે જીવ જયણા રાખતો નથી તેનાથી કદાચ

जोग पप्प विणस्संति णत्थि हिंसाफल तस्स।।१।।"

अयतनावतो = यतनावर्जितस्य। अपीडनेऽपि = दैवात्परप्राणिपीडनाभावेऽपि तत्त्वत पीडैव भवति। तदुक्त-

"जे वि ण वाविज्जति णियमा तेसिं पि हिंसगो सो उ।

सावज्जो उपओगेण सव्वभावेण सो जम्हा।।१।।"

इत्थं परिणामप्राधान्यमेव व्यवस्थितमित्याह-

**रहस्यं परमं साधोः समग्रश्रुतधारिणः।**

**परिणामप्रमाणत्वं निश्चयैकाग्रचेतसः।।३०।।***

रहस्यमिति। रहस्य = तत्त्व परमं = सर्वोत्कृष्ट साधोः = समग्रश्रुतधारिण = स्वभ्यस्तगणिपिटकोपनिपद परिणामस्य = चित्तभावस्य प्रमाणत्वं = फल प्रति स्वातंत्र्यलक्षण निश्चये = निश्चयनये एकाग्र

(અન્ય જીવના તેવા) ભાગ્યયોગે અન્ય જીવને પીડા ન થાય તો પણ તત્ત્વત તો એ પીડારૂપ જ બને છે. એટલે કે તે જીવની જયણાશૂન્ય તે પ્રવૃત્તિ વસ્તુતઃ તો પીડાકર પ્રવૃત્તિરૂપ જ બને છે. [અને તેના કારણે એ જયણાશૂન્ય જીવને સાપરાયિક કર્મબંધ થાય જ છે.] કહ્યુ છે કે "જે જીવો મરતા નથી તેઓનો પણ એ જયણાશૂન્ય પ્રમત્ત જીવ તો નિયમા હિસક જ છે. કેમકે એ પોતાના ઉપયોગ = પરિણામની અપેક્ષાએ તો સર્વભાવે સાવદ્ય છે જ."॥૨૯॥ આમ અહિસાપાલન થવુ કે હિસાદોષ લાગવો એમા, જીવરક્ષા માટે સુત્રોક્ત જયણા પાલનના ભાવ રૂપ પરિણામ છે કે નહી એ જ મુખ્ય ભાગ ભજવે છે એવી વ્યવસ્થા છે એ જણાવવા ગ્રન્થકાર કહે છે–

[હિસા-અહિંસા અંગે નિશ્ચય-વ્યવહાર]

ઠોસ અભ્યાસથી સમસ્ત દ્વાદશાગીના રહસ્યને પામેલા સાધુઓ નિશ્ચયનયમાં જ્યારે દત્તચિત્ત હોય છે ત્યારે આવુ સર્વોત્કૃષ્ટ રહસ્ય જાણે-જણાવે છે કે કોઇપણ પ્રવૃત્તિના કર્મબંધ કે કર્મનિર્જરારૂપ ફળ પ્રત્યે ચિત્તના ભાવ રૂપ પરિણામ એ જ પ્રમાણ છે. એટલે કે એ જ સ્વતંત્રપણે બધ કે નિર્જરા રૂપ ફળ આપી દે છે, એને એ ફળ આપવામા હિસા થવી કે ન થવી વગેરે રૂપ બાહ્ય પ્રવૃત્તિની અપેક્ષા છે નહી [બાહ્ય હિસા થવા છતા જો પ્રમાદ વગેરે રૂપ અશુદ્ધ પરિણામ ન હોય તો એ હિસા કર્મબધરૂપ ફળ આપી શકતી નથી અને બાહ્ય અહિસા જળવાયેલી હોવા છતા જો જયણા વગેરે રૂપ શુદ્ધ પરિણામ ન હોય તો એ અહિસા કર્મનિર્જરા રૂપ ફળને આપી શકતી નથી. એટલે કે બાહ્ય હિસા કે અહિસા ફળ આપવામા આતરિકપરિણામની અપેક્ષા રાખે છે, સ્વતત્ર નથી, માટે એ પ્રમાણ નથી. તેમ છતા, આંતરિકપરિણામ લોકવ્યવહારનો વિષય નથી, બાહ્ય હિસા કે અહિસા જ લોકવ્યવહારનો તો વિષય છે. એટલે વ્યવહારનય તો બાહ્ય હિસાથી અને અહિસાથી જ કર્મબંધ કે કર્મનિર્જરાનો વ્યવહાર કરે છે. એટલે કે વ્યવહારનયે બાહ્ય હિસા/અહિસા પ્રમાણ છે. એમા પણ આંતરિક અશુદ્ધભાવ વિશિષ્ટ હિસાને જે કર્મબધ પ્રત્યે પ્રમાણ માને છે અને આંતરિક શુદ્ધભાવ વિશિષ્ટ અહિંસાને જે કર્મનિર્જરા પ્રત્યે પ્રમાણ માને છે તે (શુદ્ધવ્યવહારનય જાણવો) અને તે સિવાયનો અશુદ્ધવ્યવહારનય જાણવો ]॥૩૦॥ શંકા – 'આતરિક પરિણામને કર્મનિર્જરા રૂપ ફળ આપવામા બાહ્ય જીવરક્ષાની કોઇ અપેક્ષા નથી' આવો જ જો નિશ્ચયનયનો અભિપ્રાય છે તો પરપ્રાણરક્ષા કરવાની જરૂર જ શી છે? આશય એ છે

* तुलना -- परमरहस्समिसीण समत्तगणिपिडगझरियसाराण। परिणामिय पमाणं निच्छयमवलंवमाणाण।।

= अव्याक्षिप्त चेतों यस्य (तस्य)।।३०।। ननु यद्यय निश्चयस्तदा किं परप्राणरक्षणया लोकमात्रप्रत्यय-प्रयोजनयेत्यत आह–

**तिष्ठतो न शुभो भावो ह्यसदायतनेषु च।**
**गन्तव्यं तत्सदाचारभावाभ्यन्तरवर्त्मना।।३१।।**

तिष्ठत इति। असदायतनेषु प्राणव्यपरोपणादिषु तिष्ठतो हि शुभो भाव एव न भवति, अतः परिणामशुद्ध्यर्थमेव परप्राणरक्षणं साधूनामिति भावः। तदुक्तं–

जो पुण हिंसायतणेसु वट्टइ तस्स णणु परिणामो।
दुट्ठो न य तं लिंगं होइ विसुद्धस्स जोगस्स।।१।।
तम्हा सया विसुद्धं परिणामं इच्छया सुविहिएण।
हिंसाययणा सव्वे परिहरियव्वा पयत्तेण।।२।।"

---

કે નિર્જરામાટે તો પરપ્રાણરક્ષાની કોઇ આવશ્યકતા નથી. એટલે એ જો કરવાની હોય તો પણ માત્ર, 'અમે અહિંસક છીએ' એવું લોકોને દેખાડવા માટે જ કરવાની રહી તો એવી લોકોને માત્ર દેખાડવા માટેની પરપ્રાણરક્ષા પરમાર્થથી તો કરવાની ન જ રહી ને! આવી શંકાનું સમાધાન કરતા ગ્રન્થકાર કહે છે–

પરપ્રાણવિયોજન વગેરે અસદ્આયતનમાં વર્તનાર વ્યક્તિનો ભાવ જ શુભ રહેતો નથી. એટલે પરિશુદ્ધ બાહ્ય જયણા રૂપ સદાચાર અને શુદ્ધ પરિણામ આ બન્નેથી થયેલ આભ્યન્તર માર્ગે મુમુક્ષુએ ચાલવું જોઇએ.

આશય એ છે કે કર્મનો બંધ કે નિર્જરા રૂપ ફળ પ્રત્યે તો આંતરિક પરિણામ જ ભાગ ભજવે છે. એટલે સાધુએ કર્મનિર્જરાના સ્વઉદ્દેશને સિદ્ધ કરવા પરિણામને જ શુદ્ધ રાખવાનો હોય છે. પણ, આ શુદ્ધ પરિણામ માટે હિંસા વગેરે અસદ્આયતનો છે અને પરપ્રાણરક્ષા, જયણા વગેરે સદ્આયતનો છે. એટલે પરિણામની શુદ્ધિ માટે જ સાધુઓએ પરપ્રાણરક્ષા વગેરે સદ્આયતનોને સેવવાના હોય છે. નિષ્કારણ હિંસા કરનારો અહિંસાના પરિણામને શી રીતે ટકાવી શકે? કહ્યું છે કે "જે હિંસા આયતનમાં વર્તે છે તેનો પરિણામ ખરેખર દુષ્ટ હોય છે. (આ એના પરથી જણાય છે કે) હિંસાઆયતનમાં વર્તવું એ વિશુદ્ધ યોગનું લિંગ (જ્ઞાપક હેતુ) નથી. એટલે કે એ અશુદ્ધ યોગને (ભાવને) જણાવે છે. તેથી વિશુદ્ધપરિણામને ઇચ્છતા સુવિહિત મુનિએ હમેશા બધા હિંસાયતનોનો પ્રયત્ન પૂર્વક પરિહાર કરવો જોઇએ."

[ત્રિવિધ શુદ્ધ નિશ્ચય]

બાકી, 'ફળ પ્રત્યે પરિણામ જ પ્રધાન છે' એવા નિશ્ચયને જેઓ એકાન્તે પકડી લે છે [અને તેથી બાહ્ય પરપ્રાણરક્ષા કરવાના સદાચાર રૂપ વ્યવહારને નેવે મૂકી દે છે] તેઓ પરમાર્થથી તો નિશ્ચયનયને જ જાણતા નથી, કારણકે હેતુશુદ્ધ, સ્વરૂપશુદ્ધ અને અનુબંધશુદ્ધ નિશ્ચયનું તેઓને જ્ઞાન નથી. [આશય એ છે કે જે નિશ્ચય શુદ્ધવ્યવહારથી ઉત્પન્ન થયો હોય તે હેતુશુદ્ધનિશ્ચય છે. શુદ્ધ પરિણામ એ સ્વરૂપશુદ્ધ નિશ્ચય છે અને શુદ્ધ પરિણામ ટકી રહે - વૃદ્ધિ પામે એ અનુબંધશુદ્ધ નિશ્ચય છે. જેઓ એકાન્તનિશ્ચયને પકડી બાહ્ય સદાચારની સરાસર ઉપેક્ષા કરે છે તેઓ આ હેતુ વગેરેથી શુદ્ધ નિશ્ચયના જાણકાર ન હોવાથી એવા શુદ્ધ નિશ્ચયથી ભ્રષ્ટ જ થઇ જાય છે. તેઓને કદાચ શુદ્ધભાવ રૂપ સ્વરૂપશુદ્ધ નિશ્ચય અલ્પકાળ માટે પ્રગટ્યો હોય તો પણ એ બાહ્ય સદાચારથી પ્રકટ થયો ન હોવાથી હેતુશુદ્ધ હોતો નથી. વળી બાહ્ય અસદાચારોમાં પ્રવર્તતા રહેવાથી તેઓનો એ શુદ્ધ ભાવ ટકી શકતો નથી. તેથી તેઓનો નિશ્ચય અનુબંધશુદ્ધ પણ હોતો નથી. તેથી પરિણામે

ये त्वेकान्तनिश्चयमेवाद्रियन्ते ते निश्चयतो निश्चयमेव न जानते, हेतुस्वरूपानुवन्धशुद्धतज्ज्ञानाभावात्। तदाह-

"णिच्छयमवलवता णिच्छयओ णिच्छयं अयाणता।

णासंति चरणकरण वाहिरकरणालसा केई।।१।।

तद् = तस्मात्सदाचारः परिशुद्धवाह्ययतना भावश्च = शुद्धपरिणामः ताभ्यामभ्यन्तरवर्त्मना गन्तव्य मुमुक्षुणा, तथेव दयाविशेपसिद्धेरिति हितोपदेशः।।३१।।

**विदित्वा लोकमुत्क्षिप्य लोकसंज्ञां च लभ्यते।**

**इत्थं व्यवस्थितो धर्मः परमानन्दकन्दभूः।।३२।।**

विदित्वेति। विदित्वा = ज्ञात्वा, लोकं = स्वेच्छाकल्पिताचारसक्तं जनं, उत्क्षिप्य = निराकृत्य लोकसञ्ज्ञा वहुभिर्लोकेराचीर्णमेवास्माकमाचरणीयमित्येवंरूपां च लभ्यते = प्राप्यते इत्थमुक्तरीत्या व्यवस्थितः = प्रमाणप्रसिद्धः धर्मः परमानन्द एव कन्दस्तस्य भूः = उत्पत्तिस्थानम्।।३२।।

।। इति धर्मव्यवस्थाद्वात्रिंशिका।।७।।

---

તેઓ પ્રાપ્ત થયેલ સ્વરૂપ શુદ્ધ નિશ્ચયને પણ ગુમાવે છે ]

કહ્યુ છે કે "નિશ્ચયમાત્રનું આલંબન લેનારા કેટલાક નિશ્ચયપ્રેમીઓ વાસ્તવમાં નિશ્ચયને જ જાણતા નથી. બાહ્ય સદાચારોને સેવવામા આળસુ બનેલા તેઓ ચરણસિત્તરી અને કરણસિત્તરીનો નાશ કરે છે, એટલે કે પ્રાપ્ત થયેલ ચારિત્રથી ભ્રષ્ટ થાય છે " આમ એકલા નિશ્ચયને પકડવાથી વસ્તુતઃ તો નિશ્ચયથી પણ ભ્રષ્ટ જ થવુ પડે છે. તેથી મુમુક્ષુએ પરિશુદ્ધ બાહ્ય જયણા રૂપ સદાચાર તેમજ શુદ્ધ પરિણામરૂપ ભાવ આ બન્ને દ્વારા આભ્યતર માર્ગે ચાલવું જોઇએ કારણકે આ રીતે ચાલવાથી જ નિશ્ચય-વ્યવહાર ઉભય માન્ય (અને તેથી સિદ્ધાન્તમાન્ય) વિશેપપ્રકારની દયા સિદ્ધ થાય છે. આ મુમુક્ષુ પ્રત્યેનો ઉપદેશ છે ॥૩૧॥ ધર્મવ્યવસ્થા બત્રીશીનો ઉપસહાર કરતા ગ્રન્થકાર કહે છે–

લોકને જાણીને અને લોકસંજ્ઞાને દૂર કરીને, ઉપર કહી ગયાં મુજબની વ્યવસ્થાવાળો ધર્મ પ્રાપ્ત થાય છે જે ધર્મ પરમાનંદ મોક્ષરૂપી કંદની ઉત્પત્તિભૂમિ છે.

લોક સ્વઇચ્છા મુજબ કલ્પી કાઢેલા આચારોને પાળવામા તત્પર હોય છે. આ જાણીએ એટલે લોક સજ્ઞાનો ત્યાગ થાય છે જાતને ધર્મી તરીકે ઓળખાવનારા પણ ઘણા લોકો માંસભક્ષણ કરે છે, વેદોક્ત માંસભક્ષણને નિર્દોપ માને છે. મદ્યપાનને નિર્દોપ માને છે, પુત્ર પ્રાપ્તિ માટે મૈથુનસેવનને ધર્મ તરીકે આચરે છે, દરેક સ્ત્રી પ્રત્યે સમભાવ રાખી દરેકને ગમ્ય માને છે, તપને દુઃખરૂપ માની એનાથી દૂર રહે છે, લૌકિક દયાને પાળે છે, માટે અમારે પણ આવું બધુ આચરવુ-માનવુ જોઇએ આવો અભિપ્રાય એ લોકસંજ્ઞા છે. સ્વઇચ્છાનુસારે કલ્પી કાઢેલા આચારોથી કાંઇ મુમુક્ષુને ઇષ્ટ મોક્ષની પ્રાપ્તિ થતી નથી. કિન્તુ જ્ઞાનીપુરુષોએ કહેલા યુક્તિસંગત આચારોથી એ પ્રાપ્તિ થાય છે. માટે 'ઘણા લોકો કરે છે એટલે હુ પણ કરું' એવી લોકસંજ્ઞા ત્યાજ્ય છે. એનો ત્યાગ થવાથી ઉપર કહ્યા મુજબની માસભક્ષણત્યાગ વગેરે વ્યવસ્થાવાળો પ્રમાણસિદ્ધ ધર્મ પ્રાપ્ત થાય છે જે પરમાનદ મોક્ષના ઉત્પત્તિસ્થાનરૂપ હોઇ મોક્ષની પ્રાપ્તિ કરાવે છે ॥૩૨॥

आस्तिक्य हि असत्प्रवृत्तिभयनिमित्तम् - धर्मपरीक्षा

આસ્તિક્ય અસત્પ્રવૃત્તિથી ભય પેદા કરવાનું પ્રબળ નિમિત્ત છે.

# ।।अथ वादद्वात्रिंशिका।।८।।

धर्मव्यवस्थातो वाद प्रादुर्भवतीति तत्स्वरूपमिहोच्यते-

**शुष्कवादो विवादश्च धर्मवादस्तथापरः।**
**कीर्तितस्त्रिविधो वाद इत्येवं तत्त्वदर्शिभिः।।१।।**

शुष्केति। स्पष्ट।।१।।

**परानर्थो लघुत्वं वा विजये च पराजये।**
**यत्रोक्तौ सह दुष्टेन शुष्कवादः स कीर्तितः।।२।।**

परेति। यत्र दुष्टेन = अत्यन्तमानक्रोधोपेतचित्तेन सहोक्तौ सत्या विजये सति परस्य = प्रतिवादिनः पर = प्रकृष्टो वाऽनर्थो = मरणचित्तनाशवैरानुबन्धसंसारपरिभ्रमणरूप साध्वतिपातनशासनोच्छेदादिरूपो वा। पराजये च सति लघुत्व वा "जितो जैनोऽतोऽसार जैनशासन" इत्येवमवर्णवादलक्षण भवति, स शुष्कवादो गलतालुशोषमात्रफलत्वात् कीर्तित।।२।।

---

ભક્ષ્યાભક્ષ્ય વગેરે અગેની ધર્મવ્યવસ્થા દેખાડી. અન્યાન્ય ધર્મવાળાઓ જુદા જુદા પ્રકારની ધર્મવ્યવસ્થા માને છે. એટલે કઇ વ્યવસ્થા યોગ્ય છે? કઇ અયોગ્ય છે? ઇત્યાદિ જાણવા વગેરે માટે વાદો ઊભા થાય છે. તેથી આ આઠમી બત્રીશીમાં વાદનુ સ્વરૂપ બતાવવામાં આવે છે. એમા સૌ પ્રથમ વાદના પ્રકારો જણાવવા ગ્રન્થકાર કહે છે–

શુષ્કવાદ, વિવાદ અને ધર્મવાદ તત્ત્વજ્ઞોએ આ રીતે ત્રણ પ્રકારનો વાદ કહ્યો છે.॥૧॥ 'यथोद्देश निर्देश' એ ન્યાયે પ્રથમ શુષ્કવાદનુ સ્વરૂપ દેખાડવા ગ્રન્થકાર કહે છે–

દુષ્ટપ્રતિવાદીની સાથે કરાતા જે વાદમા વિજય થાય તો પ્રતિવાદીને અનર્થ થાય અને પરાજય થાય તો સ્વકીય જૈનશાસનની લઘુતા થાય તે વાદ શુષ્કવાદ કહેવાય છે જે પ્રતિવાદી અત્યંત અહકારી તેમજ તીવ્રક્રોધી હોય એ દુષ્ટપ્રતિવાદી છે આવા પ્રતિવાદી સામે જો વિજય થાય તો એનો અહકાર ઘવાય છે જેને કારણે એને એવો જોરદાર આઘાત લાગે છે કે જેથી કદાચ એ મરી જાય છે યા ગાંડો બની જાય છે. કદાચ આવું ન થાય તો પણ પોતાનુ અભિમાન તોડનાર જૈન વાદી સાથે એને વૈર બંધાય છે, તીવ્રદ્વેષ થાય છે જેના કારણે એનુ સસારપરિભ્રમણ વધે છે. પ્રતિવાદીને આવા બધા અનર્થો થાય છે. વળી માનભગ થવાથી ગુસ્સે ભરાયેલો તે પ્રતિવાદી જો તેવુ રાજકીય લાગવગ વગેરે રૂપ સામર્થ્ય ધરાવતો હોય તો એ વિજેતા બનનાર વાદી સાધુને યાવત્ મૃત્યુ સુધીની સજા કરાવે છે. યા તો એ રાજ્ય વગેરેમાથી શાસનનો સર્વથા ઉચ્છેદ કરાવે છે. આ સ્વપક્ષે થનાર અનર્થો જાણવા કદાચ વાદી સાધુ હારી જાય અને એ દુષ્ટ પ્રતિવાદીનો વિજય થાય તો વધુ ગર્વિત થયેલો એ અહકારી પ્રતિવાદી 'જૈન સાધુ હારી ગયા, માટે જૈનશાસન તુચ્છ છે' ઇત્યાદિ રૂપે પ્રવચનની નિદા રૂપ લઘુતા કરે/કરાવે છે આમ આવા વાદમા વિજય થાય કે પરાજય થાય તો પણ સ્વ-પરને તત્ત્વપ્રાપ્તિ/માર્ગપ્રાપ્તિ વગેરે રૂપ તો કોઇ લાભ થતો જ નથી તેથી એમા માત્ર ગળુ-તાળવું વગેરે સુકાવાનુ રહેવાથી એને શુષ્કવાદ કહે છે.॥૨॥

[હવે વાદના બીજા પ્રકાર વિવાદનુ સ્વરૂપ જણાવવા ગ્રન્થકાર કહે છે–]

छलजातिप्रधानोक्तिर्दुःस्थितेनार्थिना सह।
विवादोऽत्रापि विजयालाभो वा विघ्नकारिता।।३।।

छलेति। दुःस्थितेन = दरिद्रेण अर्थिना = लाभख्यात्यादिप्रयोजनिना सह छलमन्याभिप्रायेणोक्तस्य शब्दस्याभिप्रायान्तरेण दूषण, जातिश्चासदुत्तरं, ताभ्या प्रधानोक्तिः विवादो = विरुद्धो वादः, अत्रापि = विवादेऽपि विजयालाभः, परस्यापि च्छलजात्याद्युद्भावनपरत्वात्, वा = अथवा विघ्नकारिता, अत्यन्ताप्रमादितया छलादिपरिहारेऽपि प्रतिवादिनोऽर्थिनः पराभूतस्य लाभख्यात्यादिविघातध्रौव्यात्। बाधते च परापायनिमित्तता तपस्विनः परलोकसाधनमिति नात्रोभयथाऽपि फलमिति भावः।।३।।

લાભ, ખ્યાતિ, માન-સન્માન વગેરેના અર્થી દુ:સ્થિત પ્રતિવાદી સાથે છલ અને જાતિના પ્રાધાન્યવાળો વાદ એ વિવાદ છે આ વાદનુ પણ વિજયની અપ્રાપ્તિ કે વિઘ્નકારિતા એ ફળ છે જે ધન, ખ્યાતિ, સ્થાન વગેરે બાબતમા દરિદ્ર = હીન છે એ દુ.સ્થિત. આવો પ્રતિવાદી જો ધન પ્રાપ્તિ વગેરેના પ્રયોજનથી વાદ કરવા આવ્યો હોય તો પોતાનું એ પ્રયોજન પાર પાડવા માટે 'ગમે તે રીતે જીતવુ' એ જ એનું લક્ષ્ય હોય છે. તેથી પોતાની બાજી જો બગડતી દેખાય તો એ છલ અને જાતિનો પણ આશ્રય લે છે જુદા અભિપ્રાયથી કહેવાયેલા શબ્દોને જુદા અભિપ્રાયવાળા જણાવી એમા દૂષણ દેખાડવા એ છલ* છે. [જેમકે 'નવી કાબલીવાળો દેવદત્ત આવે છે' આવા અભિપ્રાયે કહેવાયેલા 'नवकम्वलो देवदत्त आगच्छति' આ વાક્યને 'નવ (૯) કાબલીવાળો દેવદત્ત આવે છે' આ અભિપ્રાયવાળુ ઘટાવી એને ખોટુ ઠેરવવુ એ છલ પ્રયોગ છે ] અસત્ય ઉત્તર આપવો એ જાતિ[1] છે. અર્થાત્ વાદીએ સમ્યગ્હેતુ કે હેત્વાભાસનો પ્રયોગ કર્યો હોય ત્યારે તેમા રહેલા દોષને શીઘ્ર ન પકડી શકવાથી કઇક હેતુ જેવો જે લાગે તેવું ખંડન કરી દેવું એ જાતિ છે જેમકે વાદીએ આવો પ્રયોગ કર્યો હોય કે 'શબ્દ અનિત્ય છે, કારણકે કૃતક છે, જેમકે ઘડો' તો એને ખાલી સાધર્મ્ય પકડીને આમ ખોટી રીતે તોડવાનો પ્રયાસ કરવો કે 'ઘડાની જેમ કૃતક હોવાથી શબ્દ જો ઘડાની જેમ અનિત્ય છે તો એ રીતે આકાશની જેમ અમૂર્ત્ત હોવાથી શબ્દ, આકાશની જેમ નિત્ય સિદ્ધ થઇ જશે.' આ જાતિપ્રયોગ છે આવા છલ અને જાતિની બહુલતાવાળો વાદ વિરુદ્ધવાદ-વિવાદ બને છે આમા સામો પણ છલ-જાતિ વગેરેનું ઉદ્ભાવન કરવામા પાવરધો હોઇ પ્રાયઃ વિજયપ્રાપ્તિ થતી નથી [વાદી તત્ત્વપ્રતિષ્ઠા માટે ગમે એટલી યુક્તિસંગત દલીલો આપે, તો પણ પ્રતિવાદી એમા છલ-જાતિ પ્રયોગ કરી અસંગતિનો આભાસ ઊભો કરે છે અને તેથી તત્ત્વની પ્રતિષ્ઠા થતી નથી ] કદાચ વાદી અત્યત અપ્રમાદી = જાગૃત રહે અને તેથી પ્રતિવાદીના દરેક છલ/ જાતિનો એ પરિહાર કરે અને એ રીતે વિજય પ્રાપ્ત કરે તો પણ સામા દુ સ્થિત પ્રતિવાદીને વિઘ્ન કરવાનો દોષ લાગે છે પ્રતિવાદીનો પરાજય થવાથી એને સ્વઇષ્ટ ધન-ખ્યાતિ વગેરેની પ્રાપ્તિ થતી નથી, કેમકે પરાજય ધનપ્રાપ્તિ વગેરેમા અવશ્ય વિઘાત કરનાર છે આ રીતે બીજાને અર્થપ્રાપ્તિમા વિઘ્ન વગેરે રૂપ અપાયમા નિમિત્ત બનવુ એ પણ તપસ્વી-સાધુની પરલોક સાધનાનો બાધક છે તેથી વિવાદમા પણ વાદીનો વિજય થાય કે પરાજય થાય તો પણ સ્વ-પર ઉપકારરૂપ અભીષ્ટ કાઇ ફળ મળતું નથી એ સ્પષ્ટ છે ॥૩॥

[વાદના ત્રીજા પ્રકાર **ધર્મવાદ**નુ સ્વરૂપ જણાવવા ગ્રન્થકાર કહે છે—]

સ્વશાસ્ત્રતત્ત્વના જાણકાર પાપભીરુ મધ્યસ્થ સાથે તત્ત્વને પામવા-પમાડવાની બુદ્ધિથી જે ચર્ચાવિચારણા

* तत्र परस्य वदतोऽर्थविकल्पोपपादनेन वचनविघातः छलम्।

1 सम्यग्हेतौ हेत्वाभासे वा प्रयुक्ते झटिति तद्दोषतत्त्वाप्रतिभासे तु प्रतिबिम्बनप्राय किमपि प्रत्यवस्थान जातिरित्युच्यते।। न्यायकलिका।।

**ज्ञातस्वशास्त्रतत्त्वेन मध्यस्थेनाघभीरुणा।**
**कथाबन्धस्तत्त्वधिया धर्मवादः प्रकीर्तितः।।४।।**

ज्ञातेति। ज्ञात स्वशास्त्रस्य = अभ्युपगतदर्शनस्य तत्त्व येन, एवभूतो हि स्वदर्शन दूषितमदूषित वा जानीते, मध्यस्थेन = आत्यन्तिकस्वदर्शनानुरागपरदर्शनद्वेपरहितेन, एवभूतस्य हि सुप्रतिपाद तत्त्व भवति, तथा अघभीरुणा = पातकभयशीलेन, एवभूतो ह्यसमजसवक्ता न भवतीति, सहेति गम्यते, तत्त्वधिया = तत्त्ववुद्ध्या य कथावन्ध स धर्मवादो = धर्मप्रधानो वाद प्रकीर्तित ।।४।।

**वादिनो धर्मबोधादि विजयेऽस्य महत्फलम्।**
**आत्मनो मोहनाशश्च प्रकटस्तत्पराजये।।५।।**

वादिन इति। वादिनो विजये सति, अस्य = प्रागुक्तविशेपणविशिष्टस्य प्रतिवादिनो धर्म = श्रुतचारित्रलक्षणस्तस्य वोधः = प्रतिपत्तिस्तदादि। आदिनाऽद्वेपपक्षपातावर्णवादादिग्रहः महत् = उत्कृष्टं

---

થાય એ 'ધર્મવાદ' કહેવાયો છે. સ્વશાસ્ત્ર એટલે પોતે સ્વીકારેલ દર્શન. એને માન્ય તત્ત્વને જે જાણતો હોય તે જ ચર્ચાવિચારણા દ્વારા એ તત્ત્વ યોગ્ય છે કે અયોગ્ય? એ જાણી શકે છે અને એના દ્વારા સ્વદર્શન દૂષિત છે કે નિર્દોષ એ પણ જાણી શકે છે. આવો સ્વદર્શનનો જાણકાર પણ મધ્યસ્થ હોવો જોઇએ. એટલે કે એ સ્વદર્શનના આત્યતિક અનુરાગ અને પરદર્શનના આત્યતિક દ્વેષથી રહિત હોવો જોઇએ 'સ્વદર્શન યુક્તિ અસગત છે' એવુ સમ્યગ્યુક્તિ વગેરેથી સમજાવનાર મળવા છતા એ સમજવાની કે સ્વીકારવાની તૈયારી ન હોવા રૂપ અપ્રજ્ઞાપનીયતા જેનાથી આવે છે એવા દૃષ્ટિરાગ રૂપે પરિણમેલા સ્વદર્શનનો અનુરાગ એ અહી આત્યતિક અનુરાગ જાણવો. એમ અન્યદર્શનનો એવો તીવ્ર દ્વેષ કે જે એની યુક્તિસગત વાતોનો પણ સ્વીકાર ન કરવા દે એ અહી આત્યતિકદ્વેષ જાણવો. દરેક વાદી-પ્રતિવાદીમા સામાન્યકક્ષાના સ્વદર્શનરાગ-અન્યદર્શનદ્વેષ તો લગભગ હોય જ છે પણ એ યુક્તિ અસગત વાતોનો ત્યાગ અને યુક્તિસંગત વાતોના સ્વીકારમા બાધક ન હોવાથી ધર્મવાદમા પણ બાધક બનતા નથી માટે અહી 'આત્યતિક' એવુ વિશેષણ મૂક્યુ છે. આત્યતિક રાગ-દ્વેષશૂન્ય પ્રતિવાદીને તત્ત્વનુ પ્રતિપાદન કરવું સરળ હોય છે, અન્યને નહી

પાપભીરુ પ્રતિવાદી અસમજસ બોલતો નથી. એટલે કે પોતાની હાર જેવુ દેખાય તો છલ-જાતિ વગેરે કે બીજુ પણ ગમે તે બોલીને વાદને ભાગી નાખવા પ્રયાસ કરતો નથી અને તેથી તત્ત્વની પ્રતિષ્ઠા થઇ શકે છે. તત્ત્વબુદ્ધિથી થતો આવો વાદ ધર્મવાદ = ધર્મના પ્રાધાન્યવાળો વાદ કહેવાય છે ।।૪।। આ વાદ ધર્મના પ્રાધાન્યવાળો શી રીતે છે? એ જણાવવા ગ્રન્થકાર કહે છે–

વાદીનો વિજય થાય તો પ્રતિવાદીને ધર્મબોધ વગેરે રૂપ મહાન્ ફળ પ્રાપ્ત થાય છે. પ્રતિવાદીથી પોતાનો પરાજય થાય તો પોતાના મોહનો નાશ થાય છે. ઉપરોક્ત 'મધ્યસ્થ' વગેરે વિશેષણવાળા પ્રતિવાદીને સ્વદર્શનનો તેવો તીવ્ર રાગ હોતો નથી એટલે જ્યારે વાદી સાધુનો વિજય થાય છે અને તેથી એ રીતે જૈનદર્શનની વાતો યુક્તિસિદ્ધ હોવી સિદ્ધ થાય છે ત્યારે એ પ્રતિવાદી પોતાના દર્શનને યુક્તિઅસગત તરીકે સમજી-સ્વીકારી શકે છે અને તેથી તેનો ત્યાગ પણ કરી શકે છે. એ ત્યાગ કરીને એ યુક્તિસગત તરીકે સિદ્ધ થયેલ જૈનદર્શનને સરળ રીતે સ્વીકારી શકે છે. આમ એને શ્રુતધર્મ કે ચારિત્રધર્મની પ્રાપ્તિરૂપ મહાન્ લાભ થાય છે. વળી પોતાને પરાજિત કરનાર સાધુ-જૈનદર્શન વગેરે પર એને દ્વેષ થતો નથી ને સ્વદર્શનનો અયોગ્ય પક્ષપાત રહેતો નથી.

फलं भवति, ततः = प्रतिवादिन सकाशात् पराजये चात्मनोऽधिकृतसाधोः मोहस्यातत्त्वादौ तत्त्वाद्यध्यवसायलक्षणस्य नाशश्च प्रकट इत्युभयथापि फलवानयमिति भावः ।।५।।

**अयमेव विधेयस्तत्तत्त्वज्ञेन तपस्विना।**
**देशाद्यपेक्षयाऽन्योऽपि विज्ञाय गुरुलाघवम् ।।६।।**

अयमेवेति । तत् = तस्मात् तत्त्वज्ञेन तपस्विना, अयमेव = धर्मवाद एव विधेयः । अपवादमाह - देशो नगर-ग्रामजनपदादि, आदिना कालराजसभ्यप्रतिवाद्यादिग्रहः, तदपेक्षया = तदाश्रयणेन गुरुलाघवं = दोपगुणयो-रल्पवहुत्व विज्ञाय अन्योऽपि विवादः (? वादः)कार्यः ।।६।।

**अत्र ज्ञातं हि भगवान् यत्स नाभाव्यपर्षदि।**
**दिदेश धर्ममुचिते देशेऽन्यत्र दिदेश च।।७।।**

अत्रेति । अत्र देशाद्यपेक्षाया ज्ञातम् = उदाहरण हि भगवान् **श्रीवर्धमानस्वामी**, यत् स न अभाव्यपर्षदि

વળી આ બેના કારણે, વિજયથી બનેલા સાધુનો કે જૈનદર્શનનો અવર્ણવાદ કરવા એ પ્રેરાતો નથી આ પણ કાંઇ જેવું તેવુ ફળ નથી. કદાચ એ પ્રતિવાદીથી વાદી સાધુ પરાજિત થઇ જાય તો પણ એ મધ્યસ્થ પ્રતિવાદી ખોટો ગર્વ કરી મેણા-ટોણાં નથી મારતો. તેમજ મધ્યસ્થ વાદીને પોતે માનેલા તત્ત્વમા ક્યા દોપ છે-પોતે એ બાબતમા કઇ રીતે ઉંધી સમજ પકડી બેઠો છે - જેના કારણે પોતે હાર્યો એના ખ્યાલ આવવાથી પોતાની, અતત્ત્વને તત્ત્વરૂપ માનવાની એ વિપરીત સમજ સ્વરૂપ મોહને એ દૂર કરી શકે છે. આમ વાદીનો વિજય થાય કે પ્રતિવાદીનો, બન્ને રીતે સ્વ-પરને ધર્મનો લાભ થવાથી ધર્મવાદ તો સફળ જ બને છે એ આનાથી સ્પષ્ટ થયુ. માટે આ વાદ ધર્મપ્રધાન છે.॥૫॥

[ધર્મવાદ જ બધી રીતે સફળ બને છે એ નિશ્ચિત થયે ગ્રન્થકાર કઇંક ઉપદેશ આપે છે–]

આમ ધર્મવાદ ઉભયથા લાભ કરનારો હોવાથી તત્ત્વજ્ઞ તપસ્વીએ ધર્મવાદ જ કરવો જોઇએ. આ ધર્મવાદ તેમજ અન્ય (શુષ્કવાદ કે વિવાદ) પણ દેશ વગેરેની અપેક્ષાએ ગુરુ લાઘવ જોઇને કરવો જોઇએ. જ્યાં વાદ કરવો છે તે દેશ કુતીર્થિક વગેરેની પ્રચુરતાવાળો છે કે અલ્પતાવાળો? કાલ દુર્ભિક્ષ છે કે સુભિક્ષ? રાજા અને સભ્યો તત્ત્વના જાણકાર છે કે અજાણ? મધ્યસ્થ છે કે પક્ષપાતવાળા? પ્રતિવાદી વાદ માટે યોગ્ય છે કે અયોગ્ય? સ્વય વાદ કરવા માટે સમર્થ છે કે અસમર્થ? આ બધાની અપેક્ષાએ ગૌરવ-લાઘવનો વિચાર કરવો જોઇએ. એટલે કે આવા દેશ વગેરેમાં વાદ કરવાથી પ્રવચનનુ અને મારું ગૌરવ વધશે કે લઘુતા થશે? લાભ વધુ થશે કે નુકશાન? એ વિચારવુ જોઇએ. જે રીતે ગૌરવ થાય– લાભ સંભવે એ રીતે વાદ કરવો જોઇએ. આમ દેશ વગેરેની અપેક્ષાએ ગુરુ લાઘવનો નિર્ણય કરી મુખ્યતયા ધર્મવાદ જ કરવો. પણ જો વિવક્ષિત દેશ વગેરેમાં ધર્મવાદથી નહી, અને શુષ્કવાદ કે વિવાદથી લાભપ્રાપ્તિ વધુ હોય અને નુકશાન ઓછુ હોય એવું જાણવા મળે તો તેવા દેશ વગેરેમા શુષ્કવાદ કે વિવાદ પણ કર્તવ્ય છે. આ અપવાદપદે જાણવુ.॥૬॥ [દેશાદિની અપેક્ષાનુ સમર્થન કરતા ગ્રન્થકાર કહે છે–]

વાદ દેશ વગેરેની અપેક્ષાએ કરવો જોઇએ એવુ જે કહ્યુ તેમા પ્રભુ **મહાવીરસ્વામીનું** દૃષ્ટાન્ત જાણવું પ્રથમ સમવસરણમાં સભા અયોગ્ય હતી. એટલે ભગવાને ત્યા ધર્મદેશના આપી નહી અને અન્ય પ્રતિબોધયોગ્ય જીવોથી યુક્ત દેશમાં ધર્મદેશના આપી હતી. એટલે, સામાન્યથી ધર્મદેશના માટે પણ દેશ આદિ વગેરેની

प्रथमसमवसरणेऽयोग्यसदसि धर्मं दिदेश। अन्यत्र चोचिते प्रतिबोध्यजनकलिते देशे धर्मं दिदेश।।७।।

**विषयो धर्मवादस्य धर्मसाधनलक्षणः।**

**स्वतन्त्रसिद्धः प्रकृतोपयुक्तोऽसद्ग्रहव्यये।।८।।**

विषय इति। धर्मवादस्य विषयो धर्मसाधनलक्षणः स्वतन्त्रसिद्धः = साङ्ख्यादीनां षष्टितन्त्रादिशास्त्रसिद्धः। असद्ग्रहस्य = अशोभनपक्षपातस्य व्यये सति, प्रकृतोपयुक्तः = प्रस्तुतमोक्षसाधकः, धर्मवादेनैवासद्ग्रहनिवृत्त्या मार्गाभिमुखभावादिति भावः।।८।।

**यथाऽहिंसादयः पञ्च व्रतधर्मयमादिभिः।**

**पदैः कुशलधर्माद्यैः कथ्यन्ते स्वस्वदर्शने।।९।।**

यथेति। यथाऽहिंसादयः आदिना सूनृतास्तेयब्रह्मापरिग्रहः पञ्च स्वस्वदर्शने व्रतधर्मयमादिभिः, तथा कुशलधर्माद्यैः पदैः कथ्यन्ते। तत्र 'महाव्रत'पदेनैतानि जैनैरभिधीयन्ते, 'व्रत'पदेन च भागवतैः यदाहुस्ते- "पञ्च व्रतानि पञ्चोपव्रतानि, व्रतानि यमाः, उपव्रतानि नियमाः" इति, धर्मपदेन तु पाशुपतैः यतस्ते दश धर्मानाहुः - "अहिंसा सत्यवचनमस्तेन्यं चाप्यकल्पना। ब्रह्मचर्यं तथाऽक्रोधो ह्यार्जवं शौचमेव च।।१।। सन्तोषो गुरुशुश्रूषा इत्येते दश कीर्तिताः", सांख्यैः - व्यासमतानुसारिभिश्च यमपदेनाभिधीयन्ते - पञ्च यमाः पंच नियमाः" तत्र यमाः - अहिंसा सत्यमस्तेन्यं ब्रह्मचर्यमव्यवहारश्चेति; नियमास्तु - अक्रोधो गुरुशुश्रूषा

---

યોગ્યતા-અયોગ્યતાનો જો વિચાર કરવાનો છે તો વાદમાટે તો એ વિચાર આવશ્યક છે જ એ સમજવું સુગમ છે ।।૭।। [ધર્મવાદનો વિષય દેખાડતા ગ્રન્થકાર કહે છે–]

સાંખ્ય વગેરેના ષષ્ટિતંત્ર વગેરે સ્વ-સ્વશાસ્ત્રમાં અહિંસા વગેરે જે ધર્મના સાધનો કહેવાયા છે તે ધર્મવાદનો વિષય છે. એટલે કે એ અંગે ધર્મવાદ કરવો જોઇએ. કદાગ્રહ દૂર થયે તે ધર્મસાધનો પ્રસ્તુત અર્થ = મોક્ષ માટે ઉપયોગી બને છે. આશય એ છે કે ધર્મવાદથી જ કદાગ્રહ દૂર થાય છે જેથી ઇતરના શાસ્ત્રોમાં કહેલા અહિંસા વગેરેનો પણ યથાર્થ રૂપે સ્વીકાર થવાથી માર્ગાભિમુખતા થાય છે, જે પરંપરાએ યાવત્ મોક્ષ આપક બને છે ।।૮।। [આ ધર્મસાધનોને ગ્રન્થકાર જણાવે છે–]

અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ આ પાંચ ધર્મસાધનો છે. જૈન વગેરે દર્શનકારોએ એ બધાનું સ્વસ્વદર્શનમાં વ્રત, ધર્મ, યમ, કુશલધર્મ વગેરે શબ્દોથી કથન કર્યું છે. આ રીતે - જૈનો આ પાંચને 'મહાવ્રતો' કહે છે. ભાગવતો આને 'વ્રતો' કહે છે. તેઓ કહે છે કે "પાંચ વ્રતો છે અને પાંચ ઉપવ્રતો. આમાં વ્રત એટલે અહિંસા વગેરે યમ અને ઉપવ્રત એટલે નિયમ." પાશુપતો આને ધર્મ કહે છે. તેઓએ આ પ્રમાણે દશ ધર્મ કહ્યા છે. "અહિંસા, સત્યવચન, અસ્તૈન્ય, અકલ્પના, બ્રહ્મચર્ય, અક્રોધ, આર્જવ શૌચ, સંતોષ અને ગુરુશુશ્રૂષા એમ દશ ધર્મો કહેવાયા છે." સાંખ્યોએ અને વ્યાસના અનુયાયીઓએ આને 'યમ' કહ્યા છે. તે આ પ્રમાણે - - "પાંચ યમ છે અને પાંચ નિયમ છે. તેમાં અહિંસા, સત્ય, અસ્તૈન્ય, બ્રહ્મચર્ય અને અવ્યવહાર આ પાંચ યમ છે અને અક્રોધ, ગુરુશુશ્રૂષા, શૌચ, આહારલઘુતા અને અપ્રમાદ આ પાંચ નિયમો છે." બૌદ્ધો આને 'કુશલધર્મ' કહે છે. તદ્યથા - "દશ અકુશલ આ પ્રમાણે છે - હિંસા, સ્તેય, અન્યથાકામ (પારદારિકતા), પૈશુન્ય, પરુષાનૃત (કઠોર અસત્યવચન), સંભિન્નઆલાપ (અસંબદ્ધ ભાષણ), વ્યાપાદ (પરપીડા ચિંતન), અભિધ્યા (ધન વગેરેનો અસંતોષ એટલે કે પરિગ્રહ), દૃગ્વિપર્યય (મિથ્યાઅભિનિવેશ) અને પાપકર્મ આ દશ અકુશલધર્મોનો મન,

शौचमाहारलाघवम्. अप्रमादश्चेति, कुशलधर्मपदेन च बौद्धैरभिधीयन्ते, यदाहुस्ते - "दशाकुशलानि, तद्यथा- -हिसा स्तेयान्यथाकाम पैशून्यं परुपानृतम्, सभिन्नालाप व्यापादमभिध्या दृग्विपर्ययम्।।१।। पापकर्मेति दशधा कायवाङ्मानसैस्त्यजेत्, इति" अत्र चान्यथाकाम॰ पारदार्य सभिन्नालापोऽसवद्धभापण, व्यापादः परपीडाचिन्तन, अभिध्या धनादिप्वसन्तोप: परिग्रह इति यावत्, दृग्विपर्ययो मिथ्याभिनिवेश॰, एतद्विपर्ययाच्च दश कुशलधर्मा भवन्तीति, आदि पदाच्च ब्रह्मादिपदग्रहः, एतान्येव वेदिकादिभिर्ब्रह्मादिपदेनाभिधीयन्ते इति।।९।।

## मुख्यवृत्त्या क्व युज्यन्ते न वैतानि क्व दर्शने।
## विचार्यमेतन्निपुणैरव्यग्रेणान्तरात्मना।।१०।।

मुख्येति। एतानि = अहिसादीनि क्व दर्शने युज्यन्ते क्व वा दर्शने न युज्यन्ते एतन्मुख्यवृत्त्या = अनुपचारेण निपुणैर्धर्मविचारनिष्णातैर्विचारणीय नान्यद्, वस्त्वन्तरविचारणे धर्मवादाभावप्रसङ्गात् अव्यग्रेण = म्वशास्त्रनीतिप्रणिधानादव्याक्षिप्तेन, अन्तरात्मना = मनसा, शास्त्रान्तरनीत्या ह्येकशास्त्रोक्तप्रकाराणामहिसादीनामयुज्यमानता स्फुटमेव प्रतीयत इति स्वतन्त्रनीतिप्रणिधानेनैव विपयव्यवस्था विचार्यमाणा फलवतीति भाव:।।१०।।

ननु स्वतन्त्रनीत्यापि धर्मसाधनविचारणे प्रमाणप्रमेयादिलक्षणप्रणयने परतन्त्रादिविचारणमप्यावश्यकमिति व्यग्रताऽनुपरमे कदा प्रस्तुतविचारावसर इत्यत आह-

---

વચન, કાયાથી ત્યાગ કરવો " આ દશનો વિપર્યય એ દશ કુશલધર્મ છે. આ જ રીતે આને વૈદિકો વગેરે 'બ્રહ્મ' વગેરે કહે છે. આમ આ ધર્મ સાધનો દરેક દર્શનકારોને જુદા જુદા નામથી માન્ય છે ।।૯।।

[જો દરેક દર્શનકારોને અહિસા વગેરે સમાન રીતે માન્ય છે તો એ બધા જ મોક્ષમાર્ગના યથાર્થ પ્રરૂપક બની જશે! આવી શકાનુ વારણ કરવા ગ્રન્થકાર કહે છે–]

બધા દર્શનોએ અહિસા વગેરે ધર્મસાધનોને જણાવ્યા છે એ વાત ખરી. તેમ છતાં કયા દર્શનમાં આ અહિસા વગેરે મુખ્યવૃત્તિએ = અનુપચરિત રીતે ઘટે છે અને કયા દર્શનમાં એ રીતે નથી ઘટતા તે, ધર્મની વિચારણા કરવામા જેઓ નિષ્ણાત હોય તેવા પ્રાજ્ઞોએ વિચારવુ જોઇએ વળી આ વિચારણા પણ અવ્યગ્ર મનથી કરવી. એટલે કે સ્વશાસ્ત્રનીતિના પ્રણિધાનથી કરવી આશય એ છે કે જે દર્શનમા જેવા અહિસા વગેરે પ્રરૂપાયેલા હોય તેવા, તે જ દર્શનના સિદ્ધાન્તોથી ઘટે છે કે નહી એની વિચારણાનું પ્રણિધાન રાખવુ એક શાસ્ત્રોક્ત અહિસાદિની વિચારણામાં અન્ય શાસ્ત્રોક્ત સિદ્ધાન્તોને ઘુસાડવા એ વ્યગ્રતા છે, તે ન જોઇએ, કેમકે અન્ય શાસ્ત્રમાન્ય સિદ્ધાન્તોથી અન્યશાસ્ત્રમા કહેલા પ્રકારવાળી અહિસા વગેરે ન ઘટી શકે એ તો સ્પષ્ટ જ છે. એટલે સ્વશાસ્ત્રનીતિના પ્રણિધાનથી જ વિષયવ્યવસ્થાનો વિચાર કરવો એ સફળ બને છે. આમ તે તે શાસ્ત્રમાં કહેલ અહિસા વગેરેનો તે તે શાસ્ત્રના સિદ્ધાન્તોથી વિચાર કરવો જોઇએ એ નક્કી થયુ, અન્ય કોઇ બાબતનો વિચાર નહી. કેમકે એમા ધર્મવાદનો અભાવ રહે છે.।।૧૦।।

[પ્રમાણલક્ષણાદિની નિરુ

શંકા - સ્વતત્રનીતિથી ધર્મસાધનની વિચારણા કરવી એ ... એ વિચારણામાં પણ, પ્રમાણ-પ્રમેય વગેરેના લક્ષણ માટે પરતત્ર વગેરેની વિચારણા પણ ... હેસા વગેરે સુઘટ છે કે નહી?

प्रमाणलक्षणादेस्तु नोपयोगोऽत्र कश्चन।
तन्निश्चयेऽनवस्थानादन्यथाऽर्थस्थितेर्यतः।।११।।

प्रमाणेति। प्रमाण प्रत्यक्षादि, तस्य लक्षण स्वपरा(?व)भासिज्ञानत्वादि तदादे, आदिना प्रमेयलक्षणादिग्रह, तस्य तु धर्मसाधनविषये कश्चनोपयोगो नास्ति, अयमभिप्राय – प्रमाणलक्षणेन निश्चितमेव प्रमाणमर्थग्राहकमिति तदुपयोग इति, न चाय युक्त, यतस्तल्लक्षण निश्चितमनिश्चित वा स्यात्? आद्ये

ઇત્યાદિ નિર્ણય પ્રમાણથી થઇ શકે છે તેથી પ્રમાણ આવશ્યક હોઇ પ્રમાણ-પ્રમેય વગેરેનું લક્ષણ પણ આવશ્યક બને છે આ લક્ષણનો નિર્ણય કરવા માટે પરતન્ત્રાદિ શુ કહે છે એ પણ વિચારવું પડે છે એટલે પરતંત્રાદિની વિચારણા પણ આવશ્યક બનવાથી વ્યગ્રતા અટકતી નથી તો પ્રસ્તુત ધર્મસાધનોનો વિચાર કરવાનો અવસર ક્યારે મળે?

આવી શકાનું નિરાકરણ કરવા ગ્રન્થકાર કહે છે–

પ્રત્યક્ષ વગેરે પ્રમાણોનુ 'સ્વપરાવભાસી જ્ઞાન પ્રમાણ' ઇત્યાદિ જે લક્ષણ છે તેનો તેમજ પ્રમેયાદિના લક્ષણનો આ ધર્મસાધનની વિચારણામા કોઇ ઉપયોગ નથી, કારણકે એ લક્ષણનો નિશ્ચય આવશ્યક માનવામાં આવે તો અનવસ્થા દોષ લાગે છે અને એને અનાવશ્યક માનવામા આવે તો એ રીતે જ એ લક્ષણ વિના જ ધર્મસાધન વગેરે અર્થનો નિર્ણય કરી શકાય છે કદાચ આવો અભિપ્રાય ઊભો થાય કે - "પ્રમાણના લક્ષણથી નિશ્ચિત થયેલ પ્રમાણ જ અર્થગ્રાહક બને છે એટલે પ્રમાણ અર્થગ્રાહક બની શકે એ માટે પ્રમાણના લક્ષણનો ઉપયોગ છે " પણ આવો અભિપ્રાય યોગ્ય નથી, કેમકે 'લક્ષણથી પ્રમાણનો નિશ્ચય અને પ્રમાણથી અર્થનો નિશ્ચય' આવુ તમે જે કહો છો તેમા લક્ષણ પોતે નિશ્ચિત છે કે અનિશ્ચિત? આમાંનો પ્રથમ વિકલ્પ સ્વીકારીએ કે 'નિશ્ચિત થયેલુ લક્ષણ પ્રમાણનો નિશ્ચય કરાવે છે' તો અમારો પ્રશ્ન છે કે એ લક્ષણનો નિશ્ચય શેનાથી થયો? અધિકૃત પ્રમાણથી (જે પ્રમાણનો આ લક્ષણ નિશ્ચય કરાવી આપે છે તે પ્રમાણથી) કે અન્ય પ્રમાણથી? જો અધિકૃત પ્રમાણથી માનશો તો ઇતરેતરાશ્રય દોષ આવશે તે આ રીતે – અધિકૃત પ્રમાણથી લક્ષણનો નિશ્ચય થાય અને તે નિશ્ચય થાય તો અધિકૃત પ્રમાણનો નિશ્ચય થાય 'કોઇ અન્ય પ્રમાણથી લક્ષણનો નિશ્ચય થાય છે' એવો બીજો વિકલ્પ સ્વીકારવામા આવે તો અનવસ્થા દોષ લાગે, કેમકે લક્ષણના નિશ્ચાયક તે પ્રમાણને પણ સ્વનિશ્ચય માટે બીજા અન્ય પ્રમાણની અપેક્ષા છે. વળી એ બીજુ અન્યપ્રમાણ પણ નિશ્ચિત થઇને જ પ્રથમ અન્ય પ્રમાણનો નિશ્ચય કરાવતું હોઇ સ્વનિશ્ચય માટે ત્રીજા અન્યપ્રમાણની અપેક્ષા રાખશે જ. આમ અન્ય-અન્ય પ્રમાણની અપેક્ષા ક્યાંય ન અટકવાથી અનવસ્થા દોષ આવશે

લક્ષણ પોતે અનિશ્ચિત રહીને જ પ્રમાણનો નિશ્ચય કરાવે છે એવો બીજો વિકલ્પ સ્વીકારશો તો અમે કહીએ છીએ કે સ્વયં અનિશ્ચિત એવું પણ લક્ષણ જો પ્રમાણનો નિશ્ચય કરાવી શકે છે તો સ્વયં અનિશ્ચિત એવુ પણ પ્રમાણ અર્થનો નિશ્ચય શા માટે ન કરાવે? અર્થાત્ કરાવે જ એટલે અર્થ નિશ્ચય માટે પ્રમાણના નિશ્ચયની કોઇ જરૂર નથી. સૂરિપુરંદર શ્રીહરિભદ્રસૂરિ મહારાજે અષ્ટકપ્રકરણ (૧૩/૬-૭) મા કહ્યું છે કે "અર્થ નિશ્ચયમાટે પ્રમાણના લક્ષણને આવશ્યક માનનારા દાર્શનિકોને અમે પૂછીએ છીએ 'પ્રમાણથી નિશ્ચય કરીને એ લક્ષણ તમે કહો છો કે એ વિના જ?" 'પ્રમાણથી નિશ્ચય કરીને' એ પ્રથમપક્ષ જો કહેશો તો તેમાં અમારો પ્રશ્ન છે કે એ નિશ્ચાયક પ્રમાણ લક્ષણથી નિશ્ચિત (લક્ષિત) થયેલુ છે કે નહી? જો લક્ષિત થયેલું કહેશો તો ઇતરેતરાશ્રય કે અનવસ્થા દોષ આવશે લક્ષણથી અલક્ષિત રહીને જ નિશ્ચાયક પ્રમાણ લક્ષણનો નિશ્ચય

किमधिकृतप्रमाणेन प्रमाणान्तरेण वा? यदि तेनेव तदेतरेतराश्रय:, अधिकृप्रमाणाल्लक्षणनिश्चयः, तन्निश्चयाच्चाधिकृतप्रमाणनिश्चय इति यदि च प्रमाणान्तरेण तन्निश्चयस्तदाऽऽह– तन्निश्चये = प्रमाणान्तरेण तल्लक्षणनिश्चयेऽनवस्थानात् = तन्निश्चा-यकप्रमाणेऽपि प्रमाणान्तरापेक्षाऽविरामात्, यदि च प्रमाणान्तरेणानिश्चितमेव लक्षण प्रमाणनिश्चये उपयु-ज्यते इतीष्यते, तदाह – अन्यथाऽन्यतोऽनिश्चितस्य लक्षणस्योपयोगेऽर्थस्थितेरन्यतोऽनिश्चितेनैव प्रमाणे-नार्थसिद्धे:, तदुक्त **हरिभद्राचार्येण** -

"प्रमाणेन विनिश्चित्य तदुच्येत न वा न नु। अलक्षितात्कथ युक्ता न्यायतोऽस्य विनिश्चिति ।।

सत्यां चास्या तदुक्त्या कि तद्वद्विपयनिश्चिते । तत एवाविनिश्चित्य तस्योक्तिर्ध्यान्ध्यमेव हि" ।।

इत्थमत्र प्रमाणलक्षणादेरनुपयोग: समर्थित:, इममेव **सिद्धसेन**समत्या दृढयन्नाह यत इति, यत आह वादी **सिद्धसेन** इत्यर्थ: ।।११ ।।

**प्रसिद्धानि प्रमाणानि व्यवहारश्च तत्कृतः।**
**प्रमाणलक्षणस्योक्तौ ज्ञायते न प्रयोजनम्।।१२ ।।**

**प्रसिद्धानीति।** प्रसिद्धानि = लोके स्वत एव रूढानि, न तु प्रमाणलक्षणप्रणेतृवचनप्रसाधनीयानि प्रमाणानि प्रत्यक्षादीनि, तथा व्यवहरण = व्यवहारः स्नानपानदहनपचनादिका क्रिया, 'च' शव्दः प्रसिद्धत्वस-मुच्चयार्थः तत्कृत = प्रमाणप्रसाध्य:, प्रमाणलक्षणाप्रवीणानामपि गोपालवालावलादीना तथाव्यवहार-

---

કરાવે છે એમ કહેવામા લક્ષણની ન્યાયયુક્ત વિનિશ્ચિતિ (વિનિશ્ચય) શી રીતે થાય? તેમ છતા તે રીતે લક્ષણનો નિશ્ચય થતો હોય તો પ્રમાણના લક્ષણની ઉક્તિનુ (કથનનુ) પણ શુ કામ છે? લક્ષણથી અલક્ષિત નિશ્ચાયક પ્રમાણ લક્ષણનો જેમ નિશ્ચય કરાવે છે તેમ લક્ષણથી અલક્ષિત પ્રમાણ વિષયનો પણ નિશ્ચય કરાવી જ દેશે! 'એટલે પ્રમાણથી નિર્ણય કરીને અમે પ્રમાણનું લક્ષણ કહીએ છીએ' એવો પ્રથમ પક્ષ માનવો એ તો મૂઢતા જ છે તેથી 'પ્રમાણથી નિશ્ચય કર્યા વિના જ અમે લક્ષણ કહીએ છીએ' એવો બીજો પક્ષ જો માનશો તો એ પણ યોગ્ય નથી, કેમકે પ્રમાણથી નિર્ણય કર્યા વિના એ લક્ષણકથન કરવુ એ તો બુદ્ધિનો અંધાપો (મૂઢતા) જ છે."

[અન્ય દર્શનકારોએ પ્રમાણના લક્ષણ વગેરેની ચર્ચા એટલી બધી વિસ્તારી દીધી કે જેનાથી એ જ ચર્ચાનો મુખ્ય વિષય બની ગયો અને મૂળ વાત બાજુ પર રહી ગઇ. એટલે એનુ અહી આ નિરાકરણ કર્યું છે એવું લાગે છે.] આમ ધર્મવાદમા પ્રમાણનુ લક્ષણ વગેરે અનુપયોગી છે એ બાબતનુ સમર્થન કર્યુ. આ જ બાબતને શ્રીસિદ્ધસેનદિવાકરસૂરિની સમતિ દેખાડીને દઢ કરવા માટે ગ્રન્થકારે 'यत' કહ્યુ છે. એનો અર્થ આ છે કે - 'વાદી શ્રીસિદ્ધસેન દિવાકરસૂરિએ પણ ન્યાયાવતાર ગ્રન્થના બીજા શ્લોકમાં કહ્યુ છે ॥૧૧॥ શુ કહ્યુ છે? આ-

પ્રમાણો લોકમા સ્વય પ્રસિદ્ધ = રૂઢ થયેલા છે, વળી તે પ્રમાણોથી થયેલ સ્નાન, પાન, દહન, પચન વગેરે ક્રિયા રૂપ વ્યવહાર પણ સ્વય પ્રસિદ્ધ છે. તેથી પ્રમાણના લક્ષણનુ જે કથન કરવામા આવે છે તેનુ કોઇ પ્રયોજન દેખાતુ નથી

તે તે પદાર્થની વ્યવસ્થા માટે અને તે તે વ્યવહારની વ્યવસ્થા માટે લક્ષણનો ઉપયોગ હોય છે પ્રત્યક્ષ વગેરે પ્રમાણો લોકમા સ્વત· [= પ્રમાણના લક્ષણ વિના] જ રૂઢ થઇ ગયેલા છે, પ્રમાણના લક્ષણના પ્રણેતાના વચનથી તેને સિદ્ધ કરવાના છે એવુ નથી. [એટલે કે તે પ્રણેતાના વચનોથી પ્રમાણનો નિર્ણય કરી પછી એનાથી પ્રમેયની

दर्शनात्, ततश्च प्रमाणलक्षणस्य = अविसंवादि ज्ञानं प्रमाणमित्यादेरुक्तो = प्रतिपादने ज्ञायते = उपलभ्यते न = नैव प्रयोजनं = फलं, 'वर्तते नेति' वक्तव्ये 'ज्ञायते नेति' यदुक्तमाचार्येण तदतिवचनपारुष्यपरिहारार्थम्, यस्त्वत्रायमुदयनस्योपालम्भः - "ये तु प्रमाणमेव सर्वस्य व्यवस्थापकं, न तु लक्षणं तदपेक्षायामनवस्थे- त्याहुस्तेषां "निन्दामि च पिबामि चेति" न्यायापातः । यतोऽव्याप्त्यतिव्याप्तिपरिहारेण तत्तदर्थव्यवस्थापकं

---

પ્રમા વગેરે કરવા એવુ નથી તે લક્ષણને નહી જાણનારા પણ ઘણા લોકો તે પ્રત્યક્ષાદિથી જ ઘટ-પટાદિ પદાર્થોનો બોધ કરે છે ] વળી પ્રત્યક્ષાદિથી થનાર સ્નાનાદિક્રિયા રૂપ વ્યવહાર પણ સ્વત જ [= પ્રમાણના લક્ષણ વિના જ] પ્રસિદ્ધ છે, કેમકે પ્રમાણના લક્ષણથી અજાણ એવા પણ ગોપાળ, બાળક, સ્ત્રીઓ વગેરે તેવો વ્યવહાર કરે છે એવુ લોકમા સ્પષ્ટ રીતે દેખાય છે તેથી 'અવિસવાદી જ્ઞાન એ પ્રમાણ છે' ઇત્યાદિ પ્રમાણલક્ષણના કથનનુ કોઇ પ્રયોજન જણાતુ નથી આમ તો, પ્રમાણો અને તત્કૃત વ્યવહાર લક્ષણકથન વિના સ્વત. જ પ્રસિદ્ધ હોવાથી તેના લક્ષણકથનનુ કોઇ પ્રયોજન જ નથી, તેથી वर्तते न प्रयोजनम् એમ કહેવું જોઇતુ હતુ, પણ જ્યારે અન્યદર્શનકારો તે લક્ષણનુ કથન જોરશોરથી કરી રહ્યા છે અને એ માટે મોટો પ્રપચ ખડો કરી રહ્યા છે ત્યારે એને સાવ નિષ્પ્રયોજન જ કહી દેવુ એ તેઓને માટે મર્મઘાતી હોઇ કઠોરતાવાળુ બને માટે આવી કઠોરતાના પરિહાર માટે 'એનુ કોઇ પ્રયોજન જ નથી' એમ ન કહેતા 'એનુ કોઇ પ્રયોજન જણાતુ નથી' એમ કહ્યું છે

[ઉદયનાચાર્યદત્ત ઉપાલંભ]

આ વિષયમા ઉદયનાચાર્યે જે ઉપાલભ આપ્યો છે તે અહી શોભતો નથી. ઉદયનાચાર્યે આપેલો ઉપાલભ – જેઓ આવુ કહે છે કે "પ્રમાણ જ સર્વનુ વ્યવસ્થાપક છે, નહી કે લક્ષણ, કેમકે જો અર્થ વ્યવસ્થામા લક્ષણની અપેક્ષા હોય તો અનવસ્થા દોષ આવે છે" તેઓને 'હુ આ પીણાને (દારૂને) નિંદું છુ અને પીઉં છું' એવો ન્યાય લાગુ પડે છે, અર્થાત્ લક્ષણનો તેઓ નિષેધ તો કરે છે પણ પાછા એ લક્ષણનો જ આશરો સ્વીકારે છે. કેમકે તેઓ પણ અવ્યાપ્તિ અને અતિવ્યાપ્તિના પરિહાર પૂર્વક તે તે અર્થના વ્યવસ્થાપક અને તે તે વ્યવહારના વ્યવસ્થાપક પ્રમાણને જ અર્થ નિશ્ચાયક પ્રમાણ તરીકે અપનાવે છે જે પોતે લક્ષણ સ્વરૂપ જ છે.

આશય એ છે કે સુક્તિને વિશે 'इदं रजतम्' એવુ જે જ્ઞાન થાય છે તેને તેઓ પણ અર્થનિશ્ચાયક માનતા નથી, કેમકે એ અર્થને અવિસવાદી નથી, પણ વિસવાદી છે. આમ, જેમા અર્થની અવિસવાદિતા હોય તેવા જ્ઞાનથી જ અર્થનો નિશ્ચય થાય છે સુક્તિને રજત તરીકે જાણ્યા પછી હાથ લબાવવા પર જ્યારે છીપ હાથમા આવે છે ત્યારે 'હટ્ હુ છેતરાયો, મારુ જ્ઞાન સાચું નહી' એમ વિચાર દ્વારા પોતાના એ જ્ઞાનની પ્રમાણમાંથી બાદબાકી કરવા દ્વારા અતિવ્યાપ્તિનો પરિહાર કરી જ દે છે

એમ, સામે રહેલા ઢોરનો લાલ રગ જોઇને જ એનો કોઇ 'ગાય' તરીક નિર્ણય કરી લેતુ નથી, કારણકે એ જાણે છે કે ગાય તો શ્વેત પણ હોય શકે છે એટલે કે વસ્તુત ,'જે લાલ હોય તે ગાય' આવુ લક્ષણ માનવામાં અવ્યાપ્તિદોપ જે આવે છે એનો પરિહાર પણ અર્થનિશ્ચય વગેરેમા કરી જ દેવાય છે એટલે 'अविसंवादिज्ञानं प्रमाणं' એવા પ્રમાણના લક્ષણનો ઉપયોગ પણ અર્થનિશ્ચય વગેરે કરવામા સ્પષ્ટ રીતે પ્રતીત થાય જ છે.

**જૈન** - પ્રમાણના 'अविसंवादिज्ञानं प्रमाणम्' વગેરે લક્ષણની સમુગ્ધ જનને કાઇ ખબર હોતી નથી. અને તેથી, આ જ્ઞાનમા લક્ષણ જતુ નથી માટે એ પ્રમાણ નથી એ રીતે એ અતિવ્યાપ્તિનો પરિહાર નથી કરતો. પણ જોયેલી વસ્તુ હાથમા ન આવે તો એ જ્ઞાન સાચુ નહી આવુ લોક વ્યવહારમા જે પ્રસિદ્ધ છે એના અનુવાદ રૂપે જ એ અતિવ્યાપ્તિ વગેરેનો પરિહાર થાય છે

**નૈયા.**- અમે પ્રમાણનું લક્ષણ અર્થનિશ્ચાયક છે એવુ જે કહીએ છીએ તે લોકમા અનુભવસિદ્ધ વાત જોઇને

तत्तद्व्यवहारव्यवस्थापक च प्रमाणमुपाददते, तदेव तु लक्षणं, 'अनुवादः स' इति चेत्? अस्माकमप्यनुवाद एव, न ह्यलौकिकमिह किंचिदुच्यते, न चानवस्था, वैद्यके रोगादिलक्षणवद्व्याकरणादो शब्दादिवच्च व्यवस्थोपपत्तेः, तत्रापि समुग्धव्यवहारमाश्रित्य लक्षणैरेव व्युत्पादनादिति," सत्त्वत्र न शोभते, यतो वय प्रमाणस्यार्थव्यवस्थापकत्वे व्यवहारव्यवस्थापकत्वे वा लक्षण न प्रयोजकमिति ब्रूमः, न तु सर्वत्रेव तदप्रयोजकमिति,

તેના અનુવાદ રૂપે જ કહીએ છીએ અમે પણ લોકમા નહી જોવા મળતુ એવું અલૌકિક કાઇ કહેતા નથી. વળી લક્ષણની પણ અર્થનિશ્ચયમા પ્રયોજકતા માનવામાં અનવસ્થા દોષ તમે જે બતાવો છો તે પણ યોગ્ય નથી, કેમકે વૈદ્યકશાસ્ત્રમાં રોગાદિના લક્ષણની જેમ વ્યવસ્થા સગત થઇ શકે છે અથવા વ્યાકરણાદિમા શબ્દાદિની જેમ વ્યવસ્થા સગત થઇ શકે છે એટલે કે અન્ય શાસ્ત્રોમા આવતા શબ્દ-વાક્ય વગેરેની વ્યવસ્થા (અર્થબોધ-સાધુતા વગેરે) વ્યાકરણશાસ્ત્રથી થાય છે. હવે વ્યાકરણશાસ્ત્રમા જે શબ્દાદિ વપરાયા હોય છે તેની વ્યવસ્થા માટે કાઇ અન્ય વ્યાકરણની જરૂર પડતી નથી કે જેથી અનવસ્થા ચાલે, એ તો લોકોમા પણ શબ્દ-ક્રિયાપદ-વાક્ય વગેરેનો જે સમુગ્ધ વ્યવહાર હોય છે- પ્રસિદ્ધ શબ્દાદિ હોય છે તેની સહાય લઇને (તેના દ્વારા) વિશેષ લક્ષણો બતાવીને વ્યુત્પાદન કરાય છે. આ જ રીતે પ્રસ્તુતમાં પણ સમુગ્ધ વ્યવહારની અપેક્ષાએ વિશેષ લક્ષણ વગેરેનો નિશ્ચય કરી અર્થનિશ્ચય થઇ શકે છે. માટે અનવસ્થા દોષ નથી

[એ ઉપાલંભની અયોગ્યતા]

જૈન - ઉદયનાચાર્યે આપેલો આ ઉપાલભ પ્રસ્તુતમા શોભતો નથી, કેમકે પ્રમાણ અર્થવ્યવસ્થાપક જે બને છે અથવા વ્યવહારવ્યવસ્થાપક જે બને છે એમા એનું લક્ષણ પ્રયોજક નથી એટલુ જ અમે કહીએ છીએ, નહી કે એ સર્વત્ર અપ્રયોજક છે એવુ પણ. આશય એ છે કે રજતને વિશે કે સૂક્તિને વિશે 'इद रजत' એવુ જે (પ્રમાત્મક કે ભ્રમાત્મક) જ્ઞાન થાય છે તે 'રજત' નો નિશ્ચય કરાવી જ દે છે, એ જ્ઞાન અર્થને અવિસંવાદી હોય તો જ અર્થનો નિશ્ચય કરાવે એવુ નથી. પણ ભ્રમાત્મક જ્ઞાન વિદ્યમાન અર્થનો નિશ્ચય કરાવતું ન હોવાથી તત્ત્વતઃ એ અર્થનિશ્ચાયક હોતુ નથી એટલે માત્ર પ્રમાણ જ અર્થનિશ્ચાયક હોય છે અને જે પ્રમાણ હોય છે એમા પ્રમાણનુ લક્ષણ તો રહેલુ જ હોય છે. તેમ છતા એટલા માત્રથી, પ્રમાણનુ લક્ષણ કાઇ અર્થનિશ્ચયનુ કારણ કે પ્રયોજક બની જતુ નથી, જેમકે જે દડ હોય તેમા દડત્વ રહ્યુ જ હોવા છતા દડત્વ કાઇ ઘટ પ્રત્યે કારણ કે પ્રયોજક નથી, એ તો અન્યથાસિદ્ધ જ છે. હા, 'વિવક્ષિત જ્ઞાન પ્રમાણ છે કે અપ્રમાણ?' એનો નિર્ણય કરવામા પ્રમાણનુ લક્ષણ જરૂર ઉપયોગી છે. જો એમા પ્રમાણનુ લક્ષણ રહ્યું હોય તો એ પ્રમાણ અને ન રહ્યું હોય તો એ અપ્રમાણ એટલે કે પ્રમાણનુ લક્ષણ ભ્રમ વગેરેથી પ્રમાણને જુદુ પાડી આપે છે આમ સમાન જાતીય (સમાન જેવા દેખાતા ભ્રમ વગેરે) કે અસમાનજાતીય (સાવ જુદા એવા ઘટ-પર વગેરે) પદાર્થોથી અધિકૃત પદાર્થ (પ્રમાણ)નો વ્યવચ્છેદ કરી આપવો (એને જુદુ તારવી આપવું) એવુ જે (પ્રમાણના) લક્ષણનું પ્રયોજન છે તેને તો તે તે ગ્રન્થમા સ્વીકારી તેની વ્યવસ્થા કરી જ છે. આમ પ્રમાણને સર્વત્ર અપ્રયોજક અમે કહેતા જ નથી કે જેથી ઉદયનાચાર્યે આપેલો ઉપાલભ યોગ્ય ઠરે.

નૈયાયિક - લક્ષણનુ તમે જે સમાનાસમાનજાતીયનો વ્યવચ્છેદ કરવાનુ પ્રયોજન સ્વીકારો છો એમા પણ અનવસ્થા દોષ તો આવે જ છે જુદા જુદા દર્શનમા, પ્રમાણના 'अविसवादिज्ञान प्रमाणम्', 'स्वपरव्यवसायिज्ञान प्रमाणम्' 'अर्थोपलब्धिहेतु प्रमाणम्' . આવા જુદા જુદાં લક્ષણો મળે છે. આમાંથી કોઇ પણ એક જ લક્ષણ સાચુ હોય શકે, બાકીના બધા ખોટા આમાંથી જે ખોટાં છે એ બધાનો (લક્ષણાભાસોનો) વ્યવચ્છેદ કરવો એ સમાનજાતીયનો વ્યવચ્છેદ છે ને ઘટ-પટાદિનો વ્યવચ્છેદ કરવો એ અસમાનજાતીયનો વ્યવચ્છેદ છે. એટલે

समानासमानजातीयव्यवच्छेदस्य तदर्थस्य तत्र तत्र व्यवस्थितत्वात्। सामान्यतो व्युत्पन्नस्य तच्छास्त्रादधिकृतविशेषप्रतीतिपर्यवसानेनानवस्थाऽभावात्। केवल केवलव्यतिरेक्येव लक्षणमिति नादरः, प्रमेयत्वादेरपि पदार्थलक्षणत्वव्यवस्थिते इत्यन्यत्र विस्तर। वस्तुतो धर्मवादे लक्षणस्य नोपयोग, स्वतन्त्रसिद्धाहिसादीना

લક્ષણાભાસોનો વ્યવચ્છેદ કરી સાચા લક્ષણનો નિર્ણય કરવા બીજું લક્ષણ જોઇશે. ને એમ અનવસ્થા ચાલશે. ને તમે જે રીતે આ અનવસ્થાનો પરિહાર કરશો, એ રીતે અમે પણ તમે આપેલા અનવસ્થા દોષનો પરિહાર કરીને પ્રમાણના લક્ષણને અર્થનિશ્ચાયક સિદ્ધ કરીશુ

જૈન - सामान्यतो व्युत्पन्नस्य સાવ મુગ્ધ લોકને તો અર્થવ્યવસ્થાદિમા પ્રમાણ આવશ્યક હોય છે, પ્રમાણનું લક્ષણ નહી, એ જણાવી ગયા પ્રમાણનુ લક્ષણ શુ હોય શકે? આવી ઊંડી જિજ્ઞાસા જે ધરાવે છે એ સાવ મુગ્ધ હોય ન શકે, થોડો ઘણો પણ વ્યુત્પન્ન હોય જ. એટલે પ્રમાણના લક્ષણ અગેનો જેને થોડા પણ અણસાર છે એવા આ સામાન્યથી વ્યુત્પન્ન જીવને તચ્છાસ્ત્રાદ્ = પ્રમાણલક્ષણશાસ્ત્ર પરથી અધિકૃત વિશેષની = પ્રમાણના વાસ્તવિક લક્ષણવિશેષની પ્રતીતિ થઇ શકે છે. જેમકે તમે જણાવ્યું હતુ તેમ વૈદકમા રોગાદિના લક્ષણ અંગે કે વ્યાકરણાદિમા શબ્દાદિ અગે અનવસ્થા આવતી નથી તેમ પ્રસ્તુતમા પણ અનવસ્થાદોષ રહેતો નથી.

[લક્ષણને કેવલવ્યતિરેકી ન મનાય]

પણ, લક્ષણ કેવલવ્યતિરેકી જ હોય છે એ વાત ઉચિત ભાસતી નથી. આશય એ છે કે સમાનાસમાનજાતીયનો વ્યવચ્છેદ કરવા માટે નૈયાયિક "पृथिवी स्वेतरभिन्ना, गन्धवत्त्वात्" (लक्ष्य स्वेतरभिन्न लक्षणात्) આવા આકારનુ અનુમાન આપે છે આમાં જ્યાં જ્યા ગન્ધવત્ત્વ ત્યા ત્યાં સ્વેતરભેદ આવી અન્વયવ્યાપ્તિના દૃષ્ટાન્ત તરીકે જેને લેવા ચાહીએ એ ઘટ, પટ વગેરે બધું પૃથ્વીમય હોવાથી પક્ષાન્તર્ગત હોય છે તેથી આવા સ્વેતરભેદસાધક અનુમાનમા અન્વય દૃષ્ટાત મળતુ હોતુ નથી. તેથી 'यत्रैव तत्रैव' એ રીતે વ્યતિરેક દૃષ્ટાન્ત આપવામા આવે છે અર્થાત્ જ્યા જ્યા સાધ્યાભાવ ત્યા ત્યા હેત્વભાવ એવી વ્યતિરેક વ્યાપ્તિનો વ્યતિરેકી દૃષ્ટાન્તમા નિર્ણય કરવામા આવે છે પ્રસ્તુતમા, જ્યાં જ્યાં સ્વ (ઘટ-પટાદિરૂપ પૃથ્વી) થી ઇતરના (= જળ વગેરેના) ભેદનો (= સાધ્યનો) અભાવ હોય (જળ વગેરેમા) ત્યાં ત્યાં હેતુનો (ગંધનો) અભાવ હોય છે, જેમકે જળાદિમા જે હેતુને અન્વય દૃષ્ટાન્ત ન મળતુ હોય, માત્ર વ્યતિરેક દૃષ્ટાન્ત જ મળતુ હોય તે હેતુ કેવલવ્યતિરેકી કહેવાય છે. ઇતરભેદ સાધક અનુમાનમા હેતુ તરીકે લક્ષણ હોય છે માટે લક્ષણ 'કેવલવ્યતિરેકી' હોય છે એમ નૈયાયિક કહે છે જે ઉચિત નથી, એવું ગ્રન્થકાર કહે છે, કારણકે પ્રમેયત્વ વગેરે કેવલાન્વયી ધર્મો પણ પદાર્થના લક્ષણ તરીકે નિશ્ચિત થયા છે. જેમા પ્રમેયત્વ ન હોય એવો કોઇ પદાર્થ વિશ્વમાં વિદ્યમાન ન હોવાથી પ્રમેયત્વનો વ્યતિરેક મળતો નથી, તો એ કેવલ્યવ્યતિરેકી શી રીતે હોય શકે? આ વાતનો અન્યગ્રન્થમા વિસ્તાર કર્યો છે.

वस्तुत - પ્રમાણના લક્ષણના ઉપયોગનો જે નિષેધ કરાય છે તે સર્વત્ર નિષેધ માટે નથી, પણ ધર્મવાદમાં જ એનો કશો ઉપયોગ નથી એ પ્રમાણે નિષેધ જાણવો. કારણકે ધર્મવાદ દ્વારા અસદ્ગ્રહની નિવૃત્તિ સાધવાની હોય છે અને એ તો અન્યથા = પ્રમાણના લક્ષણના ઉપયોગ વિના જ થઇ જાય છે. આશય એ છે કે તે-તે વાદી-પ્રતિવાદી વગેરેને પોતપોતાના ષષ્ટિતન્ત્ર વગેરે ગ્રન્થ દ્વારા અહિસા વગેરેનુ જેવું જેવું સ્વરૂપ સિદ્ધ = જ્ઞાત હોય છે તેવા તેવા સ્વરૂપવાળી અહિસા એ સ્વતન્ત્રસિદ્ધ અહિસા આ સ્વતન્ત્રસિદ્ધ અહિસા વગેરેનો તાદૃશધર્માન્તર = સ્વતન્ત્રસિદ્ધ એકાતનિત્યતા, એકાત અનિત્યતા વગેરે અન્ય ધર્મો સાથે મેળ ખાય છે કે કેમ એવો સશય પડે કે તાદૃશધર્માન્તર કેવો માન્યો હોય તો એ અહિસાદિ સંગત થાય એવી જિજ્ઞાસા જાગે આવા

तादृशधर्मान्तरसंशयजिज्ञासाविचारद्वारकतत्त्वज्ञानेनासद्ग्रहनिवृत्ते अन्यथैवोपपत्तेः, इतरभिन्नत्वेन ज्ञानस्य तत्साध्यस्यात्रानुपयोगात्समुग्धधर्मिज्ञानेनैव कार्यसिद्धिरित्यत्र तात्पर्यम्।।१२।।

नन्वर्थनिश्चयार्थमेव लक्षणोपयोगः, तेन ज्ञानप्रामाण्यसंशयनिवृत्तौ तन्मूलार्थसंशयनिवृत्त्याऽर्थनिश्चयसिद्धेः इत्याशङ्कायामाह–

**न चार्थसंशयापत्तिः प्रमाणेऽतत्त्वशङ्कया।**
**तत्राप्येतदविच्छेदाद्धेत्वभावस्य साम्यतः।।१३।।**

न चेति। न च प्रमाणेऽतत्त्वशङ्कया = अप्रामाण्यशङ्कया अर्थसंशयापत्तिः लक्षणं विनेति गम्यं, तत्रापि = प्रमाणलक्षणेऽपि एतदविच्छेदाद् = अप्रामाण्यशङ्कायाः स्वरसोत्थापितायाः अनुपरमात्, हेत्वभावस्य =

---

संशय-જિજ્ઞાસા પ્રયુક્ત વિચારવિમર્શ દ્વારા જે તત્ત્વજ્ઞાન = વાસ્તવિક સ્વરૂપબોધ થાય છે તેનાથી જ એકાન્તનિત્યતા વગેરે માનવાનો અસદ્ગ્રહ તો દૂર થઇ જાય છે આમાં પ્રમાણના લક્ષણનો તો ક્યાંય ઉપયોગ કરવો પડતો નથી, કારણકે લક્ષણથી સાધ્ય જે ઇતરભિન્નત્વેન (= ઇતર ભેદ રૂપે) જ્ઞાન, તેનો પ્રસ્તુતમાં કોઇ ઉપયોગ હોતો નથી તે પણ એટલા માટે કે સંમુગ્ધ ધર્મીજ્ઞાનથી જ કાર્યસિદ્ધિ થઇ જાય છે, એવું તાત્પર્ય છે. અર્થાત્ એકાન્તનિત્યતા વગેરેમાંથી જે ધર્મનો જે ધર્મીમાં (જીવ વગેરેમા) નિર્ણય કરવો છે તે ધર્મીનું લક્ષણ-સાધ્ય ઇતરભિન્નત્વેન જ્ઞાન આવશ્યક નથી, કિન્તુ એ વિના જ, સંમુગ્ધજનને ધર્મીનુ જેવું જ્ઞાન હોય છે એના દ્વારા આ નિર્ણય કરવા રૂપ કાર્યની અને તેથી અસદ્ગ્રહનિવૃત્તિની સિદ્ધિ થઇ જાય છે

આમ ધર્મવાદમા પ્રમાણનું લક્ષણ નિરુપયોગી છે એ તાત્પર્ય જાણવુ.॥૧૨॥

'इद रजत' ઇત્યાદિ રૂપે થયેલા જ્ઞાન અંગે 'આ જ્ઞાન પ્રમાણ છે કે અપ્રમાણ?' એ સંશય હોય તો રજતાદિ અર્થનો પણ સંશય રહે છે, નિશ્ચય થતો નથી. પ્રમાણના લક્ષણથી એ સંશય દૂર થાય છે અને તેથી અર્થનો સંશય પણ દૂર થવાથી અર્થનો નિશ્ચય થાય છે. આમ અર્થનો નિશ્ચય કરવા માટે જ લક્ષણનો ઉપયોગ છે. આવી શંકાને દૂર કરવા ગ્રન્થકાર કહે છે–

**[પ્રમાણલક્ષણોપયોગ અંગે અન્ય શંકા-સમાધાન]**

"લક્ષણ વિના તો પ્રમાણમાં અપ્રામાણ્યની શંકા પડવાથી અર્થનો પણ સંશય પડવાની આપત્તિ આવશે" એવુ ન કહેવું, કેમકે તેમા પણ = પ્રમાણના લક્ષણમાં પણ શંકા પડી શકે છે. શંકા પડવાના હેતુનો અભાવ બન્નેમા તુલ્ય છે.

'इद रजत' એવા જ્ઞાનમા જ જો અપ્રામાણ્યની શંકા પડી જાય તો એના વિષયભૂત અર્થની પણ શંકા જ રહે છે જો એ જ્ઞાન પ્રમાણ હશે તો એના વિષય રૂપે ભાસતી વસ્તુ રજત છે અને જો એ અપ્રમાણ હશે તો એ વિષયભૂત વસ્તુ રજત નથી આવો સંશય પડવાની આપત્તિ સ્પષ્ટ જ છે. લક્ષણથી અપ્રામાણ્યની શંકા દૂર થવાથી અર્થનિશ્ચય થઇ શકે છે. પણ આવું કહી શકાતુ નથી, કેમકે પ્રમાણના લક્ષણ અંગે પણ આવી શંકા પડી શકે છે પોતાના સ્વરસથી જ કોઇને 'પ્રમાણનુ આ લક્ષણ પ્રમાણ હશે કે અપ્રમાણ?' આવી શંકા પડે તો કોઇ એને અટકાવી શકતુ નથી. એ શંકા પડવાથી, એના દ્વારા જ્ઞાનમાં પ્રામાણ્યનો જે નિશ્ચય કરવાનો છે તે ન થઇ શકવાથી પ્રામાણ્યની પણ શંકા જ રહે છે જે અર્થસંશયમાં પરિણમે છે. આમ લક્ષણનો ઉપયોગ કરવા છતા અર્થસંશયની આપત્તિ આ રીતે તો ઊભી જ રહે છે.

"પ્રમાણના લક્ષણમાં અપ્રામાણ્યની શંકા કરવાનો કોઇ હેતુ ન હોવાથી એની શંકા થતી નથી, અને તેથી

शङ्काकारणाभावस्य साम्यतः = तुल्यत्वात्, प्रमाणलक्षण इव प्रमाणेऽपि शङ्काकारणाभावे शङ्काया अनुत्पत्तेरित्यर्थः ।।१३।।

अहिंसादिधर्मसाधनग्राहकं हि प्रमाणं परेषां षष्ठितन्त्रादिकं स्वस्वशास्त्रमेव, तत्र चाहिंसादिग्रहणांशे सर्वतन्त्रप्रसिद्धत्वेन न कदापि संशयस्तद्विशेषांशे तु भवन्नयमनुकूल एव, न चैकांशे शङ्कितप्रामाण्यज्ञानमितरांशस्याप्यनिश्चायकमिति युक्तं, घटपटसमूहालम्बनात् घटांशे प्रामाण्यसंशये पटस्याप्यनिश्चयापत्तेरित्याशयवानाह–

## अर्थयाथात्म्यशङ्का तु तत्त्वज्ञानोपयोगिनी।
## शुद्धार्थस्थापकत्वं च तन्त्रं सद्दर्शनग्रहे।।१४।।

अर्थेति। अर्थस्य = अहिंसादेर्याथात्म्यस्य = स्वतन्त्रप्रसिद्धनित्याश्रयवृत्तित्वानित्याश्रयवृत्तित्वादेः शङ्का तु विचारप्रवृत्त्या तत्त्वज्ञानोपयोगिनी। ततश्च प्रतीयमानं शुद्धार्थस्य = सर्वथा शुद्धविषयस्य व्यवस्थापकत्व [स्थापकत्व] = प्रमितिजनकत्वं सद्दर्शनस्य = शोभनागमस्य ग्रहे = स्वीकारे तन्त्रं = प्रयोजकं, तद्ग्रहे

---

અર્થ નિશ્ચય થઇ શકે છે" એવુ પણ નથી, કેમકે એ રીતે તો પ્રમાણમા અપ્રામાણ્યની શંકા કરવાનુ કોઇ કારણ ન હોવું એ તુલ્ય જ હોઇ અર્થ નિશ્ચય શક્ય છે જેને સ્વરસથી જ પ્રમાણમા પ્રામાણ્યની શંકા પડે છે એને તો સ્વરસથી પ્રમાણના લક્ષણમા પણ પ્રામાણ્યની શકા પડી જ શકે છે માટે પ્રમાણના લક્ષણને અર્થનિશ્ચયમાટે ઉપયોગી માનવુ એ યોગ્ય નથી

તેથી અહિસા વગેરે ધર્મસાધનના નિશ્ચય માટે પણ પ્રમાણનું લક્ષણ વગેરે અનુપયોગી હોઇ, પ્રસ્તુત ધર્મવાદમા તેની ચર્ચા અનુપયોગી છે એ નિશ્ચિત થયુ ।।૧૩।। અહિસા વગેરે ધર્મસાધનોનો નિશ્ચય કરાવનાર પ્રમાણ તરીકે ઇતરધર્મીઓને તેઓના પોતપોતાના ષષ્ટિતન્ત્ર વગેરે શાસ્ત્ર જ છે. એમાં સામાન્યથી અહિસા વગેરે તો સર્વ દર્શનોમા ધર્મસાધન તરીકે પ્રસિદ્ધ છે, એટલે એ અશમા તો ક્યારેય સંશય સંભવતો નથી એ અહિસા વગેરેના વિશેષ સ્વરૂપમા સશય સભવે છે એટલે કે તે તે શાસ્ત્રમાં જેવી અહિસા કહેલી છે તે યથાર્થ છે કે અયથાર્થ ઇત્યાદિ સશય સભવિત છે. પણ આવો સશય તો પરમાર્થના નિશ્ચય માટે અનુકૂલ જ છે. [શંકા - તે તે શાસ્ત્ર, તેણે અહિસાના સ્વરૂપ વગેરે જેવા દર્શાવ્યા હોય તે અશમા જો શકિત પ્રામાણ્યવાળુ છે તો સામાન્યથી અહિસા વગેરે અશમા શી રીતે પ્રમાણ ઠરે? અને તેથી શી રીતે નિશ્ચાયક બને? અર્થાત્ તે તે દરેક શાસ્ત્રોએ ધર્મસાધન તરીકે અહિસા, સત્ય વગેરે જે કહ્યા છે તે અશમા તે તે શાસ્ત્ર પણ પ્રમાણ છે અને તે તે શાસ્ત્રમા જ અહિસા વગેરેનુ જેવુ સ્વરૂપ દર્શાવ્યુ છે તે, તે તે શાસ્ત્રોમાં જ પ્રતિપાદિત એકાન્ત નિત્યતા વગેરે સિદ્ધાન્તોને અનુસરીને ઘટે છે કે નહી એ સશયાસ્પદ હોવાથી એ અંશમા તે તે શાસ્ત્ર શકિત પ્રામાણ્યવાળુ છે આવુ શી રીતે સંભવે?]

સમાધાન - જેનુ પ્રામાણ્ય એક અશમા શકિત હોય તે જ્ઞાન ઇતરાશમા પણ શકિત પ્રામાણ્યવાળુ જ હોય અને તેથી તે ઇતરાશમા પણ એ અનિશ્ચાયક જ હોય એવુ માનવુ એ યોગ્ય નથી. કેમકે એમ માનવામા એવી આપત્તિ આવે છે કે ઘટ-પટ નુ સમૂહાલબન જ્ઞાન થયુ હોય અને એના ઘટાશમા પ્રામાણ્યનો જો સંશય હોય તો પટનો પણ અનિશ્ચય રહે તેથી ઘટાંશમાં શંકિત પ્રામાણ્યવાળુ સમૂહાલબન જ્ઞાન પણ પટનુ જેમ નિશ્ચાયક બને છે તેમ તે તે શાસ્ત્રો ધર્મસાધન તરીકે સામાન્યથી અહિસા વગેરેને જે જણાવે છે તે અશમાં તો નિશ્ચાયક છે જ અને અહિસા વગેરેના વિશેષ સ્વરૂપ વગેરે અગેનો સશય તત્ત્વજ્ઞાન માટે ઉપયોગી છે આવુ જણાવવાના

च तत एव धर्मसाधनोपलंभात् किं लक्षणेनेति भावः।।१४।।

**तत्रात्मा नित्य एवेति येषामेकान्तदर्शनम्।**
**हिंसादयः कथं तेषां कथमप्यात्मनोऽव्ययात्।।१५।।**

तत्रेति। तत्र = धर्मसाधने विचारणीये, आत्मा नित्य एव इति येषां साङ्ख्यादीनामेकान्तदर्शनं, तेषां हिंसादयः कथं मुख्यवृत्त्या युज्यन्त इति शेषः, कथमपि खंडितशरीरावयवैकपरिणामेनापि आत्मनोऽव्ययाद् = अखंडनात्, न हि बुद्धिगतदुःखोत्पादरूपा हिंसा साङ्ख्यानामात्मनि प्रतिबिंबोदयेनानुपचरिता संभवति।

આશયવાળા ગ્રન્થકાર કહે છે–

અર્થના યાથાત્મ્યની શંકા તત્ત્વજ્ઞાનોપયોગી છે. શુદ્ધ અર્થનું સ્થાપકત્વ સુંદર દર્શનશાસ્ત્રના સ્વીકારમાં નિર્યામક છે.

અહિંસા, સત્ય વગેરે અર્થનો આશ્રય આત્મા છે. એટલે સ્વ-સ્વદર્શનમાં આત્મા જેવો નિત્ય, અનિત્ય વગેરે મનાયો હોય તે પ્રમાણે અહિંસા વગેરે નિત્યઆશ્રયવૃત્તિ, અનિત્યઆશ્રયવૃત્તિ વગેરે બને છે. તેથી અહિંસા વગેરેમાં નિત્યઆશ્રયવૃત્તિત્વ, અનિત્યઆશ્રયવૃત્તિત્વ વગેરે જે ધર્મો આવે છે એ અહિંસા વગેરે અર્થનું યાથાત્મ્ય છે. આ અર્થયાથાત્મ્યની શંકા તત્ત્વજ્ઞાનપ્રાપ્તિ માટે ઉપયોગી છે. એટલે કે અહિંસા વગેરે નિત્યઆશ્રયવૃત્તિ હશે કે અનિત્યઆશ્રયવૃત્તિ હશે કે નિત્યાનિત્યઆશ્રયવૃત્તિ હશે ઇત્યાદિ શંકા જિજ્ઞાસુને વિચાર કરતો કરી દે છે. માધ્યસ્થ્યપૂર્વક થયેલો આ વિચાર યોગ્ય નિર્ણય કરાવે છે જે તત્ત્વજ્ઞાન રૂપ છે. આ તત્ત્વજ્ઞાનમાં અહિંસા વગેરે અર્થનું જે દર્શનને માન્ય જેવું નિત્યાનિત્યઆશ્રયવૃત્તિત્વ વગેરે રૂપ યાથાત્મ્ય સર્વથા સુસંગત જણાય તે દર્શન સર્વથા શુદ્ધ વિષયનું વ્યવસ્થાપક છે, એટલે કે પ્રમિતિજનક છે, અર્થાત્ સત્યજ્ઞાન કરાવનાર છે એવું પ્રતીત થાય છે. આ પ્રતીત થતું શુદ્ધાર્થવ્યવસ્થાપકત્વ સદ્દર્શનના શોભનઆગમના સ્વીકારનું પ્રયોજક બને છે. એટલે કે એ પ્રતીત થવાથી તે દર્શનનો પ્રમાણ તરીકે સ્વીકાર થાય છે. આ સ્વીકાર થયે તો તેનાથી જ ધર્મસાધન જણાય જાય છે. એટલે પછી પ્રમાણના લક્ષણની તો કોઇ જરૂર રહેતી નથી ॥૧૪॥ આત્માના યાથાત્મ્યનો જ વિચાર કરવા ગ્રન્થકાર સૌ પ્રથમ એકાન્તનિત્યતાવાદી દર્શન અંગે વિચારણા જણાવે છે–

**[એકાન્તનિત્યવાદમાં હિંસાદિની અઘટતા]**

ધર્મસાધનની વિચારણા કરીએ તો જણાય છે કે જે સાંખ્ય-નૈયાયિક વગેરેના દર્શનમાં 'આત્મા નિત્ય જ છે' એવો નિત્ય એકાન્ત મનાયો છે તેઓના મતે હિંસા વગેરે મુખ્યવૃત્તિએ શી રીતે ઘટે? કેમકે તેઓના મત મુજબ, કોઇપણ રીતે આત્માનો નાશ સંભવતો નથી. કોઇપણ રીતે એટલે. યાવત્ ખંડિત શરીર અવયવો સાથે એક પરિણામ માનવામાં આવે તો પણ આત્મા તો કૂટસ્થ નિત્ય મનાયો હોઇ એનું ખંડન તો સંભવતુ જ નથી કે જેને હિંસા કહી શકાય. વળી આત્માને કૂટસ્થ નિત્ય માનનાર સાંખ્યોના મતે દુઃખોત્પત્તિ વગેરે બુદ્ધિમાં જ થાય છે, આત્મામાં તો એનું પ્રતિબિંબ જ પડે છે. એટલે દુઃખોત્પાદરૂપ હિંસાનું પણ આત્મામાં તો માત્ર પ્રતિબિંબ જ હોય છે. અને પ્રતિબિંબ તો કાલ્પનિક છે. તેથી વાસ્તવિક રીતે તે હિંસા હોતી નથી માટે આત્મામાં અનુપચરિત પણે = મુખ્યવૃત્તિએ હિંસા સંભવતી નથી. નૈયાયિકોએ પણ આત્માને કૂટસ્થ નિત્ય માન્યો છે. તેઓના મતે હિંસા એ દુઃખાત્મક ગુણરૂપ છે. તેઓ ગુણીથી ગુણને સર્વથા ભિન્ન માને છે એટલે આ હિંસા પણ આત્માથી સર્વથા ભિન્ન છે. એટલે સમવાયથી પણ તે આત્મામાં અનુપચરિત પણે સંભવતી નથી, કેમકે સમવાય પોતે પણ કાલ્પનિક છે. આમ પ્રતિબિંબ અને સમવાય એ બન્ને પોતે જ કાલ્પનિક હોઇ

न वा नैयायिकाना स्वभिन्नदु खरूपगुणरूपा सा आत्मनि समवायेन, प्रतिबिंबसमवाययोरेव काल्पनिकत्वात्, न च कथमपि स्वपर्यायविनाशाभावे हिंसाव्यवहार कल्पनाशतेनाप्युपपादयितु शक्यत इति, तदिदमाह "निष्क्रियोऽसौ ततो हन्ति हन्यते वा न जातुचित्, कश्चित्केनचिदित्येव न हिंसाऽस्योपपद्यते" ।।१५।।

**मनोयोगविशेषस्य ध्वंसो मरणमात्मनः।**

**हिंसा तच्चेन्न तत्त्वस्य सिद्धेरर्थसमाजतः।।१६।।**

मन इति। मनोयोगविशेषस्य = स्मृत्यजनकज्ञानजनकमन सयोगस्य ध्वंस आत्मनो मरण, तद्धिंसा। इय ह्यात्मनोऽव्ययेऽप्युपपत्स्यते। अतिसान्निध्यादेव हि शरीरखडनादात्मापि खडित इति लोकानामभिमान,

સાખ્યના કે નૈયાયિકના મતે મુખ્યવૃત્તિએ હિસા ઘટતી નથી. આત્માના પોતાના પર્યાયનાં વિનાશ ન હોય તો સેકડો કલ્પના કરોને, તો પણ હિસાનો વ્યવહાર કોઇપણ રીતે સગત થઇ શકતો નથી અષ્ટક પ્રકરણમાં (૧૪-૨) આ વાત આ રીતે કહી છે - "એકાન્ત નિત્ય આત્મામા ક્રમેણ કે યુગપદ્ કાર્યકર્તૃત્વ સંભવતું ન હોઇ એ નિષ્ક્રિય છે તેથી એ કોઇને હણતો નથી વળી સર્વથા નિત્ય એવો તે કોઇનાથી હણાતો નથી. માટે આત્માની હિસા (મુખ્યવૃત્તિએ) સગત થતી નથી " [હા, પ્રતિબિંબ વગેરેના ઉપચારથી હિસા ઘટી શકે છે, પણ તત્ત્વવિચારણામા ઉપચાર માન્ય હોતો નથી.]||૧૫|| [એકાન્તનિત્યવાદીએ સ્વમતમાન્ય હિસાની સંગતિ કરવા માટે આપેલી કલ્પનાને જણાવીને એનુ નિરાકરણ કરતા ગ્રન્થકાર જણાવે છે–]

[મનોયોગધ્વંસને હિસા ન મનાય]

વિશેષપ્રકારના મનોયોગનો ધ્વસ એ આત્માનું મરણ છે અને એ જ હિસા છે. આવું કથન પણ યોગ્ય નથી, કેમકે ઉક્ત ધ્વસ તો કારણભૂત અર્થસામગ્રીથી જ સિદ્ધ થઇ જાય છે.

શંકા - સામાન્યથી મૃત્યુ ભિન્ન કાળે થતાં જ્ઞાનથી કાલાન્તરે સ્મૃતિ થઇ શકે છે. માટે એ સ્મૃતિજનક જ્ઞાન છે મૃત્યુકાળે જે જ્ઞાન થયુ હોય છે તેનાથી સ્મૃતિ થતી નથી. માટે એ સ્મૃતિઅજનક જ્ઞાન છે. આવા સ્મૃતિઅજનકજ્ઞાનનો જનક મન સયોગ એ અહીં વિશેષપ્રકારના મનોયોગ તરીકે લેવાનો છે આનો ધ્વસ થવો એ આત્માનુ મરણ છે - એ જ હિસા છે કૂટસ્થ નિત્ય આત્માનો વ્યય ન થાય તો પણ આવા પ્રકારની હિસા સગત છે નિત્ય એવા આકાશ સાથે ઘટાદિના સંયોગનો નાશ સગત છે જ.

પ્રશ્ન - આત્માનો જો વ્યય થતો નથી તો 'આત્મા ખડિત થયો' 'આત્માનો નાશ થયો' એવો વ્યવહાર શી રીતે થઇ શકે?

ઉત્તર - એ વ્યવહાર વાસ્તવિક છે જ નહી અને તેથી ભેદ પારખી શકનારા પ્રાજ્ઞોને એ આદરણીય પણ નથી જ એમા ખડિત તો શરીર જ થાય છે, માત્ર આત્માનુ એની સાથે અતિસાન્નિધ્ય હોવાના કારણે લોકોનુ આવુ મિથ્યાભિમાન પ્રવર્તે છે કે આત્મા પણ ખડિત થયો.

સમાધાન - આવી સ્મૃતિઅજનકજ્ઞાનજનક મન સંયોગના ધ્વસરૂપ હિસા માનવી એ પણ યોગ્ય નથી, કેમકે એવી હિસા માનવાથી પણ હિસકત્વનો વ્યવહાર કાઇ સંગત થઇ શકતો નથી. શા માટે? એટલા માટે કે આવો ધ્વસ કાઇ કોઇ વ્યક્તિએ કર્યો હોતો નથી, પણ તેવા પ્રકારની કારણ સામગ્રીથી જ થઇ ગયો હોય છે તે આ રીતે - સ્મૃતિના કારણોનો અભાવ હોવાથી જ એ જ્ઞાન સ્મૃતિજનક બનતુ નથી. વળી એ જ્ઞાનનો જનક જે ચરમમન સયોગ હોય છે તેનો પણ દ્વિચરમ વગેરે અન્ય મન સયોગની જેમ જ નાશ થઇ જાય છે આમ જ્ઞાન સ્મૃતિનુ અજનક રહે છે એમા, હિસક તરીકે અભિપ્રેતવ્યક્તિનો કોઇ વ્યાપાર હોતો નથી કે

-ाय विशेपदर्शिभिरादरणीय इति चेत्? न, तत्त्वस्य = उक्तध्वसत्वस्यार्थसमाजत = अर्थवशादेव सिद्धे, स्मृतिहेत्वभावादेव स्मृत्यजननाच्चरममन संयोगस्यापि सयोगान्तरवदेव नाशात्। तथा च नेय हिंसा केनचित्कृता स्यादिति सुस्थितमेव सकल जगत्स्यात्।।१६।। आत्मन एकान्तनित्यत्वाभ्युपगमे दूपणान्तरमाह–

**शरीरेणापि संबन्धो नित्यत्वेऽस्य न संभवी।**
**विभुत्वेन च संसारः कल्पितः स्यादसंशयम्।।१७।।**

शरीरेणापीति। नित्यत्वे सति अस्य = आत्मन शरीरेणापि सम सम्वन्धो न सभवी, नित्यस्य हि शरीरसवन्ध पूर्वरूपस्य त्यागे वा स्यादत्यागे वा? आद्ये स्वभावत्यागस्यानित्यलक्षणत्वान्नित्यत्वहानि, अन्त्ये च पूर्वस्वभावविरोधाच्छरीरासवन्ध एवेति, विभुत्वेन चाभ्युपगम्यमानेन हेतुना ससारोऽसंशय कल्पितः स्यात्, सर्वगतस्य परलोकगमनरूपमुख्यसंसारपदार्थानुपपत्ते। अथवा विभुत्वे च संसारो न स्यात्,

---

चरममन सयोगनो नाश थाय छे एमा ए व्यक्तिनो कोइ व्यापार होतो नथी स्वाभाविक मृत्युथी मरनारनु पण (એટલે કે જ્યાં અન્યવ્યક્તિનો કોઇ વ્યાપાર નથી ત્યા પણ) એ જ્ઞાન સ્મૃતિનુ અજનક જ રહે છે અને ચરમમન.સયોગનો નાશ પણ થાય જ છે. આમ ઉક્ત ધ્વસંરૂપ હિસા કોઇ કરી શકતું ન હોવાથી આખું જગત સુસ્થિત જ = ખૂન વગેરેના ભય વગરનુ જ રહેવુ જોઇએ. [પણ એવું છે નહી, માટે આત્માને સર્વથા નિત્ય માનવા છતા ઉક્ત ધ્વંસ રૂપ હિસા માની એની સગતિ કરવી એ શક્ય નથી.]॥૧૬॥

[એકાન્તનિત્યનો શરીરસાથે સંબંધ ન ઘટે]

આત્માને એકાન્તે નિત્ય માનવામાં બીજો જે દોષ લાગે છે તેને ગ્રન્થકાર જણાવે છે—

આત્મા જો સર્વથા નિત્ય હોય તો એનો શરીર સાથે સંબંધ સભવતો નથી. વળી આત્મા વિભુ હોઇ એનો સસાર નિશ્ચિતપણે કાલ્પનિક જ બની જશે.

આશય એ છે કે નિત્યવસ્તુનો શરીર સાથે સબંધ જે થાય તે, તે શરીર સાથેની અસંબદ્ધ અવસ્થામા આત્માનુ જે સ્વરૂપ હતુ તે પૂર્વસ્વરૂપનો ત્યાગ કરીને થાય છે કે ત્યાગ કર્યા વગર? ત્યાગ કરીને થાય છે એવુ જો કહેશો તો નિત્યત્વમાન્યતાની હાનિ થઇ જશે, કેમકે સ્વભાવનો ત્યાગ એ અનિત્યતાનું લક્ષણ છે. ત્યાગ કર્યા વગર શરીર સાથે સબધ કરે છે એવો અન્ત્ય વિકલ્પ માનવો પણ યોગ્ય નથી, કેમકે પૂર્વસ્વભાવ તો શરીરસંબંધનો વિરોધી હતો (માટે તો શરીર સાથે અસબંધ હતો.) અને એ જ જો હજુ જળવાયેલો છે, તો શરીર સાથે હજુ પણ અસબધ જ રહેશે. વળી સર્વથા નિત્ય મનાયેલા આત્માનુ વિભુત્વ પણ જે માનવામા આવ્યું છે તેના કારણે એનો સસાર પણ બેશક કાલ્પનિક જ બની જશે, વાસ્તવિક નહી, કેમકે 'સસાર' શબ્દનો જે મુખ્ય અભિધેયાર્થ છે પરલોકગમન સ્વરૂપ તે સંગત થતો નથી આત્મા વિભુ એટલે કે સર્વવ્યાપી છે તો એને ક્યાય જવાનું રહેતું જ ન હોવાથી પરલોકગમન પણ શી રીતે સભવે? એટલે એને કાલ્પનિક જ માનવો પડે અથવા 'विभुत्वेन च ससार ' ઇત્યાદિ ઉત્તરાર્ધને 'विभुत्वे न च ससार . ..' ઇત્યાદિ રૂપે લઇએ તો આવો અર્થ જાણવો કે આત્માને વિભુ માનવામા આવે તો એનો સસાર જ ન સભવે, જો સભવે તો એ અવશ્ય કાલ્પનિક જ હોય. અષ્ટકપ્રકરણ (૧૪-૫) માં આ વાત આ રીતે કહી છે કે 'નિત્ય આત્મામા નિષ્ક્રિયત્વ હોય છે એના કારણે જ એનો શરીર સાથે સંબંધ સંગત થતો નથી. વળી આત્મા સર્વગત હોવાથી એનો અકલ્પિત = વાસ્તવિક સંસાર સગત થતો નથી.''॥૧૭॥

स्याच्चेदसशय कल्पित स्यादिति योजनीय, तदिदमुक्त-

"शरीरेणापि सवन्धो नात एवाम्य सगत ।

तथा सर्वगतत्वाच्च ससारश्चाप्यकल्पितः ।।इति ।।१७।। परः शङ्कते-

**अदृष्टाद्देहसंयोगः स्यादन्यतरकर्मजः।**

**इत्थं जन्मोपपत्तिश्च न तद्योगाविवेचनात्।।१८।।**

अदृष्टादिति। अदृष्टात् = प्राग्जन्मकृतकर्मणो लब्धवृत्तिकात् देहसयोगोऽन्यतरकर्मजः स्यात्, आत्मनो विभुत्वेनोभयकर्माभावेऽपि देहम्य मूर्तत्वेनान्यतरकर्मसंभवादिति। इत्थ जन्मनः = ससारस्योपपत्तिः, ऊर्ध्वलोकादो शरीरसवन्धादेवोर्ध्वलोकगमनादिव्यपदेशोपपत्ते। इत्थमपि विभुत्वाव्ययात् पूर्वशरीरत्यागोत्तरशरीरोपादानेकस्वभावत्वाच्च न नित्यत्वहानिः, एकत्र ज्ञाने नीलपीतोभयाकारवदेकत्रोक्तैकस्वाभाव्यावि-

આ દોપનો બચાવ કરવા એકાન્તનિત્યવાદી શકા કરે છે–

અદૃષ્ટના કારણે દેહનો આત્મા સાથે અન્યતરકર્મજન્ય સયોગ થાય છે. આ રીતે જન્મ પણ સંગત થઇ જાય છે આવો બચાવ યોગ્ય નથી, કેમકે તદ્યોગ = શરીરના સબધનુ વિવેચન થઇ શકતું નથી.

નિત્યવાદી - સંયોગ બે પ્રકારના છે સયોગજન્ય સંયોગ અને કર્મજન્ય સંયોગ આમાંથી કર્મજન્યસંયોગ પણ બે પ્રકારનો છે ઉભયકર્મજન્ય અને અન્યતરકર્મજન્ય. સયોગી બનનારા બન્ને દ્રવ્યોની ક્રિયાથી જે થાય તે ઉભયકર્મજન્ય બેમાથી એક દ્રવ્ય સ્થિર હોય અને બીજુ દ્રવ્ય ક્રિયા કરી એના સબંધમા આવે તો જે સંયોગ થાય તે અન્યતરકર્મજન્ય સયોગ આત્મા વિભુ હોઇ નિષ્કર્મ છે. પણ એને પૂર્વજન્મમા જેવું અદૃષ્ટ ઉપાર્જિત કર્યું હોય તેના કારણે શરીર પ્રાયોગ્ય દ્રવ્યમા કર્મ પેદા થાય છે અને તેનાથી દેહનો આત્મા સાથે અન્યતરકર્મજ સયોગ થાય છે આમ આત્મા વિભુ હોઇ ઉભયકર્મ ન હોવા છતા દેહ મૂર્ત હોઇ અન્યતરકર્મ સભવિત બનવાથી શરીરસયોગ પણ સભવિત છે જ વળી આ રીતે જન્મ = સસારની સગતિ પણ થઇ જાય છે. વિભુ આત્માની સાથે અન્યાન્ય સ્થળે શરીરનો સયોગ થવો એ જ સસરણ છે ઊર્ધ્વલોક વગેરે મા શરીરનો સબધ થાય તેનો ઊર્ધ્વલોકગમન વગેરે રૂપે વ્યપદેશ સગત થઇ શકે છે. વળી આ રીતે માનવામા એનું વિભુત્વ જળવાઇ રહેવાથી તેમજ પૂર્વશરીરનો ત્યાગ કરવો અને ઉત્તરશરીરનુ ઉપાદાન કરવુ એવો એક વિશિષ્ટ પરિણામ રૂપ એક સ્વભાવ માની શકાતો હોવાથી નિત્યત્વની હાનિ થતી નથી ક્ષણિકવાદીઓની માન્યતા મુજબ એક જ જ્ઞાનમાં પણ જેમ નીલપીત ઉભયઆકાર અવિરોધપણે મનાય છે તેમ એક જ નિત્ય વિભુ આત્મામાં પણ પૂર્વશરીરત્યાગ અને ઉત્તરશરીર ઉપાદાન એ બન્નેથી સકળાયેલો એક સ્વભાવ અવિરોધપણે સભવિત છે.

પ્રશ્ન - અનતકાળમા થનારા અનતા ઉત્તરશરીરોનુ ઉપાદાન કરવાનો એનો સ્વભાવ પહેલેથી જ છે તો એ બધાનુ ઉપાદાન એક સાથે કેમ થઇ જતુ નથી?

ઉત્તર - આત્માનો તેવો સ્વભાવ પહેલેથી હોવા છતાં જુદા જુદા ઉત્તર શરીરના ઉપાદાનરૂપ જુદા જુદા કાર્યો પોતપોતાની સામગ્રીને આધીન છે. એ સામગ્રી જે ક્રમે પ્રાપ્ત થતી રહે છે એ ક્રમે તે તેનુ ઉપાદાન વગેરે રૂપ કાર્ય થાય છે. માટે આત્માને એકાન્તનિત્ય અને વિભુ માનવામાં કોઇ અસગતિ રહેતી નથી.

જૈન - આ રીતે શરીરસંયોગ અને જન્મની સગતિ થવી સભવતી નથી, કેમકે શરીરના સયોગનું વિવેચન થઇ શકતુ નથી અર્થાત્ વિકલ્પો કરીને એની વિચારણા કરી એ તો એના કોઇ વિકલ્પ ટકી શકતા નથી. તે આ રીતે - આ સયોગ આત્મા અને શરીરથી ભિન્ન છે કે અભિન્ન? ભિન્ન માનશો તો અનવસ્થા દોષ આવશે.

रोधात्, कार्यक्रमस्य च सामग्र्यायत्तत्वादित्याशयः। सिद्धान्तयति – न, तद्योगस्य = शरीरसंयोगस्याविवेचनात्। तथाहि – किमयमात्मशरीरयोर्भिन्नो वा स्यादभिन्नो वा? आद्ये तत्सवन्धभेदादिकल्पनायामनवस्था। अन्त्ये च धर्मिद्वयातिरिक्तसवन्धाभावेऽतिप्रसंग इति।।१८।।

**आत्मक्रियां विना च स्यान्मिताणुग्रहणं कथम्।**
**कथं संयोगभेदादिकल्पना चापि युज्यते?।।१९।।**

आत्मेति। आत्मनो यावत्स्वप्रदेशैरेकक्षेत्रावगाढपुद्गलग्रहणव्यापाररूपा क्रिया विना च मिताणूना = नियतशरीरारम्भकपरमाणूनां ग्रहण कथ स्यात्? सवद्धत्वाविशेषे हि लोकस्थाः सर्व एव ते गृह्येरन् न वा केचिदपि, अविशेषात्। अदृष्टविशेषान्मिताणुग्रहोपपत्तिर्भविष्यतीति चेत्? न, अदृष्टे पुण्यपापरूपे साङ्कर्याज्जातिरूपस्य विशेषस्यासिद्धे, मिताणुग्रहार्थस्य विशेषस्य जातिरूपस्यादृष्टकल्पनापेक्षया क्रियावत्त्वरू-

કેમકે શરીરના આત્મા સાથે આત્માથી સર્વથા ભિન્ન એવો જે સયોગ છે તેને પણ આત્મામાં રહેવાનું હોઇ તેનો પણ આત્મા સાથે એક નવો સબંધ જોઇશે. વળી એ નવા સંબંધને રહેવા એક ત્રીજો સંબંધ જોઇશે આમ અનવસ્થા ચાલશે એ સયોગ આત્મા અને શરીરથી અભિન્ન છે એવો અન્ત્ય વિકલ્પ જો માનવામાં આવે તો અતિ પ્રસંગ દોષ આવશે. કેમકે એવું માનવામા માત્ર બે ધર્મીઓ જ માનવાના છે, ભિન્ન કોઇ સબંધ તો માનવાનો નથી, એટલે બે ધર્મીઓ જુદા હોય ત્યારે પણ બેને સબદ્ધ માનવા પડે.॥૧૮॥

[વિભુ આત્માનું શરીરગ્રહણ અસંભવિત]

[વિભુ આત્માના શરીરગ્રહણ અંગે અન્ય દોષો દેખાડતા ગ્રન્થકાર કહે છે–]

આત્માની ક્રિયા ન હોય તો પરિમિત પરમાણુનું જ ગ્રહણ શા માટે થાય? વળી સયોગભેદ વગેરે કલ્પના પણ કઇ રીતે ઘટે? આત્માની, પોતાના સર્વ આત્મપ્રદેશોથી તે તે આત્મપ્રદેશો જે આકાશક્ષેત્રને અવગાહીને રહ્યા હોય તે આકાશપ્રદેશોમા રહેલા પુદ્ગલોનું ગ્રહણ કરવાના વ્યાપારરૂપ ક્રિયા જો ન હોય તો શરીર આરંભક પરિમિત પરમાણુઓનુ જ ગ્રહણ શા માટે થાય? કેમકે વિભુ આત્માને તો લોકમાં રહેલા સઘળા પુદ્ગલો સમાન રીતે સબદ્ધ છે એટલે આત્માની જો કોઇ ક્રિયા ન હોય તો એ બધા પુદ્ગલોનુ ગ્રહણ થઇ જવું જોઇએ અથવા તો એકે ય પુદ્ગલનુ ગ્રહણ થવુ ન જોઇ એ, કારણકે અમુકનુ ગ્રહણ થાય, અન્યનુ નહી એવી વિશેષતા કરનાર કોઇ નિયામક છે નહી.

શંકા - ત તે આત્માનુ અદૃષ્ટ વિશેષ એવી વિશેષતા કરનાર છે. અર્થાત્ તે તે આત્માનુ અદૃષ્ટ જ એવા પ્રકારનુ હોય છે કે જેથી એ અમુક પરિમિત પુદ્ગોલોમા જ કર્મ પેદા કરી આત્મા સાથે અન્યતરકર્મજન્ય સંયોગ કરાવે છે તેથી પરિમિતપરમાણુગ્રહણની સગતિ થઇ જાય છે

સમાધાન - અદૃષ્ટમા રહેલ જાતિવિશેષ રૂપ આંવો વિશેષ અસિદ્ધ છે, કારણકે સાકર્યદોષ આવે છે તે આ રીતે- શરીર પ્રયોજક અદૃષ્ટ પુણ્યરૂપ પણ હોય છે, પાપરૂપ પણ (કારણકે શરીરમા અમુક અવયવો સારા મળે, અમુક ખરાબ મળે એવું સભાવિત છે ) શરીર પ્રયોજક અદૃષ્ટ ભિન્ન ભોગ વગેરે પ્રયોજક જે પુણ્ય હોય છે તેમા પુણ્યત્વ છે પણ તે અભિપ્રેત જાતિવિશેષ નથી શરીર પ્રયોજક પાપરૂપ અદૃષ્ટમા તે જાતિવિશેષ છે પણ પુણ્યત્વ નથી. અને શરીર પ્રયોજક પુણ્યરૂપ અદૃષ્ટમાં એ બન્ને છે આમ પુણ્યત્વ જોડે સાંકર્ય હોવાથી એ જાતિરૂપ વિશેષ સિદ્ધ થઇ શકતો નથી.

[શંકા - તમે જૈનો તો સાકર્યને જાતિબાધક માનતા નથી એટલે તમારે મતે તો અદૃષ્ટમાં તેવો જાતિવિશેષ

पस्यात्मन्येव कल्पयितु युक्तत्वात्, तत्सकोचविकोचादिकल्पनागौरवस्योत्तरकालिकत्वेनाबाधकत्वात्, शरीरावच्छिन्नपरिणामानुभवस्य सार्वजनीनत्वेन प्रामाणिकत्वाच्चेति भाव । तथा, आत्मनः क्रियां विना

સભવિત છે જ ને!]

સમાધાન - તેમ છતાં, પરિમિત પરમાણુઓનુ જે જે ગ્રહણ થાય છે તેના પ્રયોજક તરીકે અદૃષ્ટમાં જાતિવિશેષ રૂપ વિશેષની કલ્પના કરવી એના કરતાં આત્મામાં જ ક્રિયાવત્ત્વ (ક્રિયા) રૂપ વિશેષની કલ્પના કરવી એ યોગ્ય છે

[શંકા - પણ આત્માને જો સક્રિય માનવો હોય તો વિભુ માની નહી શકાય અને તેથી એન શરીરપ્રમાણ માનવો પડશે અને તો પછી નાના-મોટા શરીરને અનુરૂપ એના સકોચ-વિકોચ વગેરે પણ કલ્પવા પડશે. આમ આ સકોચ-વિકોચ વગેરેની કલ્પનાનું ગૌરવ થતું હોવાથી જ આત્મામા ક્રિયાવત્ત્વરૂપ વિશેષ માનવાની કલ્પના અયોગ્ય ઠરે છે.]

સમાધાન - આ ગૌરવ ફળમુખ ગૌરવરૂપ હોઇ દોષરૂપ નથી. આશય એ છે કે એક વાર કાર્ય-કારણભાવ નિશ્ચિત થઇ જાય તે પછી જે ગૌરવ ઉપસ્થિત થતુ હોય તે ફળમુખ ગૌરવ રૂપ હોઇ દોષરૂપ હોતું નથી. અને તેથી એ કાર્ય-કારણભાવના નિશ્ચયનુ બધક બનતુ નથી. કાર્ય-કારણભાવનો નિશ્ચય કરવા પૂર્વે જ જે ગૌરવ ઉપસ્થિત થતુ હોય તે દોષ રૂપ હોયછે અને કાર્યકારણભાવના નિશ્ચયમા બાધક બની જાય છે. પ્રસ્તુતમાં પરિમિત પરમાણુગ્રહણ રૂપ કાર્ય પ્રમે આત્મામાં ક્રિયાવત્ત્વ રૂપ વિશેષને કારણ માનવાનો નિશ્ચય કરવામાં કોઇ ગૌરવ નડતુ નથી એ નિશ્ચય થયા પછી આત્માને સક્રિય માનવો પડતો હોઇ સકોચ-વિકાસશીલ માનવાનુ ગૌરવ ઉપસ્થિત થાય છે માટે તે બાધક નથી.

[શંકા - અદૃષ્ટમા જાતિવિશેષની કલ્પના કરવી એના કરતા આત્મામાં જ ક્રિયાવત્ત્વ માનવુ એ યોગ્ય છે એવુ તમે કયા હેતુથી કહો છો?]

સમાધાન - બે હેતુથી અમે એ કહીએ છીએ. એક તો ઉપર કહ્યા મુજબ એમાં બાધક નથી. અને (૨) શરીરાવચ્છિન્ન સુખ-દુઃખ, જ્ઞાન વગેરે પરિણામનો અનુભવ સર્વજનોને પ્રતીતિસિદ્ધ હોઇ પ્રામાણિક છે. એટલે કે, સુખાદિ પરિણામ શરીર જેટલા ભાગમા જ અનુભવાય છે એ સાર્વજનિક પ્રામાણિક પ્રતીતિના કારણે આત્માને પણ એવો જ માનવો યોગ્ય છે. તેથી એ વિભુ ન હોવાનો નિશ્ચય પ્રામાણિક બનવાથી એમાં સક્રિયત્વની કલ્પના જ યુક્તિસગત ઠરે છે.

[નિષ્ક્રિય આત્માનો શરીરસંબંધ અશક્ય]

વળી આત્મામાં જો કોઇ ક્રિયા માનવાની ન હોય તો અમુક ચોક્કસ શરીરમા એનો અનુપ્રવેશ (એકમેક સકળાત રૂપે સબધ) થયો છે એવુ માની શકાતુ નથી. એટલે અન્ય શરીરોની જેમ એ શરીરમાં પણ એક સરખો જ સામાન્ય સયોગ હોવો સિદ્ધ થશે તેથી બધા શરીરોનો સંયોગ સમાન થવાથી બધા શરીરો ભોગાવચ્છેદક બનવાની આપત્તિ આવશે અથવા બધા શરીરો બધા આત્માઓ સાથે એક સરખી રીતે સામાન્ય સયોગવાળા હોઇ તે તે દરે શરીર બધા આત્માઓના ભોગનું અવચ્છેદક બનવાની આપત્તિ આવશે. આવી આપત્તિના ભયથી (એટલે કે એ આપત્તિને વારવા માટે) તે ચોક્કસ આત્માના ભોગ પ્રત્યે તે આત્માના અદૃષ્ટ વિશેષથી પ્રયોજ્ય જે સંયોગભેદ (જે વિશેષ પ્રકારનો સંયોગ) તે હેતુ બને છે - એટલે કે તેવો વિશેષ પ્રકારનો સયોગ જે શરીર સાથે હોય તે શરીરાવચ્છેદેન ભોગ થાય-આવી કલ્પના કરવી એ પણ કઇ રીતે યોગ્ય ઠરે? કેમકે અનત આત્મા અનત અદૃષ્ટ પ્રાયોજ્ય અનત સયોગભેદ વગેરેની કલ્પના કરવામા ઘણું ગૌરવ છે. આશય

नियतशरीरानुप्रवेशानभ्युपगमे सर्वेषा शरीराणा संयोगाविशेषेण सर्वभोगावच्छेदकत्वापत्तिभिया तदात्मभोगे तदीयादृष्टविशेषप्रयोज्यसंयोगभेदादिकल्पनापि कथ युज्यते? अनन्तसयोगभेदादिकल्पने गौरवात्, अवच्छेदकतया तदात्मवृत्तिजन्यगुणत्वावच्छिन्न प्रति तादात्म्येन तच्छरीरत्वेन हेतुत्वे तु बाल्यादिभेदेन शरीरभेदाद्व्यभिचार। अवच्छिन्नत्वसंबधेन तद्व्यक्तिविशिष्टे तद्व्यक्तित्वेन हेतुत्वे तु सुतरा गौरवमिति न किञ्चि-

---

એ છે કે આત્માની ક્રિયા ન હોઇ એ ક્રિયા પ્રયોજ્ય સંયોગવિશેષ સભવતો નથી. તેમ છતા આત્માના અદૃષ્ટપ્રયોજ્ય સયોગવિશેષ તો સભવે જ છે તેવો સંયોગવિશેષ આત્માનો જે શરીર સાથે હોય તે આત્માના ભોગનું તે શરીર અવચ્છેદક બને આવી કલ્પના કરવામા આવે તો ઉક્ત આપત્તિનુ વારણ થઇ શકે છે. પણ એમા અનત સયોગવિશેષ માનવાનું મહાગૌરવ થાય છે માટે એ રીતે વારણ થઇ શકતું નથી. અવચ્છેદકત્વ-સબધાવચ્છિન્નતદાત્મવૃત્તિજન્યગુણત્વાવચ્છિન્નકાર્યતાનિરૂપિત તાદાત્મ્યસંબંધાવચ્છિન્નતચ્છરીરત્વાવચ્છિન્ન-કારણતા આવો કાર્યકારણ ભાવ સંબંધ માનીને પણ એ આપત્તિનુ વારણ થઇ શકતુ નથી. એટલે કે અવચ્છેદકતા સબંધથી તદ્આત્મામા રહેલ જન્યગુણ પ્રત્યે તાદાત્મ્યસંબંધથી તે શરીર હેતુ છે એવો શરીરનિષ્ઠ પ્રત્યાસત્તિથી કાર્યકારણભાવ માનીએ તો એ આપત્તિનું વારણ થઇ શકે છે, પણ એમાં પણ બાલ્ય વગેરે અવસ્થાભેદે શરીરભેદ હોઇ વ્યભિચાર આવે છે. એટલે કે હેતુભૂત 'તે શરીર' તરીકે તે આત્માનુ જો બાલ્ય અવસ્થાભાવી શરીર લેવામાં આવે તો યુવાવસ્થાભાવી શરીર 'તે શરીર' કરતાં ભિન્ન હોઇ અમા ... ...બધથી બાલ્યાવસ્થાભાવી શરીર રહ્યુ નથી અને તેમ છતા એમાં અવચ્છેદકતા સબધથી તદાત્મવૃત્તિજન્યગુણત્વાવચ્છિન્ન ...નું તે આત્મામાં રહેલ જન્યગુણ સ્વરૂપ કાર્ય થાય જ છે. આમ એ કાર્યકારણ ભાવમા વ્યતિરેક વ્યભિચાર હોઇ એવો કાર્ય કારણભાવ માની શકાતો નથી અને તેથી ઉક્ત આપત્તિનુ વારણ આ રીતે પણ કરી શકાતું નથી. અવચ્છિન્નત્વ સંબંધથી તદ્વ્યક્તિવિશિષ્ટ ગુણ પ્રત્યે તદ્વ્યક્તિત્વેન તદ્વ્યક્તિ હેતુ છે એવું માનશો તો નિર્વિવાદ ગૌરવ છે જ. એટલે એ રીતે પણ ઉક્ત આપત્તિનું વારણ કરી શકાતુ નથી આશય એ છે કે તદ્વ્યક્તિ એટલે બાલ્યાવસ્થાભાવી વગેરે તે તે શરીર, તેનાથી જે અવચ્છિન્ન હોય તે અવચ્છિન્નત્વસબધથી તદ્વ્યક્તિ વિશિષ્ટ બને. બાલ્યાવસ્થાભાવી શરીર કાળે તેના અવગાઢક્ષેત્રમાં રહેલ આત્મામા જે ગુણો ઉત્પન્ન થાય છે તે ગુણો બાલ્યાવસ્થાભાવી શરીરથી અવચ્છિન્ન છે એમ યુવાવસ્થામા જે ગુણો ઉત્પન્ન થાય તે યુવાવસ્થાભાવી શરીરાવચ્છિન્ન છે. આમ તે તે ગુણો તદ્-તદ્વ્યક્તિઅવચ્છિન્ન બને છે. એટલે કે તે તે ગુણો અવચ્છિન્નત્વ સબંધથી તત્તદ્વ્યક્તિવિશિષ્ટ છે. અને એના પ્રત્યે તત્તદ્વ્યક્તિ (તે તે અવસ્થાભાવી તે તે શરીર) તો હેતુ છે જ. બાલ્યાવસ્થાભાવી શરીરના અભાવકાળે (યુવાવસ્થામા) અવચ્છિન્નત્વ સંબંધથી બાલ્યાવસ્થાભાવી શરીર વિશિષ્ટ ગુણો (બાલ્યકાળભાવી ગુણો) તો કાંઇ ઉત્પન્ન થતા જ નથી એટલે આમાં પૂર્વ જેવો વ્યતિરેક વ્યભિચાર ન હોઇ આવો કાર્યકારણભાવ માની શકાય છે. પણ એમાં તદ્ તદ્વ્યક્તિનો પ્રવેશ હોઇ અનંત કાર્ય-કારણભાવ માનવાનુ ગૌરવ છે એ સ્પષ્ટ છે. માટે એવો કાર્ય-કારણભાવ પણ માની શકાતો નથી. તેથી આવો બચાવ પાંગળો છે આની વિશેષ ચર્ચા સ્યાદ્વાદકલ્પલતામાં કરી છે.

આમ આત્મક્રિયા માનવામાં ન આવે તો બધા શરીરો બધા આત્માના ભોગાવચ્છેદક બનવાની જે આપત્તિ આવે છે તેનુ કોઇ રીતે વારણ થઇ શકતું ન હોવાથી આત્મક્રિયા માનવી જ આવશ્યક બની જાય છે અને ભિન્ન કાળે થતી ભિન્ન ભિન્ન ક્રિયા સ્વભાવભેદ વિના શક્ય નથી. એટલે સ્વભાવભેદ માનવો આવશ્યક હોઇ એકાન્તનિત્યતા ટકી શકતી નથી આ વિચારણાઓથી સ્પષ્ટ થયું કે એકાન્તનિત્યતા માનનારના મતે નિરુપચરિત હિસા, અહિસા, જન્મ, સસાર વગેરે ઘટી શકતા નથી. ...તેનો ... કરવો એ યોગ્ય

देतद्, अधिक लतायाम्।।१९।।

**अनित्यैकान्तपक्षेऽपि हिंसादीनामसंभवः।**
**नाशहेतोरयोगेन क्षणिकत्वस्य साधनात्।।२०।।**

अनित्येति। अनित्यैकान्तपक्षेऽपि = क्षणिकज्ञानसन्तानरूपात्माभ्युपगमेऽपि हिंसादीनामसंभवो = मुख्यवृत्त्याऽयोग, नाशहेतोरयोगेन = क्षयकारणस्यायुज्यमानत्वेन क्षणिकत्वस्य = क्षणक्षयित्वस्य साधनात्, इय हि परेषा व्यवस्था – नाशहेतुभिर्घटादेर्नाशस्ततो भिन्नोऽभिन्नो वा विधीयेत? आद्ये घटादेस्तादवस्थ्यम्। अन्त्ये च घटादिरेव कृत स्यात् इति स्वभावत एवोदयानन्तर विनाशिनो भावा इति, इत्थ च हिंसा न केनचित्क्रियत इत्यनुपप्लव जगत्स्यादिति भाव।।२०।। "ननु जनक एव हिंसक स्यादतो न दोष" इत्यत्र जनक किं सन्तानस्य क्षणस्य वा इति विकल्प्याद्ये दोषमाह–

---

નથી ॥૧૯॥

[એકાન્ત અનિત્યવાદમાં હિંસાદિ ન ઘટે]

નિત્ય એકાન્ત પક્ષમા હિંસા વગેરે ઘટતા નથી એ દર્શાવ્યા પછી હવે અનિત્ય એકાન્તપક્ષમા પણ તે ઘટતા નથી એવુ ગ્રન્થકાર જણાવે છે–

આત્માને એકાન્તે અનિત્ય (ક્ષણિક) માનવાના પક્ષમા પણ હિંસા વગેરે અસભવિત બની જાય છે, કેમકે તેઓ નાશનો હેતુ ઘટતો ન હોવા રૂપ કારણે ક્ષણિકતાની સિદ્ધિ કરે છે

'સર્વ ક્ષણિકમ્' એટલે આત્મા પણ ક્ષણિકજ્ઞાનસન્તાનરૂપ છે. આવુ જેઓ માને છે તેઓને પણ હિંસાદિ અસભવિત બની જાય છે તેઓની માન્યતા આવી છે – "દુનિયામા ઘટ વગેરે કોઇ પદાર્થનો નાશક હેતુ સભવતો નથી અને તેમ છતા વસ્તુઓ નાશ તો પામે જ છે માટે સ્વીકારવું પડે છે કે દરેક પદાર્થો સ્વભાવથી જ નાશ પામે છે આમ નાશ પામવાના સ્વભાવવાળા હોવાથી ઉત્પન્ન થયા પછીની ક્ષણે જ નાશ પામી જાય છે. માટે બધી જ વસ્તુઓ ક્ષણિક છે આમા નાશક હેતુ કોઇ સભવતો નથી એવુ જે કહ્યુ તે આ રીતે - નાશક હેતુથી ઘટાદિનો જે નાશ થાય છે તે ઘટાદિથી ભિન્ન છે કે અભિન્ન? ભિન્ન હોય તો ઘટાદિને તેનાથી શું લાગેવળગે? એટલે કે ઘટાદિ તો તદવસ્થ જ રહેશે જેમ પટાદિનો નાશ ઘટાદિથી સર્વથા ભિન્ન હોઇ પટાદિનાશ થયે ઘટાદિ એ કાઇ નાશ પામવાનુ હોતુ નથી એમ પ્રસ્તુતમા પણ ઘટાદિ નાશ પામશે નહી. 'એ નાશ ઘટાદિથી અભિન્ન છે' એવો બીજો વિકલ્પ પણ માની શકાતો નથી, કેમકે એનો અર્થ તો એ થયો કે 'તે નાશક હેતુએ ઘટાદિને જ ઉત્પન્ન કર્યા' જે સભવિત નથી, કેમકે ઘટાદિ તો સ્વકારણોથી ઉત્પન્ન થયેલા જ છે. આમ નાશક તરીકે મનાયેલ હેતુ ઘટાદિથી ભિન્ન કે અભિન્ન એવો કોઇ પ્રકારનો નાશ કરે એ ઘટતુ ન હોવાથી કોઇ નાશક હેતુ જ માની શકાતો નથી. માટે તેવા સ્વભાવવાળા હોવાના કારણે જ ઉત્પન્ન થવાની બીજી જ ક્ષણે પદાર્થો નાશ પામી જાય છે એવુ માનવુ પડે છે" આ રીતે ક્ષણિકતાની સિદ્ધિ કરનારના મતે તો આત્માનો પણ કોઇ નાશ કરનાર છે જ નહી, કિન્તુ આત્મા જ સ્વયં બીજી ક્ષણે નાશ પામી જાય છે એવું હોવાથી 'કોઇએ તેની હિંસા કરી' એવુ કઇ રીતે સભવે? માટે કોઇથી કોઇની હિંસા સભવિત ન બનવાથી આખુ જગત ખૂનામરકીના ઉપદ્રવરહિત બની જવુ જોઇએ ॥૨૦॥ "અન્ય કોઇ પદાર્થ નાશક હેતુ તરીકે સભવતો ન હોઇ હિંસક સભવતો નથી પણ જનકને જ જો હિંસક માનીએ તો કોઇ દોષ રહેતો નથી" આવી દલીલના જવાબમા 'કોના જનકને તમે હિંસક માનો છો? સંતાનના કે ક્ષણના?' એવા બે વિકલ્પો કરી પ્રથમ વિકલ્પમા રહેલા દોષનુ પ્રદર્શન

**न च सन्तानभेदस्य जनको हिंसको मतः।**
**सांवृतत्वादजन्यत्वाद् भावत्वनियतं हि तत्।।२१।।**

न चेति। न च सन्तानभेदस्य ह्रियमाणशूकरक्षणसन्तानच्छेदेनोत्पत्स्यमानमनुष्यादिक्षणसन्तानस्य जनको लुब्धकादिर्हिंसको भवेत्, तद्विसदृशसन्तानोत्पादकत्वेनैव तद्धिंसकत्वव्यवहारोपपत्तेरिति वाच्यं, सांवृतत्वात् = काल्पनिकत्वात् सन्तानभेदस्य अजन्यत्वात् = लुब्धकाद्यसाध्यत्वात्। तद्धि = जन्यत्व हि भावत्वनियत = सत्त्वव्याप्तं, सावृतं च खरविषाणादिवदसदेवेति भाव।।२१।। द्वितीये त्वाह–

કરતા ગ્રન્થકાર કહે છે–

[હિંસક કોને કહેશો?]

સતાનભેદના જનકને હિસક મનાય નહીં, કેમકે સતાન સાવૃત = કાલ્પનિક હોઇ અજન્ય હોય છે. જન્યત્વ તો ભાવત્વની સાથે સંકળાયેલુ છે, કાલ્પનિકત્વની સાથે નહી.

અહી 'જનક' તરીકે જેનો જનક પદાર્થ લેવાનો હોય તેનો જ તે નાશક (હિસક) હોય એવું તો સંભવતું નથી તેથી તે તેની પૂર્વકાલીન ચીજનો નાશક (હિસક) હોવો અભિપ્રેત છે એ ખ્યાલમા રાખવુ એટલે પહેલા વિકલ્પમા સતાનનો જનક એટલે હિસ્ય તરીકે અભિપ્રેત સતાન કરતા જુદા સંતાનના જનક. ફલિત એ થયુ કે સતાનભેદનો જનક મૂળ સતાનના હિસક તરીકે અહી અભિપ્રેત છે એમ ક્ષણનો જનક એટલે હિસ્ય તરીકે અભિપ્રેત ક્ષણની ઉત્તર ક્ષણનો જનક સમજવો.

જેની હિસા કરાઇ રહી છે તે શૂકરક્ષણસતાનનો છેદ થઇ મનુષ્યાદિક્ષણસતાન ઉત્પન્ન થવી એ સંતાનભેદ કહેવાય આવા સંતાનભેદના જનક શિકારી વ-ેરેને હિસક માનવા જોઇએ, કેમકે મૂળ સતાન કરતાં વિસદૃશ સતાનનો ઉત્પાદક હોઇ હિસકત્વના વ્યવહારની સંગતિ થઇ જાય છે. આવી ક્ષણિકવાદીની માન્યતા યોગ્ય નથી, કમકે સતાનભેદ કાલ્પનિક હોઇ અજન્ય = શિકારી વગેરેથી અસાધ્ય છે. ક્ષણિકવાદીના મતે દરેક ભાવપદાર્થો તો ક્ષણિક જ છે જે અક્ષણિક હોય તેવી વાસ્તવિક કોઇ ચીજ નથી સંતાન તો અનેકક્ષણભાવી છે માટે એ કાલ્પનિક છે, વાસ્તવિક પદાર્થ નથી હવે સતાન જ જો કાલ્પનિક છ તો સંતાનભેદ પણ કાલ્પનિક હોવો સ્પષ્ટ જ છે. વળી જન્યત્વ તો ભાવત્વને નિયત છે એટલે કે સત્ત્વને વ્યાપ્ત છે જે કોઇ સત્ = વિદ્યમાન હોય તે જ જન્ય હોઇ શકે. અસત્ = અવિદ્યમાન નહી. કાલ્પનિક વસ્તુ ખરવિષાણાદિની જેમ અસત જ હોય છે, માટે જન્ય હોતી નથી. તેથી સંતાનભેદ જન્ય ન હોઇ 'સતાનભેદનો જનક એ હિસક' એવુ કહી શકાતુ નથી ॥૨૧॥ ["ઉત્તરક્ષણનો જનક એ પૂર્વક્ષણનો હિસક છે" એવા બીજા વિકલ્પમાં રહેલા દૂષણને પ્રકટ કરે છે–]

ઉત્તરકાલીન નરાદિક્ષણનો જે હેતુ હોય તે શિકારી વગેરે પૂર્વકાલીન શૂકરાદિ ક્ષણનો હિસક છે એવું પણ કહી શકાતુ નથી કેમકે એમા શૂકરઅંત્યક્ષણથી જ વ્યભિચાર પ્રસંગ છે.

હિસકત્વની અતિવ્યાપ્તિ થવી એ અહી વ્યભિચારપ્રસગ છે. મરી રહેલ શૂકરની અંત્યક્ષણ પણ ઉપાદાન કારણ રૂપે નરાદિક્ષણનો હેતુ છે જ એટલે એ પણ શિકારીની જેમ સ્વનો હિસક બનવાની અતિવ્યાપ્તિ આવે ॥૨૨॥ "જેમ ઘટધ્વસપ્રત્યે ઘટ પોતે પણ હેતુ છે તેમ શૂકરાદિક્ષણનાશ પ્રત્યે શૂકરાદિક્ષણ પણ હેતુ છે જ એટલે એનો પણ હિસક તરીકે વ્યપદેશ થાય એ ઇષ્ટાપત્તિ રૂપ જ છે, વ્યભિચાર રૂપ નથી." આવી

सर्वे प्राणन्ति दण्डेन सर्वेषां जीवितं प्रियम्। आत्मानमुपमां मत्वा नैव हिंस्यान्न घातयेत्। इति अष्टकवृत्तौ।।१६-६।।

**नरादिक्षणहेतुश्च शूकरादेर्न हिंसकः।**
**शूकरान्त्यक्षणेनेव व्यभिचारप्रसङ्गतः।।२२।।**

नरादीति। नरादिक्षणहेतुश्च लुब्धकादिः शूकरादेर्हिंसको न भवति, शूकरान्त्यक्षणेनैव व्यभिचारस्य हिंसकत्वातिव्याप्तिलक्षणस्य प्रसङ्गात्। म्रियमाणशूकरान्त्यक्षणोऽपि ह्युपादानभावेन नरादिक्षणहेतुरिति लुब्धकवत् सोऽपि स्वहिंसकः स्यादिति भावः।।२२।। इष्टापत्तौ व्यभिचारपरिहारे त्वाह-

**अनन्तरक्षणोत्पादे बुद्धलुब्धकयोस्तुला।**
**नैवं तद्विरतिः क्वापि ततः शास्त्राद्यसंगतिः।।२३।।**

अनन्तरेति। अनन्तरक्षणोत्पादे = स्वाव्यवहितोत्तरविसदृशक्षणोत्पादे हिंसकत्वप्रयोजकेऽभ्युपगम्यमाने इति गम्यं, बुद्धलुब्धकयोस्तुला = साम्यमापद्येत, बुद्धलुब्धकयोरनन्तरक्षणोत्पादकत्वाविशेषात्, एवमुक्तप्रकारेण तद्विरतिः = हिंसाविरतिः क्वापि न स्यात्, ततः शास्त्रादीनाम् = अहिंसाप्रतिपादकशास्त्रादीनामसंगतिः स्यात्। न चैतदिष्टं परस्य, "सत्त्वेऽस्य संति (सव्वे तसंति) दडानां सव्वेसिं जीवितं प्रियं, अत्तानं उपमं कत्ता नेव हन्ने न घातये"- इत्याद्यागमस्य परैरभ्युपगमात्।।२३।।

---

क्षणिकवादीकृत दलीलनो जवाब आपवा ग्रन्थकार कहे छे-

અનન્તરક્ષણની ઉત્પત્તિ પ્રત્યે બુદ્ધ અને શિકારી એ બન્ને જો તુલ્ય છે તો ક્યાંય પણ હિંસાની વિરતિ સંભવશે નહી. અને તો પછી એ વિરતિના પ્રતિપાદક શાસ્ત્રો અસંગત થઇ જશે.

સ્વઅવ્યવહિત ઉત્તરમાં રહેલ વિસદૃશક્ષણના ઉત્પાદકને હિંસકત્વનો પ્રયોજક માનવામાં આવે- એટલે કે એ ઉત્પાદમા કારણરૂપે જે કોઇ હોય તે બધા હિંસક એવુ માનવામા આવે તો ફલિત એ થાય કે જે પૂર્વક્ષણનો નાશ થઇ ઉત્તરક્ષણ પેદા થાય છે તેમાં સહકારી કારણ રૂપ શિકારી અને ઉપાદાન કારણરૂપ પૂર્વક્ષણ એ બન્ને સમાન રીતે હિંસક છે. તેથી જો કોઇ શિકારીનું બાણ બુદ્ધને = બોધિસત્ત્વને લાગે અને એ મરી જાય તો એ શિકારી અને બુદ્ધ બન્ને અનંતરવિસદૃશક્ષણના સમાન રીતે ઉત્પાદક હોઇ હિંસકતાના વિચારમા તુલ્ય બની જાય એટલે કે શિકારીની જેમ જ બુદ્ધને પણ હિંસા લાગે જ. આમ બુદ્ધ પણ હિંસામાથી છૂટી શકતા ન હોવાથી કોઇ પણ આત્મામા હિંસાની વિરતિ સંભવશે જ નહી અને તો પછી, જે શાસ્ત્રોમાં હિંસાની વિરતિનુ પ્રતિપાદન છે એ શાસ્ત્રો અસંભવિત વાતના પ્રતિપાદક હોઇ અસંગત બની જશે. પણ ક્ષણિકવાદી બૌદ્ધને આ ઇષ્ટ નથી. કેમકે તેઓએ પણ હિંસાની વિરતિનુ પ્રતિપાદન કરનાર આગમને સ્વીકાર્યા જ છે. જેમકે "દડ (પ્રહાર વગેરે) થી બધા જીવો ત્રાસ પામે છે. બધા જીવોને જીવન પ્રિય છે. બધા જીવોને સ્વ સમાન માનીને કોઇની હિંસા ન કરવી જોઇએ કે અન્ય પાસે ન કરાવવી જોઇએ." આવા સ્વીકૃત આગમની અસગતિ થતી હોઇ ચરમક્ષણમાં સ્વહિંસકતાની આપત્તિને ઇષ્ટાપત્તિ રૂપે સ્વીકારી વ્યભિચારનો પરિહાર કરવો એ સંભવતુ નથી ।।૨૩।। [આમ એકાન્તનિત્યવાદમા કે એકાન્તઅનિત્યવાદમાં અહિંસા ઘટી શકતી નથી એ જણાવ્યુ હવે એમાં સત્ય વગેરે ઘટી શકતા નથી એવુ જણાવે છે-]

અહિંસા વિના તો સત્ય, અચૌર્ય વગેરે પણ ઘટતા નથી, કેમકે આ અહિંસાની વૃત્તિરૂપે (વાડરૂપે) સત્ય વગેરે વ્રતો સર્વજ્ઞ ભગવાને કહ્યા છે જેમ ધાન્યના રક્ષણ માટે ખેતરને વાડ કરવામા આવે છે તેમ અહિંસાવ્રતના રક્ષણ માટે સત્યાદિ વ્રતોનુ વિધાન છે. પણ ખેતરમાં જો રક્ષણ કરવા યોગ્ય ધાન્ય જ ન હોય તો કોઇ વિચારશીલ

**घटन्ते न विनाऽहिंसां सत्यादीन्यपि तत्त्वतः।**
**एतस्या वृत्तिभूतानि तानि यद्भगवाञ्जगौ।।२४।।**

घटन्त इति। अहिंसा विना सत्यादीन्यपि न घटन्ते। यत एतस्या = अहिंसाया वृत्तिभूतानि तानि = सत्यादीनि भगवान् जगौ = सर्वज्ञो गदितवान्। न च सस्यादिपालनीयाभावे वृत्तौ विद्वान् यतत इति। ननु हन्मीति संकल्प एव हिंसा, तद्योगादेव च हिंसकत्वं, तदभावाच्चाहिंसायास्ततश्च तद्वृत्तिभूतसत्यादीनां नानुपपत्तिरिति चेत्? न, हन्मीति सङ्कल्पक्षणस्यैव सर्वथाऽनन्वये कालान्तरभाविफलजनकत्वानुपपत्तेः, कथंचिदन्वये चास्मत्सिद्धान्तप्रवेशापाताच्च इति, अधिकमन्यत्र।।२४।।

**मौनीन्द्रे च प्रवचने युज्यते सर्वमेव हि।**
**नित्यानित्ये स्फुटं देहाद्भिन्नाभिन्ने तथाऽऽत्मनि।।२५।।**

मौनीन्द्र इति। मौनीन्द्रे = वीतरागप्रतिपादिते च वचने सर्वमेव हि हिंसाऽहिंसादिकं युज्यते। नित्यानित्ये तथा स्फुटं प्रत्यक्षं देहाद्भिन्नाभिन्ने आत्मनि सति, तथाहि – आत्मत्वेन नित्यत्वमात्मनः प्रतीयते, अन्यथा

પુરુષ એને વાડ કરવાનો પ્રયત્ન કરતો નથી. એમ અહિંસા જ ન હોય તો સત્યાદિનો પણ કયો ડાહ્યો માણસ પ્રયાસ કરે?

બૌદ્ધ - 'હું આને હણું' એવો સંકલ્પ જ હિંસા છે ને આવો સંકલ્પ થવો એ જ હિંસકત્વ છે. એનો અભાવ જાળવી રાખવો એ અહિંસા છે. આવી સંકલ્પરૂપ હિંસા અને સંકલ્પાભાવરૂપ અહિંસા તો ક્ષણિકવાદમાં પણ સુઘટ જ છે અને તેથી તેની વાડરૂપ સત્ય વગેરેની પણ અસંગતિ રહેતી નથી.

જૈન - આવી દલીલ પણ તમને શોભતી નથી કેમકે 'હું હણું' એવી સંકલ્પક્ષણનો જો સર્વથા નાશ થઇ જવાથી કોઇ જ અન્વય ચાલતો ન હોય તો એમાં કાલાન્તરભાવી ફળનું જનકત્વ સંગત થઇ શકતું નથી. એ સંગત કરવા માટે જો એનો કથંચિદ્ અન્વય માનશો તો અમારા પક્ષમાં જ તમારે બેસી જવાનું થશે. આ અંગેની વધુ વિચારણા અન્યત્ર ગ્રન્થમાં કરી છે ॥૨૪॥ કયા દર્શનમાં અહિંસા, સત્ય વગેરે ઘટે છે તે હવે ગ્રન્થકાર જણાવે છે—

[નિત્યાનિત્યવાદે બધું સુઘટ]

વીતરાગ પ્રતિપાદિત મૌનીન્દ્ર પ્રવચનમાં આત્મા નિત્યાનિત્ય મનાયો છે તેમજ શરીરથી ભિન્નાભિન્ન મનાયો છે એટલે એમાં હિંસા-અહિંસા વગેરે બધુ સ્ફુટપણે ઘટે છે.

આત્માનું નિત્યાનિત્યત્વ વગેરે આ પ્રમાણે સિદ્ધ થાય છે— આત્મામાં આત્મત્વની અપેક્ષાએ નિત્યત્વ પ્રતીત થાય છે, કેમકે જો નિત્યત્વ ન હોય તો પરલોકગમન વગેરેનો અભાવ થઇ જાય. વળી આ આત્મામાં જ મનુષ્યત્વ વગેરે રૂપે અનિત્યત્વ પ્રતીત થાય છે, કેમકે એ રૂપે જો એ અનિત્ય ન હોય તો પરલોકમાં જવા છતાં મનુષ્યત્વ વગેરે ભાવોનો આત્મત્વની જેમ ક્યારેય ઉચ્છેદ જ નહીં થાય. આવી શંકા ન કરવી કે "આત્મત્વેન આત્માનું જ્ઞાન એ ધર્મીગ્રાહકમાન છે. તેનાથી આત્મામાં નિત્યત્વ હોવાની સિદ્ધિ થયા પછી જે અનિત્યતાની બુદ્ધિ થાય છે તે શરીર વગેરે અંગેની જ હોય એમ માનો ને! નિત્ય તરીકે જણાયેલ પદાર્થને જ અનિત્યતાની બુદ્ધિનો વિષય શી રીતે મનાય?" આવી શંકા એટલા માટે ન કરવી કે આત્માનું ગ્રહણ કરનાર જ્ઞાનથી આત્માની નિત્યત્વયુક્ત પદાર્થ તરીકે નહીં પણ ત્રૈલક્ષણ્ય યુક્ત પદાર્થ તરીકે જ સિદ્ધિ થઇ હોય છે. એટલે કે ઉત્પત્તિ,

परलोकाद्यभावप्रसङ्गात्, मनुष्यादिना चानित्यत्व, अन्यथा मनुष्यादिभावानुच्छेदप्रसङ्गात्, धर्मिग्राहकमानेन तत्र नित्यत्वसिद्धावनित्यत्वधिय शरीरादिविषयकत्वमेवास्त्विति चेत्? न, धर्मिग्राहकमानेन त्रैलक्षण्यकलितस्यैव तस्य सिद्धे, घटाद्युपादानस्येव ज्ञानाद्युपादानस्य पूर्वोत्तरपर्यायनाशोत्पादान्वितध्रुवत्वनियतत्वात्। यथा च भ्रान्तत्वाभ्रान्तत्वे परमार्थसव्यवहारापेक्षया परेषा न ज्ञानस्य विरुद्धे, यथा चैकत्र सयोगतदभावो, तथा द्रव्यतो नित्यत्व पर्यायतश्चानित्यत्व नास्माक विरुद्धम्। अनपेक्षितविशिष्टरूप हि द्रव्यं, अपेक्षितविशिष्टरूप च पर्याय इति, तथा शरीरजीवयोमूर्तामूर्तत्वाभ्या भेद, दहकंटकादिस्पर्शे वेदनोत्पत्तेश्चाभेद इति। तदुक्त-

"जीवसरीराण पि हु भेआभेओ तहोवलभाओ।
मुत्तामुत्तत्तणओ छिक्कमि य वेयणाओ अ।।१।।"

न चेदेव ब्राह्मणो नष्टो ब्राह्मणो जानातीत्यादिव्यवहारानुपपत्ति विना ब्राह्मणस्य व्यासज्यवृत्तित्वमित्या-

સ્થિતિ અને વિનાશયુક્ત હોવા રૂપે જ આત્માનો નિશ્ચય થયો હોય છે તે પણ એટલા માટે કે ઘટાદિના ઉપાદાન મૃત્પિંડ વગેરેની જેમ જ્ઞાનાદિના ઉપાદાન આત્મામા પણ પૂર્વપર્યાયનાશ અને ઉત્તરપર્યાયઉત્પાદથી યુક્ત એવુ ધ્રુવત્વ અવશ્ય રહેલુ જ હોય છે [પણ જેમા નિત્યત્વ રહ્યુ હોય તેમા અનિત્યત્વ હોવુ એ વિરુદ્ધ નથી? ના,] જેમ અન્ય દર્શનીઓના મતે જ્ઞાનમા પરમાર્થ અને સવ્યવહારની આપેક્ષાએ ભ્રાન્તત્વ અને અભ્રાન્તત્વ વિરુદ્ધ નથી, અથવા જેમ અન્ય દર્શનીઓના મતે એક જ અધિકરણમા (વૃક્ષવગેરેમા) (કપિ)સયોગ અને તેનો અભાવ રહેવા વિરુદ્ધ નથી તેમ અમારે પણ એક જ વસ્તુમા પણ દ્રવ્યની અપેક્ષાએ નિત્યત્વ અને પર્યાયની અપેક્ષાએ અનિત્યત્વ હોવા વિરુદ્ધ નથી. જેને વિશિષ્ટરૂપની અપેક્ષા નથી એ દ્રવ્ય છે અને જેને વિશિષ્ટરૂપની અપેક્ષા છે એ પર્યાય છે

આત્મા શરીરથી ભિન્નાભિન્ન છે તે આ રીતે - શરીર મૂર્ત છે જ્યારે આત્મા અમૂર્ત છે. માટે એ અપેક્ષાએ બે વચ્ચે ભેદ છે શરીરને કંટકાદિનો સ્પર્શ થાય તો આત્માને વેદનાનો અનુભવ થાય છે માટે એ અપેક્ષાએ એ બે વચ્ચે અભેદ છે કહ્યુ છે કે "જીવ અને શરીરનો ભેદાભેદ છે, કેમકે તેવુ જ જોવા મળે છે. તે આ રીતે - મૂર્તત્વ-અમૂર્તત્વ રૂપે ભેદ છે અને દેહના સ્પર્શે આત્માને વેદના થાય છે માટે અભેદ છે " જો આ રીતે અભ્રાન્ત પ્રતીતિ અનુસારે ભેદાભેદ માનવાના ન હોય તો 'બ્રાહ્મણ નાશી ગયો, બ્રાહ્મણ જાણે છે' ઇત્યાદિ વ્યવહારની અસગતિ થાય, જો બ્રાહ્મણત્વ વ્યાસજ્યવૃત્તિ ન હોય તો. આશય એ છે કે દ્વિત્વ-ત્રિત્વ વગેરે ધર્મો માત્ર એક ઘટ વગેરેમા નથી રહેતા, પણ બે-ત્રણ વગેરે અનેક ઘટાદિમા જ રહે છે અનેકમાં જ રહી શકનારા આવા ધર્મોને વ્યાસજ્યવૃત્તિ ધર્મ કહે છે આત્મા અને શરીરને સર્વથા ભિન્ન માનનારા નૈયાયિક વગેરે પણ 'ब्राह्मणो नष्ट', 'ब्राह्मणो जानाति' વગેરે વ્યવહાર તો કરે જ છે પણ 'બ્રાહ્મણો નષ્ટ ' મા બ્રાહ્મણ શબ્દના વાચ્યાર્થ તરીકે શરીર જ માનવુ પડે છે, કારણ કે તેઓના મતે આત્મા તો વિભુ હોવાથી નિષ્ક્રિય હોવા કારણે નાસી શકે નહી જ્યારે જ્ઞાન તો આત્માનો ગુણ છે, શરીરનો નહી એટલે બ્રાહ્મણો જાનાતિ મા બ્રાહ્મણ શબ્દના વાચ્યાર્થ તરીકે આત્મા લેવો પડે છે એટલે શરીર અને આત્મા એ બન્ને જો સર્વથા ભિન્ન હોય તો બ્રાહ્મણત્વને પણ શરીર અને આત્મા બન્નેમા રહેલ વ્યાસજ્યવૃત્તિ ધર્મ માનવાની આપત્તિ આવે એ સમજી શકાય છે. એટલે બ્રાહ્મણત્વ જો વ્યાસજ્યવૃત્તિ ધર્મ નથી, તો આ બન્ને વ્યવહારની સગતિ માટે આત્મા અને શરીરને કથચિદ્ અભિન્ન માનવા જ જોઇએ આની વિશેષ સ્પષ્ટતા અન્ય ગ્રન્થમા કરી છે ॥૨૫॥

दिकमुपपादितमन्यत्र।।२५।।

**पीडाकर्तृत्वतो देहव्यापत्त्या दुष्टभावतः।**

**त्रिधा हिंसागमप्रोक्ता न हीत्थमपहेतुका।।२६।।**

पीडेति। पीडाकर्तृत्वतः = पीडाया स्वतन्त्रव्यापृतत्वात् देहस्य व्यापत्तिः = विनाशस्तया कथञ्चित्तद्व्यापत्तिसिद्धेरिति भाव, दुष्टभावतः = हन्मीति सक्लेशात् त्रिधा जिनप्रोक्ता हिंसा इत्थमुक्तरूपात्माभ्युपगमे न ह्यपहेतुका = हेतुरहिता भवति।।२६।। अत्रैव प्रकारान्तरेणासभव दूपयितुमुपन्यस्यति-

**हन्तुर्जाग्रति को दोषो हिंसनीयस्य कर्मणि।**

**प्रसक्तिस्तदभावे चान्यत्रापीति मुधा वचः।।२७।।**

हन्तुरिति। "हिंसनीयस्य कर्मणि = हिंसानिमित्तादृष्टे जाग्रति = लब्धवृत्तिके सति हन्तुः को दोषः? स्वकर्मणैव प्राणिनो हतत्वात्, तत्कर्मप्रेरितस्य च हन्तुरस्वतन्त्रत्वेनादुष्टत्वव्यवहारात्, तदभावे च = हिंसनीयकर्मविपाकाभावे च अन्यत्राऽपि = अहिंसनीयेऽपि प्राणिनि प्रसक्तिः = हिंसापत्तिः" इति,

પીડા કર્તૃત્વથી, દેહની વ્યાપત્તિથી અને દુષ્ટ ભાવથી હિંસા લાગે છે. આમ આગમમાં ત્રણ પ્રકારે કહેલી હિંસા આ રીતે = આત્માને નિત્યાનિત્ય માનવાથી અપહેતુકા = હેતુરહિત બનતી નથી.

પીડા પહોંચાડવામાં જે સ્વતંત્રપણે વ્યાપૃત હોય તે પીડાનો કર્તા. [આત્માને એકાન્તનિત્ય માનવાથી એમાં કર્તૃત્વ સંભવતુ નથી, નિત્યાનિત્ય માનવામાં તો એ સંભવે જ છે.] દેહનો વિનાશ એ દેહની વ્યાપત્તિ. દેહથી આત્માને ભિન્નાભિન્ન માન્યો હોવાથી અને આત્માને નિત્યાનિત્ય માન્યો હોવાથી આત્માનો કથંચિદ્ નાશ રૂપ હિંસા સિદ્ધ થાય જ છે 'આને હણું' ઇત્યાદિ સંક્લેશ એ દુષ્ટભાવ. કથંચિદ્ અન્વયવાળો આત્મા માન્યો હોવાથી દુષ્ટભાવનુ કાલાન્તર ભાવી ફળ એને મળવું પણ સંભવે જ છે. તેથી પીડાકર્તૃપણાથી, દેહવ્યાપત્તિથી અને દુષ્ટ ભાવથી હિંસા લાગે છે એમ શ્રીજિનેશ્વર દેવોએ જે ત્રણ પ્રકારે હિંસા કહી છે તે આવો [= નિત્યાનિત્ય અને દેહથી ભિન્નાભિન્ન] આત્મા માનવામાં હેતુસંગત બને છે ॥૨૬॥]

**[કર્મોદય ખરો, પણ હિંસકનેય દોષ]**

આમ જૈન માન્યતામાં આ રીતે હિંસા સંભવિત હોવા છતાં અન્ય રીતે એ અસંભવિત છે એવી શંકાને દૂષિત ઠેરવવા માટે ગ્રન્થકાર જણાવે છે-

"હિંસનીયજીવનુ અશુભ કર્મ ઉદય પ્રાપ્ત હોતે છતે હન્તાને શુ દોષ લાગે? જો એ કર્મ ઉદયમાં ન હોય તો અહિંસનીય અંગે પણ હિંસા થવી જોઇએ" આવું વચન મુધા = નિરર્થક છે

શંકા - હિંસ્ય જીવના જે અશુભકર્મના ઉદયે એની હિંસા થાય છે એ કર્મ ઉદયપ્રાપ્ત થયે હણનારાનો શો દોષ? કેમકે એ જીવ તો પોતાના એ કર્મના ઉદયથી જ હણાયેલો હોય છે. ['પણ હણનારે તેવો ઘા કર્યો એટલે હિંસ્ય જીવ મર્યો ને! એટલે એ દોષ તો એને લાગે જ' એવી શંકા ન કરવી, કેમકે] એ હિંસ્યજીવના તેવા અશુભ કર્મથી, પ્રેરાઇને જ હણનારે ઘા કર્યો હોય છે. તેથી હણનારો એને હણવાની બાબતમાં સ્વતંત્ર ન હોઇ નિર્દોષ તરીકેનો જ વ્યવહાર પામે છે રાજાની આજ્ઞાથી પ્રેરાઇને કોટવાલ ચોરને ફાંસી દે તો એમાં કોટવાળ કાઇ દોષપાત્ર કહેવાતો નથી. હિંસ્યજીવના કર્મનો ઉદય જો એમા ભાગ ભજવતો ન હોય, તો તો અહિંસનીય જીવની પણ હિંસા થઇ જવાની આપત્તિ આવે, એટલે કે એની પણ હિંસા થઇ જવાની આપત્તિ આવે. પણ એ આપત્તિ

हिंसाऽसंभवप्रतिपादकं वचो मुधा = अनर्थकम् ।।२७।।

**हिंस्यकर्मविपाके यद्दुष्टाशयनिमित्तता।**
**हिंसकत्वं न तेनेदं वैद्यस्य स्याद्रिपोरिव।।२८।।**

हिंस्येति। हिंस्यस्य प्राणिनः कर्मविपाके सति यद् = यस्मात् दुष्टाशयेन = हन्मीति संक्लेशेन निमित्तता = प्रधानहेतुकर्मोदयसाध्यां हिंसां प्रति निमित्तभावो हिंसकत्वम्। तेन कारणेन इदं हिंसकत्वं रिपोरिव वैद्यस्य न स्यात्, तस्य हिंसां प्रति निमित्तभावेऽपि दुष्टाशयानात्तत्वात्। तदिदमाह-

"हिंस्यकर्मविपाकेऽपि निमित्तत्वनियोगतः। हिंसकस्य भवेदेषा दुष्टा दुष्टानुबन्धतः" ।।

परप्रेरितस्यापि चाभिमरादेरिव दुष्टत्वं व्यपदिश्यत एव। हिंस्यकर्मनिर्जरणसहायत्वेऽपि च तथाविधाशयाभावान्न हिंसकस्य वैयावृत्त्यकरत्वव्यपदेश इति द्रष्टव्यम् ।।२८।।

**इत्थं सदुपदेशादेस्तन्निवृत्तिरपि स्फुटा।**
**सोपक्रमस्य पापस्य नाशात्स्वाशयवृद्धितः।।२९।।**

---

આવતી નથી માટે માનવું પડે છે કે તેવા અશુભકર્મના કારણે જ હિંસ્યની હિંસા થાય છે. માટે હણનારાને હિંસા લાગવાનો તો સંભવ જ રહેતો નથી.

સમાધાન - હિંસાના અસંભવનું પ્રતિપાદન કરનાર આ વચન નિરર્થક છે.।।૨૭।। [શા માટે નિરર્થક છે? એ હવે ગ્રન્થકાર આગલી ૨૮મી ગાથામાં જણાવે છે–]

હિંસ્યજીવના અશુભકર્મ ઉદય પ્રાપ્ત થયે, દુષ્ટાશયથી હિંસા પ્રત્યે જે નિમિત્ત બનાય છે તે નિમિત્તપણુ એ જ હિંસકત્વ છે તેથી વૈદ્યમાં શત્રુની જેમ હિંસકત્વ આવતું નથી.

હિંસ્ય જીવના કર્મનો ઉદય એ હિંસા પ્રત્યે મુખ્ય હેતુ છે. આ મુખ્યહેતુના કારણે થનારી હિંસા પ્રત્યે 'આને હણુ' એવા દુષ્ટઆશયથી નિમિત્ત કારણ બનવુ એ હિંસકત્વ છે તેથી આ હિંસકપણું શત્રુમાં આવે છે પણ એની જેમ વૈદ્યમા આવતુ નથી, કેમકે શસ્ત્રક્રિયા વગેરે દ્વારા હિંસા પ્રત્યે એ નિમિત્ત બન્યા હોવા છતાં 'આને હણુ' એવો દુષ્ટ આશય એનો હોતો નથી. અષ્ટક પ્રકરણ (૧૬/૩) માં આ વાત આ રીતે કહી છે- "હિંસ્યજીવના કર્મનો વિપાક તો હિંસા પ્રત્યે ભાગ ભજવે જ છે. તેમ છતા, પોતે એમા નિમિત્ત બનવાથી દુષ્ટ અનુબંધના કારણે હિંસકને એ હિંસા દોષ લગાડનારી થાય છે" અન્યની પ્રેરણાથી પણ જે અભિમર (ધારેલી વ્યક્તિને માનનાર ગુડો) વગેરે હત્યા કરે છે તેઓ જેમ 'દુષ્ટ' તરીકે વ્યપદેશ પામે જ છે તેમ કર્મની પ્રેરણા હોવા છતાં હણનારો 'દુષ્ટ' બને જ છે.

[પ્રશ્ન - ગુર્વાદિને સંયમયોગમા સહાય કરવા દ્વારા નિર્જરામા સહાયક બનતો હોવાથી તે સહાય કરનારો જેમ વૈયાવચ્ચ કરનારો કહેવાય છે તેમ હણનારો પણ હિંસ્ય જીવના તે અશુભકર્મની નિર્જરામાં સહાય કરનારો હોવાથી વૈયાવચ્ચ કરનારો જ કહેવાવો જોઇએ ને! હત્યારો શા માટે કહેવાય?]

ઉત્તર - હિંસ્યજીવના તે કર્મની નિર્જરામાં એ સહાયક હોવા છતાં તેવો શુભ આશય ન હોવાથી એ વૈયાવચ્ચ કરનારો કહેવાતો નથી, પણ તેવો અશુભ આશય હોવાના કારણે હિંસક જ કહેવાય છે એ જાણવું. માટે, આ રીતે જૈન માન્યતામા હિંસા-હિંસકત્વ-વગેરે સુસંગત છે એ નિશ્ચિત થાય છે.।।૨૮।। [હિંસાનો સંભવ દેખાડ્યા બાદ હવે હિંસાની વિરતિ વગેરેનો પણ સંભવ દેખાડવા ગ્રન્થકાર કહે છે–]

इत्थमिति। इत्थ = परिणामिन्यात्मनि हिसोपपत्तौ सता = ज्ञानगुरूणामुपदेशादेरादिनाऽभ्युत्थानादिपरिग्रह, तदाह–

अब्भुट्ठाणे विणए परक्कमे साहुसेवणाए य। समद्दसणलभो विरयाविरईइ विरईए।।

सोपक्रमस्य = अपवर्तनीयस्य पापस्य = चारित्रमोहनीयस्य नाशात्तन्निवृत्तिरपि = हिसानिवृत्तिरपि स्फुटा = प्रकटा, स्वाशयस्य = शुभाशयस्य 'न कमपि हन्मी' त्याकारस्य वृद्धितः = अनुवन्धात्।।२९।।

**तथारुचिप्रवृत्त्या च व्यज्यते कर्म तादृशम्।**
**संशयं जानता ज्ञातः संसार इति हि श्रुतिः।।३०।।**

तथारुचीति। तथारुच्या = सदाचारश्रद्धया प्रवृत्त्या च तादृश = स्वप्रयत्नोपक्रमणीयं कर्म व्यज्यते। प्रवृत्तिरेवोपक्रमणीयकर्मानिश्चयादुपायसंशये कथ स्याद्? इति चेत्? अर्थानर्थसशययो प्रवृत्तिनिवृत्त्यङ्गत्वाद्-इत्याशयवानाह-संशयमर्थानर्थगतं जानता हेयोपादेयनिवृत्तिप्रवृत्तिभ्यां परमार्थत ससारो ज्ञात इति हि स्थिति = प्रेक्षावता मर्यादा। तथा चाचारसूत्रं - 'ससय परिजाणतो ससारे परिन्नाते भवति, ससयं अपरिजाणतो ससारे अपरिन्नाते भवती'ति।।३०।।

---

[હિંસાવિરતિની સંભવિતતા]

આમ પરિણામી આત્મામા હિસાની સગતિ હોવાથી જ્ઞાની ગુરુઓના ઉપદેશ વગેરેથી સોપક્રમ પાપ કર્મનો નાશ થવાથી હિસાની નિવૃત્તિ થવી પણ સ્પષ્ટ છે, કેમકે શુભઆશયની વૃદ્ધિ થયેલી હોય છે.

ઉપદેશ શ્રવણ, અભ્યુત્થાન વગેરેથી અપવર્તનીય ચારિત્રમોહનીય કર્મનો નાશ થાય છે. કહ્યું છે કે "અભ્યુત્થાન (ગુરુ આવે ત્યારે ઊભા થવુ), વિનય, પરાક્રમ અને સાધુ સેવાથી સમ્યગ્દર્શનનો, વિરતાવિરતિનો (દેશવિરતિનો) કે સર્વવિરતિનો લાભ થાય છે (તે તેનો લાભ પોત પોતાના આવારક કર્મનો નાશ થવાથી થાય છે-)" આમ ઉપદેશશ્રવણ વગેરેથી ચારિત્રમોહનો નાશ થયે હિસાનિવૃત્તિ થાય છે એ વાત સ્પષ્ટ છે. કેમકે ઉપદેશાદિથી તે કર્મનો નાશ થવા દ્વારા 'આને હણું' ઇત્યાદિ દુષ્ટ આશય ખસીને 'કોઇને પણ હણીશ નહી' એવો શુભઆશય ઊભો થાય છે- વૃદ્ધિ પામે છે.॥૨૯॥ ['સોપક્રમ કર્મનો ઉપદેશાદિથી નાશ થાય છે એવુ તમે કહ્યુ પણ અતીન્દ્રિય એવુ કર્મ સોપક્રમ છે કે નિરુપક્રમ એવું શી રીતે ખબર પડે?' ઇત્યાદિ સભવિત શકાને ઉદ્દેશીને ગ્રન્થકાર કહે છે–]

ઉપદેશશ્રવણ, અભ્યુત્થાન વગેરે સદાચારની રુચિથી = શ્રદ્ધાથી અને આચરણથી એ વ્યક્ત થાય છે કે ચારિત્રમોહનીય કર્મ સ્વપ્રયત્નથી ઉપક્રમ પામવા યોગ્ય છે. અર્થ-અનર્થના સશયના જાણકારે સંસારને જાણી લીધો છે એવી શ્રુતિ છે.

શંકા - કર્મ નિરુપક્રમ હોય તો ઉપદેશશ્રવણાદિથી પણ એનો નાશ થતો નથી. એટલે ઉપદેશશ્રવણાદિ સોપક્રમકર્મના નાશના જ ઉપાયભૂત છે એટલે ઉપદેશશ્રવણાદિ પ્રવૃત્તિ પૂર્વે 'કર્મ ઉપક્રમણીય છે' એવો નિશ્ચય ન હોવાથી આ પ્રવૃત્તિ એના નાશનો ઉપાયભૂત છે એવો પણ નિશ્ચય થતો નથી. કિન્તુ "જો મારું કર્મ સોપક્રમ હશે તો આ પ્રવૃત્તિ ઉપાયભૂત છે અને જો એ નિરુપક્રમ હશે તો એ ઉપાયભૂત નથી." એવો સંશય જ રહે છે. આમ ઉપાયનો જ સંશય હોઇ એ પ્રવૃત્તિ જ નહી થાય, તો પછી કર્મ સોપક્રમ છે એવું પણ શી રીતે વ્યક્ત થશે?

---

अभ्युत्थाने विनये पराक्रमे साधुसेवनया च। सम्यग्दर्शनलाभो विरताविरतेर्विरते।।

अपवर्गतरोर्बीजं मुख्याऽहिंसेयमुच्यते।
सत्यादीनि व्रतान्यत्र जायन्ते पल्लवा नवाः।।३१।।

अपवर्गेति। स्पष्टः।।३१।।

विषयो धर्मवादस्य निरस्य मतिकर्दमम्।
संशोध्यः स्वाशयादित्थं परमानन्दमिच्छता।।३२।।

विषय इति। मतिकर्दममादावेव प्रमाणलक्षणप्रणयनादिप्रपञ्चम्।।३२।।

।। इति वादद्वात्रिंशिका ।।

સમાધાન - અર્થનો (લાભનો) નિશ્ચય એ પ્રવૃત્તિનો અને અનર્થનો નિશ્ચય એ નિવૃત્તિનો હેતુ છે એવી માન્યતાના કારણે તમે આવું કહી રહ્યા છો. પણ વાસ્તવિકતા આ નથી. અર્થનો સંશય (=સંભાવના) પ્રવૃત્તિનો હેતુ છે અને અનર્થનો સંશય નિવૃત્તિનો હેતુ છે એટલે કે 'આનાથી મને લાભ થશે' એવો સંશય હોય તો પણ પ્રવૃત્તિ થાય જ છે જેમકે ખેડુત 'વૃષ્ટિ થશે અને સારો પાક થશે' એવો નિશ્ચય ન હોવા છતાં તેના સંશયથી પ્રવર્તે છે. એમ 'આનાથી મને નુકશાન થશે' એવો સંશય હોય તો પણ નિવૃત્તિ થાય છે જેમકે 'કદાચ આમાં ઝેર ભળી ગયુ છે' એવો સંશય પડે તો પણ માણસ દુધપાક પીતો નથી એટલે જ તો 'અર્થ-અનર્થ અંગેના સંશયનો જાણકાર હેયથી નિવૃત્ત થાય છે અને ઉપાદેયમાં પ્રવૃત્ત થાય છે, માટે એને પરમાર્થથી સંસારને જાણી લીધો હોય છે' આવી વિચારશીલ પુરુષોની વ્યવસ્થા છે. આચારાંગમાં સૂત્ર આવે જ છે કે "સંશયને જાણનારાને સંસાર પરિજ્ઞાત થઇ જાય છે અને સંશયના અજાણને સંસાર અપરિજ્ઞાત હોય છે" [એટલે 'મારું કર્મ સોપક્રમ હશે' એવી સંભાવનાથી 'ઉપદેશશ્રવણ, અભ્યુત્થાન' વગેરે કર્મનાશના ઉપાયભૂત હોવાની સંભાવના ઊભી થાય છે જેનાથી એ પ્રવૃત્તિ થાય છે ]॥૩૦॥ [આ રીતે સંભવિત અહિંસા એ મુખ્ય અહિંસા છે એવું ગ્રન્થકાર જણાવે છે.]

સદુપદેશાદિથી થયેલી હિંસાની નિવૃત્તિ એ મોક્ષરૂપી વૃક્ષના બીજસમાન છે અને આ મુખ્ય અહિંસા કહેવાય છે [કેમકે એમા કોઇ ઉપચાર નથી.] આ અહિંસા રૂપી બીજમાંથી સત્ય વગેરે વ્રત રૂપ નવા પલ્લવો ઉત્પન્ન થાય છે ॥૩૧॥ બત્રીશીનો ઉપસંહાર કરતા ગ્રન્થકાર કહે છે—

ધર્મસાધના અંગેની વિચારણા કરીને એનો યોગ્ય નિશ્ચય કર્યા પહેલા પ્રમાણનું લક્ષણ બનાવવુ વગેરે પ્રબંધ એ બુદ્ધિનો કાદવ છે પરમાનંદના = મોક્ષના ઇચ્છુકે તેને દૂર કરી (એટલે કે પહેલાં એની ચર્ચામાં ઉતરી પડ્યા વગર) ધર્મવાદનો વિષય શુભઆશયથી આ રીતે શોધી કાઢવો જોઇએ ॥૩૨॥

॥ આ પ્રમાણે વાદબત્રીશી પૂર્ણ થઇ ॥૮॥

ન્યાયવિશારદ ન્યાયાચાર્ય **શ્રીમદ્ યશોવિજયજી** ઉપાધ્યાય વિરચિત સટીક દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા ગ્રન્થની પ્રથમ આઠ બત્રીશીનો ગુર્જર ભાવાનુવાદ પરમકૃપાળુ પરમાત્માના અચિન્ત્ય અનુગ્રહ, ગીતાર્થ બહુશ્રુત ગુરુભગવતોના આશીર્વાદ, શાસનદેવોની સહાય ને શ્રી શ્રમણસંઘના સાથ-સહકાર-શુભેચ્છા વગેરેના બળે તપાગચ્છીય સિદ્ધાન્તમહોદધિ સ્વ પૂ આ. **શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મ. સા.** ના અનન્ય કૃપાપાત્ર સ્યાદ્વાદસિદ્ધાન્તમર્મજ્ઞ સ્વ પૂ આ. શ્રીમદ્ વિજયભુવનભાનુસૂરીશ્વરજી મ. સા. ના પટ્ટાલંકાર સહજાનંદી સ્વ. પૂ. આ. શ્રીમદ્વિજયધર્મજિતસૂરીશ્વરજી મ. સા. ના શિષ્યરત્ન શ્રી સૂરિમન્ત્રપંચપ્રસ્થાનના પાંચ વાર આરાધક પૂ. આ શ્રીમદ્વિજય જયશેખરસૂરિ મ. સા. ના શિષ્ય મુનિ અભયશેખરવિજય ગણીએ સાનંદ સંપૂર્ણ કર્યો: એમા કાંઇ પણ વિતથ નિરૂપણ થયુ હોય એનુ મિચ્છામિ દુક્કડમ્ શુભં ભવતુ શ્રી શ્રમણસંઘસ્ય .